श्री बुद्धिसागरसूरि ग्रंथमाळा ग्रंथांक १०६

# कक्कावलि सुबोध.





रचयिता
शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरसूरि
श्रीमद्बुद्धिसागरसूरीश्वर.



छपावी प्रसिद्ध करनार,
श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ
हा. वकील मोहनलाल हीमचंद–पादरा



प्रथमावृत्ति प्रत १००० | वीर संवत २४५२
विक्रम संवत १९८२ | इस्वीसन १९२६

कींमत १–४–०

ગુરૂશ્રીના પૂર્વે પ્રસિદ્ધ થયેલા સેંકડો ગ્રંથોના માફક આ ગ્રંથ પણ સૌને આત્માની તથા જીવનની ઉન્નતિ અર્થે થાઓ એમ ઇચ્છાય છે.

આ મંડળના ગ્રંથો માટે આજસુધી ઉદારચરિત જ્ઞાનરસીક સજ્જનોએ સારી રકમો આપી કોઇ પણ જાતના સ્થાયી ફંડ વિનાના આ મંડળને પોષ્યુ છે. તેજ પ્રમાણે પોષવા વિનંતી છે.

આ ગ્રંથમાં આર્થિક મદદ આપનાર નીચેના ગુરૂભક્ત સજ્જનોનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

૨૫૦) રૂા. જવેરી મગનલાલ નાનચંદ—વીજાપુરવાળા.

૧૫૦) જવેરી લલ્લુભાઇ નહાનચંદ—વીજાપુરવાળા.

૧૦૧) જવેરી મોતીલાલ નહાનચંદ—વીજાપુરવાળા.

આ ગ્રંથની પડતર કીમત વધારે આવવા છતાં મંડળના હમેશાંના નિયમ મુજબ માત્ર રૂા. ૧–૪–૦ રાખવામાં આવી છે. ઇત્યલં વિસ્તરેણ—

ॐ अर्हम् शांतिः ३.

સં. ૧૯૮૨<br>વસંતપંચમી–પાદરા.

**વકીલ મોહનલાલ હીમચંદ**<br>શ્રી અ૦ જ્ઞા૦ પ્ર૦ મંડળ તરફથી.






# प्रस्तावना

विदलयति कुबोधं बोधयत्यागमार्थं,
सुगति कुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति
अवगमयति कृत्याऽकृत्यभेदं गुरुर्यो,
भवजलनिधिपोतस्तं विना नास्ति कश्चित् ॥

“ સંસાર સમુદ્રમાં વહાણ સમાન એવા ગુરુ મહારાજ પ્રાણીઓના કુબોધને દૂર કરે છે, તેમજ શાસ્ત્રોના અર્થનો બોધ કરે છે સુગતિ કુગતિના માર્ગરૂપ પુણ્ય અને પાપનો ભેદ સ્પષ્ટ રીતે સમજાવે છે, એટલુંજ નહિ પણ કૃત્ય અને અકૃત્યના વિભાગનો બોધ આપે છે એવા તે સદ્ગુરૂ વિના અન્ય કોઈ આ વિશ્વમાં તારક છેજ નહિ ”

પ્રાતઃસ્મરણીય સચ્ચારિત્ર્યચૂડામણિ પંડિતપ્રવર ગુરૂદેવ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીની વિશ્વોપકારક લેખીની અને લેખન વ્યવસાયથી પ્રાયઃ ગુર્જરગિરામાં ભાગ્યેજ કોઈ સંસ્કારી જૈન-જૈનેતર અજ્ઞાત હશે. જન્મથી ઉચ્ચ સંસ્કારો, ધર્મભાવના, વૈરાગ્ય અને ત્યાગના દિવ્ય સંસ્કારો લઈ અવતરેલા આ ગહન જ્ઞાન, દિવ્ય સ્વાનુભવ અને સંયમ પ્રતિપાલક સમર્થ યોગીશ્વર માત્ર ચોવીસ વર્ષના સંયમ ( દિક્ષા પર્યાય ) સમયમાં ૧૦૮ ઉપરાંત સ્વ-અને લોકોપકારક મહાન ગ્રંથો રચ્યા અને (મુનિજન્મ, દિક્ષા)થી સ્વર્ગગમન પર્યંત-સ્વર્ગગમન પહેલાના ચાર દિવસ પર્યંત તેઓશ્રીની લેખીની જગદુપકારક ગ્રંથો આલેખતીજ રહી હતી જાણે વિશ્વને ૧૦૮ ગ્રંથો રૂપી આધ્યાત્મ જ્ઞાન, ત્યાગ, તપ, વૈરાગ્ય સંબોધ, સમાજ-સુધારણા અને અષ્ટાંગ યોગરૂપ દિવ્ય સુવાસથી છલાછલ ઉભરાતા પુષ્પોની મનોહર માળાની ભેટ આપી જવાની પોતાની અભિલાષા પૂર્ણ કરવાજ જીવન ધારી રહ્યા હોય તેમ ગુરૂશ્રીએ ૧૦૮ ગ્રંથો પૂર્ણ કર્યાં પછી તરત જ સ્વર્ગવાસ કીધો.

ગુરૂદેવનો અંતિમ સમયમાં લખાનો અને પૂર્ણ થયેલો ગ્રંથ તે આ કક્કાવલિસુબોધ છે. સ્વર્ગગમન પહેલાં ૩-૪ દિવસ સુધી તેજ ગ્રંથનાં પ્રુફ્સ તેમણે તપાસ્યાં હતા અને છતાંયે તેમા નવિન ઉમેરો કરે જતા હતા. શીથીલ પ્રકૃતિના કારણે તેઓશ્રીને આ પરિશ્રમ ન લેવા વિનતી કરવામાં આવતી ત્યારે સહાસ્ય વદને જણાવતા કે જીવનની છેલ્લી પળ સુધી મહાગ આ પ્રિય વ્યવસાયમાંજ હું મગ્ન રહીશ. અને એમજ બન્યુ. જેના વાંચનથી વિદ્વુધ અને સામાન્ય શિક્ષિત વર્ગ સમાન રીતે પ્રફુલ્લ બની ઉડી મસ્તકો ડોલાવી ઉઠે છે. એવાં અનૂપમ પુસ્તકોનો સમૂહ વિશ્વને સમર્પી જનાર આ જ્ઞાનમસ્ત મહાકવિ એવં યોગવિદ્યા વિશારદ મહાન્ સાહિત્યાચાર્ય અને પ્રખર વક્તૃત્વશાલી પ્રતિભાસંપન્ન ગુરૂદેવ આજે સ્વર્ગમાં બિરાજે છે: છતાં તેમનાં અમર યશોગાન ગાતાં પુસ્તકો જ્યાંસુધી વિશ્વમાં વિદ્યમાન છે અને વિબુધજનો તે દિવ્ય જ્ઞાન-રસામૃત પાન માટે આતુર છે ત્યાંસુધી તેઓ અત્રે વિદ્યમાનજ છે, અને તેમનાં સ્વર્ગગમનથીજ તેમના છેલ્લા પુસ્તકની પ્રસ્તાવના લખવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું છે. છતાંયે મને ભીતિ રહ્યા કરે છે કે:—

આશય સદ્ગુરૂ દેવનો, અતિ ગંભિર ઉદાર,
બાલક બાંહ્ય પસારીને, કહે ઉદધિ વિસ્તાર:
નય નિક્ષેપ પ્રમાણુ ને, પક્ષ ભંગ મનોહાર,
અનેકાંત મર્મે ભરી, ગુરૂ વાણી નહિં પાર.
સ્યાદ્વાદ શૈલી રૂડી, આત્મજ્ઞાનના તાર,
વણ્યા ગુંથ્યા ગ્રંથે ગહન, ધારે બુધ નરનાર:
તોપણ—કરૂં વિવેચન ભક્તિવશ કક્કાવલિ સુખકાર,
યથાશક્તિ ગુરૂશ્રી સ્મરી, જેહના બહુ ઉપકાર.

કક્કાવલિ સુબોધ ગ્રંથ ગુરૂશ્રીએ છેલ્લો લખ્યો છે. તેમાં અ થી માંડી તમામ બારાખડી વારના અક્ષરથી શરૂ કરી પ્રત્યેક અક્ષરથી શરૂ થતી લીટીઓમાં ઉચ્ચ અધ્યાત્મજ્ઞાન, યોગ, તત્વજ્ઞાન, ઇતિહાસ, સેવાધર્મ, કર્મયોગ, ગ્રહસ્થ ધર્મ, બાલલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન નિષેધ, વીરધર્મ, ઉચ્ચપ્રેમ, મિત્રતા, પતિધર્મ, પાત્નધર્મ, ભક્તિ, ઉપાસના, ત્યાગ, તપ, શાંતિ, સૌખ્ય, ઉચ્ચ ગ્રહસ્થધર્મ, કસરત, આહારશુદ્ધિ, નિર્મળ ચારિત્ર, આચાર, સાચા સુધારા, શ્રાવક સાધુ વિગેરેના કર્તવ્યો, સાત્વિક જીવન, જીવદયા. ચોરી, નિંદા, વ્યભિચાર, કાયરતા. પરવશતા, શઠતા, અશાંતિ, અદત્ત આદિ ત્યાગ, આ અને એવાજ અતિ ઉપયોગી વિચારવા યોગ્ય વિષયોનુ વિવેચન ઘણું વિસ્તારથી સાદી અને સરળ

ભાષામા ઉપકાર બુદ્ધિથી લખ્યુ છે, એક એક અક્ષર પર પૃષ્ટના પૃષ્ટ ભર્યા છે જાણે સ મોધની એક ડીકસોરી યા શબ્દકોષ વાચતા હોઇએ એમ ભાસે છે

અતિ વાચનથી તથા બહુશ્રુતપણાથી લખાયેલ આ ગ્રથ વાચતા લાગી આવે છે કે ગુરૂશ્રીએ આટલો વિશાલ અનુભવ ક્યાથી ને ક્યારે મેળવ્યો હશે ? જીણામા જીણી બાબત પર મર્મ અને તલસ્પર્શિ વિવેચન, મનુષ્ય જીવનમા ગ્રહસ્થાશ્રમીઓને ઉપયોગિ સદુપદેશ, સાધુ જીવનનો મચોટ ઉપદેશ, બાલકને આજ્ઞાઓ, યુવાનોને શિક્ષાઓ, પતિધર્મ અને પત્નિધર્મની મર્યાદા, ફરજો અને તેના આદર્શો, વૃદ્ધોને માર્ગદર્શ - સૂચનાઓ, સ્ત્રીકેલવણીની આવશ્યકતા, ધના ઢ્યોની ફરજો, શિક્ષકોના ઉચ્ચાદર્શો, સાચા શુદ્ધ પ્રેમીઓના લક્ષણ અને કર્તવ્યો જીવન સગ્રામમા જરૂરની શારીરિક શક્તિના વિકાસના અનન્યમાર્ગો, બ્રહ્મચર્યના ફાયદા, ગામ અને ધર્મના રક્ષણાર્થે ઇતિહાસ અને સુધારણાના અભ્યાસની જરૂરીઆત જીવનની અનુપમ શાતિ માટે ઉચ્ચ ગ્રહસ્થ જીવનની અને ઉત્કૃષ્ટ સાધુ જીવનની પ્રવૃત્તિઓ, ધર્મ દેશ ગામ અને કુટુબની ઉન્નતિ અને રક્ષા માટે જોઇતી સેવા ભાવના, નીડરતા, સ્વાર્થત્યાગ એન સર્વાર્પણની જરૂરીઆત અને તેની શિક્ષાથી માડીને હેઠ ઉચ્ચ જીવન જીવી પરોપકાર, સેવા અને ત્યાગ દ્વારા અનુપમ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી સ્વાનુભવે મોક્ષ પ્રાપ્તિ કરી લેવા સુધીની માર્ગદર્શક શિક્ષાવલી આ કક્કાવલિમા લીટીએ લીટીએ ઉભરાય છે

આવા પ્રકારના પુસ્તકો વીરલ જોવામા આવે છે, ગુરૂશ્રીએ અષ્ટાગ યોગ, દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુ યોગ, અધ્યાત્મજ્ઞાન, તત્વજ્ઞાન, ઇતિહાસ, શિલાલેખો ભજનો, સ્તવનો, પૂજાઓ, સમાજ સેવા, સમાજ સુધારણા, કુરિવાજ ખડન, આદિ પર સેંકડો અનુપમ ગ્રથો હજારો પૃષ્ઠોના ગદ્ય પદ્યમા ગુજરાતી હિન્દી સસ્કૃત માગ ધી ભાષામા લખ્યા પછીથી આ છેલ્લો ગ્રથ જાણે ભાષાના પ્રત્યેક શબ્દ ઉપર નાનકડા ગ્રથો જ લખી કાઇ પણ શબ્દ દ્વારા બોધ આપવા રહી ન જાય એવા આશયથી લખી તમામ ગ્રથોની માળામા એક મેર સમાન આ ગ્રથ બનાવી માળા પૂર્ણ કરી જગતપર અનન્ય ઉપકાર કર્યો છે જેમનુ સમસ્ત જીવન જ જ્ઞાન–ધ્યાન–યોગ–શાતિ, સ્વાનુભવ, પ્રભુભક્તિ, ત્યાગ, તપ, વૈરાગ્ય અને વિ શ્વોદ્ધારના ઉચ્ચ આદર્શોની પૂર્તિ માટેજ હતુ, અને તેની પૂર્ણતા કરી–પોતાનુ ઇષ્ટ સાધ્ય સાધી આ વિશ્વમાથી વિદાય થયા તેઓના ઉપકાર તળેથી આ વિશ્વ ક્યારેય રૂણ વિનાનુ ન થશે

આ ગ્રથ ગુર્જરભાષામા છે–સરળ છતા સપૂર્ણ ભાવવાહી, કાવ્યમા હોવાથી અલકાર યુક્ત છતા બાળકપણ સમજી શકે એવા અને માત્ર ભાષાના અમુક અક્ષરોની મર્યાદામા રહેવો ટોચાજતા અમર્યાદિત સદ્બોધ અને શિક્ષાઓ થી ઉભરાતો છે

ગુર્જર ભાષાની સદ્ગુરૂદેવની સેવા અને સાધના અપૂર્વ છે. ગદ્યમાં ઉચ્ચતાના આદર્શ સમા સંખ્યાબંધ ગ્રંથોનાં હજારો પૃષ્ઠો તેમની ગુર્જર ગિરાની આરાધનાની સાક્ષી પુરતાં વિદ્યમાન છે, પદ્યમાં ધર્મ ભાવનાનાં, સૃષ્ટિસૌંદર્યનાં ભક્તિનાં ત્યાગ તપ વિરાગ અને સયમનાં, અષ્ટાંગ યોગ આરાધનાનાં, તથા આનંદશાંતિ તેમજ શાસ્વત સ્થાનની પ્રાપ્તિનાં સુલલિત એવાં સહસ્ત્રાવધિકાવ્યો તેમના હૃદયના ઉચ્ચાદર્શો, વિશાળતા, પાંડિત્ય, કવિત્વ શક્તિ, સ્વાનુભવ, આત્મારાધન, સરળતા, અમોઘ સત્ય, આનંદ અદ્વિતીય શાંતિ, અને બહુશ્રુતપણું આદિની સાક્ષી પુરે છે.

સંસ્કૃત ભાષાના તેમના સંખ્યાબંધ ગ્રંથો તેમના ષડ્દર્શનના પાંડિત્યની તેમજ ગિર્વાણગીરાના નિદિધ્યાસનના બહુલપણાને જણાવે છે જ્યારે હીન્દી-ભાષાનાં તેમનાં પ્રભુ પ્રેમની ખુમારી, આત્માનંદની મસ્તી, દ્રવ્યાનુયોગ. આત્મ-શક્તિ તથા ધ્યાનની વેણુ વાતા મસ્ત કાવ્યોમાં તેમણે પોતાનું સ્વાનુભવી હૃદય ઠાલવ્યું છે.

આનંદઘન પદ ભાવાર્થ સંગ્રહ એ તેમના આધ્યાત્મજ્ઞાન તથા યોગ-વિદ્યાનો જીવંત ઝરો છે.

શ્રીમદ્ દેવચંદ્રજીના બંને ભાગોની તેમની પ્રસ્તાવનાઓ શ્રીમદ્ યશોવિ-જયજી જીવન આનંદઘનજી જીવન આદિમાં તેમના સ્વાનુભવ જ્ઞાનની ગંભિરતા સ્પષ્ટ થાય છે.

ભજનસંગ્રહના અગીઆર ભાગોમાંનાં હજારો કાવ્યો તેમની પ્રભુભક્તિ તથા કવિત્વશક્તિની પ્રતીતિ કરાવે છે. આમ ૧૦૭ ગ્રંથો પછીનો આ ગ્રંથ એ સર્વ ગ્રંથોના સાર સમાન અદ્વિતીય છે એમ વાંચકને વાંચ્યા વિચાર્યા અનુભવ્યા પછી જણાયા શિવાય રહેશે નહી.

**લેખન શક્તિ—**

શ્રીમદ્‌ની લેખનશક્તિ કેટલી અદ્‌ભુત હતી એતો તેમને લખતાં જોનારજ જાણી શકે. તેઓશ્રીએ આટલાબધા ગ્રંથોના આલેખનમાં એકવાર લખ્યા પછીથી ફરી નકલ કરી યા વાંચ્યું નથી. તેજ પ્રેસકોપી ગણાતી. કલમ ચાલી તે ચાલી. મોતીના દાણાં જેવા હરફોથી ભરાતા પૃષ્ટોનાં પૃષ્ટો જોનારને જાણે એકજ દિવસે લખ્યાં હોય તેમ લાગે છે.

ધર્મચર્ચા ને પશ્નોત્તરો કરતાં કરતાં લખવા માંડેલ વિષય ઉપર કલમ ચાલેજ જતી. અટક્યા શિવાય કાંઇ પણ જોયા વાંચ્યા વિચાર્યા શિવાય તે વિષયને એવો તો છણી નાંખે કે જોનારને અજાયબી લાગતી. આમ આ લેખન

અપ્રમાદ જીવનપર્યંત અસ્ખલીતપણે ચાલ્યો ને જગતને સાહિત્યનો અમૂલ્ય વારસો આપી ગયા

### અવગાહન શક્તિ—

આ શક્તિ પણ તેટલીજ તિવ્ર હતી હજારો શ્લોકોના ગિર્વાણ ગુર્જર માગધી હીન્દિ ભાષાના ગ્રંથને હાથમા લીધા પછીથી માત્ર એકજવાર અવગાહી લઇ મુક્યા પછી તે તેમને સંપૂર્ણ અવગત થઇ જતો અને આવશ્યકતા પ્રમાણે કોઇપણ વખતે લેખનમા સાક્ષી તરીકે તે શ્લોક તેમની પાસે હાજર થતો આવી અદ્ભુત અવગાહનશક્તિ વીરલ છે

### પ્રુફોની તપાસણી—

આ તમામ ગ્રંથોના પ્રુફો પણ જાતેજ શ્રી ગુરુદેવ જોતા, અનેક પ્રેસોમા છપાતા પુસ્તકોના સંખ્યાબંધ પ્રુફો ટપાલમા આવતાજ તેઓ તે તપાસવા બેસી જતા અને એવા તપાસતા કે ભુલ રહે નહી. જ્યારે શ્રીમદે જાણ્યુ કે પોતાનુ આયુષ્ય સ્વલ્પ છે ત્યારે એકસામટા સતાવીશ પુસ્તકો પ્રેસમા આપ્યા એટલાજ પુસ્તકોની પ્રસ્તાવનાઓ, વિગેરે લખવી તે પ્રુફો તપાસવા વિગેરે કાર્ય નિયમીત ઘડીયાળની માફક તેઓ કરતા, તેમની પાસે બેસનારને તેઓથી નવરા કદી પણ બેસવા ન દેતા તેઓ તરતજ આવનાર વા બેસનારને પુછતા કે બોલો–પૂછો–વિચારો યા વાંચો આમ કરવામા તેમની સાથે પ્રુફો જોનાર પણ એવા હુશીઆર બની ગયા હતા કે તેમના આ કાર્યમા તેમને ઘણાજ મ૦ ૨૫ થતા અને સતાવીશ ગ્રંથોના આલેખન–પ્રસ્તાવનાઓ–પ્રુફો વિગેરે કાર્ય તેમણે માત્ર ચારજ માસ જેટલા ટુંક સમયમા કરી નાખ્યા અને બે ત્રણ ગ્રંથ શિવાયના તમામ ગ્રંથોની પ્રસ્તાવનાઓ પણ પોતેજ લખી છે

આવા સતત જ્ઞાન વ્યાસંગવાળા, ઉદ્યમી, જ્ઞાની ગુરુદેવની આ છેલ્લી કૃતી છે અંતિમ પ્રસાદી છે અમૂલ્ય વારસો છે

### નિયમીતપણુ—

તેઓશ્રીનો ખોરાક તદ્દન સાદો, સાત્વિક, એકજવખત લેવાનો, અને અલ્પ હતો તેઓ રોજ સવારે–સાંજે નીહારાર્થે બે ચાર માઇલ જેટલુ ખુલ્લામા ચાલતા અતિ અલ્પ નિદ્રા–જાગૃતિ તીવ્ર અને આત્મજાગૃતી અનુપમ હતા નિયમીતપણામા સચોટ હતા આટલુ છતા વિશ્વના મહત્વના વિશ્વમા બનતા બનાવોથી અજ્ઞાન રહેતા નહી નિયમીતપણુ એ તેમનો ખાસ આદર્શ હતો જીવનના તમામ વ્યવહારમા એમનુ નિયમીતપણુ સાચે અનુકરણીય હતુ અને તેની સચોટ છાપ આ ગ્રંથમા વાક્યે વાક્યે તેમણે આલેખી છે

કક્કાવલિમાં ગુરૂશ્રીએ પ્રથમ મથાળે **कक्कावलि सुबोध ग्रंथ** એમ નામ આપ્યું છે. કક્કાવલિનો સંપૂર્ણ સુબોધ–જાણપણું બાલવયમાં વિદ્યાર્થી કરે છે પણ તે અક્ષર જ્ઞાન પુરતુંજ. સાચુ કક્કાવલિનું જ્ઞાન સદ્‌ગુરૂ વિના થાય જ નહિં સદ્‌ગુરૂજ કક્કાવલિનુ ગ્રહસ્થના આદર્શ જીવનનું તેમજ યાવત્ મુક્તિપ્રદ સત્ય-માર્ગનુ સાચું કક્કાવલિનું જ્ઞાન આપી શકે. જો કે ગુરૂદેવ તો અસંગી ત્યાગી હોય છે છતાંયે તેઓ વિશ્વોપકારાર્થે દયા દૃષ્ટિથી જગતને ઉપદેશ દેતા વિચરે છે સાધુ મુનિરાજો, આચાર્ય ભગવાન, આદિ પોતાનાં જીવન આત્મારાધન કરવા ઉપરાંત પરોપકારાર્થે વિતાવે છે—

विद्वांसः कति योगिनः कति गुणैर्वैदग्ध्य भाजः कति ।
प्रौढा मानकरीन्द्रकुंभदलने वीराः प्रसिद्धाः कति ।
स्वाचारा कति सुन्दराः कति कति प्राज्यप्रतिष्ठावराः
किन्त्वेको विरलः परोपकरणे यस्याऽस्ति शक्ति सदा ॥

તેમ જેમનામાં પરોપકાર કરવાની શક્તિ હોય તેવા જ્ઞાની પુરૂષો તો આ વિશ્વમાં વિરલ છે કે જેમનાં અબાધિત વચનામૃતનુ પાન કરીને ત્રણે કાળમાં ભવ્ય પ્રાણીઓની આબાદી અક્ષતપણે દીપી રહે છે. એવા લોકોપકારી અને નિઃસ્વાર્થ વૃત્તિવાળા આચાર્યો આ વિશ્વમાં વિરલ અને અમર છે.

આ કક્કાવલિમા આચાર્યશ્રીએ સત્ય કક્કાવલિનુ ભાન વાચકોને કરાવી તેનું નામ સાર્થક કર્યું છે.

તે પછી પ્રારંભ મંગલમાં સર્વજ્ઞ પરમેશ્વર વિતરાગ એવા શ્રીમન્ મહાવીર સ્વામિ દેવ તથા સદ્‌ગુરૂ શ્રીમદ્ સુખસાગરજી મહારાજને પ્રણામ કર્યા છે. એ સૂચવે છે કે મંગલને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે પ્રારંભમાં પરમાત્માનું તથા સદ્‌ગુરૂનું સ્મરણ અને સ્તવના કરવાં ઇષ્ટ છે.

હવે ગુરૂશ્રીની લેખીની સુબોધની વર્ષા વર્ષાવતી ઉપદેશ ક્ષેત્રમાં આગળ વધે છે.

**અ** થી શરૂઆત થાય છે. **અ** અક્ષરના વિવેચનમાં ત્રીશ પૃષ્ટ ભર્યા છે.

**અ**જ્ઞાની રહેવું નહિ આતમ, સર્વ દુખહેતુ અજ્ઞાન;
**અ**જ્ઞાની પશુ સરખો જાણો, **અ**જ્ઞાને ભવ દુખની ખાણ.

શરૂઆતમાંજ ગુરૂશ્રી જ્ઞાનનો કક્કો વાચકને શિખવવા માંડે છે. આ વિશ્વ-માં જ્ઞાની શિવાય અન્યને મનુષ્ય કહેવો તે પણ તેઓશ્રી યોગ્ય વિચારતા નથી.

જ્ઞાન શિવાય વિશ્વમા દુખ ક્લેશ ભય અને અધઃપાત છે વ્યવહારીક દૃષ્ટિએ પણ અજ્ઞાની માનવ પશુ સરખો ગણાય છે ને તેમા પણ સાચુ નીતિમય ઉપયોગી અને ઉપકારક જ્ઞાન–વિદ્યા ન હોય તેવા ભણેલા પણ નકામા ગણાય છે ગુરૂશ્રી પોતાના ભજનોમા કથે છે તેમ,—

ઉકાળ્યુ શુ ભણી વિદ્યા, ગણી વિદ્યા ઉકાળ્યુ શુ ?
હૃદયની ઉચ્ચતા સાથે, કરી ના સ્વોન્નતિ જ્યારે !

* * * *

ઉકાળ્યુ શુ કવિ થઈને, બની વકતા ઉકાળ્યુ શુ ?
પ્રમાણિક વૃત્તિની સાથે, કરીના સ્વોન્નતિ જ્યારે ?

* * * *

ગુણો વણ તો ઘટાટોપે, કદીના સ્વોન્નતિ થાતી !
બુધ્ધ્યબ્ધિ સદ્‌ગુણી થાતા, ભણ્યુ લેખે, ગણ્યુ લેખે

ભ૦ ભા૦ ૮ પૃ ૪૬૭

માટે સાચુ ભણતર સમાગીક દૃષ્ટિએ પણ ભણવુ જોઈએ કે જેથી સ્વોન્નતિ થાય અજ્ઞાનજ સર્વ દુ ખના હેતુભુત છે જ્ઞાન વિનાનો માણસ પશુ સરખો ગણાય છે અને સમસ્ત ભવ દુ ખની ખાણુ સરખો માન અજ્ઞાનથીજ થાય છે માટે વિશ્વમા સાર પણ જ્ઞાન છે માટે જ્ઞાન ભણો–જ્ઞાની થાઓ એ તેમની શિક્ષા છે

માત્ર વ્યવહારીક જ્ઞાન કાઇ આત્માને હિતકર કે ભવ સમુદ્રથી તારવા કામ ન આવે. જ્યાં સુધી માણસ સાચુ આત્મજ્ઞાન ન મેળવે ત્યા સુધી તો —

જ્યા લગે આત્મતત્વ ચિન્યો નહિ
ત્યા લગે સાધના સર્વ જુઠી

તેઓશ્રીતો આગળ ચાલતા કથે છે —

અક્ષર જ્ઞાનથી કેળવાયેલા, માનવુ તેમા મોટી ભૂલ
સદ્‌ગુણને સદ્‌વર્તન જ્ઞાને, કેળવણીનુ સાચુ મૂલ

આમ કહ્યા પછી સાચુ આત્મજ્ઞાન થતા મનુષ્ય પોતે કોણ છે ? આત્મા શુ છે, અને તેની શક્તિ તથા ઋદ્ધિ શુ છે, તે જણાવે છે —

અરૂપી આતમ તત્વમસિ તુ, આતમ આપો આપ ઉદ્ધાર
અખ ડ અવિનાશી અજ અક્ષય, અન તગુણ પર્યાયાધાર

અક્ષર અજર અમર આતમ એક ભણતાં ગણતાં થાશો એક
અનેક એક સ્વરૂપ આતમ. આનંદ રૂપી કરો વિવેક
અનુભવ જ્ઞાન તે આત્મપ્રભુનું, નિર્વિકલ્પતે જ્ઞાન પ્રમાણ.
અંતર આતમ આનંદ રસનો, સાગર ઉલટે એવું ભાન.

આ સાચા આત્મજ્ઞાનનો અભ્યાસ એજ જ્ઞાન અને એનું જ સ્વાનુભવ-પૂર્વક રટન નિદિધ્યાસન પરમ આવશ્યક છે એમ જણાવે છે.

પોતે જ્ઞાન માટે કેટલા તૃષાતુર છે, તથા પોતાને શું અનુભવ છે તે જણાવતા લખે છે.

અમારો જ્ઞાને દ્રઢ નિશ્ચય છે, મોહાદિકથી રહેવું દૂર;
અમારો નિશ્ચય બ્રહ્મનૂરમાં, મેળવવું નિજ બ્રહ્મનું નૂર !
અમારો નિશ્ચય જ્ઞાનસમાધિ,-યોગે પ્રભુરૂપ થાવું એહ;
અનુભવ એવો અમને આવ્યો, પ્રભુપદ વરશું બની વિદેહ.

પોતાનો આદર્શ અક્ષરમાં ચીતરતાં.—

અમર થયા જેણે નિજ શુદ્ધિ, કરી પ્રકટાવ્યો પૂર્ણાનંદ;
અમર થયા જેણે મનને જીત્યું, ટાળ્યા રાગને રોષના ફંદ.
અમર થયા જેણે નિષ્કામે, તપ જપ પ્રભુમાં હોમ્યા પ્રાણ:
અમર થયા જેણેજ કષાયો, ટાળી પામ્યા પદ નિર્વાણ.
અક્ષર દેહે અમર થયા તે, દાની શૂરાઓને સંત;
અક્ષર દેહે અમર થયા તે, પરમાર્થી ઉપકારી ભક્ત.

આવી તો અક્ષરની હજારો લીટીઓ આળેખાઈ છે.

અનુગામી થા જ્ઞાનીઓનો, અનુસરો ગુણીઓની ચાલ;
અનુકરણ કર સદ્ગુણીઓનું, સાધુઓના ગુણ સંભાર.

છેવટે આત્મજ્ઞાનના અનુભવના નીચેના ઉદ્ગારો લખી 'અ' પૂર્ણ કરે છે.—

અનુભવ આવે આતમસુખનો, ત્યારે જડરસ રૂચિ વિણસાય;
અનુભવ આત્માનંદનો નાવે, ત્યાં લગી જડસુખ વૃત્તિ સ્હાય.

આત્મિક સુખનો ઓર આનંદ અનુભવતાં લખે છે કે.—

અનુભવ આત્મિક સુખનો આવે, બાહ્યરસો સ્વયમેવ વિલાય;
અનુભવ આવ્યા પામ્યા વણકો, બ્રહ્મરસીલો નહિ ગણાય.

આ સિવાય અકારની સેકડો પક્તિઓમાંની થોડીક નીચે —

અજપાજાપ તે આ મરમણુતા, અનહદ ધ્વનિ અ તર ઉપયોગ,
અધ્યાત્મિક દ્રષ્ટિએ અર્થને, સમજી સાધો અનુભવ યોગ

યોગસાધનામાં કહેલ અજપાજાપ તથા અનહદ ધ્વનીના આધ્યાત્મિક દ્રષ્ટિએ સાચા અર્થ બતાવતા તે સમજી અનુભવના ઉપરોક્ત પક્તિઓ ટાંકી છે

અનુભવ જ્ઞાન તે આત્મપ્રભુનુ,, નિર્વિકલ્પ છે જ્ઞાન પ્રમાણ,
અન્તર આતમ આનદ રસનો, સાગર ઉછળે એવુ ભાન

× × ×

અશક્ય છે નહિ મનુષ્યને કઈ, અલભ્ય નહિ કઈ જગમા જોય,
અજરામર પદ માનવ પામે, માનવ પ્રભુ-પ્રતિનીધિજ હોય

× × ×

અફીણ વ્યસનથી હિન્દ ને ચીનની, પાયમાલી થઇ પડતી જાણુ
અફીણ આદિ દુર્વ્યસનોથી, નાસે તન ધન મન ને પ્રાણ

× × ×

અકળાઇશ નહિ આફત આવે, આફત સદા નહિ રહેનાર,
અધિર થા ના કાર્ય કરતા, અમૂલ્ય આયુ ન ફોગટ હાર
અહિંસામય વિચાર કર્મે, અલ્લા ઈશુ ભજે જે ગમ,
અર્હત્ બુદ્ધ હરિ મો ભજતા, પામે મુક્તિ વૈકુઠ ધામ
અસ્ત ઉદય સૂર્યાદિક પામે, જીવોનો તો ત્યા શો ભાર,
અસ્ત ઉદય કૈસર ને ઝારનો, સમજી ધર્મ કરો નરનાર
અમેરિકામા ઐક્યને વિદ્યા, વિજ્ઞાન પ્રતિદિન નવનવ શોધ,
અર્થ કામની ઇચ્છા ભારે, બાહ્યોન્નતિનો શોધે બોધ
અતિથી સેવા ઘરબારીનુ, સૌથી મોટુ છે કર્તવ્ય,
અતિથી માટે સ્વાર્પણ કરવુ, ગૃહસ્થનોએ ધર્મ છે ભવ્ય
અતિથી સેવા આર્યોની છે, સર્વ ખડમા શ્રેષ્ઠ પ્રમાણ,
અતિથિને આદર સત્કારે, આપો ભોજન ને વળી માન
અતિ કડુ તીખુ ખારૂ ને, ઉન્હુ ભોજન ખાવુ વાર,
અતિ નિદ્રા બતગર પરિશ્રમને, ઇંદ્રિય અતિ પરિશ્રમને વાર

અધિકારી થઈ કર નહિ જુલ્મો. કર નહિ પ્રાણાંતે અન્યાય;
અધિકારી થઇ પક્ષપાતને, ત્યાગી કર સમજીને ન્યાય.
અન્યાયી જે અમલદાર છે, તે જીવંતા છે શયતાન;
અન્યાયીના જુલ્મની સામે. રહીને જીવે તે .બળવાન.
અધિકારી જુલ્મીઓ સામે, ઉભું રહેવું કરીને સંપ:
અન્યાયીનો પક્ષ ન કરવો, અન્યાયે નહિ અંતે જંપ.
અમલ લહી અભિમાની ન થાજે, અમલદાર છે તુજપર દેણ,
અલ્પ શક્તિથી ક્યાં તું ભૂલે, જીવે મરે તું શાથી પેખ.
અર્પાઈ જા પરમાર્થે તું, સુકૃત્યર્થે સદ્ગુરુને આપ;
અર્પાવું પ્રભુમાં નિજનું જે, તે સેવા ભક્તિની છાપ.
**અનુભવ પચ્ચીશી** જ રચીને, આત્માનુભવ આપ્યું જ્ઞાન;
અનુભવ જ્ઞાન પ્રમાણ છે સાચું, અંતર નાદ તે સાચું તાન.
અપૂર્વ નવ નવ વિદ્યા ગ્રહવી, અપૂર્વ નવ નવ લેવું જ્ઞાન;
અપૂર્વ શોધો નવ નવ કરવી, અપૂર્વ સાંભળવું ગુણખાણ
અશક્ત થા નહિં મન તનુ વચથી, હિંમત ખંતને ઉદ્યમ ધાર;
અશક્તિઓનાં મૂળ ઉખેડી, શક્તિઓ ધારો સુખકાર.
અર્વાચીન પ્રાચીન ઈતિહાસો, સર્વ ધર્મ પ્રજાના ઉકેલ;
અર્વાચીન પ્રાચીનમાં સાચું, હોયતે ગ્રહશો ધરીને પહેલ.
અબળાઓપર જુલ્મ કરો નહિં, સંતાપો નહિં અબળા જાત;
અબળાઓને દુખો દેતાં, દેશ કોમ પડતી સાક્ષાત.
અગ્રેસર થા દેશ કોમનો, સંઘ પ્રજાના હિતને માટ;
અગ્રેસર થા પુણ્ય કાર્યમાં, અગ્રેસર થા મોક્ષની વાટ:

આમ વિવિધ સદ્બોધદાયક સેંકડો પંક્તિઓ માત્ર અ કારમાં જ ભરી છે. આ પક્તિઓમાં સર્વ પ્રકારનો સદ્બોધ તરે છે.

હવે આ રૂપી શબ્દ રેલના પાટાપર સદુપદેશરૂપી પક્તિઓની રેલવે દોડે છે. જ્યાં દયાદૃષ્ટિનો જીવંત ઝરો ખળખળ વહેજ જાય છે ત્યાં પીપાસુઓને શી ઉણપ ? આમા અકારથીયે ચઢીજાય તેવા સિદ્ધાંતો ગુરૂદેવે ઉભરાવ્યા છે. જેને સાચો આત્માનુભવ થાય છે તેની બલીહારી છે.

**આચાર્યો જે ધર્મગુરૂઓ, તેઓને શ્રદ્ધાથી સેવ,**
**આચારો પાળો શુભ સુખકર, ઓળખ ગુરૂને સાચા દેવ**

ધર્મગુરુઓ આચાર્યો ને મુનિવરો જે સાચા પારમાર્થિક શુભ આચારોથી પરિપૂર્ણ હોય તેને મન વચન કાયાથી સેવવા ફર્માવે છે સાચા સાધુઓના લક્ષણ જાણવા જરૂરી છે તેમના ગ્રંથોમા સ્થળે સ્થળે સાચા ગુરુના લક્ષણો આપી તેઓ જણાવે છે કે માણસ બે પૈસાની હાડલી લેતા પણ ટકોરા મારી પરખે છે છતા ભવોભવના તારણહાર ગુરુદેવો ઓળખ્યા-પિછાન્યા શિવાય ધારણ કરવા એ ભૂલ છે સુગુરૂ તારે તે કરતા કુગુરૂ બુડાડે વહેલા સુગુરૂઓના લક્ષણ તેઓશ્રી આમ બતાવે છે —

**આત્મજ્ઞાન વિના અને પ્રભુમય જીવન થયા વિના કોઈપણ યોગી, મહાત્મા સાધુ, ત્યાગી ગુરૂ બની શકતોજ નથી**

કર્મયોગ પૃષ્ટ ૭૦૮

સાચા સાધુના લક્ષણ —

### આશાવરી.

સાધુ ત્યારે તુ હિ કહાવે, સમતા ઘટમા આવે — સાધુ
રાગ દ્વેશ વિકલ્પ ન પ્રકટે દ્વેગ ન મનમા થાવે,
સમભાવે દુનીયાને દેખે, મનમા વેર ન લાવે — સાધુ
નિંદા વિકથા ત્યાગીને તે, પરમ પ્રભુને ધ્યાવે,
ઉદયાગત કર્મોને વેદે, પડતો નહિં પરભાવે — સાધુ
વૈરાગે મન ક્ષણ ક્ષણ વાળે, આત્મ રમણતા ચહાવ,
આત્મપ્રભુની અમલ મોજના, સ્ફુરણે ગાણા ગાવે — સાધુ
દેખે ચાલે ખાવે પીવે, નિજને ન્યારો ભાવે,
અતરમા પરમાતમ પેખે, ઉપયોગે તે ’ચાવે — સાધુ
દર્શન જ્ઞાન ચરણને સાધે, પરમાનદ જમાવે,
બુદ્ધિસાગર સાધુ સાચો, દશવિધ ધર્મ સુહાવે — સાધુ

ભજન ૫ સગ્રહ ભા ૮ પૃ ૩૪૨

કુગુરૂઓના લક્ષણ બતાવતા જણાવે છે કે—

અમૂચા પૂજનારાઓ, ધમાધમમા રહી માચી,
કુહાડો પાદપર મારી, કરે ધર્મોન્નતિ ક્યાની ?

પરસ્પર ખોદનારાઓ, પરસ્પર નિન્દનારાઓ;
કુસંપી બીજ વાવીને, કરો૦
કરો ભળભળ જરા માટે, સ્હાતું અન્યનું ના કાંઈ;
ક્ષમાથી દૂર સો ગાઉ, કરો૦
કરીને સર્વનુ જુઠું. સ્વયં માન્યુ કર્યા સાચું:
નથી માધ્યસ્થની દૃષ્ટિ, કરો૦
જરા કંઇ માન્યતા ભેદે. કરો ભડકા કષાયોનો:
થઈ સામા લઢો દ્વેષે. કરો૦
લઢાવી મારના ભક્તો. કહી સાચું કઈ જુઠું:
ભભુકી કાન કાચા થઈ, કરો૦
હૃદય ઔદાર્ય ના કિંચિત્, મળીને કામ ના કરતા:
ગુણાનુરાગ ના કિંચિત, કરો૦
વધે તેના પગો ઝાલી, કરો છો પાડવા યત્નો:
ગમે તે આળને દેઈ. કરો૦
કરો જો સ્વોન્નતિ પુરી, તદા ધર્મોન્નતિ કરશો.
બુધ્ધ્યબ્ધિ સદ્ગુણો પામી, કરો ધર્મોન્નતિ સંપે.

ભ. ભા. ૮ પૃ. ૫૯

## કવ્વાલી.

ધમાધમમાં રહી વૃત્તિ, ગુણોવણ વેશ આચારો,
અભિમાની થયા વેશે, વળ્યું શું વેશ પહેર્યાથી?
રહી જો કામની ઇચ્છા, પરિગ્રહની રહી ઇચ્છા,
અસત્યા બોલવું સ્હેજે. વળ્યું૦
રહી જો માનની ઇચ્છા, કરાવ્યો કલેશ લોકોમાં,
રહી જો ભીખ ભોગોની. વળ્યું૦
કપટના નાટય ભજવાતાં, કષાયોની થતી વૃદ્ધિ.
ત્યજ્યું તેને ગ્રહ્યું પાછું. વળ્યું૦
ત્યજીને એક બહુ કીધા. ત્યજી જેમ કાંચળી સર્પે
રહ્યો જો મોહ મન માહે. વળ્યું૦

હરાયા ઢોરની પેઠે, રહે ત્યાગી નહિ જગમાં,
બુધ્ધ્યબ્ધિ સદ્‌ગુણો એવે, મુનિનો વેશ છે લેખે

ભ ભા ૮ ૩૭૦

આમ સદ્‌ગુરૂ દેવના સાચા લક્ષણ જાણી ઓળખી સદ્‌ગુરૂ ધારવા જોઇએ ગુરૂવિનાનો મનુષ્ય નગુરો ગણાય છે તેના ભવનો પાર આવે કેમ ? અને પૂર્ણ ભાગ્ય યોગે જ સાચા ગુરુ મળી શકે છે તેમને ઓળખવાના નેત્રો સાચા જીજ્ઞાસુને જ હોય છે પૂર્ણ આતુરતા વિના તેઓ મળતા નથી અને મળે છે તેમને ધન્ય છે એવા સદ્‌ગુરૂઓને ઓળખી-પામી પૂર્ણ શ્રદ્ધાથી સેવતા તેથી જ ભવ જળનો પાર પામી શકાશે સાચા ગુરૂને ઓળખવા માટે ધર્મશાસ્ત્ર-સિદ્ધાંતોનુ શ્રવણ-મનન ઇષ્ટ છે, માટે તેવા અભ્યાસની પણ પૂર્ણ જરૂર છે

સાચા સાધુની તો બલીહારી છે જીવન જેનાપર કુરબાન કરી પરમ પદ વરવુ છે એવા પરમ સદ્‌ગુરૂ દેવને માટે મનુષ્યે અવશ્ય પ્રાણાર્પણ કરવુ ઘટે છે કોઇ પણ મહાપુરૂષ-ત્યાગી સદ્‌ગુરૂ મિલન શિવાય ઇષ્ટ પ્રાપ્તિ કરી શક્યા નથી તારણહાર ગુરૂજ છે

આશ્રવ ત્યાગો સંવર ધારો, આજ્ઞા ગુરૂની પાળો એશ,
આશા તૃષ્ણા વાસના વારો, આત્મસમાધિ ટાળો ક્લેશ
આનંદઘન મુનિવરની પેઠે, આતમનો આદર્શ જમાવ,
આત્મારામની પેઠે પંડિત, કર્મયોગિ થઇ ધર્મ જણાવ

ગુરૂશ્રીને શ્રીમદ્ આનંદઘનજી પર અપૂર્ણ ગુણાનુરાગ અને ભક્તિભાવ હતો. તેઓશ્રીએ તેમની ભક્તિપ્રિત્યર્થ તેમના ૧૦૮ પદો પર લખાણથી ભાવાર્થ-અનુભવાર્થ લખ્યો છે તેના ઉપોદ્‌ઘાત અને શ્રીમદ્‌ના જીવન ચરિત્ર આલેખનમા જ અઢીસો પૃષ્ટ ભર્યા છે અને પદોપરના વિવેચનમા સાડા પાંચસો પૃષ્ટ ભર્યા છે એમનો આદર્શ શ્રી આનંદઘનજી જ હતા આસ્વાદ તેઓનામા શ્રી આનંદઘનજીની જ જ્ઞાનમસ્તી ધ્યાન અધ્યાત્મજ્ઞાનની રૂચિ, અનુભવાયા છે અને સદાયે પ્રફુલ્લ અને જ્ઞાનનિમગ્ન ગુરૂશ્રીને જોતા જ શ્રીમદ્ આનંદઘનજી ખડા થતા તેઓએ શ્રી આનંદઘનજી માટે સ્તુતિ કરતા લખ્યુ છે કે—

( अनुष्टुप )

सर्व दर्शन विज्ञातो, विश्ववन्द्यो मुनीश्वर ॥
ज्ञानी ध्यानी प्रभोर्भक्तो, विरागाणा शिरोमणि ॥ १ ॥

शुद्ध धर्मोपदेष्टा च, जैन शासनद्योतकः ॥
ध्यानिनामग्रणीर्मान्यो, भावचारित्र्य साधकः ॥ २ ॥

अध्यात्मोद्धारकः पूज्यः, समतानन्दभाक् च यः ॥
आनन्दघन योगी स जीयाद्भारत मण्डले ॥ ३ ॥

તેજ પ્રમાણે શ્રી આત્મારામજી મહારાજ માટે પણ તેઓશ્રીને બહુમાન અને તેમના ગુણાનુરાગ દ્રષ્ટ્યા ઘણે સ્થળે પ્રશંસા સ્તુતિ કર્યા છે. અને તેમના આદર્શો નજર સામે રાખી તેવા બનવા વાંચકને તેઓ જણાવે છે.

**આફ્રિકામાં આળસ, અજ્ઞાન, કુસંપ શ્રદ્ધાને તોફાન.**
**આસ્ટ્રેલીયામાં વિદ્યોદ્યમ, અનુશીલન ગુણશીલે માન.**

**આર્યોની પ્રગતિનું કારણ, બળકળ વિદ્યા બુદ્ધિ જ્ઞાન.**
**આત્મોન્નતિ કરતાં તે આર્યો, સાત્વિકગુણ કર્મે જ પ્રધાન.**

**આરોગ્ય પુષ્ટિકારક ભોજન, પાણી વાપરશો કરી જ્ઞાન.**
**આયુષ્ય લાંબુ છાશને ફળથી, ડાકટરવૈદ્યો ભાખે જાણ**

વિદેશોનાં દષ્ટાંતો એ ગુરૂશ્રીની સર્વ દેશોની સ્થિતિનું જાણપણું સૂચવે છે. તેઓશ્રીને હિન્દ ઉપરાંત તમામ અન્યદેશોની ઘણા પ્રકારની માહીતી રહેતી ને તેમનો ગ્રહણ કરવા યોગ્ય બાબતો પ્રસંગોપાત જણાવતા હતા.

છાશ ને ફળ માટે ગુરૂશ્રીએ સ્થળે સ્થળે ઉલ્લેખ કર્યો છે. સાત્વિક પુષ્ટિકારક ખોરાક, છાશ ને ફળનો આહાર, અને—

**આયુ જો શતવર્ષનું ઇચ્છો, બ્રહ્મચર્ય વહો આરોગ્ય કાય;**
**આહાર પાન વિહાર યોગ્યકર, ભય ચિન્તા તજ શાંતિ લાય.**

બ્રહ્મચર્ય પ્રતિપાલન, તથા ભય ચિંતા ત્યજી શાંતિ ધારવી એ મનુષ્યના સંપૂર્ણ આરોગ્ય. એવં શતાયુ થવાના મુળ મંત્રો તેઓશ્રી ગણતા ને કહેતા હતા. આમાં પણ એમજ પ્રતિબોધે છે.

**આત્મજ્ઞાનનું આનંદી મુખ, વર્ષે ચહેરા ઉપર નૂર;**
**આત્મજ્ઞાનીના અંતર માંહિ, આત્મ પ્રભુજી હજરા હજુર.**

આ સત્ય તો લેખકે અનુભવ્યુ છે અને એવા આત્મજ્ઞાનીનાં દેદારનાં દર્શન સૌ કોઇ અનુભવી શકે છે.

આર્થિક બળથી ગૃહસ્થ શોભે, ધાર્મિક બળથી શોભે સત,
આપ્યાથી દાતારો શોભે, મનની મોટાઇએ મહત

આમા ગૃહસ્થ, સત, દાતાર અને મહત આ ચારેની વ્યાખ્યા ટુકાણમા પણ કેટલી સુદર આપી છે ? ગૃહસ્થ ધર્મનો-ગ્રહસ્થાશ્રમનો ભાર વહન કરનાર તે તો આર્થિક બળથીજ શોભે જૈનોની પૂર્વની જાહોજલાલીના સ્મરણથી વર્તમાન જૈન સમાજની આર્થિક અધોગતિ ખેદ ઉપજાવે છે

પાટણમા શ્રી હેમચદ્રાચાર્યજી મહારાજના સામૈયામા સેકડો હજારો કોટ્યાધિપતિઓ હાજર હતા કેટલાયે જૈન રાજાઓ થઇ ગયા ને એજ લક્ષ્મિ પુત્ર જેવી ગણાતી જૈન કોમની વર્તમાન દશા જોઇ શ્રીમદ્ વારવાર જૈનો તો શ્રીમત-પવિત્ર-પ્રમાણીક નીતિવાન અને દાતાર હોય એવા ઉદ્ગારો કાઢતા અને કર્મયોગી બની તેવા બનવા દરેકને કહેતા તેઓશ્રીએ "જૈનોની પ્રાચીન અર્વાચીન સ્થિતિ" નામના પુસ્તકમા આ બાબત ઘણુ જ ઉત્તમ દર્શન કરાવી એ સ્થિતિપર ઘણુ અજવાળુ પાડયુ છે

આશિર્વાદો સૌના લેશો, લેશો નહિ કોઇનો શ્રાપ,
આપત્તિ સપત્તિ માહી, યથાશક્તિ કર્ઈ શુભ આપ

× × ×

ગુરૂશ્રીના જીવનમા તેમના પર અનેક વિકટ પ્રસગો આવતા તેવા અપ કારીપર પણ દયા લાવી તેમને ક્ષમા આપતા કોઇને પણ કટુ વચન કહી નિન્દતા નહી, તેમજ સૌને ગુણાનુરાગી થવા કહેતા અર્વાચીન ઘણા પ્રકારના ઝગડાઓમા પણ તેઓ તો સર્વથા નિર્લેપજ રહ્યા છે આત્મજ્ઞાનીઓ એના પરભાવમા પડતા જ નથી એ તેમણે પોતાના જ જીવનમા આચરી બતાવ્યુ છે

અબા નામે જનુની મ્હારી, જન્મદાત્રી દેવી ગુણુ ખાણ,
અબા માતા દેવી પ્રણમુ, સ્મરૂ તેના કરૂ યશ ગુણગાન
અબા માતા તુજ ઉપગારો, નભ કરતા તે અનત સમાન,
અબા પ્રતિબદલો શો વાળુ, શતશિક્ષક સમ માતા જાણ
અબા માતા તુજ સમ સઘળી, નારી જાતિ માની મે સત્ય,
અબારૂપે સહુ સ્ત્રી વર્ગની, સેવાના બનો મુજ સૌ કૃત્ય

માતૃ ભક્તિની પરાકાષ્ટા ગુરૂદેવનુ હૃદય બતાવે છે

માતાના સ્નેહ માટે ગુરૂશ્રીએ ઉપરોક્ત પક્તિઓ લખી માતૃપ્રેમની મહત્તા દર્શાવી છે શ્રી મહાવીર પ્રભુએ ગર્ભમાજ માતા પિતા જીવતા દિક્ષા

નહી લેવાની કરેલી પ્રતિજ્ઞા એ એમના માતૃભક્તિની પરાકાષ્ટા હતી. અને તેજ પ્રમાણે ગુરૂશ્રીએ પણ એવાજ પ્રકારના અપૂર્વ માતૃ વાત્સલ્યના દર્શનથી એવીજ પ્રતિજ્ઞા કરી હતી અને તેઓશ્રીએ પણ માતાપિતાના સ્વર્ગગમન પછીથીજ દિક્ષા અંગીકાર કરેલી. માતા પિતાની ભક્તિ માટે ગુરૂદેવે ઘણું લખ્યું છે ને એ શિક્ષાઓ આપણા યુવાન વર્ગને માટે સુવર્ણસૂત્રો છે. પાશ્ચાત્ય વિદ્યાલંકૃત દેશના તથા ધર્મના યુવાન વર્ગને શ્રી મહાવીર પ્રભુએ તેમજ ગુરૂશ્રીએ માતૃભક્તિનું અપૂર્વ દર્શન કરાવ્યું છે. તેઓ અન્યત્ર માતૃ ભક્તિપર લખતાં જણાવે છે કે:—

સુહાતી સ્વર્ગથી મોટી, સદા સંતાન સંભાળે;
કદી ના વર્ણવ્યો જાતો, અપૂર્વ સ્નેહ માતાનો.
કરી સર્વાબ્ધિયોની શાહી, કરી લેખણ ગિરીન્દ્રોની;
કરીને પત્ર પૃથ્વીનો, લખું જો સ્નેહનું વર્ણન.
તથાપિ પૂર્ણ ના થાવે, જગતમાં ક્યાંય ના માવે;
અહો એવો અલૌકિક છે, અપૂર્વ સ્નેહ માતાનો.
પ્રભુ મહાવીર બંધાયા, અપૂર્વ સ્નેહ તંતુએ;
પ્રતિજ્ઞા ગર્ભમાં કીધી, અપૂર્વ સ્નેહ માતાનો.
કરે સ્વાર્પણ દઇ પ્રાણો. કરે ઉપકારની કોટિ;
બની તન્મય રહે ખુશી, અપૂર્વ સ્નેહ માતાનો.
સદા જે ભક્ત માતાનો, સદા ભક્ત સ્વભૂમિનો,
અહો તે જીવતો જગમાં, અપૂર્વ સ્નેહ માતાનો.
કરે જે માતૃની ભક્તિ, કરે તે સદ્‌ગુરૂ ભક્તિ,
કરે તે દેવની ભક્તિ, અપૂર્વ સ્નેહ માતાનો.
બનીને માતૃના ભક્ત જ, કરો ભક્તિ સ્વમાતાની.
બુધ્ધ્યબ્ધિ ભાવજનનીની, કરી સેવા બનો મોટા.

આગળ ઉપર શ્રીમદ્ ગુરૂદેવ અંબા માતા સમી સૌ નારીઓને જુએ છે એ તેમનો અખિલ સ્ત્રીજાતિ પ્રતિનો પૂજ્યભાવ દર્શાવે છે. તેઓ બાલબ્રહ્મચારી હતા ને અખંડ બ્રહ્મચારી જીવન પર્યન્ત રહ્યા હતા.

આવા આવા ઉતમ સિદ્ધાંતોના આ માટે અઢાર પૃષ્ટો ભર્યા છે.

હવે 'ઇ' ઉપરની પંક્તિઓ તરફ દષ્ટિ ફેરવીએ—

ઇડા નાભિમાં જો ચાલે, મહિજળ તત્વતો સુખને શાંતિ,
ઇશાન થાઓ કાલ ન ખાશે ઇશ્વરને નહિ ઇચ્છા ભ્રાંતિ

યોગમાર્ગમાં હઠ યોગના અનેક પ્રકારનો અભ્યાસ યોગીઓ માટે આવશ્યક છે—તેમજ ગ્રહસ્થીઓ પણ આધાર પ્રમાણે ગુરુગમ પૂર્વક યોગમાર્ગમાં પ્રવૃત થઇ શકે છે પૂરક રેચક કુંભક આદિ તમામ પ્રકારની ક્રિયાઓ હઠયોગની છે આ સર્વ ક્રિયાઓથી ગુરુશ્રી વિભૂષીત હતા અને આ માર્ગનું વિસ્તૃત જ્ઞાન ગુરુશ્રીએ પોતાના ઘણા પુસ્તકોમાં વિસ્તારથી આપ્યું છે

ઇન્દ્રની પદવી લીંટ સરખી, માને આત્મજ્ઞાની સંત,
ઇશ્વર અવતારી તે સંતો, આતમ સુખ ને પામ્યા સત્ય,
ઇલ્કાબો મેળવવા માટે, તજો ખુશામત પાપના કર્મ,
ઇનામ—ઇશ્વરપદ મેળવવું, તે સાચું સમજો ધરી ધર્મ

ઇસ્લામીઓ ઇશ્વર અલ્લા, નિરાકાર માને છે એક,
ઇમાન અલ્લાનું ધારે મન, કુરાન માને એવી ટેક,

ગુરુદેવને સાચા આત્મજ્ઞાનના સુખપાસે ઇન્દ્રપદ તુચ્છ જણાય છે

ઇશ્ક ન જેને આત્મપ્રભુનો, તેવણુ બીજો ઇશ્ક છે ફોક
ઇશ્ક તે ઇશ્વર પ્રીતિ લગની, તેવણુ ઇશ્ક તે રણની પોક

ઇશ્ક એટલે સ્નેહનો પ્રેમ એ અસત્ય આજે પ્રચાર પામ્યું છે પણ સાચો ઇશ્ક તે આત્મ પ્રભુનો જ હોઇ શકે તે વિનાનો ઇશ્ક તે ભવભ્રમણનો હેતુ છે, પ્રભુની પ્રીતિ લગની રટના એજ સાચો ઇશ્ક છે ગુરુશ્રી કથે છે

ઇતિહાસો શું જગના વાંચે, નિજ જીવન ઇતિહાસ તપાસ,
ઇતિહાસો જીવ કર્મના લખતા, નકામા પણ નહિ આવે ખાસ
ઇશ્વર આતમ ચિદાનંદમય, અનંત શક્તિમય નિર્ધાર,
ઇશ્વર લક્ષણ જુદા જુદા, અર્થ એક છે સૌનો સાર

આમ ઇ' પૂર્ણ કરી ગુરુશ્રી 'ઉ' શબ્દ ઉપર કલમ ચલાવે છે—

ઉદ્યમ ધંધામાં નહિ લાજો, યોગી જારીથી લાજો ભવ્ય,
ઉદ્યમી જન તો ઉદ્ય ન ધારે, ઉદ્યમથી કરશો કર્તવ્ય.

ઉદ્યમ—ધંધો પોતાને ભવિતવ્યતાના યોગે જે સાંપડે તે શરમ વગર કરવો જોઇએ તેમાં પોઝીશન કે આબરૂ જાય એવો ભ્રમ નકામો છે મનુષ્યે સ્વાધિકારે સર્વ કર્મ કરવાં જ જોઇએ સમાજમાં નિર્વિકારીએ પોતાની ફરજો બજાવી

શ્રદ્ધા રાખી શકતો ન હોઇ સૌ દેવ સરખા ગણી સમ્યકત્વને ગુમાવે છે, પણ ગુરૂદેવ તો એકજ દેવગુરૂના શ્રદ્ધા રાખવા ફરમાવે છેઃ—

એક દેવને એક ગુરૂથી એક પતિ પત્નિથી સુખ;
એકથી બે જ્યાં પડયા મતોત્યાં, ફાટફુટને પ્રકટે દુઃખ.

માત્ર એકજ પતિ અને એકજ પત્નિની આવશ્યકના સાંસારિક દૃષ્ટિએ અતિ આવશ્યક હોઇ સુખ જેવી વસ્તુ માટે અનેક પત્નિઓ, છુટાછેડા—પુનર્લગ્ન આદિ બાબતોનો સખ્ત નિષેધ ગુરૂદેવ જણાવે છે અને સત્યજ છે કે સસારમાં સાચો પ્રેમ—સાચું સુખ માત્ર એકજ પતિ—એકજ પત્નિના સબંધમાં સભવે છે.

એવં ભૂત નયાપેક્ષાએ, સર્વ કર્મના નાશે મુક્તિ;
એવી રીતે નૈગમ આદિ, નયોથી જાણો મુક્તિ યુક્તિ.

સાત નયમાં છેલ્લો એવં ભૂત—નિશ્ચય નય સર્વ શ્રેષ્ટ છે. જૈનદર્શન સાત નયની અપેક્ષાઓમાં—ન્યાયમાં—શ્રેષ્ટતા ભોગવે છે. એ નયની અપેક્ષાએ સર્વ કર્મના નાશ વિના મુક્તિ હોયજ નહી એમ કહે છે, છતાં કેટલાંય દર્શનો અમુક રીતે મુક્તિ માને છે, તે નૈગમાદિ નયોની અપેક્ષાએ છે છતાં તેમની માનેલી મુક્તિ કેટલી અપૂર્ણ છે તે સર્વ નયોને અપેક્ષાએ જાણે છે તે સમજે છે. જૈનદર્શનની બલિહારી છે કે નયના પ્રબધમાં વિશ્વના તમામ પ્રબધો કરી સત્ય પ્રકટ કરી આપ્યું છે.

× × ×

ગુરૂશ્રી સપ માટે—ઘણું કહેતા—સંપ એજ બળ છે. સંપ એજ સંરક્ષણ છે. અને માત્ર હિન્દુઓમાંજ નહિં પણ મુસલમાનો તથા અન્ય પ્રજાઓના સંપની આવશ્યકતા જણાવતા એ માટેના તેમના ઉદ્દગારો જોઇએ.

ઐક્ય વિના આર્યો જગ હાર્યા, એકતા વિણ જૈનોનો હ્રાસ;
ઐકય વિના મુસ્લીમો હાર્યા, હિન્દીઓનો થતો વિનાશ.
ઐકયથી બ્રિટીશો જય પામ્યા, હિન્દુસ્થાનનું પામ્યા રાજ્ય;
ઐકયથી બ્રિટીશ ફ્રાંસે હાલમાં, પોતાનું રક્ષ્યું સામ્રાજ્ય.
ઐકયથી જાપાનીસો જીત્યા, ચીનાઓ પામે છે હાર;
ઐકયને આવશ્યક તે કરવું, ઉપાયો કરીનેજ હજાર.
ઐકય થશે જબ હિંદીઓનું, તબ હિન્દીઓનું સામ્રાજ્ય;
ઐકયને આત્મ સમર્પણ શક્તિ, એ ત્રણથી જગ રહેતી લાજ.

સ્વોન્નતિ, દેશોદ્ધાર અને સ્વરાજ પ્રાપ્તિ માટે ઉપલા મત્રો ગુરૂશ્રી દેશ—

ધર્મ-કોમ-કુટુમ્બ અને મિત્ર-પતિ-પત્નિ આદિને માટે કુ કે છે માત્ર થોડી પક્તિઓમાજ મહાન્ સૂત્રો તેઓશ્રી ' એ ' મા આપે છે

જૈનો માટે ગુરુશ્રીને ઘણીજ લાગણી હતી તેઓશ્રી જૈનોને નાયર-કુસમ્પી-દુ ખી-ક્લેશી-પરતત્ર-પામર-દરિદ્રી દેખતા કે તુર્તજ તેમને ઉપદેશ આપી ઉન્નતિને માર્ગે દોરી જતા અને તેમના ઉપદેશથી ઘણા જૈનો ઉન્નત દશાને પામેલા દ્રિષ્ટમા છે —

ઓ જૈનો કરી એકતા જાગો, ક્ષુદ્ર ભેદમા બની ઉદાર,
ઓ જૈનો કરી ઐક્ય પ્રવર્તો, ઐક્ય બળે છે હયાતી ધાર

માત્ર આ બેજ પક્તિઓમા જૈનો માટની ગુરુશ્રીની ઉજ્જ્વલી લાગણીઓ જણાય છે જૈન કોમની હયાતી ઐક્ય ઉપરજ નિર્ભર છે ક્ષુદ્ર મતભેદોમા ભૂલી જૈનો વર્તમાન કાળમા આતરક્લેશમા મગ્ન રહ્યા છે અને પોતાના ધર્મનો ઉત્કર્ષ વિસર્યા છે તે માટે આ સચોટ સબોધ માત્ર ટુકાણમા તેઓશ્રી જણાવે છે અને તે તમામ જૈનોને શિરોધાર્ય કરવા યોગ્ય છે

ઔષધઆશ્રમ, વૈદો, અને ઔષધશાસ્ત્રની પરમ આવશ્યકતા વિશ્વને છે અને રહેશેજ ભારતવર્ષમા આ ત્રણેની આવશ્યકતા ઘડાની છેજ તે માટે તેઓ જણાવે છે કે —

ઔષધશાળાઓ બધાવો, પ્રકટાવો શુભ વૈદ્ય અનેક
ઔષધીઓના શાસ્ત્ર રચાવો, વૈદ્યકશાસ્ત્રનો કરો વિવેક,

આમ બાગખડીના માત્ર માગજ શબ્દોમા હજારો સુન્દર ભાવવાળી ઉપદેશક પક્તિઓ ગુરુદેવે લખી છે

વિચારોના પુષ્પોને શબ્દોરૂપી દોરામા ગુથી સુન્દર માળા બનાવવી તેનુ નામ કવિતા—ને કવિતા એ ઘણાજ ટુકાણમા બહોળા વિચારોને પ્રકટ કરવાનુ એક માત્ર સાધન છે, જે પૂર્ણ કુશળતાથી ગુ શ્રીએ સફળ કર્યુ છે

ગુ શ્રી બાગખડીમા વ્યવહાર નિશ્ચય બન્ને પ્રમાણના અલકારિકતાને ભરી હજારો પક્તિ રચી હવે કક્કાવલી તરફ આવે છે

'ક' પર ગાથીસ પૃષ્ટ ભર્યા છે જ્યા જ્ઞાનગગાનો પ્રવાહ અસ્ખલિતપણે વહેતો હોય, સ્વાનુભવની સેર છૂટતી હોય પરમાત્મને ધ્યાવાના ગીત ગવાતા હોય, અને આનન્દના રસ ઉછળતા હોય ત્યા પરોપકારાર્થે લખાયેલા લખાતા કુસમ પૂરતેમા હોય ‹

આ કક્કાવલિ સુબોધ ગ્રંથમાં એમજ લાગે છે કે જાણે ગુરૂદેવ એક, એક શબ્દને વેબ્સ્ટર ડીક્સનેરી યા 'બૃહત્ શબ્દકોષ'ની માફક ઠણી નાંખવા માંગતા હોય તેમ અક્ષરોના શબ્દો ને વાક્યો છોડતાજ જાય છે. મગજમાં, હૃદયમાં અને કલમમાં કેવી દિવ્ય શક્તિ હશે કે આમ પંક્તિઓની પંક્તિઓ તાબેદાર દાસની માફક સ્મરતાંજ દોડી આવતી હશે ?

'કક્કાવલિ'માં ગુરૂદેવની આળેખેલી પંક્તિઓ એટલી બધી ઉત્તમ છે કે અત્રે કઇ ટાંકવી ને કઇ રાખવી તે સમજાતુ નથી. સ્થળ સંકોચનો ડર પણ રહે છે. છતાયે ટુંકાણમાંજ હવે આપણે ક ને લઇશું.

**કર્મને જીતતાં કક્કો ભણીઓ, સમજો એવું ચિત્ત મોઝાર.**
**કક્કા કર્મ વિપાકો ભોગવ, સમભાવે મુક્તિ નિર્ધાર,**

શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે સાચો કક્કો વિદ્યાગુરૂ ભણાવે છે તે નહિ, પણ ધર્મગુરૂ ભણાવે છે તેજ હોઇ શકે. જે કક્કો ભણતાં જન્મ મરણ ટળે, આત્માનું ભાન થાય અને તે ભણ્યા પછી કાંઇ ભણવાનુંજ ન રહે તેનુંજ નામ કક્કો ! આ કક્કો ભણનારને ખાત્રીથી કહી શકાય કે બીજું ભણવાનુ નજ રહે.

કર્મને જીતવાં એ મહા મુશ્કેલ છે. કર્મને જીતવાની કળા આવડે પછી તેને શુ બાકી રહે ? ગુરૂશ્રી કહે છે કે " કર્મને જીતતાં કક્કો ભણીઓ " કર્મને જીતાય ત્યારેજ કક્કો ભણાયો ગણાય. આ કક્કો ગુરૂ સિવાય કોણ ભણાવે ? રાગ દ્વેષનો ત્યાગ—આત્મજ્ઞાનની પ્રાપ્તિ, હેય જ્ઞેય ઉપાદેયની વિવેક બુદ્ધિ પુદ્ગલ અને આત્માની ઓળખ ને વહેંચણ, નયનિક્ષેપાપક્ષ પ્રમાણ, સપ્તભંગી આદિનું સ્વાનુભવ પૂર્વક પિછાન થયા સિવાય કર્મને જીતતાં ન આવડે. એ આવડેથી કક્કો ભણ્યા ગણાય. આવા કક્કો એટલે મુક્તિ પ્રાપ્તિનું સાધન ! આ કક્કો ભણવા ગુરૂશ્રીએ કક્કાવલી લખી! તેઓશ્રીનો કેટલો ઉપકાર ! આવી કક્કાવલી હમને સ્મરણ નથી કે કોઇએ લખી હોય. સંસારીયોને માટે સાંસારિક વ્યવહારિક જ્ઞાન આત્મજ્ઞાનીઓ માટે ઉચ્ચ પ્રકારનું આધ્યાત્મિક—જ્ઞાન, સાધુઓ માટે તેમના આચાર તથા કર્તવ્યનું જ્ઞાન, યોગિઓ માટે યોગસાધનાનાં સુવર્ણ સૂત્રો, રાજા પ્રજાના ધર્મ, પાશ્ચાત્ય દેશોની પણ સ્થિતિના દિગ્દર્શન તથા આ પ્રજા સાથે તૂલના, ઇતિહાસનાં આલેખન, અધિકારીઓ, માતાપિતા, પતિ પત્નિ, પુત્ર પુત્રિઓ, રાજાઓ, ધર્મગુરૂઓ આદિ તમામના ધર્મનું સવિસ્તર જ્ઞાન આટલી સાદી છતાં ગંભીર ભાવવાહી ભાષામાં—કાવ્યમાં—આપી દઈ જાણે ગુરૂશ્રી વાંચકને ઉપદેશામૃતનો છલોછલ ભરેલો પ્યાલો પાઇ દે છે-વિશ્વને અમોલી ભેટ આપે છે. ઓહો ઉપકારી પુરૂષોની દયાદૃષ્ટિ —નમન ! વંદન !

કક્કાવલિના વાચક આમાંથી પોતાની પાત્રતા, રુચિ, અભ્યાસ પ્રમાણે જે જોઈએ તે મેળવી શકે છે, જ્ઞાનનો સાગર ભર્યો પડ્યો છે જોઈએ તો ઘડો-લોટો-પ્યાલો ભરીને-વા ખોબાજ પીઓ પાત્રતા પ્રમાણે મેળવશો છતા એ જ્ઞાન સાગરના કિનારે ઉભા રહી ઘણાએ પિપાસુઓ આળસ યા પ્રમાદ વશ કોઇપણ પામ્યા પીધા વિના પાછા ફરે તો તેનો દોષ તેમનાપર રહે

આ ગ્રંથ સાદ્યંત વાચનાર અલૌકિક આનંદ ને જ્ઞાન જરૂર મેળવશે એ નિ:સંશય છે

આ ગ્રંથના ખાસ ખૂબી એ છે કે તે ઉચ્ચ કોટિના સાક્ષર કવિ પંડિત વાચી પ્રમોદ પામી-બહુ જાણે શીખે તેટલાજ ઓછા અભ્યાસવાળા તેને વાચી સમજી શકે તેમજ શાળામા ભણતા વિદ્યાર્થીઓ પણ સમજી શકે ! અરે ! સ્ત્રીઓ બાળકો પણ તે સમજી શકે અને નિરક્ષરો વૃદ્ધો-વૃદ્ધાઓ પણ વચાવી સ્હેલાઇથી સમજી શકે એવા પ્રકારનુ અપેક્ષાઓયુક્ત ભાવભર્યું સુન્દર પદ્ય લખાણ આમા છે

વધુ ખૂબી તો એ છે કે 'ક' થી માંડી 'જ્ઞ' સુધીના અક્ષરોમા પણ બારા ખડી આખી લે, તે શબ્દના ગુથી છે એટલે પ્રાય ગુજરાતી ભાષાનો કોઇપણ શબ્દ તેમણે છોડ્યો નથી તમે ગમે તે શબ્દ શોધો આ મહા શબ્દ કોષમાથી ઉપદેશની પંક્તિઓમા તમને તરતજ જડવાનો

આ પુસ્તક જેમ રીટાયર થયેલાઓને તેમજ યુવાનોને ગમે તે સ્થળે ગમે ત્યારે એક સરખો ઉપદેશ આપનાર ગુરૂઓના જેટલો ઉપકારી થઇ શકે તેવો છે, માત્ર વાચવો-વચાવો જોઇએ,

'ક' શબ્દ ઉપર સખ્યાબધ પૃષ્ટોમા સદુપદેશ અને આત્મધર્મ તેમજ વ્યવહાર ધર્મના શુદ્ધ સિદ્ધાંતો સમજાવી હવે શ્રીમદ્ ખ તરફ વળે છે 'ખ' ઉપર પણ ચૌદ પૃષ્ટોમા ૪૦૦ લાઇનો આળેખી છે

ખખ્ખા ક્ષમા ધરો ઘરમાહિં, સઘળી ખામી કરશો દૂર,
ખાર ન રાખો વૈરી ઉપર, આત્મ ખુમારી રહો મશગુલ

\+ \+ \+

ખુમારી પ્રકટે સમાધિયોગે, પરમાનંદ પ્રકટ વેદાય,
ખુમારી આવે તે નહિ છાની, ચહેરા દિલપર ઝટ ઉભરાય

સાચી આત્માનંદની ખુમારી પ્રકટાવવામા સમાધિ યોગના પ્રબલપૂર આત્માના અસખ્ય પ્રદેશમા વહેવા જોઇએ, અને તેમ થતા પરમ આનંદ જે

કદીએ ભોગવ્યો નથી એવો સાક્ષાત્–પ્રકટ અનુભવી શકાય છે, અને તેની ખુમારી આવે તે તો જગજાહેર જ હોય, અને તેનો ભોક્તા પણ આત્મા જ તેને વેદી શકે, જેની છાપ ચહેરા પર તેમજ દિલ પર પ્રકટ દ્રષ્ટિગોચર થાય જ, આમાં માત્ર બેજ લીટીઓમાં શ્રીમદે સમાધિ યોગના સિદ્ધાંતોને ઉભરાવ્યા છે.

ખેચરી મુદ્રા હઠ યોગીઓ, પામે છે અભ્યાસે તેહ;
ખેચરી શક્તિ પામે વળે શું, બન્યો ન આતમ્ જો ગુણ ગેહ.

હઠયોગના અનેક પ્રકારો હઠયોગીઓ, આત્મજ્ઞાનના–સ્વાનુભવનાં દર્શન કર્યા વિના સાધે છે. અને અભ્યાસે હઠયોગની ખેચરી આદિ મુદ્રાઓ સિદ્ધ કરી શકે છે. પણ તેથી શું લાભ ?

જ્યાં લગે આત્મતત્વ ચિન્યો નહિં,
ત્યાં લગે સાધના સર્વ જુઠી.

તેજ પ્રમાણે જ્યાંસુધી સાચો, સ્વાનુભવસિદ્ધ આત્મા–જે અનંત ગુણના ધામ સમો નથી પીછાન્યો ત્યાં સુધી હઠયોગ શો ઉપયોગી છે ? આટલામાં જ શ્રીમદે ઘણું ઘટાવી દીધું છે.

'ગ' શબ્દ પરનાં પૃષ્ટો ઉપર નજર નાંખતાં ઉપદેશ રત્નાકર ઉછળે છે.

ગૃહસ્થનું ઘર સ્વર્ગ સમું જ્યાં, દયા દાન ને સ્વાર્પણ ત્યાગ;
ગુણદ્રષ્ટિ ને ઐક્ય પ્રેમતા, ઉત્સાહ ઉદ્યોગ ને વૈરાગ્ય.

માત્ર બેજ લીટીઓમાં ગૃહસ્થધર્મ ગૃહસ્થના ઘરનાં લક્ષણો ને ગૃહસ્થ જીવનનાં સૂત્રો ગુંથી દીધાં છે.

દયા, દાન, સ્વાર્પણ, ત્યાગ, ગુણદ્રષ્ટિ, સંપ, પ્રેમ, ઉત્સાહ, ઉદ્યોગ અને વૈરાગ્ય આટલા વાનાંથી વિભૂષિત હોય તેજ ગૃહસ્થ ને તેજ ગૃહસ્થ ગૃહ. આ આદર્શ કેટલો બધો ઉચ્ચ છે ને તેમાં શુ શું જોઇએ તે અતિ ટુંકાણમાં શ્રીમદે બતાવી દીધું છે.

'ઘ'

ઘોરને પૂજે મર્યા પછી જે, જીવંતા તો દે નહિ માન;
ઘોરપૂજકો ગુણ ગ્રહણ વીણ, જગમાં જીવંતાં નાદાન.

મહાન્ પુરૂષોને, સત્પુરૂષોને, ઉપકારકોને, તારકોને, ઉદ્ધારકોને તેમના જમાનામાં–જીવતાં વીરલા જ પિછાની શકે છે, બાકી તો ઉલટા વિશ્વના ગાડ-

ગીઆ પ્રવાહથી અન । એવા મહાન્ પુરુષોને તો સમાજે પીછાણ્યા જ છે ને પછી મુકામ તેમના ગયા પછી તેમના ગુણગાન કરીને મહાત્માઓને માનેલા પ્રત્યગ પૂજનીય છે અને યોગપુરુષો કહેવાય તેઓ જીવતાં છતાં તેને શ્રીમદ્ નાદાન જણાવે છે ને ગુણદૃષ્ટિ ખીલવવા ફરમાવે છે

'ચ' ના ૫૯ પૃષ્ટમા ૪૩૦ લીટીઓમા ઉત્કૃષ્ટ અને અદ્ભુત ઉપદેશામૃત ફરમાવ્યુ છે

ચેન પડે જો આતમધ્યાને, સમાધિમા તો મુક્તિ થાય,
ચેન ત્યા મનડુ ઠરતુ નક્કી, સદ્‌ગુરુ ચેન ધરો હિત લાય
ચોરી દર્શનજ્ઞાન ચરણ તપ, આતમ કરીને પરણો સુકૃત,
ચાહીને કરી ચોરી એવી, મુક્તિ વધુ પરણી લે સુકૃત

\+ \+ \+

ચીચીઆરી જ્યા હું ખીઓની, પડે ત્યા સતો દોડી જાય,

\+ \+ \+

ચીસ પડે ત્યા વ્હારે જાવુ, આત્માર્પણ કરી કરવી સ્હાય.

\+ \+ \+

છાક કરે શુ જો ઇતિહાને, લ્હાણ જેવા ગયા અસંખ્ય,
છાક ન છ ગયો કૈસર ગાગનો, સમજે તો તુજ સમ નહિ રંક

\+ \+ \+

જીવતી બાહ્યાતર સઘળી, શક્તિઓને ગટ પ્રકટાવ,
જીન થવાને જન્મ છે લ્હાણે, ધ્યેયાદર્શ એ લ્હાણ ધ્યાય

\+ \+ \+

જીર્ણને ત્યાગે નવીન ધારે, પહેરનારો નહિ બદલાય,
જાણી એવુ મૃત્યુકાલે, જ્ઞાની ભીતિ શોક ન પાય.

આવા જ્ઞાની મૃત્યુ પણ એમ વિચારે છે કે જીર્ણ દેહ બદલી નવુ પહેર્યુ છે તેમા હર્ષ શોક શો ? આ વચનો શ્રીમદે પોતાના મૃત્યુ વખતે અપૂર્વ સિદ્ધ કરી બતાવ્યા છે

'જ' ઉપર હજારો પંક્તિઓ લખી તેમા જ્ઞાનનમાન સદુપદેશ ત્યોનિ ગ્રથમાળી છે

'ઝ'

ઝીલો આનંદજ્ઞાનને પ્રેમે, પ્રભુભક્તિમાં ઝુલવું એશ;
ઝીલવું સારા માર્ગે સારૂં, શીખ ઝીલે તે પડે ન ઠેસ.

+ + +

ઝરે અનુભવ જ્ઞાનનો પ્રકટે, તો તે કદીય ન થાય વિનાશ;
ઝરણાં શમતા રસનાં પ્રકટ્યાં, આનંદ આપે કરે પ્રકાશ.
ઝલક જે અંતરમાંહિ પ્રકટી, જ્યાં ત્યાં પ્રસંગે થાય પ્રકાશ;
ઝવેરી તે જે આત્મપ્રભુરૂપ, હીરા પરખે સત્ય તે ખાસ.

+ + +

આ પંક્તિઓ જેવી આત્માનુભવની ઝલકની ચમક ચમકારની સેંકડો પંક્તિઓ 'ઝ' પર આળેખાઈ છે.

'ટ'

ટટ્ટા જડ પુદ્ગલના સુખમાં, ટળવળવું તે દુઃખની ખાણ;
ટાળો દુઃખકર કામ વિકારો, આતમમાં સુખ નક્કી જાણ.

+ + +

'ઠ'

ઠોકો પ્રભુનાં દ્વારો પ્રેમે, ઉઘડે તેથી પ્રભુનાં દ્વાર;
ઠોકો નહિં અન્યાયે કોને, ઠોકાવું નહી સારૂં લગાર.

+ + +

'ડ'

ડુક્કર શ્રદ્ધાત્મિક દૃષ્ટિએ, અતિ વિષયની કામના ટેવ;
ડુક્કર તે વ્યભિચારી મનડું, દુર્ગુણની થાતી જે સેવ.

+ + +

'પ'

પાંખો છે બે દર્શન જ્ઞાનને, તેથી શિવપુર અતિ જવાય;
પાંગળો આતમ, ચારિત્રવણ છે, પાંગળો ચારિત્ર વણ કહેવાય.

+ + +

'મ'

મરવુ શિખો ધર્મકાર્યમા, મરતા અમર જીવો થઈ જાય,
મરીને અન્ય બચાવો જીવો, મારણ વૃત્તિ વેગે હઠાવ

+ + +

હે ! પ્રભુ તારા માટે જીવવુ, તુજ વણ મુજને ગમે ન ક્યાય,
હે ! પ્રભુ દીન દયાળુ પાલક, બાપ હુ ચહુ છુ તારી છાય

+ + +

'ક્ષ'

ક્ષય નથી ધર્મ પ્રવૃતિનો કદી, ધર્મ કર્યું નિષ્ફળ નહિ જાય,
ક્ષય ક્યારે નહિ આત્મપ્રભુનો, નિ ય અખ ડ છે આતમરાય

+ + +

'જ્ઞ'

જ્ઞાન ક્રિયાથી મુક્તિ નક્કી, સૌથી મોટુ આતમ જ્ઞાન
જ્ઞાની શ્વાસોશ્વાસમા મુક્તિ, પામે છે એ નક્કી માન

આમ ક થી જ્ઞ સુધીના તમામ શબ્દોપર સેકડો અદ્વિતીય પક્તિઓમા શ્રીમદે ઉચ્ચ આત્મજ્ઞાન, તપ, ત્યાગ, વૈરાગ્ય, શાતિ, વ્યવહારને નિશ્ચય બેઉ રીતે ઓતપ્રોત કરી સદુપદેશના સાગર રેલાવ્યા છે કેટલુ લખીએ ? કેટલુ વિવચન કરીએ !

જેની પક્તિએ પક્તિએ શબ્દે શબ્દે વિવેચનના પૃષ્ઠો ભરીએ તોયે શ્રીમદ્‌નો આશય સપૂર્ણતયા સ્પષ્ટ કરી વ્યક્ત કરી ન શકાય

શ્રીમદે તો એકે એક અક્ષર પર હજારો પક્તિઓ રચી પણ તે પ્રતિ પક્તિના અર્થ કરી તેના સ્પષ્ટાર્થ, ભાવાર્થ ને અનુભવાર્થ કરવા જતા ગ્રથો ભરાય તેમ છે આ સ્વાનુભવી જ્ઞાનમા મસ્ત બની આત્માનદની ખુમારીમાજ ઝીલતા શ્રીમદે પોતાના સ્વાનુભવામૃતનો આસ્વાદ વાચકોને કેટલો ઉદારતાથી આપ્યો છે તે તો તેના ગ્રાહકોજ સમજી શકે

પોતાનુ આયુષ્ય અલ્પ હોવાનુ પ્રથમથીજ જાણીને શ્રીમદે અનેક સ બોધ સામગ્રીથી ભરેલો આ ગ્રથ પ્રથમ અ થી અ અને ક થી જ્ઞ સુધીના તમામ અક્ષરોથી શરૂ કરી હજારો પક્તિબધ રચનામા રચી નાખ્યા હતો કે તે અ

પૂર્ણ રહી ન જાય, અને તે પછી છપાવવાના આસતા ક્રમે તેમાં હમેશાં પ્રસંગાનુસાર ઉમેરો કરે જતા હતા. પોતે એવી કવિત્વની પ્રતિભા શક્તિવાળા હતા કે પ્રુફ તપાસતાં તપાસતાં યે તેમાં સેંકડો પંક્તિઓ નવીન રચી ઉમેરી દેતા હતા. આમ ગ્રંથનો પૂર્ણાહુતિ જો કે ચૈત્ર શુદ ૧૫ ના રોજ થઇ હતી છતાંયે તેમાં ઉમેરો ચાલ્યા કરતો હતો અને શ્રીમદનું સ્વર્ગગમન જેઠ વદી ૩ ના રોજ થયું છતાં તેમાં આગલા શુક્રવાર સુધી તો આ ગ્રંથમાં નવીન લાઇનો ઉમેરતા જતા હતા ને પ્રુફસપણ પોતે જોયા કરતા હતા. નિયમિત રીતે આયુષ્યની છેલ્લી ક્ષણ સુધી પણ સ્વફરજ બજાવ્યા જવાની, જ્ઞાન ભક્ત કરવાની અને ઉપકારક દૃષ્ટિએ ઉચ્ચ અધ્યાત્મજ્ઞાનનો વારસો આપી જવાની પ્રબળ ધગશ શ્રીમદમાં રહી હતી ને તે તેમણે પૂર્ણતયા:સફલ કરી છે.

સં. ૧૯૮૧ ના વર્ષમાં પોતાના સારી તબીયત હોવા છતાં મૃત્યુ સમય નિકટ જાણી પરવારી લેતા હોય તેમ ગ્રંથમાળાના ૧૦૮ મણકામાં ફુટતા બાવીશ ગ્રંથો એક સામટા શ્રીમદે તૈયાર કરવા માંડયા હતા અને સાત સાત પ્રેસ રોકી ગ્રંથો છપાવવાનું કાર્ય શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળે ઉપાડ્યું હતું. અમદાવાદ, ભાવનગર, વડોદરા આદિ સ્થળોમાં આ પુસ્તકો માટે મંડળે રોકેલા પ્રેસોના માલીકોએ પણ પૂર્ણ ભક્તિભાવે આ કાર્ય ઉપાડી લીધું હતું. શ્રીમદ્ પોતે નિયમીતપણે લખવાનું, પ્રુફો તપાસવાનું, પ્રસ્તાવનાઓ લખવાનું વિગેરે કાર્યો ઝડપથી કરે જતા હતા. આ કાર્ય શ્રીમદના અવસાન પર્યંત નિયમીત ચાલ્યું હતું અને તમામ ગ્રંથો પૂણ થઇ રહ્યા પછી શ્રીમદે સ્વર્ગગમન કર્યું હતું. જ્ઞાન લેખન, જ્ઞાનપ્રચાર, જ્ઞાનભક્તિ માટે આવું અનુપમ કાર્ય અવસાન પર્યંન આટલી ચીવટથી છતાં અતિ ઉલ્લાસથી આટલું ઝડપથી નવિન રચના કરવા સાથે કોઇએ કર્યાનું જાણમાં નથી.

શ્રીમદે આ ગ્રંથ રચવાની શરૂઆત મધુપુરિ–મહુડીમાં પોસ વદી ૧ રવિવારે કરી હતી. આ ગ્રંથ લખવા માટે એક નોટ વાપરવામાં આવી છે. તેમાં **૫** અક્ષર સુધી તો સંતપ્ત થતાં સુધી શ્રીમદે લખ્યાં કર્યું જણાય છે. પછી **ફ** થી **રી** સુધી લખતા ગયા છે અને દરેક અક્ષર ઉપરના લખાણની પુર્ણાહુતી ન કરતાં **જ્ઞ** સુધી પહોંચી ગયા છે. ચૈત્ર માસ પછી પૂર્ણ સ્વસ્થતાથી કદાચ ગ્રંથ લખવો ફાવશે નહી ને શરીરની અસ્વસ્થતામાં વધારો થશે એમ ધારી દરેક અક્ષર પર લખી ચુક્યા જણાય છે ને પ્રસગોપાત વચ્ચે વચ્ચે પેનસીલ તથા શાહીની લીટીઓ ઉમેરાઇ છે. આમ **રી** અક્ષર પૂર્ણ કર્યો છે અને પ્રશસ્તીની ગાથા ૯ તથા ૧૬ માં તેની પૂર્ણાહુતિ જણાવી છે. છતાંએ લખાણ તો ચાલ્યાજ કર્યું અને ઉમેરો થતોજ રહ્યો. ને જેઠ શુદ ૧૩ સુધી ચાલ્યો.

પ્રશસ્તિ

પોષ વદી એકમ રવિવારે, મહુડી વાધા પદ્મ જીણંદ,
રવિવારે રચના શરૂ કીધી, સર્વ જીવોને છે સુખકંદ

આ પછી મધુડીથી મહા શુદી બીજે વિહાર કરી પ્રાતીજ શ્રીમ પધાર્યા હતા

મહુડી માહી રચના કીધી, ત્યાથી પ્રાતીજપુર વિહાર,
માઘ શુદી બીજે કીધો શુભ, પ્રતિદિન ત્યા રચના કરી સાર

ત્યાથી માઘ વદી સાતમે શ્રીમદ્ પુન મધુપુરિ આવ્યા છે અને રચનો શરૂ રાખી હતી

માઘ વદી સાતમે પ્રાતીજથી, મધુપુરિમા કર્યો વિહાર
મધુપુરીમા પ્રતિદિન રચના, કીધી લાવી હર્ષ અપાર
મધુપુરીમા ધ્યાન સમાધિ, ઉપયોગે આનંદ રસ લીધ,
નિર્જન સ્થાનો કોતરે માહિ, આત્મસ્વરૂપ વિચારણા કીધ

શ્રીમદ્દને કોતરો અને નિર્જન સ્થાનોમા ધ્યાન સમાધિ અને આત્મસ્વરૂપની વિચારણાનો કેવો અદ્ભુત આનંદ ભર્યો ઉત્તમ પ્રાપ્તિનો શોખ હતો તે ઉપરોક્ત પંક્તિઓ સ્પષ્ટ કરે છે અને આના આત્મમસ્તીના અવસર આ ગ્રથ લખાતો આવ્યો

અહિથી શ્રીમદ્ ફાગુન શુદ બીજના પ્રાતકાળે વિહાર કરી વિજાપુર ગયા હતા અને ચૈત્ર શુદી પાચમે શ્રી વૃદ્ધિસાગરજી સ્વર્ગગામી થયા હતા પૂર્ણાહુતિ માટે શ્રીમદ્ જણાવે છે —

ચૈત્ર પૂર્ણિમા શુક્રવાર દિને, પૂર્ણ કર્યો કક્કાવલિ ગ્રંથ,
વાચે ગણેને ભાવે સાંભળે, પામે તે શિવપુરનો પંથ (૯)

તથા —

વિજાપુર વિદ્યાશાળામા ગ્રંથની રચના પૂર્ણ પ્રસિદ્ધ,
વિજાપુર વિદ્યાશાળામા, આત્મોન્નતિના બીજો સિદ્ધ (૧૦)

આમ આ ગ્રંથ પૂર્ણ થવા પછી શ્રીમદ્ પોતાના લઘુતા બતાવતા તથા અગ્રગામી સપૂર્ણતા અશુદ્ધિ માટે ક્ષમા યાચના જણાવે છે —

નથી લેખકને નથી કવિ હું, નથી જ્ઞાની વા નથી વિદ્વાન;
બાલક ચાલે પ્રેમે લખ્યું મ્હેં, સત્ય જણાય તે લેશો જ્ઞાન.

કેવી લઘુતા ? કેટલું નિરભિમાનપણું ?

કક્કાવલિ સુબોધમાં જે જે, ભૂલચૂક ને થયો જે દોષ,
સર્વ સંઘની આગળ તેની, માફી માગું બહુ ગુણ પોષ.

* * *

અને છેવટે ઉપસંહાર કરતાં મંગલ સ્વરૂપ સદ્ગુરૂદેવતાઓને સ્મરી લે છે–

ગુરૂ રવિસાગર સુખસાગર ગુરૂ, પામી તેનો પૂર્ણ પસાય;
બુદ્ધિસાગર મંગલમાલા, ગ્રંથ રચી પામ્યો સુખદાય.

આમ આ મહાન્ કક્કાવલિ કાવ્ય ગ્રંથ સર્વ રસોવડે પૂર્ણ–પરિપુરિત થયો છે.

અત્યારે શ્રીમદ્‌ના જીવત જીવનની જ્વલંત જ્યોતસમા ૧૦૮ મહાગ્રંથો શ્રીમદ્‌ની એક મહાવિદ્વાન, મહાપંડિત, મહાકવિ, ઉત્કૃષ્ટ લેખક, શ્રેષ્ટ સ્વાનુભાવી સમર્થ યોગીરાજ, ઉચ્ચકોટિના અધ્યાત્મી, તિવ્ર તપત્યાગ, વિભૂષિત મહાન પુરૂષ તરીકેની ખ્યાતી કરતા વિશ્વમાં વિદ્યમાન છે.

આવા કક્કાવલીના જોટાના તથા તેવી શૈલીના કયા કયા ને કેટલા ગ્રંથો ગુર્જર ભાષામાં છે તેનો તપાસ આ લેખકે કર્યો છે. છતાં ભારતવર્ષના ગુર્જર ભાષા લેખકોએ આવા પ્રકારનો તથા આવી અદ્‌ભુત ઉચકોટિની રસસામગ્રીવાળો કોઇ ગ્રંથ વિદ્યમાન હોવાનું જણાઈ શક્યું નથી.

આ ગ્રંથની વિશિષ્ટતામાં તેમાં અનેક પ્રકારનો સર્વોપયોગી સદ્‌બોધ હોવા ઉપરાંત તે જૈન સાધુનો આળેખેલો હોવા છતાં પણ તે વિશ્વના તમામ ધર્મ-ના, તમામ કોમના, તમામ વયનાં, તમામ રસજ્ઞોના, આબાળ વૃદ્ધ સ્ત્રીપુરૂષોને એક સરખો ઉપયોગી, સમજી શકાય તેવો બન્યો છે.

આમાં પાશ્ચાત્ય દેશોના દાખલા તથા ત્યાંની પરિસ્થિતીનો પણ ખ્યાલ આપી દીધો છે અને સ્વદેશ (બાહ્ય) તથા આંતર સ્વદેશ તથા સ્વરાજ્ય (મુકિત) તેમજ આદર્શ ગ્રહસ્થાશ્રમ–તથા આર્યોનાં કર્તવ્યોનું ભાન, રાજા–પ્રજાની ફર-

જે, નઘરીય જ્ઞાન, શારીરિક જ્ઞાન આદિ અનેક આત્મનોના ઉચ્ચતમ અનુભવના યોગ્ય જ્ઞાન ભર્યું છે

અમને તો આશા છે કે આવા ઉત્તમ ગ્રંથો વિશ્વને અને વિશ્વવાસીઓને ઘણોજ લાભ પહોંચાડશેજ

વાચકોને અમારી નમ્ર વિનતી છે કે અતિ પરિશ્રમે તૈયાર કરેલો આ ગ્રંથ માત્ર વાંચીનેજ નહિ પણ વર્તનમાં મુકીને તેનો લાભ લેવો, અને આત્માનું સાધન કરવું એજ શ્રીમદ્‌ના પરિશ્રમો સફળ બનાવવા માટે બસ છે

છેવટે એટલુંજ જણાવીને વિરમાયું કે —

પૂર્ણાનંદ સ્વરૂપ આત્મ સુખના અર્થી ખરા જે હતા,
મોઘા શારદનંદ જે વિલસતા જ્ઞાને સદા સર્વદા,
આળેખ્યા અદ્‌ભુત ગ્રંથ ગરવા, ઉપદેશ-તત્વે ભર્યા,
નિશ્ચયને વ્યવહાર સાર સરખા, જીવન સિદ્ધાંતો નર્યા
જેની દ્રષ્ટિ અમિ ભરી વિલસતી, વિશ્વોપકારે સદા,
જેની એક ક્ષણેય ના ગઈ હતી, આળસ પ્રમાદે કદા,
જેણે ઉત્તમ અંત જ્ઞાન રસની રેલી સરીતા અહા
યોગીરાજ નમું સુજ્ઞાની ગુરૂશ્રી શ્રી બુદ્ધિસાગર મહા

પાદરા
નવગઢી
વસંતપંચમી
સં ૧૯૮૨



ૐ જયગુરૂ શાંતિ
તત્પાદરેણુ
મણિલાલ મોહનલાલ પાદરાકર.



# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી



## શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળામા પ્રગટ થયેલા ગ્રન્થો.



| ગ્રન્થાક | પૃષ્ટ | કિંમત. |
|---|---|---|
| ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૬-૦ |
| ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૨૫ | ૦-૮-૦ |
| ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦-૮-૦ |
| ૫ અનુભવપચ્ચિશી | ૨૪૮ | ૦-૮-૦ |
| ૬ આત્મપ્રદીપ | ૩૧૫ | ૦-૮-૦ |
| ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮ પરમાત્મદર્શન | ૪૦૦ | ૦ ૧૨ ૦ |
| ૯ પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦ તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦-૪-૦ |
| ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦ ૧-૦ |
| ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૧૦૦ | ૦-૬-૦ |
| ૧૪ તીર્થયાત્રાનુ વિમાન ( આ બીજી ) | ૬૪ | ૦-૨-૦ |
| ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦-૫-૦ |
| ૧૬ ગુરૂબોધ આ ૨ | ૨૯૦ | ૦-૮-૦ |
| ૧૭ તત્ત્વજ્ઞાનદીપિ । | ૧૨૪ | ૦-૬-૦ |
| ૧૮ ગહૂંલીસંગ્રહ ભા ૧ | ૧૧૨ | ૦-૩-૦ |
| ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ | ૪૦-૪૦ | ૦-૧-૦ |
| ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠ્ઠો | ૨૦૮ | ૦ ૧૨ ૦ |
| ૨૨ વચનામૃત | ૮૩૦ | ૦ ૧૪ ૦ |
| ૨૩ યોગદીપક | ૩૦૮ | ૦ ૧૪ ૦ |

| | | | |
|---|---|---|---|
| | ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૩૦૮ | ૧–૦–૦ |
| * | ૨૫ આનન્દઘનપદ ( ૧૦૮ ) સંગ્રહ. | ૮૦૮ | ૨–૦–૦ |
| * | ૨૬ અધ્યાત્મશાન્તિ ( આવૃતિ બીજી ) | ૧૩૨ | ૦–૩–૦ |
| | ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૬૬ | ૦–૮–૦ |
| * | ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીનસ્થિતિ. | ૯૬ | ૦–૨–૦ |
| * | ૨૯ કુમારપાળ ( હિંદી ) | ૨૮૭ | ૦–૬–૦ |
| * | ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા. | ૩૦૦ | ૦–૪–૦ |
| * | ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦–૪–૦ |
| *÷ | ૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦–૪–૦ |
| × | ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય. | ૧૯૨ | ૦–૬–૦ |
| | ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦–૫–૦ |
| * | ૩૯–૪૦–૪૧ જૈનગચ્છમતપ્રબંધ. સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧–૦–૦ |
| | ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | | ૧–૦–૦ |
| | ૪૩ મિત્રમૈત્રી. | ૧૭૦ | ૦–૮–૦ |
| * | ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦–૨–૦ |
| | ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦–૨–૦ |
| | ૪૬–૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા ગહુંલીપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩–૦–૦ |
| | ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩–૦–૦ |
| * | ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨–૦–૦ |
| × | ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩–૦–૦ |
| * | ૫૧ આત્મતત્ત્વદર્શન. | ૧૧૨ | ૦-૧૦-૦ |
| ÷ | ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય. | ૧૬૮ | ૦-૧૦-૦ |
| * | ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩–૮–૦ |
| | ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦–૪–૦ |
| * | ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર. | ૮૦૦ | ૩–૦–૦ |
| | ૫૬ ગુરૂગીત ગહુંલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨-૦ |
| | ૫૭–૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦–૬–૦ |
| | ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૬ | ૦-૪–૦ |

| | | |
|---|---|---|
| ૬૦ પૂજાસંગ્રહ ભા ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦ ૧૨ ૦ |
| ૭૩ ૭૭ સંઘકર્તવ્ય વિ સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-/-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રિસ્ત ધર્મનો મુકાબલો તથા જૈનખ્રિસ્તિ સંવાદ | ૨૭૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૮૫ | ૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિ પ્રકાશ, | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન ( મણીચંદ્રજીકૃત સજ્ઝાયો નુ વિવેચન | ૧૫૦ | ૦-૬-૦ |
| ૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રયનિષેધ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવના પ્રકાશ | ૧૧૫ | ૦-૭-૦ |
| ૯૦ આત્મપ્રકાશ | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોક વિનાશક ગ્રંથ | ૮૦ | ૦-૧-૦ |
| ૯૨ તત્ત્વવિચાર | ૧૨૫ | ૦-૬-૦ |
| ૯૩-૯૭ અધ્યાત્મગીતા વિ સંસ્કૃત ગ્રંથ. | ૨૦૫ | ૧-૦-૦ |
| ૯૮ જૈનસૂત્રમાં મૂર્તિપૂજા | ૯૦ | ૦-૩-૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૯ | શ્રી યશોવિજયજી નિબંધ. | ૨૧૦ | ૦-૬-૦ |
| ૧૦૦ | ભજનપદસંગ્રહ ભાગ ૧૧ | ૨૨૦ | ૦-૧૨-૦ |
| ૧૦૧ | ,, ભાગ ૧ આ. ૪ થી | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧૦૨ | ગુજરાત બૃહદ્ વિજાપુર વૃત્તાંત | ૨૭૮ | ૧-૮-૦ |
| ૧૦૩-૪ | શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃતજીવન ચરિત્ર તથા દેવવિલાસ. | ૨૩૦ | * ૦-૧૨-૦ |
| ૧૦૫ | મુદ્રિત શ્વે. ગ્રંથગાઇડ | | |
| ૧૦૬ | કક્કાવલી-સુબોધ. | ૪૬૦ | ૧-૪-૦ |
| ૧૦૭ | સ્તવન સંગ્રહ ( દેવવંદન સહિત ) | ૨૭૫ | ૦-૧૦-૦ |
| ૧૦૮ | પત્ર સદુપદેશ ભાગ ૩ | | |

## ગ્રંથો મળવાનાં ઠેકાણાં.

૧ વકીલ મોહનલાલ હીમચંદ-પાદરા ( ગુજરાત )
૨ શા. આત્મારામ ખેમચંદ-સાણંદ.
૩ શા. નગીનદાસ રાયચંદ ભાંખરીયા-મહેસાણા.
૪ શા. ચંદુલાલ ગોકળભાઈ-વિજાપુર.
૫ શા. રતીલાલ કેશવલાલ-પ્રાંતિજ.
૬ બુદ્ધિસાગરસૂરિ જૈનસમાજ-પેથાપુર.
૭ શા. મોહનલાલ નગીનદાસ ભાંખરીયા
૧૯૨-૯૪ બજાર ગેટ, કોટ, મુંબઇ.



---

* આ નિશાનીવાળા ગ્રંથો શિલકમાં નથી.

× આ ગ્રંથો બ્રીટીશ કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.

÷ આ ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતાએ મંજુર કરેલા છે.

श्रीमज्जैनाचार्य बुद्धिसागरसूरि रचित.

# कक्कावलिसुबोधग्रन्थ.

प्रणम्य श्री महावीर, सर्वज्ञ परमेश्वरम्
जिनेन्द्र वीतराग च, सद्गुरू सुखसागरम् ॥ १ ॥
कक्कावलि सुबोधाख्य, ग्रन्थ करोमि प्राकृतम्
बालाना सत्यबोधार्थ, सर्वशिक्षामय शुभम् ॥ २ ॥

અ આ અરિહંત દેવને ધ્યાનો, અહં અર્હં જપવો જાપ,
અરિહંતને સમજી જ્ઞાને, જપતા સઘળા નાસે પાપ ॥ ૧ ॥

અજ્ઞાની રહેવું નહીં આતમ ! !, સર્વદુઃખ હેતુ અજ્ઞાન,
અજ્ઞાની-પશુ સરખો જાણો, અજ્ઞાને ભવદુઃખની ખાણ ॥ ૨ ॥

અરૂપી આતમ તત્ત્વમસિ તું, આતમ ! ! આપોઆપ ઉદ્ધાર;
અખંડ અવિનાશી અજ અક્ષય, અનંત ગુણ પર્યાયાધાર ॥ ૩ ॥

અક્ષર અજર અમર આતમ એક, ભણતાં ગણતા થાશો એક,
અનેક એક સ્વરૂપે આતમ, આનંદરૂપી કરો વિવેક ॥ ૪ ॥

અન્ધા આગળ આરસી ધરવી, બહેરા આગળ જેવું ગાન,
અજ્ઞાની આગળ તમ જ્ઞાની, અજ્ઞાનીને હોય ન સાન ॥ ૫ ॥

અન્ધકાર સરખું અજ્ઞાનજ, અજવાળા સમ જાણો જ્ઞાન,
અન્તરૂ આત્મસ્વરૂપે રહેતા, પરમાતમ પ્રગટે નિર્વાણ ॥ ૬ ॥

અજપાજાપ તે આત્મસ્મરણતા, અનહદધ્વનિ,-અંતરૂ ઉપયોગ;
આધ્યાત્મિક દ્રષ્ટિએ અર્થને, સમજી સાધો અનુભવયોગ. ॥ ૭ ॥

અનુભવ જ્ઞાન તે આત્મપ્રભુતું, નિર્વિકલ્પ છે જ્ઞાન પ્રમાણ,
અન્તરૂ આતમ આનંદ રસનો, સાગર ઉલટે એવું ભાન. ॥ ૮ ॥

અનુભવ પચ્ચીશીજ રચીને, આત્માનુભવ આપ્યું જ્ઞાન,
અનુભવ જ્ઞાન પ્રમાણ છે સાચું, અંતરૂનંદ તે સાચું ભાન ॥ ૯ ॥

અનેક એક સ્વરૂપી આતમ, પર્યાય દ્રવ્ય નયે છે ભેદ,
અસત્ય નહીં વદવું ને કરવું, અસત્યમાં છે દુઃખો ક્લેશ ॥ ૧૦ ॥

અનીતિનું વર્તન નહીં ધરવું, અનીતિથી અંતે છે નાશ;
અવળા પન્થે ડગલું ન ધરવું, અન્તરમાં ધર સુખ વિશ્વાસ. ॥ ૧૧ ॥
અક્કલ બડી પણ ભેંસ ન મોટી, અક્કલની કિંમત નહીં થાય;
અજ્ઞાનીના પ્રભુ થતાં દુઃખ, જ્ઞાની દાસ થતાં સુખ સ્હાય. ॥ ૧૨ ॥
અશક્ય છે નહીં મનુષ્યને કંઇ, અલક્ષ્ય નહીં કંઇ જગમાં જોય;
અજરામર પદ માનવ પામે, માનવ–પ્રભુ પ્રતિનિધિજ હોય. ॥૧૩॥
અમર અજર આતમ નિજ જાણો, દેહ પ્રાણનું મરણું જાણ;
અકળ કળા–આતમપ્રભુનો છે, અખંડ અવિનાશી તું માન. ॥ ૧૪ ॥
અજિતનાથ બીજા તીર્થંકર, અજીત બનો જીતી મન કર્મ;
અચરિજ નહીં જ્ઞાને જગમાંહી, આતમ!! કરશો નહીં અધર્મ. ॥૧૫॥
અચ્ચંકારીભટ્ટાપેઠે, ક્ષમા અને સમતાને ધાર;
અતિસુકતક મુનિવરની પેઠે, પ્રતિક્રમણ કરશો નરનાર. ॥ ૧૬ ॥
અરણિક મુનિ પેઠે નિર્મોહી, દેહોત્સર્ગ કરીને થાવ!!;
અવગુણ છાંડી ગુણને ધારો, અનંત જીવનને પ્રગટાવ!!. ॥ ૧૭ ॥
અરજી કરવી યોગ્ય ન્યાયીને, અસ્થિર મનનો નહીં વિશ્વાસ,
અયોગ્ય સાથે કરો ન સંબંધ, અજ્ઞાની છે જગમાં દાસ. ॥૧૮॥
અહંકારથી અનંત દુઃખો, રાવણ દુર્યોધનની પેર,
અન્તરમાં જો!! અવગુણ તારા, શાથી વર્તે છે અંધેર. ॥૧૯॥
અક્ષર જ્ઞાનથી કેળવાયેલા, માનવું તેમાં મોટી ભૂલ;
સદ્ગુણને સદ્વર્તન જ્ઞાને, કેળવણીનું સાચું મૂલ્ય. ॥૨૦॥
અલ્લા કહેતાં મળે ન અલ્લા, મનમાંથી ટળતાં શયતાન,
અલ્લા આતમ પોતે થાવે, મોહે ભૂલ કરે ઇન્સાન. ॥૨૧॥
અન્તર્નાદ–અવાજ તે જાણો, અંતર પ્રગટે સાચું જ્ઞાન;
અન્તર્નાદમાં ભૂલ ન પ્રગટે, સમજે નહીં તેને અજ્ઞાન. ॥૨૨॥
અજગર સરખું ધરો ન આળસ, આળસથી જીવતાં નાશ;
અનુદ્યમી વાતોડુ જાણો, આફતમાં ઉદ્યમ સુખવાસ. ॥૨૩॥
અફીણ વ્યસનથી હિંદને ચીનની, પાયમાલી થઇ પડતી જાણ;
અફીણ આદિ દુર્વ્યસનોથી, નાસે તન ધન મનને પ્રાણ. ॥૨૪॥

અન્ન વાયુથી જીવો જીવે, અન્નાદિકનુ દેશો દાન,
અદા કરો નિજ ફર્જને જ્ઞાને, અતિથિને દેવુ સન્માન ॥૨૫॥
અનતનાથ ને અર બે જિનવર, ધ્યાવો તેવા થાવો ભવ્ય,
અનત જીવન માટે જીવવુ, આતમ ! ! તારૂ એ કર્તવ્ય ॥૨૬॥
અડચણ આપત્ સૌને આવે, સહાય કરે તેમા ધન ધન્ય,
અતિ પરિશ્રમ તનુ મન ઇન્દ્રિય, થાવે તેથી રોગી તન ॥૨૭॥
અતિ વર્જવુ વર્જવા લાયક, આહારાદિક તેમ વિહાર,
અવસર યોગ્ય જે દેવુ લેવુ, કરવુ તે કર્તવ્ય વિચાર. ॥૨૮॥
અવસર જેનો તેની કિમત, અવસરે સહુની કિમત થાય,
અવસરે આવ્યો મેઘ મઝાનો, અવસર વણ તે માન ન પાય. ॥૨૯॥
અવસર આવે શોભે સર્વે, અવસર દેખી કરશો કૃત્ય,
અમૂલ્ય કિમત-અવસર જાણે, તે જગમાહી દેખે સત્ય. ॥૩૦॥
અજાણ આગળ કિમત શી નિજ, વાનર આગળ રત્નની પેર,
અવસર આવે અર્થી જાણુની,-આગળ કિમત કીર્તિ લ્હેર ॥૩૧॥
અવસર આવ્યો જવા નહી ઘો ! ! ! અવસર વીત્યે જન પસ્તાય,
અર્થીને છે અર્થની કિમત, માનવ, હીરાને શુ ખાય ॥૩૨॥
અર્થ કામની,-પ્રાપ્તિ ધર્મે, અનર્થ કાર્યો કરો ન ભવ્ય;
અર્ધી ઉમર ઉંઘમા જાતી, ચેતીને કર શુભ કર્તવ્ય ॥૩૩॥
અનાર્ય-ને લોકો કહેવાતા, દેવગુરૂને ધર્મ અજાણ,
અનાચાર હિસાદિક પાપે, તનુ અર્થે જે ધારે પ્રાણ ॥૩૪॥
અનાર્ય જીવન પાપમયી છે, આર્ય જીવન છે ધર્માચાર,
અનાર્ય, જીવે મિથ્યાધર્મે, સમ્યગ્ ધર્મે આર્ય વિચાર ॥૩૫॥
અકળાઈશ નહિ આફત આવે, આફત સદા નહીં રહેનાર,
અધીર થા ના કાર્ય કરતા, અમૂલ્ય આયુ ન ફોગટ હાર ॥૩૬॥
અતિ પરિચયે થાય અવજ્ઞા, અતિ સઘળુ કરવુ પરિહાર;
અન્ધો થા ના ! ! છતી આંખે તુ, સત્યાસત્યનો કર નિર્ધાર ॥૩૭॥
અન્ધો દિવસમાહી ઘુક છે, રાત્રે અન્ધો કાક છે જાણ,
રાત્રી દિવસ આંખોએ અન્ધો, કામી નર વ્યભિચારી માન. ॥૩૮॥

અતિકામી વ્યભિચારી અન્ધા, બુદ્ધિ છતાં પણ બુડથલ જાણ;
અન્ધ કર્મે દાસ ગુલામો, જગમહીં જૂઠા નાદાન. ॥૩૯॥
અહિંસા છે સર્વ ધર્મમાં, શ્રેષ્ઠધર્મ જગમાંહી સત્ય;
અહિંસામાં ધર્મ છે સાચો, દયાનાં કર!! આતમ!! શુભ કૃત્ય. ॥૪૦॥
અહિંસા છે પરમાતમ રૂપ, અહિંસા ત્યાં પ્રગટ્યા દેવ;
અહિંસા ત્યાં આર્યપણું છે, દયાવિના નહીં દેવની સેવ. ॥૪૧॥
અહિંસામય જેની વૃત્તિ; જેનાં આહારાદિક સહુ કૃત્ય;
અર્હન્ પ્રગટ પ્રભુ તે પોતે, તે, જાણે સહુ જગનાં સત્ય. ॥૪૨॥
અહિંસાની પૂર્ણવૃત્તિથી, સિંહો પણ મિત્રો સમ થાય;
અરિ રહે નહીં જગમાં કોઈ, વૈકુંઠ જીવંતાં તે પાય. ॥૪૩॥
અહિંસક જન પરમ આર્ય છે. અનાર્યતા, હિંસાથી ગણાય;
અધર્મ હિંસા સમ નહીં બીજો, હિંસાથી કર્મો બંધાય. ॥૪૪॥
અહિંસામય વિચાર કર્મે, અલ્લા ઇશુને ભજે જે રામ;
અર્હન્ બુદ્ધ હરિ સહુ ભજતાં, પામે મુક્તિ વૈકુંઠ ધામ. ॥૪૫॥
અહિંસાને જ્ઞાન ભક્તિ તેમ, આત્મશુદ્ધિ જે અંશે થાય;
આત્મપ્રભુ પામે તે અંશે, તેના દિલમાં સત્ય જણાય. ॥૪૬॥
અર્થો જે જે ધર્મશાસ્ત્રના,—ભિન્ન ભિન્ન શાસ્ત્રે છે જેહ;
અર્થો સાચા તેમાંના તે, શુદ્ધદયાએ જાણે તેહ. ॥૪૭॥
અનેક મત પંથ ધર્મી લોકો!! ધર્મના ભેદે કરો ન દ્વેષ;
અન્તરૂમાં સમતા પ્રગટ્યાથી, સર્વલોકની મુક્તિ બેશ. ॥૪૮॥
અમૂલ્ય આયુ તન મન વાણી, વાપર!! મુક્તિ માટે જીવ!!;
અવસર આવ્યો થા ન પ્રમાદી, થાવે આતમ નિશ્ચય શિવ. ॥૪૯॥
અજપાજાપ તે અંતરૂમાંહી, ક્ષણ ક્ષણ આત્મપ્રભુ ઉપયોગ;
આધ્યાત્મિક દૃષ્ટિએ એવા, અજપાજાપનો અર્થ પ્રયોગ. ॥૫૦॥
અનહદ નાદ તે આત્મજ્ઞાનની,—દ્રષ્ટિએ પ્રભુનો ઉપયોગ;
અનહદનાદ તે કેવલજ્ઞાનને,—પૂર્ણાનન્દનો પૂરો ભોગ. ॥૫૧॥
અનહદનાદ તે ભક્તિદ્રષ્ટે, પ્રભુની લગની અખંડ તાન;
અંતરૂમાહીં પરાભક્તિની,—ધૂને જે પ્રગટે તે જ્ઞાન. ॥૫૨॥

અન્તર્નાદ તે આત્મજ્ઞાનના,-અનુભવે પ્રગટે જે જ્ઞાન,
અન્તર્ આતમ અવાજ એ છે, સત્યનુ પ્રગટે સાચુ ભાન ॥૫૩॥
અનુભવજ્ઞાન તે રાગ દ્વેષ વણુ, સત્યનુ સત્ય તરીકે ભાન;
અનુભવજ્ઞાને સમ્યગ્ દ્રષ્ટિ,-યોગે અંતર્ પ્રગટયુ જાણુ ॥૫૪॥
અમર થયો જાણો તે આતમ, કર્માદિકના ટાળ્યા બંધ,
અમર થયો તે સદ્ગુણી જગમા શુદ્ધાત્મા નિ સંગ અબંધ ॥૫૫॥
અપૂર્વ અવસર, માનવ ભવનો,-પામી આતમ ત્યાગ!! પ્રમાદ,
અલખ અરૂપી અજ અવિનાશી, અખંડ આતમને કર યાદ ॥૫૬॥
અજ્ઞાની અમૃત પાવે ને, જ્ઞાની વિષને કદાપિ પાય,
અજ્ઞાનીનુ અમૃત પીવુ છંડી, વિષ પીવુ અતે સુખદાય ॥૫૭॥
અજ્ઞાની મિથ્યામતિ લોકો, સમ્યગ્ દ્રષ્ટિ વિહીન જેહ,
અનંત ભવનો પાર ન પામે, નય સાપેક્ષિકજ્ઞાની ન તેહ ॥૫૮॥
અયોગ્ય જનને જ્ઞાન ન આપો, અયોગ્યને નહી જ્ઞાન ફળંત,
અજ્ઞાની પશુ સરખો આતમ, સત્તા ધનથી કશુ ન વળંત. ॥૫૯॥
અનર્થ સઘળા મૂળનો હેતુ, અર્થ છે જાણો નરનેનાર,
અર્થને માટે મારામારી, અર્થથકી ચાલે સંસાર ॥ ૬૦ ॥
અર્થાર્થીને આર્ત તથા વળી, આત્માર્થી પ્રભુને ભજનાર,
અનુભવે નિજને જેહ અલખ રૂપ, જીવ તો પ્રભુ રૂપ તે ધાર ॥ ૬૧ ॥
અનંત ગુણપર્યાય સ્વરૂપી, આતમ જ્ઞાનાનન્દસ્વરૂપ,
અખંડ અક્ષર અજ અવિનાશી, સાપેક્ષાએ રૂપારૂપ ॥ ૬૨ ॥
અધ્યાત્મશાંતિ પામવા, અધ્યાત્મશાંતિ ગ્રન્થ;
રચ્યો વિવેકે ભવ્યને, દેખાડ્યો શિવપન્થ. ॥ ૬૩ ॥
અરહટ્ટ ઘટિકા યંત્રની પેઠે, કર્મે જીવો ઉચ્ચ ને નીચ;
સુખ દુઃખ પામે કર્મ ચક્રની,-ધારાએ મનમા ધર શીખ ॥ ૬૪ ॥
અસ્ત ઉદય સૂર્યાદિક પામે, જીવોનો તો ત્યાં શો ભાર;
અસ્ત ઉદય કેસર ને આરનો, સમજી ધર્મ કરો નરનાર ॥ ૬૫ ॥
અસ્તોદય તો કર્મ ચક્રથી, સર્વ જીવો લહે સુખને દુઃખ;
અરે આતમા ક્યાં મુંઝે મોહે, સ્વપ્ન લાડુથી ટળે ન ભૂખ. ॥ ૬૬ ॥

અજિત જિનેશ્વર અભિનંદન પ્રભુ, અર પ્રભુ પરમાતમ દેવ,
અર્હ એવા ભાવો ધ્યાવો, વીતરાગની કરીએ સેવ ॥ ૮૧ ॥
અકળાઈશ નહીં સંકટ આવે, સંકટ આવી ચાલ્યા જાય,
અશકય નહીં કઇ અગમ્ય નહીં છે, આત્મમને એમ નિશ્ચય લાવ્ય ॥૮૨॥
અયોગ્ય કર નહીં અયોગ્ય વદ નહિ, મનમા કર નહિ દુષ્ટ વિચાર,
અયોગ્યને શું યોગ્ય જ તેના, જ્ઞાનીથી કરજે નિર્ધાર ॥ ૮૩ ॥
અંતેવાસી તે કહેવાતા, ગુરુના અંતરમા રહેનાર,
અંતરમા પરમેશ્વર રાખી, જીવે અંતેવાસી ધાર. ॥ ૮૪ ॥
અંતેવાસી શિષ્યો સાચા, ગુરુનુ પામે પૂર્ણ જે જ્ઞાન,
અંતેવાસી ગુરુ પાસે રહી, ગુરુના સઘળા આશય જાણ ॥ ૮૫ ॥
અપત્ય સરખા શિષ્યો ગુરુના, ગુરુમા અર્પાઇ રહેનાર,
અપત્યથી પણ અંતેવાસી, શિષ્યો-ગુરુહૃદયરૂપ સાર ॥ ૮૬ ॥
અજવાળુ જેટલુ ઉપયોગી, અંધારૂ પણ તેટલુ જાણ,
અહર્ રાત્રી બે છે ઉપયોગી, કુદ્રતની લીલા છે પ્રમાણ ॥ ૮૭ ॥
અજવાળુ ઉદ્યમનામાટે, વિશ્રામ થે તમ પ્રમાણ,
અકળા કળા કુદ્રત્ ઉપયોગી, કૃત્રિમતાથી દુ:ખ છે જાણ ॥ ૮૮ ॥
અતિ પરિચયે હોય અવજ્ઞા, અતિબોલે બહુશક્તિ વિનાશ,
અતિ સર્વે છે વર્જ્ય જગત્મા, યોગ્ય પરિચયે સુખની આશ ॥૮૯॥
અકલ કલા છે આત્મપ્રભુની, અકલ કલા છે કર્મની જાણ,
અકલકલા, કુદ્રત્ની જાણી, યોગી બોલે અલેખ વાણ ॥ ૯૦ ॥
અતિ ઠંડુ તીખુ ખારૂ ને, ઉનુ ભોજન ખાવુ વાર !!;
અતિ નિદ્રા જાગરણુ પરિશ્રમને, ઇન્દ્રિય અતિ પરિશ્રમ પરિહાર ॥ ૯૧॥
અતિ હઠ કદાગ્રહી નહિ થાવુ, અતિ જોવુ અતિ બોલવુ વાર !!;
અતિ લખવુ અતિ ભણવુ ગણવુ, અતિ કાર્યોને કરવા વાર ॥૯૨॥
અતિ મીઠા કડવા તીખા ને, અતિ ખારાનો કર પરિહાર,
અતિ અભ્યાસ ન કર અતિ લોભે, વર્જ્ય-અતિ તેને ઝટવાર ॥ ૯૩॥
અનેક મત દર્શન ને પન્થો, અનેક ધર્મો જગમા જોય,
અનેક ધર્મના લોકો જગમા, અનેક મત ભેદો જગ હોય ॥ ૯૪ ॥

અનેકાન્તનય દર્શનજ્ઞાને, અનેક ધર્મમાં જે છે સત્ય;
અનેકાંતદૃષ્ટિથી જાણી, કરવાં સાપેક્ષાએ કૃત્ય. ॥ ૯૫ ॥

અનેકાન્તદર્શનનયજ્ઞાને, અનેક દૃષ્ટિ પંથનું જ્ઞાન;
અનેકરીતે સાપેક્ષાએ, જાણી આતમ પામે ધ્યાન. ॥ ૯૬ ॥

અમૃત તે નિર્વિષયાનન્દ છે, અમૃત તે નિજ જ્ઞાનાનન્દ;
અમૃત તે પ્રભુ સાથે એકતા, પામો અમૃત નાસે ફન્દ. ॥ ૯૭ ॥

અમૃત, મીઠી વાણી જલને, અન્નને સ્વાર્થ વિનાનો પ્યાર;
અમૃત, નિર્દોષી નિજજીવન, સાત્વિક આચારોને વિચાર. ॥ ૯૮ ॥

અન્યોનો અપરાધ કરંતાં, અન્યોની તું માફી માગ;
અપરાધોને ભૂલની માફી, માગો ધારો સત્યનો રાગ ॥ ૯૯ ॥

અન્યની ભૂલો કાઢતાં પૂર્વે, પોતાની ભૂલો તું દેખ;
અન્ય જનોની આગળ નિજની, ભૂલ થઇ તે નહીં ઉવેખ!! ॥૧૦૦॥

અજ્ઞાની ગુરૂઓ નહીં સારા, અજ્ઞાની નહીં સારો વૃદ્ધ;
અજ્ઞાની જે માત પિતાદિક, કરે નહીં સંતાન સમૃદ્ધ ॥ ૧૦૧ ॥

અજ્ઞાની જ્યાં આગેવાનો, ત્યાં તો ઉજ્જડ ખાખ મશાણ;
અજ્ઞાની રાજા આચાર્યો, દેશ સંઘના કરતા હાન. ॥ ૧૦૨ ॥

અજ્ઞાની ઠાકોરો બૂરા, અજ્ઞાનીઓ દોરવનાર;
અથડાતા અંધારે લોકો, પૂરી પડતીના કરનાર. ॥ ૧૦૩ ॥

અજ્ઞાની જ્યાં ધર્મગુરૂઓ, કરતા ધર્મની મારામાર;
અન્ધાને દોરે જ્યાં અંધા, અજ્ઞાનીઓ તેવા ધાર ॥ ૧૦૪ ॥

અજ્ઞાની રાજાને રૈયત, દેશ રાજ્યમાં અંધાધુંધ;
અજ્ઞાનીઓ ભાષા લિપિ,-જ્ઞાતા, પણ જે થયા ન બુદ્ધ ॥ ૧૦૫ ॥

અજ્ઞાનીઓ પશુ સરખા છે, ખાતા પીતા ભોગવે ભોગ;
અજ્ઞાનીનો પ્રેમ નકામો, અબોધ સરખો કો નહીં રોગ ॥ ૧૦૬ ॥

અજ્ઞાનીઓ દેવગુરૂને, કરે ન ધર્મનું સમ્યગ્જ્ઞાન;
આંધળા સરખી શ્રદ્ધા ધારે, સમજે નહીં ભક્તિ ભગવાન્ ॥૧૦૭॥

અજ્ઞાની કુગુરૂની સંગત,-કરવાથી ભવનો નહીં પાર;
સત્ય જૂઠનો ભેદ ન જાણે, અજ્ઞાની માનવ નિર્ધાર. ॥ ૧૦૮ ॥

અથડાતા અજ્ઞાની જ્યા ત્યા, અજ્ઞાને અથડાવુ થાય;
અ ધાથી અજ્ઞાની બૂરો, કરે વિશ્વમા બહુ અન્યાય ॥ ૧૦૯ ॥
અજ્ઞાનીની સર્વ શક્તિઓ, અધર્મપાપોમા ખચાય,
અજ્ઞાની જો જ્ઞાની સલાહે, ચાલે તો તે દેખતો થાય. ॥ ૧૧૦ ॥
અ બડ તાપસ સમ્યગ્જ્ઞાની, પ્રભુ વીરનો મોટો ભક્ત,
અજવાળુ અ તરમા લીધુ, ત્યાગ્યુ મિથ્યામતિનુ રક્ત ॥૧૧૧॥
અયોગ્યને જે કહેવુ દેવુ, તે તો ઉલટા અર્થે થાય,
અયોગ્યને વિદ્યા દેવાથી, દુરૂપયોગ તેનો થઇ જાય ॥ ૧૧૨ ॥
અયોગ્ય-યોગ્યની કરી પરીક્ષા, યોગ્યને યોગ્ય તે પ્રેમે આપ,
અયોગ્યની સ ગત કરવાથી, અયોગ્ય જેવી નિજની છાપ ॥ ૧૧૩ ॥
અભણુ જનોને ભણાવવાને, કરશો સારા સર્વ ઉપાય,
અભણુપણુ નહીં કોને પ્યારૂ, ભણ્યા ખરા જે પાળે ન્યાય ॥૧૧૪॥
અજાણુ રહેવુ ઘટે ત્યા સ્થાને, જાણુ થવુ જ્યા ઘટે જ ત્યાય,
અજાણુ થઇને નિરભિમાને, ગુરૂથી જ્ઞાન ગ્રહો દુ ખ જાય ॥ ૧૧૫ ॥
અલ્પ દોષને પાપ અલ્પ જ્યા, બહુ લાભ ને જ્યા બહુ ધર્મ,
અપેક્ષા સમજી કાર્ય તે કરવુ, દેશ કાલ સાપેક્ષિકકર્મ ॥ ૧૧૬ ॥
અલ્પ દોષને બહુ શુભ ધર્મની,-બુદ્ધિથી કરજે કર્તવ્ય,
અપેક્ષા વણુ અધિકાર વિના જગ, કર્મયોગી બનતો નહીં ભવ્ય ॥૧૧૭॥
અનાર્ય, હિ સા જૂઠ ને ધારે, ચોરી મૈથુનમા આસક્ત,
અસત્ય પાપી જીવન ગાળે, સત્યદેવનો બને ન ભક્ત ॥ ૧૧૮ ॥
અનાર્ય, દેશને અધર્મ ભેદે, સમજે નહીં તે સાચો ધર્મ;
અધર્મમા નિજ જીવન ગાળે, કરે સદા પાપારભ કર્મ ॥ ૧૧૯ ॥
અધર્મ છે જગમાહી હિ સા, જૂઠુ ચોરી ને વ્યભિચાર,
અધર્મ, મિથ્યા પરિણતિ પાપનાં,-કાર્યોનો કરવો વ્યવહાર. ॥૧૨૦॥
અધર્મ તે નિર્દયતા શઠતા, દારૂ માંસાદિક વ્યાપાર;
અધર્મ તે છે અધર્મ યુદ્ધા, માસાદિક પાપી આહાર ॥ ૧૨૧ ॥
અધર્મ તે જ્યા ધર્મ નહીં ત્યાં, ધર્મની શ્રદ્ધા અને પ્રવૃત્તિ;
અધર્મ જે તે ધર્મના નામે, હિ સાદિકને જૂઠ્ઠમ અનીતિ. ॥૧૨૨॥

અધર્મ, તે અન્યાય પ્રવૃત્તિ, જૂઠી સાક્ષી જૂઠા વેગ;
અધર્મ તે જ્યાં આત્મધર્મનું, અજ્ઞાનજ અંતરમાં પેખ. ॥૧૨૩॥

અનીતિ જૂલ્મ ને મારામારી, સબળાથી નબળા ભક્ષાય;
અધર્મ ત્યાં જ્યાં દેવગુરૂને, ધર્મનું સમ્યગ્જ્ઞાન ન થાય ॥ ૧૨૪ ॥

અકાર્ય કરતાં ડગલું પાછું, ભરજે ખૂબ વિચારી ભવ્ય;
અકાર્ય કીધા પછી પસ્તાવો, થાય ન એવું કર કર્તવ્ય. ॥ ૧૨૫ ॥

અકાર્ય-કાર્યને સાપેક્ષાએ, જાણી કરશો નહીં અકાજ;
અકાર્ય કરતાં શકિત ટળતી, રહે ન જગમા સાચી લાજ. ॥ ૧૨૬ ॥

અત્તર, સાચું સત્કાર્યોને, સદ્ગુણથી જે થાતી કીર્તિ;
અત્તર, સાચું ગુણ સુગંધી,-લેવાની આતમની રીતિ. ॥ ૧૨૭ ॥

અભેદ ભાવે દેખે જ્ઞાની, અભેદ ભાવે વર્તે સન્ત;
અભેદ જોવું અભેદ વર્તન, એ બેમાં છે ફર્ક અનન્ત. ॥ ૧૨૮ ॥

અટપટી વાતો મસ્તોની છે, ભૂલ ભૂલામણી બહુ દેખાય;
અપેક્ષા, નયવાદોની જાણે, સ્યાદ્વાદી ત્યાં ભૂલ ન ખાય. ॥ ૧૨૯ ॥

અંત્યજ સ્પર્શ્યાસ્પર્શ્ય સંબંધી, હિંદુઓમાં છે બે ભેદ;
અંત્યજ લોકોની પ્રગતિમાં, કોઇ કોમને છે નહીં ખેદ. ॥ ૧૩૦ ॥

અંત્યજ કોમની ચડતી કરવી, કેળવણીથી કેળવી બેશ;
અન્ય જનોને કેળવવાથી, તેઓના ટળતા સહુ કલેશ. ॥ ૧૩૧ ॥

અધિકારી થઇ કર ! ! નહીં જૂલ્મો, કર નહીં પ્રાણાંતે અન્યાય;
અધિકારી થઇ પક્ષપાતને, ત્યાગી કર સમજીને ન્યાય. ॥ ૧૩૨ ॥

અધિકારી થઈ અભિમાનથી, મગજ ખોઇને કર નહીં પાપ;
અધિકારી થઇ દુરૂપયોગે, શકિત ખર્ચતાં છે સંતાપ. ॥ ૧૩૩ ॥

અન્યાયી જે અમલદાર છે, તે જીવંતો છે શયતાન;
અન્યાયીના જૂલ્મની સામે, રહીને જીવે તે બળવાન્. ॥ ૧૩૪ ॥

અધિકારી જૂલ્મીઓ સામે, ઉભા રહેવું કરીને સંપ;
અન્યાયીનો પક્ષ ન કરવો, અન્યાયે નહીં અંતે જંપ. ॥ ૧૩૫ ॥

અન્યાયીને શિક્ષા દેવી, જેથી લોક તજે અન્યાય;
અન્યાયે નહીં રાજ્યની ચડતી, અન્યાયીને કરો ન સ્હાય ॥ ૧૩૬ ॥

અમલદારની શક્તિયો સહુ પામી કરજે શુભ ઉપયોગ;
અમલદારને સ્વર્ગ વા નરક છે, શુભાશુભ શક્તિસ યોગ ॥ ૧૩૭ ॥
અમલ લહી અભિમાની ન થાજે, અમલદાર છે તુજ પર દેખ,
અલ્પ શક્તિથી કયા તુ ભૂલે, જીવે મરે તુ શાથો પેખ ॥ ૧૩૮ ॥
અલ્પધર્મનુ કૃત્ય જે સારૂં, દુર્ગતિથી રક્ષણ કરનાર,
અલ્પ અગ્નિની ચીણગારીથી, ગ જી ગામો ભસ્મ થનાર ॥ ૧૩૯ ॥
અધિકારી સાચો જે મનની,–ઉપર અમલ ચલાવે સત્ય,
અન્યાયી નહીં બનજે મોહે, છંડો હિંસા જૂઠના કૃત્ય ॥ ૧૪૦ ॥
અનર્થ કર નહીં નબળાઓપર, કામે ક્રોધે કર ન અનર્થ,
અનર્થ હેતુ અર્થને કામ છે, સમજે તેને એ છે વ્યર્થ ॥ ૧૪૧ ॥
અનર્થ જૂટ્મો પાપો કર નહીં, આઘાત સરખો પ્રત્યાઘાત,
અનર્થનુ ફલ આ ભવ પરભવ, અ તે દુ ખ છે સત્ય એ વાત ॥ ૧૪૨ ॥
અન ત આન દમય તુ આતમ, બાહિરમા સુખ છે નહીં સત્ય,
અસ ખ્ય પ્રદેશી આતમ તુ છે, શુદ્ધોપયોગે કર નિજ કૃત્ય ॥ ૧૪૩ ॥
અર્પાઇ જા પરમાર્થે તુ, સુકૃત્યર્થે સહુ કર ને આપ!!,
અર્પવુ પ્રભુમા નિજનુ જે, તે સેવા ભક્તિની છાપ ॥ ૧૪૪ ॥
અરજી કરે અન્યાયી આગળ, નિષ્ફળ અરજી ચાલી જાય,
અરજી સાથે સ પ શક્તિને, તન ધન સત્તા બળથી ન્યાય ॥ ૧૪૫ ॥
અશક્ત કે જે પત્ની ઘરનુ,–રક્ષણ કરે નહીં તેહ ગણાય,
અશક્ત કે જે પર જીવાડ્યો, જીવે ઘરબારી થઇ હાય ॥ ૧૪૬ ॥
અશકત કે જે શત્રુઓના, હુમલાથી ડરી ભ ગી જાય
સુથ કુટુ બ ઘર પત્ની ન રક્ષે, બાયલો થઇ જીવીને ખ ય ॥ ૧૪૭ ॥
અશકત નામર્દોને ઘરમા, વસવુ પરણવુ ઘટે ન લેશ,
અશક્તને કન્યા નહીં દેવી, અશકત લજવે ધર્મને વેષ ॥ ૧૪૮ ॥
અશકત તે જે મૃત્યુથી બીવે, મરે ન અન્યના રક્ષણ કાજ,
અશકત દુર્ગુણી દુ ર્ચમની છે, અશકત વર્ગનુ છે નહીં રાજ ॥ ૧૪૯ ॥
અશકત તે જે મનના તાબે, કામ સ્વાર્થનો બને ગુલામ,
અશકત તે જે શુભ સત્કર્મો–પ્રાપ્ત કરે નહીં ધરે ન હામ ॥ ૧૫૦ ॥

અશક્ત, ઘરબારી નહીં શોભે, અશક્ત તે ત્યાગી નહીં સંત;
અશક્ત, તન મન શક્તિ વિનાના,—આત્મશક્તિ વણુ કો,ન મહંત ॥૧૫૧॥
અભાગિયાને ધર્મ ન સૂઝે, સૂઝે નહીં સારૂં ને સત્ય;
અભાગિયાની અવળી બુદ્ધિ, કોટિપતિ પણ બૂરાં કૃત્ય ॥ ૧૫૨ ॥
અભાગ્ય જેનું તેનું ઇચ્છયું, થાતું નહીં ઉલટું થઈ જાય;
અભાગિયા પણ સુભાગીસંગે, અન્ય પ્રતાપે સુખને પાય॥ ૧૫૩ ॥
અવસર આવ્યો જે નહીં જાણે, અવસર સમજ્યા વણુ કરે કૃત્ય;
અવસર જાણે નહીં તે મૂરખ, અવસરે શોભે બોલ્યું સત્ય ॥ ૧૫૪ ॥
અન્યધર્મીપર કરો ન જૂલ્મો, અન્ય ધર્મીપર કરો ન દ્વેષ,
અન્ય ધર્મીની સાથે દ્વેષે, કરો ન ઝઘડા ટંટા કલેશ. ॥ ૧૫૫ ॥
અન્ય ધર્મનાં શાસ્ત્રોમાંથી,—સાપેક્ષાએ લાગે સત્ય;
અપેક્ષા રાખીને તે ગ્રહવું; અસત્યનાં કરવાં નહીં કૃત્ય. ॥ ૧૫૬ ॥
અન્ય ધર્મીઓ જો નિજધર્મી—લોકો પર કરે બહુઅન્યાય;
અશક્તિ તે વખતે નહીં ધરવી, ન્યાય બળે કરો સર્વોપાય. ॥ ૧૫૭ ॥
અન્ય ધર્મીઓ પણ આત્માઓ, નિજ આતમ સમ જ્ઞાને માન;
અજ્ઞાને મતભેદો જ્યાં ત્યાં, દ્વેષને યુદ્ધોમાં શયતાન. ॥ ૧૫૮ ॥
અન્ય ધર્મીમાં સ્વધર્મીમાંહી, કપટે પેસીને શયતાન;
અન્યોઅન્ય લડાવે ભેદે, એક બીજાના હરતો પ્રાણ. ॥ ૧૫૯ ॥
અન્ય ધર્મ છે જૂઠો કેવળ, મારો ધર્મ છે સર્વથા સત્ય;
અન્ય ધર્મીને જીવવા દઉં નહીં, એવું છે શયતાનનું કૃત્ય. ॥ ૧૬૦ ॥
અન્ય ધર્મીઓ સાથે મૈત્રી, ધારી ચાલો આતમરાજ !!!;
અન્યમતો પર સહિષ્ણુ ભાવે, વર્તો પામો શિવ સામ્રાજ્ય. ॥ ૧૬૧ ॥
અન્ય ધર્મીઓ સ્વધર્મીઓ સહુ, સમભાવે પામે છે મુક્તિ;
અન્ય ધર્મીઓ સ્વધર્મીઓ સહુ, પાપે નરકમાં જાવે યુક્તિ. ॥ ૧૬૨ ॥
અતએવ જૂદા ધર્મના ભક્તો—તેઓ પર મૈત્રીને ધાર ! !;
અન્યધર્મ શાસ્ત્રોમાં જૂઠું, લાગે તેને નહીં સ્વીકાર. ॥ ૧૬૩ ॥
અન્ય ધર્મીઓના બળ ભયથી. સત્ય સ્વધર્મનો કરો ન ત્યાગ;
અન્યોઅન્ય કરાવે હિંસા, શયતાન જ સમજીને જાગ ॥ ૧૬૪ ॥

અન્યોઅન્ય પરસ્પર ધર્મના,-ભેદો ત્યાં અજ્ઞાનનો દોષ,
અજ્ઞાને અ ધારામાહી, અથડાતા જીવો ધરી રોષ ॥ ૧૬૫ ॥
અન્યોઅન્યમા ભેદનુ કારણ, મોહ કષાયો છે અજ્ઞાન,
અન્ય જીવો પણ નિજ આતમ સમ,જાણી હરો નહિ અન્યના પ્રાણ॥૧૬૬॥
અભક્ષ્ય વસ્તુઓનુ ભક્ષણ, કરવાથી નહી હૃદયની શુદ્ધિ,
અભક્ષ્ય ભક્ષણ અપેયપાને, પ્રગટે દિલમાં પાપની બુદ્ધિ ॥ ૧૬૭ ॥
અશુદ્ધ તે ઘટ રાગ રોષ છે, અશુદ્ધ તે દુર્વ્યસનપ્રવૃત્તિ,
અશુદ્ધ ભોજન અશુદ્ધ પાણી, સદોષી વૃત્તિ અને અનીતિ ॥ ૧૬૮ ॥
અશુદ્ધ તે મન વચને તનુની,-પાપ પ્રવૃત્તિ હિંસા વૈર,
અશુદ્ધ તે અજ્ઞાને જડમા-સુખ બુદ્ધિની વર્તે લ્હેર ॥ ૧૬૯ ॥
અશુદ્ધ તે દિલ જ્યા ઇર્ષ્યા છે, જૂઠ ચોરી ને જ્યા વ્યભિચાર,
અશુદ્ધ તે સ્વાર્થે અન્યોનાં, ગળાં રે સવા થઇ તૈયાર ॥ ૧૭૦ ॥
અશુદ્ધ તે અન્યાયને જૂઓ, અશુદ્ધ, દુર્ગુણના આચાર,
અશુદ્ધ તે શુભાશુભ પરિણુતિ, શુદ્ધ તે નિર્મોહી જ વિચાર. ॥ ૧૭૧ ॥
અશુદ્ધ તે પરજીવની હિ સા, કરીને ભરવુ પાપી પેટ,
અશુદ્ધ તે દુર્મતિ દિલમાહી, જેથી જવાનુ નરકે ઠેઠ ॥ ૧૭૨ ॥
અશુચિ તે મનમા દુર્બુદ્ધિ, અશુચિ તે તનુ વચના પાપ,
અશુચિ તે મિથ્યાત્વની બુદ્ધિ, વૈર કપટ મોહે સ તાપ ॥ ૧૭૩ ॥
અશુચિ તે છે પાપ પ્રવૃત્તિ, મનમા થાતા પાપવિચાર,
અશુચિઅશુ દ્ધિટાળી આતમ!!, પવિત્ર શુદ્ધ બનો સુખકાર ॥૧૭૪॥
અન્ય વિદેશી વિધર્મીઓના,-સ્વાર્થે કાવતરા જે થાય,
અન્યોના સહુ દાવપેચથી, ચેતે તે મૃત્યુ નહીં પાય ॥ ૧૭૫ ॥
અન્યવિદેશી વિધર્મીઓનો,-સ્વાર્થ વિના નહી હોવે મેળ,
અન્યવિજાતિ વિધર્મીઓના,-જાણી લેવા સઘળા ફેલ ॥ ૧૭૬ ॥
અન્યવિજાતિ વિધર્મીઓથી, સાવધાન થઇ જગમા ચાલ,
અન્યવિજાતિ વિધર્મી-મોહ છે, કામ ક્રોધથી ચેતી ચાલ ॥ ૧૭૭ ॥
અન્ય તે કર્મની પ્રકૃતિયો સહુ, અન્ય તે જાણે રાગને રોષ,
અન્ય તે આતમથી જે જૂદુ, આતમને દે નહી સ તોષ ॥ ૧૭૮ ॥

અન્ય તે કામ ક્રોધ ને માયા, લોભને મિથ્યાત્વાહંકાર;
અન્ય તે આતમ સાથ સદા નહીં, રહેતું તે જાણો નિર્ધાર ॥ ૧૭૯ ॥

અન્યવિધર્મી કુતર્કીઓપર,—મમતાથી વણ ધર નહીં વિશ્વાસ;
અધર્મીઓની સંગત કરતાં, નાસ્તિકતા પ્રગટે છે ખાસ. ॥ ૧૮૦ ॥

અન્યવિધર્મી કુતર્કીઓના, કુતર્કનો કર નહીં વિશ્વાસ;
અન્ય ધર્મશાસ્ત્રોની પહેલાં, નિજ શાસ્ત્રોને વાંચો ખાસ. ॥ ૧૮૧ ॥

અન્ય ધર્મની કરો ન હાંસી, અન્ય ધર્મીપર કરો ન દ્વેષ;
અન્ય ધર્મનાં શાસ્ત્રોમાંહી, સાચું તે ગ્રહજે નિર્દ્વેષ. ॥ ૧૮૨ ॥

અહંવૃત્તિ મમતાથી જગમાં, સાચું જૂઠું નહીં પરખાય,
અર્હન્ તીર્થંકર સર્વજ્ઞે, નિર્મોહે ભાખ્યું સુખદાય, ॥ ૧૮૩ ॥

અર્હન્ પ્રભુ વીતરાગ જિનેશ્વર, સર્વજ્ઞે સહુ ભાખ્યું સત્ય;
અર્હન્ પરમેશ્વર શ્રી મહાવીર,—આજ્ઞાઓથી કર શુભ કૃત્ય ॥ ૧૮૪ ॥

અરિહંત ચોવીશ તીર્થંકર છે, રાગ રોષ હણે તે અરિહંત;
અરિહંત પદ પરમેશ્વર રૂપી, વિરલા જ્ઞાની સમજે સંત. ॥ ૧૮૫ ॥

અરિ તે રાગ ને દ્વેષ છે ભૂરા, આતમગુણના ઢાંકણહાર;
અરિ તે ક્રોધ કપટ માયાને, લોભ કામ મિથ્યાત્વ વિચાર. ॥ ૧૮૬ ॥

અરિ અંતરૂમાં મોહ શત્રુ છે, જગમાં તે શયતાન ગણાય;
અરિ એવા અંતરૂના હણતાં, આતમશુદ્ધ અરિહંત થાય ॥ ૧૮૭ ॥

અરિ તે અજ્ઞાન જ છે મોટું, દોષ અઢાર હણે અરિહંત;
અરિહંત પદવી પામ્યા પછીથી, પ્રત્યક્ષ લોકાલોક છે સત્ય. ॥ ૧૮૮ ॥

અરિહંત આત્મદશા થવાથી, સત્યધર્મનો થાય પ્રકાશ;
અસત્ય ધર્મ નહીં કહેવાતો, જૈનધર્મ સાચો છે ખાસ. ॥ ૧૮૯ ॥

અર્હન્ દેવને રાગ ન રીસ છે, કેવલજ્ઞાને જાણે સત્ય;
અર્હન્‌ભાષિત જૈનધર્મના,—આરાધનથી મુક્તિ કૃત્ય. ॥ ૧૯૦ ॥

અપૂર્વ નવનવ વિદ્યા ગ્રહવી, અપૂર્વ નવનવું લેવું જ્ઞાન:
અપૂર્વ શોધો નવનવી કરવી, અપૂર્વ સાંભળવું ગુણ ખાણ ॥ ૧૯૧ ॥

અખુટ ખજાનો જ્ઞાનનો ભારી, દાન કરે તેમ વધતો જાય;
અપરિચિત જે અજાણ્યો તેના, વિશ્વાસે સંકટ દુઃખ થાય. ॥ ૧૯૨ ॥

અતિશયી થાવુ વિદ્યાજ્ઞાનથી, તપશકિતથી વિશ્વ મહત,
અશ્લીલ શબ્દો વદો ન ક્યારે, અધર્મીઓ કહેવાય ન સંત ॥૧૯૩॥

અણુસમ પરના ગુણુને પર્વત, સરખો માને સજ્જન સત્ય,
અણુસમ પરના દોષને-પર્વત, સરખો કહેતો દુર્જન કૃત્ય. ॥૧૯૪॥

અવસ્થા તારી હાલ છે કેવી, પૂર્વે કેવી હતી વિચાર,
અવનતિ વા સ્વોન્નતિ તુજ કેવી ? કર તેનો અંત નિર્ધાર. ॥૧૯૫॥

અવસ્થા,-મન વચ તનુની કેવી, કરવી સુખ શાંતિ કરનાર,
અવશ્ય તેનો નિશ્ચય કરીને, આતમ આપને આપ ઉદ્ધાર!! ॥૧૯૬॥

અનંત શકિતમય તુ આતમ ! થા નહીં જડના મોહે દીન,
અસંખ્યયોગે મુકિત થાતી, ભાખે છે શ્રી મહાવીર જિન. ॥૧૯૭॥

અનંત શકિતયોનો સ્વામી, નક્કી નિજ છે આતમરામ,
અજ્ઞાને ભૂલીને દુઃખી, દીન બને છે ભૂલી હામ ॥ ૧૯૮ ॥

અજાકંઠસ્તન પેઠે નિષ્ફલ, અજ્ઞાનીનુ આયુષ્ય જાય,
અનાશ્રયે કો ચઢે ન ઉંચે, આશ્રય ઉંચે ઉચ્ચ થવાય. ॥ ૧૯૯ ॥

અભયદાન સમ દાન ન કોઇ, મરતા જીવને રક્ષવો જાણુ,
અભયદાન છે દ્રવ્યને ભાવે, દ્રવ્ય તે જીવના રાખવા પ્રાણુ ॥ ૨૦૦ ॥

અભયદાન તે ભાવથી જાણુને, નિજ પરને સમકિતનુ દાન;
અજ્ઞાન મોહાદિકને હણુવા, માટે દેવુ આતમજ્ઞાન ॥ ૨૦૧ ॥

અભયદાન તે સેવા ભકિત, જ્ઞાન ધર્મનો છે ઉપદેશ,
અભયદાન તે મોહને મારી, રક્ષવો આતમધર્મનો પ્રાણુ ॥૨૦૨॥

અભયદાન દે યથાશકિતથી, સુપાત્રદાન દે આણી હર્ષ;
અભયદાનથી નિર્ભય થાવુ, અન્ય જીવોપર ધર ન અમર્ષ ॥૨૦૩॥

અભયકુમારની બુદ્ધિ પેઠે, બુદ્ધિએ કર આત્મોત્કર્ષ;
અભયકુમારના જેવો થાવા, અંતર્ ઉત્સાહે મન તર્ષ!! ॥ ૨૦૪ ॥

અસાર આ સંસારમા જડ સહુ, અસાર જૂઠા વિષયના ભોગ;
અસાર માહી સાર છે સેવા, ભકિત જ્ઞાન ક્રિયા ગુણુયોગ ॥૨૦૫॥

અસારમાથી શુદ્ધ દ્રષ્ટિએ, સાર ઘણો સમજી લેવાય;
અસારમાથી સારમા જાવુ, એવો છે સ્વાભાવિક ન્યાય ॥ ૨૦૬ ॥

અસારયોગે સાર જણાતો, અસારથી સમજાતો સાર;
અસારનું આલંબન પામી, પછીથી સારનો લાગે પ્યાર. ॥ ૨૦૭ ॥
અસાર તે જડ ભોગ પ્રવૃત્તિ, અસાર છેવટ દેહ છે જાણ;
અસાર તન ધન કુટુંબ કબીલો, ગાડી વાડી લાડી માન. ॥ ૨૦૮ ॥
અસાર તે સહુ મૂકી મરવું, મરતાં સાથે જે નહીં થાય;
અસાર તે જડ સુખની ઈચ્છા, કામ ક્રોધ માયા અન્યાય. ॥ ૨૦૯ ॥
અસાર લોભ ને માન ને પદવી, પુદ્ગલ ખેલો સહુ અસાર;
અસારમાંહી સાર છે આતમ, દર્શન જ્ઞાન ચરણ આધાર. ॥ ૨૧૦ ॥
અસાર સહુ જડ વસ્તુઓથી, જ્ઞાને પ્રગટાતો ઘટ સાર;
અસાર સાર બે સાપેક્ષાએ, સમજીને આતમ ઉદ્ધાર. ॥ ૨૧૧ ॥
અસાર તે પણ સાપેક્ષાએ, સાર અને છે સાર, અસાર;
અનેકનય સાપેક્ષા જાણે, તે જાણે છે અસાર, સાર. ॥ ૨૧૨ ॥
અસત્ય, સત્ય છે સાપેક્ષાએ, અસત્ય તે પણ સત્ય ગણાય.
અસત્યમાંથી સત્યમાં જાવું, અસત્ય યોગે સત્ય ગ્રહાય. ॥ ૨૧૩ ॥
અસત્ય તે પણ સત્ય છે જાણો, સત્ય તે સાપેક્ષાએ અસત્ય;
અસત્ય, સત્યને સાતનયોથી, જાણે તે સમજે છે સત્ય. ॥ ૨૧૪ ॥
અસત્ય, સત્ય છે અસંખ્ય ભેદે; સાપેક્ષાએ સઘળું જાણ;
અસત્ય, સત્ય બે સાથ છે પાસે, અસત્ય ત્યાગી સત્યને જાણ. ॥ ૨૧૫ ॥
અભ્યુદય છે ધર્મ વિચારે, સદ્ગુણ શકિતએ નિર્ધાર;
અભ્યુદય છે જ્ઞાને ત્હારો, સદ્વર્તનરૂપ આણને ધાર ॥ ૨૧૬ ॥
અભ્યુદય જે તમોરજોગુણી, છેવટ તેનો આવે અંત;
અભ્યુદય સાત્વિક ગુણયોગે, પરંપરાએ સદા વધંત ॥ ૨૧૭ ॥
અભ્યુદયનું મંગળ ચિહ્ન છે, ઉમંગ શ્રદ્ધા ઉદ્યમ ખંત,
અભ્યુદયનું ચિહ્ન છે ધીરજ, બળ બુદ્ધિ કળ શકિત તંત્ર ॥ ૨૧૮ ॥
અભ્યાસીને અભ્યુદયની, નિશાનીઓ વેગે પરખાય;
અફીણ આદી વ્યસનો બૂરાં, તેનો સંગ ન કયારે થાય ॥ ૨૧૯ ॥
અફીણ આદિ દુર્વ્યસનોથી, રાષ્ટ્ર પ્રજાને સંઘ વિનાશ;
અગણિત પડતી વ્યસનોથી છે અલ્પ વ્યસન પણ છે દુઃખકાર. ॥ ૨૨૦ ॥

અખાદ્યને તે ખાય ન કયારે, અપેયનુ તે કરે ન પાન,
અશ્રદ્ધાલુ રહે ન કયારે, શત્રુના ગુણનુ કરે ગાન ॥ ૨૨૧ ॥
અભ્યુદયકર તે છે ઉત્તમ, સાત્ત્વિક ગુણકર્મોથી જેહ,
અકુલાતુન જે વિવેક પામી, નીતિરીતિ વર્તે એહ ॥ ૨૨૨ ॥
અકાલરૂપી આતમ માની, કાલથી કિંચિત્ ભય નહીં ધાર,
અકાલ, તુજને કાલ ન ખાતો, શત્રુઓથી કદિ ન હાર ॥ ૨૨૩ ॥
અકૃત્રિમ સ્વાશ્રયી થા આતમ! અવિચારીપણું દૂર વાર,
અથડામણુમાથી શીખ લેઇ, ઉત્ક્રાન્તિમાર્ગે પદ ધાર ॥ ૨૨૪ ॥
અડેલટટ્ટુ જેવો થા નહીં, સાક્ષીભાવે કર!! કર્તવ્ય,
અન્તર્ શકિતયો પ્રગટાવવા, અભ્યાસી થા ચેતન ભવ્ય!! ॥ ૨૨૫ ॥
અવગુણીઓની નિંદા કર નહીં, નિંદા કર નહીં ગ્રહીને નામ,
અવગુણીઓને ધિક્કારો નહીં, તુ પણ એવો હતો કુઠામ ॥૨૨૬॥
અવગુણ ત્હારા જો અંતરૂમા, બીજાના કયા દોષો ગાય,
અવગુણ વણુ જ્યારે સદ્ગુણી તુ, થાઇશ ત્યારે સુખ નિર્માય ॥૨૨૭।
અપનીત ઉપનીત વચનો જાણો, જૈનાગમને વાચી ભવ્ય,
અશક્તિયોનુ મૂળ અશ્રદ્ધા, અજ્ઞાન તજીને કર!! કર્તવ્ય ॥૨૨૮।
અશક્તતા, તનુ વીર્યનુ રક્ષણ, નહીં કરવાથી વેગે થાય,
અશકતતા છે વીર્યના વ્યયથી, બ્રહ્મચર્ય શક્તિ ગુણદાય ॥ ૨૨૯ ॥
અશકતતા, અતિ મોહે કામે, અતિ પરિશ્રમે તનુમા થાય,
અશકતતા, અતિ ભોગે રોગે, અતિ શોકે ભયથી પ્રગટાય ॥૨૩૦॥
અશકતતાના હેતુઓ જે, તેઓને પહેલાથી વાર,
અશકતસંતતિએ પડતી છે, દેશ રાજ્યને કુટુંબ હાર ॥ ૨૩૧ ॥
અશકિતયોના જે જે બીજો, તેને જાણી દૂર નિવાર,
અથડામણુ છે અશક્તને બહુ, અશકત પર નહીં જુલ્મ ગુજાર ॥૨૩૨॥
અશકિતયો, નિજ ભૂલે દોષે, અજ્ઞાને પ્રગટે છે જાણ,
અશક્ત વા શકત જ જે રહેવુ, તે નિજ હાથમા જ્ઞાને માન ॥૨૩૩॥
અશકિત, તે મનની નબળાઇ, તનની સાધનની નબળાઇ,
અશકિત તે દુર્ગુણ વ્યસનોની, હિંમત વણુ છે નામર્દાઇ ॥ ૨૩૪ ॥

અશક્ત થા નહીં મન તનુ વચથી, હિંમત અંતને ઉદ્યમ ધાર;
અશક્તિયોનાં મૂળ ઉખેડી, શક્તિયો ધારો સુખકાર. ॥ ૨૩૫ ॥

અનાદિ કાલથી અનંત ભવમાં, ભમિયો ચેતન વાર અનંત;
અનંત દુઃખને પામ્યો મોહે, ભજી લેને ભાવે અરિહંત ॥ ૨૩૬ ॥

અનંત જ્ઞાનાનન્દમયી તું, આતમ-અનંત શક્તિ સ્વરૂપ;
અનંત જીવનમય તું આતમ, સમરો ધ્યાવો શુદ્ધસ્વરૂપ. ॥ ૨૩૭ ॥

અસંખ્યલોકો તારા જેવા, ચાલી ગયા તું જ્ઞાને પેખ;
અસાવધ રહેજે નહીં ક્ષણ પણ, સુખ સદ્‌ગુણને જ્ઞાને દેખ. ॥૨૩૮॥

અકસ્માત્ અણધાર્યાં આવે, ઉપસર્ગોને સંકટ જ્યાંય;
અકસ્માત્ એવા ત્યાં પૂર્વનો,-કર્મોદય છે દુઃખ છે ત્યાંય. ॥ ૨૩૯ ॥

અકસ્માત્ દુઃખો ત્યાં આવે, પૂર્વભવોનાં કર્મે તેહ;
અજાયબી ત્યાં કર્મોદયની, જાણી થાશો સમતાગેહ. ॥ ૨૪૦ ॥

અપત્ય ઉપર સ્નેહ સ્વભાવે, અપત્ય જેવા શિષ્યો ત્યાંય;
અપત્ય પોષણ કરવું એ તો, માત પિતાની ફર્જ ગણાય. ॥ ૨૪૧ ॥

અનાદિકાલથી એવી રીતિ, કુદ્રતીપ્રેમનો એવો ન્યાય;
અનાદિની રીતિ છે એવી, કુદ્રતરૂપપ્રભુલીલ સુહાય. ॥ ૨૪૨ ॥

અનુપમ આત્મપ્રભુ અંતરૂમાં, અનંત આત્મપ્રભુનાં નામ;
અનેક ભાષામાં પ્રભુ નામો, તે તું પોતે આતમરામ. ॥ ૨૪૩ ॥

અનંત આનંદનો તું દરિયો, ક્યાં તું શોધે જડમાં સુખ;
અનંત આનંદરૂપી આતમ, ભોગમાં રોગ ને અંતે દુઃખ ॥ ૨૪૪ ॥

અનંત તારો અંત ન આતમ, ! અનાદ્યનંત આતમતું એક;
અપાર તારો પાર ન આતમ, એવો ધર તું હૃદય વિવેક. ॥ ૨૪૫ ॥

અમર નિજાતમ મરે ન ક્યારે, દેહ ફરે પણ આતમ નિત્ય;
અછેદ્ય ને અખંડ્ય અભેદ્ય જ, વિશ્વમાં થા તું પૂર્ણ પવિત્ર. ॥૨૪૬॥

અનાદિ આતમ, કર્મ એ બેથી, જગત્ અનાદિકાલથી જાણ;
અનાદિની ઉત્પત્તિ ન ક્યારે, કર્તા તેનો નહીં પિછાણ. ॥ ૨૪૭ ॥

અનાદિકાલથી ષટ્ દ્રવ્યો છે, વર્તે તે તો કાલ અનંત;
અનાદિ સાદિ ભંગો તેમાં, દ્રવ્યને ગુણપર્યાયે તંત્ર. ॥ ૨૪૮ ॥

અઘટિત ઘટના અકલ્પ્ય કલ્પના, અકસ્માત્ કર્મે પ્રગટાય,
અણુ ચિંતવ્યુ જે આવી પડે ત્યા, શુભાશુભ કર્મોનો ન્યાય ॥ ૨૪૯ ॥
અશુભ કર્મો તે છે પાપો, શુભકર્મો તે પુણ્ય પ્રમાણ,
અશુભ વિચારે પાપનો બધ જ, સારા વિચારે પુણ્ય છે માન ॥૨૫૦॥
અશુભ પરિણતિ,-પાપ વિચારો, શુભપરિણતિ છે પુણ્ય વિચાર,
અશુભ કષાયે પાપનો બધ છે, શસ્ય કષાયે પુણ્ય છે ધાર ॥૨૫૧॥
અશુભને શુભ ત્યા ન કષાયો, શુદ્ધવિચારે પ્રગટે મુક્તિ,
અશુભ શુભની વૃત્તિ વિના તો, શુદ્ધ ઉપયોગે આતમ મુક્ત ॥૨૫૨॥
અશુભ શુભ જો મનવૃત્તિ નહીં, જીવન્મુક્ત પ્રભુતા ત્યાય,
અભોગી આતમ કાર્ય કરે પણ, સમભાવે વર્તે છે ત્યાય ॥ ૨૫૩ ॥
અનુપયોગે અધર્મબધ છે, ઉપયોગે છે આતમધર્મ,
અનુપયોગી રહો ન આતમ !!, ઉપયોગે આતમ છે અકર્મ ॥૨૫૪॥
અનુભવ જ્ઞાની ગીતાર્થ ગુરૂની, એક ઘડીની સગત થાય,
અનત ભવના કર્મના બધન, છૂટે સમ્યગ્દષ્ટયા ન્યાય ॥ ૨૫૫ ॥
અદ્વૈતવાદને દ્વૈતવાદનો, સ્યાદ્વાદે જ ખુલાસો થાય,
અદ્વૈત દ્વૈત એ બે વાદો પણ, અનેકાતદૃષ્ટિમા સમાય ॥ ૨૫૬ ॥
અભેદ ભેદ એ બે વાદો પણ, અનેકાતદષ્ટિમા સમાય,
અનેકાન્તદષ્ટિના જ્ઞાનમા, સર્વે દર્શન સમાઇ જાય ॥ ૨૫૭ ॥
અનેકાન્તદષ્ટિએ સમ્યગ્,-જ્ઞાની તેઓ જૈન ગણાય,
અરિ ! અતરગત રાગ રોષને, હણીને અર્હત્પદને પાય ॥ ૨૫૮ ॥
અનેકાન્ત દષ્ટિથી સઘળા, મિથ્યાવાદ કદાગ્રહ જાય,
અપેક્ષા-સાતનયોની સર્વમા, સમજાતા મોહાગ્નિ હણાય ॥ ૨૫૯ ॥
અનેક એકાદિ ઇશ્વરના,-વાદોથી જે ધાર્મિક ભેદ,
અનેકાન્ત દષ્ટિમા સમાતા, સાપેક્ષાએ રહે ન ખેદ ॥ ૨૬૦ ॥
અક્ષય આત્મઅસખ્યપ્રદેશો, એક બીજાથી થાય ન ભિન્ન,
અવ્યય તેમ અનાદિ અનતજ, સમજે તે નહીં રહેતો દીન ॥૨૬૧॥
અપવાદે ઉત્સર્ગે જોઓ, જાણો ધર્માચાર વિચાર,
અનેકાન્તનય જ્ઞાની ગીતાર્થજ, જૈનો તે થાતા નિર્ધાર ॥ ૨૬૨ ॥

અમૂલ્ય માનવભવની ક્ષણ એક, અમૂલ્ય છે આતમનું જ્ઞાન;
અમૂલ્ય માનવભવને પામી, આતમ પ્રગટાવો ભગવાન્. ॥ ૨૬૩ ॥

અસાધ્ય કશું નહીં જનને જગમાં, અશક્ત માટે શબ્દ અસાધ્ય;
અભ્યાસે ઉત્સાહે ખંતે, ધૈર્યજ્ઞાને સર્વ સધાય ॥ ૨૬૪ ॥

અમારી પડહો જે વગડાવી, પશુ આદિ કરે હિંસાબંધ;
અર્હત્ પદ આદિ તે બાંધે, સિદ્ધ જિનેશ્વર થાય અબંધ ॥ ૨૬૫ ॥

અશાત દુઃખને ભોગવે તેઓ, જેઓ હિંસાદિ કરનાર;
અધમદશાને તેઓ પામે, વ્યસનાદિક દોષો ધરનાર. ॥ ૨૬૬ ॥

અધમાધમ પાપી છે તેઓ, ઋષિઆદિ હત્યા કરનાર;
અધર્મ જૂઠ ને જૂલ્મ અન્યાયે, પાપો કરી જગમાં જીવનાર ॥૨૬૭॥

અનાથ-તે છે મિથ્યાબુદ્ધિ,-ધારક નગુરા નાસ્તિક લોક;
અનેક પાપ પ્રવૃત્તિવાળા, દુઃખો પામી પાડે પોક. ॥ ૨૬૮ ॥

અનાથ તેઓ જેના શિર પર, દિલમાં સત્ય નહીં ભગવાન્;
અન્નાદિક માટે જે રૂવે, અનાથજનને આપો દાન. ॥ ૨૬૯ ॥

અન્ન ને પાણીથી સહુ જીવો, જીવંતા નજરે દેખાય;
અન્ન ને પાણી સમું નહીં દાન કો, જેથી લોકો જીવ્યા જાગ ॥૨૭૦॥

અન્નને આપી ભોજન કરવું, ધર્મી લોકોનું શુભ કૃત્ય;
અહરૂ અહરૂ પ્રતિભોજન પહેલાં, અન્નદાનને દેજો નિત્ય ॥ ૨૭૧ ॥

અપમંગલ સહુ પાપોદયથી, પુણ્યોદયથી મંગલ થાય;
અનુભવ સત્ય છે એવો જ્યાં ત્યાં, સમજી ધર્મ કરો સુખ ન્યાય ॥૨૭૨॥

અન્નોદકથી જીવાડ ! ! જીવો, તેથી પુણ્યનો થાતો બંધ;
અનાશ્રયીને આપજે આશ્રય, વિષયોમાં થાજે નહીં અન્ધ ॥૨૭૩॥

અદ્યાપિ પર્યંત જન્મીને હેં, કર્યાં શાં ? પુણ્યને પાપનાં કૃત્ય;
અત્યારે શું કરે છે તે જો ! !, હવેથી આદરજે ઘટ સત્ય. ॥ ૨૭૪ ॥

અત્યારે જે કરવાનું તે, કાલ ઉપર આતમ ! ! નહીં રાખ;
અધુના કરવાનું તે અધુના, કર ! આતમ સુખ શાંતિ ચાખ. ॥૨૭૫॥

અર્થીજન નિજ પાસે આવે, એવી દુનિયા કુદ્રતુરીતિ;
અર્થ વિના જે પાસે આવે, પરમાર્થી સંતોની પ્રવૃત્તિ. ॥ ૨૭૬ ॥

અર્થ કામ બે પુણ્યે મળતા, ધર્મ કર્યાથી અર્થ પમાય,
અર્થનું કારણ ધર્મ પુણ્ય છે, ધર્મે રાજાદિપદ પાય ॥ ૨૭૭ ॥
અવલ બન કર ! ! ગુણીજનોનું, મળ્યુ તેમાથી ઝટ કઇ દાન,
અવજ્ઞા કર નહીં કોઇની ક્યારે, અપાય કરતા અપાય જાણુ ॥૨૭૮॥
અથથી ઇતિ સુધી અણુ શુદ્ધ, રહે ધન્ય તે નરને નાર,
અર્ચ્યજ તે છે દેવની પેઠે, પૂજાતા જગમા નિર્ધાર ॥ ૨૭૯ ॥
અઘ સહુવારે અર્ચ્ય તે જગમા, અનતજીવન પામે તેહ,
અધિકા જગમા ઉંચા થાવા, ધારો ગુણ સત્કર્મનો નેહ ॥ ૨૮૦ ॥
અહિં યા જેવુ કરો વિચારો, તેવુ ફલ પરભવમા થાય,
અત એવ અહિંયા આત્મ ગુણોને, પ્રગટાવો સહુ દુ ખો જાય ॥૨૮૧॥
અનગ જીતે અગ ધરે નહીં, અબર સમ નિ સગી થાય,
અગમા અનગ જેને છે નહીં, તે પરમાતમરૂપ સુહાય ॥ ૨૮૨ ॥
અમારો જ્ઞાને દૃઢ નિશ્ચય છે, મોહાદિકથી રહેવુ દૂર,
અમારો નિશ્ચય બ્રહ્મનૂરમા, મેળવવુ નિજ બ્રહ્મનુ નૂર ॥ ૨૮૩ ॥
અમારે સર્વ જીવોની સાથે, આત્મભાવથી મળવુ સત્ય,
અમારો નિશ્ચય સર્વ જીવોના,-હિતાર્થે કરવુ ધર્મનુ કૃત્ય ॥૨૮૪॥
અમારો નિશ્ચય જ્ઞાન સમાધિ,-યોગે પ્રભુરૂપ થાવુ એહ,
અનુભવ એવો અમને આવ્યો, પ્રભુ પદ વરશુ બની વિદેહ ॥૨૮૫॥
અખિલ જીવોને આતમ સરખા, માન્યા કરૂ ન કોપર રીસ,
અખિલ વિશ્વમા સર્વ જીવોને, આત્મસમા દેખુ જગદીશ ॥૨૮૬॥
અખિલ વિશ્વની સાથે મારો,-આત્મૈક્યે પ્રભુપ્રાદુર્ભાવ,
અનતજીવનભાવે પ્રગટ્યો, લીધા આત્મ જીવનના લ્હાવ ॥ ૨૮૭ ॥
અફીણ જેવુ મોહીજીવન, ત્યાગી અમૃત જીવન ધાર,
અટકાવો મોહની વૃત્તિયો, દિલ્મા પેસતી તત્કાલ ॥ ૨૮૮ ॥
અવનીમા જન્મીને આતમ, ! ! અવનવી શોધો કરજે ભવ્ય,
અફલ ન પલ પણ જાવા દે જે, સાક્ષી થઈને કર ! ! કર્તવ્ય. ॥૨૮૯॥
અક્રિયાવાદી કૃષ્ણપક્ષીયો, શુકલપક્ષી ક્રિયાવાદી ભવ્ય,
અક્રિયવાદી અબધ અક્રિય,-જીવ માને કરે નહીં કર્તવ્ય ॥૨૯૦॥

અક્રિયવાદી મોક્ષ ન માને, સેવા ભક્તિ ક્રિયાનો ત્યાગ;
અક્રિય માને એકાન્તે નિજ, આતમ એવો મિથ્યારાગ. ॥ ૨૯૧ ॥

અલંકારથી દેહ ન શોભે, અલંકાર ગુણરૂપ ન હોય;
અલંકાર સાચા સદ્‌ગુણ ગણ ! ! અલંકાર નૈસર્ગિક જોય. ॥ ૨૯૨ ॥

અવનવું પર્યાયે જગ થાતું, પર્યાયે સર્વે બદલાય;
અવ નવ અવતારો પર્યાયો, કર્મો–પર્યાએ કહેવાય. ॥ ૨૯૩ ॥

અવતર્યો મનુષ્યરૂપે આતમ ! !, અનીષ્ટ ઇષ્ટનો કરો વિવેક,
અનિષ્ટ ત્યાગી ઇષ્ટને પામી, પ્રભુમય જીવનની ધર ! ! ટેક ॥૨૯૪॥

અકલ્પ્ય આત્મસ્વરૂપ છે તારૂં, મન ઇન્દ્રિથી નહીં કળાય;
અસંખ્યપ્રદેશી આતમ તું છે, નિર્વિકલ્પે આપ કળાય ॥ ૨૯૫ ॥

અધિપતિ તું છે સર્વ શક્તિનો, કર્મનાશથી પ્રગટે શક્તિ,
અધિપતિના સહુ અધિકારોને, વાપરવાની કરશો ભક્તિ ॥ ૨૯૬ ॥

અચલ અચિંત્ય છે સ્વરૂપ તારૂં, પ્રભુથી એકમેક થઈ જાવ ! ! !;
અસ્તિતા–પર જડ વસ્તુની, ભૂલી પ્રભુમાં ધ્યાન લગાવ ! ! ॥૨૯૭॥

અગણિત પ્રભુનો મહિમા ભારી, પ્રભુ શક્તિ છે અનંત અપાર;
અનંત ગુણ પર્યાયમયી તું, આતમપ્રભુ, સત્તાએ ધાર ॥ ૨૯૮ ॥

અણગમો દુર્ગુણ વ્યસનો ઉપર, ક્ષણક્ષણ આતમમાંહી ભાવ ! !;
અણગમો કર બૂરી ટેવો પર, ગુણીઓ પર પ્રીતિને લાવ ॥ ૨૯૯ ॥

અનિલની પેઠે સર્વ વિશ્વમાં, અપ્રતિબદ્ધપણે ફર દેખ;
અનિલના ગુણને આતમ ! ! લેશો, દુર્ગુણોને દૂર ઉવેખ ॥ ૩૦૦ ॥

અણિશુદ્ધ અથથી ઇતિ સુધી, શુદ્ધ રહે જે નર ને નાર;
અગણિત કીર્તિ મહિમા પામે, પ્રભુ પેઠે પૂજાતાં ધાર ॥ ૩૦૧ ॥

અણુસમ લઘુતા ધરીને વર્તો, મેરૂ સમ નિજ પ્રભુતા ધાર,
અગુરૂ લઘુ નિજ આતમ જાણો, સ્વભાવે જ્ઞાનાનંદ અપાર ॥૩૦૨॥

અમર થયા તે જગમાં લોકો, પરમાર્થે જીવ્યા જગમાંહ્ય;
અમર થયા જેણે પ્રભુમાં સહુ, હોમ્યું બીજું ચહે ન કાંય ॥૩૦૩॥

અમર થયા જેણે નિજ શુદ્ધિ, કરી પ્રગટાવ્યો પૂર્ણાનન્દ;
અમર થયા જેણે મનને જીત્યું, ટાળ્યા રાગ ને રોષના ફંદ ॥૩૦૪॥

અમર થયા જેણે નિષ્કામે, તપ જપ, પ્રભુમા હોમ્યા પ્રાણ,
અમર થયા જેણે જ કષાયો, ટાળી પામ્યા પદ નિર્વાણ ॥ ૩૦૫ ॥

અભડાવુ છે રાગ રોષથી, શુદ્ધાતમ તો નહીં અભડાય,
અભડાતો નહીં આત્મોપયોગી, જગમા સ્પર્શ્યાસ્પર્શ્ય છે ન્યાય ॥૩૦૬॥

અઘરા કાર્યો પણ અભ્યાસે, બળ કળથી સહેલા થઈ જાય,
અઘરા કાર્યો કોઈ ન જગમા, બુદ્ધિ કળ બળ ગ્રહે ઉપાય. ॥૩૦૭॥

અવગણુના નહીં કરશો કો'ની,–વિના પ્રયોજન કરો વિવેક,
અર્વાચીન પ્રાચીનમાથી શુભ, સત્ય શકિતપ્રદ ગ્રહો અનેક ॥ ૩૦૮ ॥

અર્વાચીન પ્રાચીન ઇતિહાસો, સર્વ ધર્મ પ્રજાના ઉકેલ,
અર્વાચીન પ્રાચીનમા સાચુ, હોય તે ગ્રહશો ધરીને પહેલ ॥૩૦૯॥

અનુકરણ કરો ગુણ શકિતનુ, પૂરૂ સમજીને નરનાર,
અનુકરણ સમજ્યા વણ કરવુ, તેથી ખત્તા પડતી ધાર ॥ ૩૧૦ ॥

અક્ષર દેહે થયા અમર તે, દાની શૂરાઓ ને સત,
અક્ષર દેહે અમર થયા તે, પરમાર્થી ઉપકારી ભકત ॥ ૩૧૧ ॥

અર્જુન પેઠે યોદ્ધા થાતા, તે જગમા પામે જયકાર,
અલબેલો પ્રભુ દિલમા ધરતા, આત્મપ્રભુ પ્રગટે નિર્ધાર ॥૩૧૨॥

અજ્ઞાનવાદી એવુ માને, અજ્ઞાને સુખિયા નરનાર,
અજ્ઞાને નહીં ભેદ ખેદને, રાગ રોષ દુ ખો અહંકાર ॥ ૩૧૩ ॥

અજ્ઞાનવાદી પાખંડી છે, અક્રિયવાદી પેઠે તેહ,
અનેકાન્તનયથી એ બેનો, મિથ્યાભાવ ટળે છે એહ ॥ ૩૧૪ ॥

અજ્ઞાનવાદી પેઠે જેઓ, એકાંત માને જ્ઞાનનો વાદ,
અશુદ્ધતાને કરતા રહેતા, તે પણ છે મતિનો ઉન્માદ ॥ ૩૧૫ ॥

અજ્ઞાનવાદી પેઠે જેઓ, એકાંતે ગ્રહે વિનયનો પક્ષ,
અનેકાન્તદષ્ટિ વણ મિથ્યા, સેવાભક્તિ પણ નિરપેક્ષ ॥ ૩૧૬ ॥

અનેકાંતનયદષ્ટિએ છે, ક્રિયાવિનય મોક્ષાર્થે સત્ય,
અનેકાન્તથી જ્ઞાન છે હેતુ, અજ્ઞાને શુભ ધર્મના કૃત્ય ॥ ૩૧૭ ॥

અલર્ક શ્વાનની પેઠે જગમા, અતિકામીની વૃત્તિ પ્રવૃત્તિ,
અયાગ આત્મોત્સાહ ધરીને, કામ તજીને બનો પવિત્ર ॥ ૩૧૮ ॥

અજ્ઞાની પણ અજ્ઞપણે જો, કરે જે ઉપકારી શુભ કાજ;
અજ્ઞાની શુભ પુણ્યને બાંધે, પામે સ્વર્ગતણું સામ્રાજ્ય. ॥ ૩૧૯ ॥
અજ્ઞાની પણ ગીતાર્થોની,–નિશ્રાએ તપ જપ ચારિત્ર;
અજાણપણે પણ ધર્મ કરીને, જ્ઞાની થઈ બને મુક્ત પવિત્ર. ॥ ૩૨૦ ॥
અનુચિત અસભ્ય કહેણી રહેણી, ગુરૂગમથી સમજીને ત્યાગ ! !;
અનુચિત ને જે ઉચિત શું છે, સત્યજ્ઞાનથી સમજી જાગ ! !. ॥૩૨૧॥
અજ્ઞાની અક્ષરને પકડે, જ્ઞાની અર્થનો આશય જાણ;
અજ્ઞાની ને જ્ઞાની બેનું, આંતરૂં નભ પાતાળ સમાન. ॥ ૩૨૨ ॥
અજ્ઞાનીઓ ધર્મશાસ્ત્રના,–સમજે નહીં આશય જે સત્ય;
અજ્ઞો ગદ્ધાપુચ્છને પકડી, મૂકે નહીં નિજ પક્ષ અસત્ય. ॥ ૩૨૩ ॥
અધિકારે કર્તવ્ય જે કાર્યો, ફરજો તેઓ કરવી સર્વ;
અધિકારે કર્તવ્યો કરવાં, તજવો કર્તૃપણાનો ગર્વ. ॥ ૩૨૪ ॥
અધિકારે નિઃસંગાદિક ગુણ, ધારી કાર્યો કરવાં બેશ;
અલ્પ દોષ ને મહાલાભ ગુણ, ધર્મને જાણી કરો હમેશ. ॥ ૩૨૫ ॥
અધિકારે કાર્યોને કરતાં, સ્તવે નિંદે જગમાં નરનાર;
અભિપ્રાયો જે સાચા ખોટા, તેમા મુંઝ ન કાર્યને ધાર. ॥ ૩૨૬ ॥
અભિપ્રાયો દુનિયાલોકોના, ભિન્નમતિથી હોય અનેક;
અભિપ્રાયોમાં રાગ રોષ વણ, રહી વર્તો અધિકારે વિવેક ॥ ૩૨૭ ॥
અભિપ્રાયો કરતાં અધિકારે, કર્તવ્યોને મોટાં માન;
અભિપ્રાયોની વાસના ત્યાગી, અધિકારે કર ! ! કર્મ સુજાણ ॥ ૩૨૮ ॥
અલ્પશક્તિધારકને,–કળને, દાવપેચ આશ્રય હિતકાર;
અતિ બળિયાના સામે જગમાં, જીવવામાટે કળા વિચાર. ॥ ૩૨૯ ॥
અલ્પ શક્તિમંતોને અતિબળ,–વાળા સાથે મૈત્રી ન ન્યાય;
અતિ બળિયાઓના તાબામાં, રહેતાં ઉલટા અશક્ત થાય. ॥ ૩૩૦ ॥
અક્રિય થઈને બેસી રહેવું, તમોગુણી આલસ તે જાણ;
અક્રિય તો અંતરથી રહીને, બાહ્યથી સક્રિય થા ! ! ગુણ ખાણ. ॥૩૩૧॥
અલ્પ જીવ્યું જે ધર્મકર્મથી, જ્ઞાનધ્યાનથી તે છે સત્ય.
અધિક જીવ્યું જે પાપથી ભૂરૂં, નિજપરનાં જ્યાં ભૂરાં કૃત્ય. ॥ ૩૩૨ ॥

અદા કરો નિજ ફર્જને આતમ !!!, ફર્જ અદા કર થઇ નિષ્કામ;
અદા કરે નહીં ફર્જને જેઓ, નિર્બલ નિર્જીવ તેહ હરામ. ॥૩૩૩॥
અદા કરો ફર્જોને નક્કી, સ્વાધિકારે પ્રાપ્ત થએલ,
અદા કરી ફર્જોને પાછુ, ફલ ઇચ્છે નહીં તે સમજેલ ॥ ૩૩૪ ॥
અશાતારૂપી ફલ છે કડવુ, દુખ તે પાપના ઉદયે જાણુ;
અસાત પ્રગટે અકળાઇશ નહીં, રાખજે નિજ આતમમા ધ્યાન ॥૩૩૫॥
અબળાઓ પર જુલ્મ કરો નહીં, સતાપો નહીં અબળા જાત,
અબળાઓને દુખો દેતા, દેશ કોમ પડતી સાક્ષાત્ ॥ ૩૩૬ ॥
અબલજનોને સત્તા બળથી, આપો નહીં દુખો સતાપ,
અબળોપર અન્યાયી જુલ્મો, કરતા પ્રગટે મોટુ પાપ ॥ ૩૩૭ ॥
અવશ્ય ભાવીભાવ જે બનતુ, ત્યા ઉદ્યમનુ જોર હણાય;
અચરિજ ત્યા કશું માન ન આતમ ! ભવિતવ્યના મુખ્ય ત્યા થાય ॥૩૩૮॥
અત્યાચારને કરો ન કયારે, અત્યાચારથી પાપનો બધ,
અત્યાચારી શાતિ ન પામે, દેખતો પણ જાણો અન્ધ ॥ ૩૩૯ ॥
અનાચારથી પતિતપણુ છે, અનાચારને દૂરે છડ,
અતિચારોને દૂરે હરજે, રાખ ન કૃત્રિમ જૂઠ ઘમડ ॥ ૩૪૦ ॥
અખાડા—કુસ્તીમા ઉપયોગી, શારીરિકશક્તિને હેત;
અખાડા ઉપયોગી છે જગમા, તનુ બલવૃદ્ધિનો સકેત ॥ ૩૪૧ ॥
અમદાવાદ છે ગુર્જર દેશમા, જૈનકોમનુ મોટુ ધામ,
અનેક જૈનમદિર ઉપાશ્રય, અનેકસાધુઓનુ ઠામ ॥ ૩૪૨ ॥
અરૂચિ કર !! નહીં ધર્મકર્મમા, સતોપર રૂચિભાવ વધાર !!,
અપ્રિય થાવાના કૃત્યોને, જેમ બને તેમ દૂર નિવાર ॥ ૩૪૩ ॥
અડગ રહો આતમ નિજ ધર્મે, ડગો નહીં દુષ્ટોથી લેશ,
અડગપણાથી શત્રુ સામા, ઉભા રહેતા ટળતા કલેશ ॥ ૩૪૪ ॥
અડગ રહીને પાળ !! પ્રતિજ્ઞા, અડગ રહીને કર કર્તવ્ય,
અડગ રહી નિજ ફર્જ અદાકર !!, તેથી સ્વોન્નતિ છે તુજ ભવ્ય. ॥૩૪૫॥
અસ્થિર મનથી મોટા કાર્યો, થતા નહીં સશયથી જાણુ;
અસ્થિરતા તે મોહને શકા, ભીતિ લોભને કામ છે માન ॥૩૪૬॥

અસ્થિરતા તજ સ્થિરતા ધર મન, અસ્થિર કોઈ ઠરે નહિ ઠામ;
અસ્થિરનો વિશ્વાસ ન કરવો, અસ્થિરમાં કંઇ હોય ન હામ. ॥૩૪૭॥

અસ્થિરજન, પાળે શું પ્રતિજ્ઞા, અસ્થિર, ભાગી નાશી જાય;
અસ્થિર જનનું મન બાળક સમ, જ્યાં બેસે ત્યાં તેવું થાય. ॥૩૪૮॥

અપજશ કલંકથી નહીં બીવે, તેવો મહાપાપી વા સંત;
અપજશથી દુનિયાદારીમાં, જશ જીવનનો આવે અંત. ॥ ૩૪૯ ॥

અસહ્ય સંકટ આવી પડે પણ, અધર્મના પંથે નહીં ચાલ;
અનેક સંકટ વેઠીને પણ, ધર્મન્યાય નીતિમાં હાલ. ॥ ૩૫૦ ॥

અત્યાચારીઓના જૂલ્મો, સામા રહી નિજ કરો બચાવ;
અતિશય દુઃખ તે અલ્પકાલતક, સમજી મનમાં ધીરજ લાવ. ॥૩૫૧॥

અધર્મ તે છે કે જેથી નિજ, અન્યજીવોને દુઃખો થાય;
અધર્મ, હિંસા જૂઠ ને ચોરી, વ્યભિચાર જૂલ્મો અન્યાય. ॥૩૫૨॥

અકડાઈ જા નહીં અભિમાને, અકડાઇથી મળે ન જ્ઞાન,
અક્કડ થઈ જે ફક્કડ ફરતા, પામે નહિં તે સત્યની સાન. ॥ ૩૫૩ ॥

અકસ્માત્ છે કર્મોદયથી,-બુદ્ધિનું જ્યાં કાર્ય ન થાય;
અકળ કળા છે કર્મપ્રભુની, સુખ દુઃખની પ્રગટાવે છાંય. ॥ ૩૫૪ ॥

અકળાઇ જાવું નહીં ક્યારે, મગજ ખોઇને બોલ ન બોલ;
અક્કલથી છે આગળ જાવું, ગુરૂની આગળ પડદો ખોલ. ॥ ૩૫૫ ॥

અક્ષરજ્ઞાનથી જ્ઞાનીઓના, જ્ઞાનનો મળે ખજાનો બેશ,
અક્ષર બ્રહ્મ નિજાતમ નક્કી, પ્રગટંતાં નહી રહેતા ક્લેશ. ॥ ૩૫૬ ॥

અવિશુદ્ધ બ્રહ્મચારી જેઓ, ખરે ન જેનું વીર્યનો બિન્દુ;
અતુલ બલી તે પ્રચંડ કાર્યો, કરતાં પ્રગટાવે સુખસિન્ધુ. ॥ ૩૫૭ ॥

અખાડા કર નહીં લેઈ બોલી, અગડંબગડં કર નહીં કાજ;
અગત્ય આવે મિત્રો સાચા, પરખાતા જે રાખે લાજ. ॥૩૫૮॥

અગમચેતીથી વર્તે જેઓ, અનેક દુઃખનો પામે પાર;
અગમપંથમાં જ્ઞાની સંતો, હંસ બનીને કરે વિહાર. ॥૩૫૯॥

અગમ વાણી છે યોગીઓની, પરાપાર પામ્યા છે જેહ;
અગમભાખી સર્વજ્ઞો જિનવર, કેવલજ્ઞાને ભાખે તેહ. ॥૩૬૦॥

અગાધ જ્ઞાનનો,-દરિયો આતમ, પામે તેનો જ્ઞાની અંત,
અજ્ઞાની નહી જ્ઞાનને જાણે, જાણે નહી તે સાચા સંત. ॥૩૬૧॥
અગ્રેસર થા ! ! દેશ કોમને, સંઘ પ્રજાના હિતને માટ,
અગ્રેસર થા ! ! પુણ્યકાર્યમાં, અગ્રેસર થા મોક્ષની વાટ ॥૩૬૨॥
અઘને ટાળો સત્ય વિચારે, ધર્માચારે અઘનો નાશ;
અઘરૂ તે પણ સહેલુ થાતુ, અભ્યાસે ઉત્સાહે ખાસ ॥૩૬૩॥
અઘોર પંથી નહીં ઉપયોગી, કરે નહી જનતા કલ્યાણ,
અઘોરી બાવા તમોગુણી બહુ, કરો ગુણીનુ સાચુ માન ॥૩૬૪॥
અટકાવો જગ થનાર પાપો, અટકાવો જૂલ્મો જે ઘોર,
અટકાવોને અનીતિયુદ્ધો, અટકાવોને ણૂરા ચોર ॥ ૩૬૫ ॥
અટકાવો નહી સારા કાર્યો, પાપ વિચારોને અટકાવ !!,
અવળા પન્થે જાનારાને, અટકાવી સત્પંથે લાવ. ॥૩૬૬॥
અટવી છે દોષોની અંતર, તેને સાફ કરીને ચાલ,
અડચણ આવે તેની સામો, થઈને આગળ પંથમા હાલ. ॥૩૬૭॥
અટપટી સેવાને ભક્તિ છે, અટપટી જ્ઞાનની વાતો જાણ,
અપેક્ષા સમજે તેને અટપટ, ખટપટ ટળતી નિશ્ચય માન ॥૩૬૮॥
અટકો જોઈ વિચારીને બહુ, અટકી જા નહીં કરતા ધર્મ;
અડગ રહીને સ્વાધિકારે, કર ! ! ઉપયોગે સુખકર કર્મ ॥ ૩૬૯ ॥
અડુક દડુકીયો નિર્બલ માનવ, અધિકારથી બનતો ભ્રષ્ટ;
અણગમતો સુજ્ઞોને થા નહીં, અનુચિત કરે તે થાતા નષ્ટ ॥૩૭૦॥
અતિશયોક્તિ કરતા વદતા, સાચુ પણ જૂઠામા જાય,
અત્યાચારને થાતા વારો, અનાચારથી દુ ખો થાય ॥ ૩૭૧ ॥
અથડાવવાનુ નકામુ કર નહીં, અદબ ધરીને જ્યા ત્યા ચાલ;
અધકચરૂ રહેવુ નહીં સારૂ, અધમોદ્ધાર પ્રભુ સંભાર ॥ ૩૭૨ ॥
અધીરા થા નહીં કાર્યો કરતા, કર્ગે ઉતાવળ થાય ન કાજ,
અધીર બન્યા પણ કાર્યો કરતા, પ્રગતિનું પ્રગટે સામ્રાજ્ય ॥૩૭૩॥
અધ્યાપકની સેવાભક્તિ-કરવાથી વિદ્યાની સિદ્ધિ,
અધ્યારોપ છે જડમા સુખનો,-સાચી આતમસુખની ઋદ્ધિ ॥૩૭૪॥

અનન્યશ્રદ્ધા પ્રીતિ તે છે, ગુરૂદેવની સાચી ભક્તિ;
અનાશ્રિતોને આશ્રય આપો, અશક્ત લોકને આપો શક્તિ. ॥ ૩૭૫ ॥

અનાડીવેડા તજ ભૂરા સહુ, કદિ રહો નહીં જગમાં અનાથ;
અનારોગ્યતા-નિજ ભૂલોથી, અજ્ઞાને છે દુઃખનો સાથ. ॥ ૩૭૬ ॥

અનુગામી થા !! જ્ઞાનીઓનો, અનુસરો ગુણીઓની ચાલ;
અનુકરણ કર સદ્ગુણીઓનું, સાધુઓના ગુણ સંભાર !!!. ॥૩૭૭॥

અનુદ્વેગકર હિત સુખકારક, પથ્ય તથ્ય વચનોને બોલ;
અનુનયી થા મોટાઓનો, અનુપમનો થાતો નહીં તોલ. ॥ ૩૭૮ ॥

અનુભવ સિદ્ધ તે અન્યને કહેવું, અનુભવી તે વાત છે સત્ય;
અનુમત સન્યના સંગી થાવું, અનુભવોનાં મોટાં કૃત્ય. ॥ ૩૭૯ ॥

અનુજ્ઞા લેવી માલીકોની, અનુપાને ઔષધ ગુણકાર;
અનુમતિ લેઈ જ્ઞાનીઓની, કાર્ય કરે તે લહે ન હાર. ॥ ૩૮૦ ॥

અનુમાનોથી સત્ય જ્ઞાનની-પ્રાપ્તિ કરવી ત્યાગી ભર્મ,
અનુષ્ઠાન સુખકારક સાચાં-કરવાં જેથી ટળે કુકર્મ. ॥ ૩૮૧ ॥

અનૃતવાદી નિર્બલ આતમ, અનૃતથી પાપો બંધાય;
અનૃતથી અન્યાયો સઘળા, પ્રગટે શાંતિ સુખ નહીં થાય. ॥ ૩૮૨ ॥

અપકર્ષોને ઉત્કર્ષોમાં, આતમ ધારો સમતાભાવ;
અપકીર્તિ વા કીર્તિમાંહી, સમભાવે પ્રભુમય થઇ જાવ. ॥ ૨૮૩ ॥

અપમૃત્યુ છે પૂર્વ કર્મના-ઉદયે તેમાં પ્રભુ સંભાર !!;
અપરાધીઓને દેઈ માફી, પાપી જીવોને ઉદ્ધાર. ॥ ૩૮૪ ॥

અપવાદો અન્યો પર દે નહીં, ઈર્ષ્યા વૈરથકી અકળાઇ;
અપશબ્દોથી હિંસા થાતી, સમજે વર્તે આપવડાઇ. ॥ ૩૮૫ ॥

અપૂર્વજ્ઞાનાદિ ગુણ ગ્રહવા, માટે રાખો અતિ ઉમંગ;
અપૂર્વ અવસર મળ્યો ન હારો, ઉત્સાહે ચઢતો છે રંગ. ॥ ૩૮૬ ॥

અભક્ષ્યનું ભક્ષણ નહીં કરવું, અપેયનું કરવું નહીં પાન;
અભિનંદન દ્યો ગુણીજનોને, અભિવાદન કરો દઇ સુમાન. ॥ ૩૮૭ ॥

અભ્યાસે સહુ કાર્યો થાતાં, જ્ઞાનાદિકનો કર અભ્યાસ;
અભ્યાસી થા સહુ વિદ્યાનો, યત્નોત્સાહે થવા તું પાસ. ॥ ૩૮૮ ॥

અભ્યુદય, ઉદ્યમ ઉત્સાહે, બુદ્ધિપુણ્યસત્સગે થાય,
અમરપટો નહીં દેહનો જગમા, અમૃતફળ તે જ્ઞાન સુહાય ॥ ૩૮૯ ॥
અમલજોરીમા ભૂલો દોષો, પોતાનુ ખરૂ તે વિસરાય,
અમની, પ્રસગે ભૂલે સારૂ, અમલી છે પરતત્ર કથાય. ॥ ૩૯૦ ॥
અમલ ચલાવો મનની ઉપર, મન ઇન્દ્રિને વશમા રાખ,
અમીની દૃષ્ટિએ જો સૌને, અમીદૃષ્ટિથી અમૃત ચાખ ! ! ॥ ૩૯૧ ॥
અર્પાઇ જા પરમાર્થે તુ, પ્રભુમા અર્પાઇને જીવ !!
અર્પાઇ પ્રભુમા જે જીવે, આતમ તે થાવે છે શિવ ॥ ૩૯૨ ॥
અરસપરસ જીવોએ જગમા, સુખ દુ ખમા લેવો શુભ ભાગ,
અરસપરસના સુખના માટે, અર્પાવુ તેમા તુ જાગ ॥ ૩૯૩ ॥
અર્ઘ્ય છે અતિથિ ગુરૂ શુભ સતો કર તેઓનુ અર્ચન બેશ,
અર્ઘ્યપાદથી ઉચ્ચ વિનય છે, તેથી નાસે મનના ક્લેશ. ॥ ૩૯૪ ॥
અર્થને સમજી આત્મોન્નતિ કર ! ! અર્થદાસ તે મહા ગુલામ,
અર્થશાસ્ત્રનુ જ્ઞાન કરીને, નીતિએ રળવા શુભ દામ ॥ ૩૯૫ ॥
અલાબલા તે મનની માયા, અલ્પજ્ઞાનથી અતિશય હાન,
અવકૃપા તે પાપ વિચારો, પાપાચારોમાહી માન ॥ ૩૯૬ ॥
અવગુણ ઉપર ગુણ કરનારા, સતો ભકતો કૈક મહત,
અવગુણ ઉપર અવગુણ કરવો, તેથી કોઇ ન થાતો સત ॥ ૩૯૭ ॥
અવદશા વા ઉચ્ચદશામા, શોક હર્ષની લાગણી વાર,
અભિપ્રાયો નિજપર જે સારા, રાગ તેમા મમતા ધાર ॥ ૩૯૮ ॥
અવધિ સમજી અવાધ ધારો, અવધિજ્ઞાનનો કરો પ્રકાશ,
અવલોકો જગને શુદ્ધદૃષ્ટ્યા, અવશ્ય ધર પ્રભુ ગુરૂ વિશ્વાસ, ॥૩૯૯॥
અવલવાણી, જ્ઞાની સતોની, જ્ઞાનીને સવળી સમજાય,
અવળીવાણી, આ અજ્ઞાનમય, સમજે શાસ્ત્ર રહસ્ય તે પાય. ॥૪૦૦॥
અવિદ્યા જ્યા ત્યા અધારૂ છે, અવિનીત અજ્ઞાની અન્ધ,
અશાત, પાપોદયથી પ્રગટે, સર્વ દુ ખ છે પાપના ધધ ॥ ૪૦૧ ॥
અસિધારાપર ચાલે જેઓ, જેઓ ઉડે છે આકાશ,
અશકત તેઓ બ્રહ્મચર્ય વણ, નહિ ચારિત્ર સમુ બળ ખાસ ॥૪૦૨॥

અસુરો, પાપથી જીવે જગમાં, ધર્મે જીવે સુર, તે જાણ;
અહમેવ અસુરોની પ્રકૃતિ, શૂર સદા છે નિરભિમાન. ॥ ૪૦૩ ॥

અલ્પ દોષને અલ્પ પાપ પણ, પરભવમાં દુઃખકારક થાય;
અલ્પ અલ્પ પણ દાન દયા દમ, મોક્ષાર્થે નક્કી સમજાય. ॥ ૪૦૪ ॥

અનુક્રમે પુદ્‌ગલ સુખમાંથી, આત્મિક સુખ, અનુભવે પમાય;
અનુક્રમનો અનુભવ છે એવો, સમજુ અનુક્રમે આગળ જાય ॥ ૪૦૫ ॥

અનુક્રમે પુદ્‌ગલ સુખથી, આતમ-સુખનો અનુભવ આવે સત્ય;
અનુભવ આત્માનંદનો પ્રગટે, લાગે જડ સુખ પછીથી અસત્ય. ॥૪૦૬॥

અનુભવ આવે આતમ સુખનો, ત્યારે જડરસ રૂચિ વિણસાય,
અનુભવ આત્માનંદનો નાવે, ત્યાં લગી જડસુખ વૃત્તિ રહાય. ॥૪૦૭॥

અનુભવ આત્મિક સુખનો આવે, બાહ્યરસો સ્વયમેવ વિલાય;
અનુભવ આવ્યા પામ્યા વણ કો, બ્રહ્મ રસીલો નહીં ગણાય. ॥ ૪૦૮ ॥

અનુભવ જ્યારે આત્મિક સુખનો, આવે ત્યાં નહીં મૈથુન ચાહ;
અનુભવ જ્યારે આત્મિક સુખનો, પ્રગટે તદા નહીં કામનો દાહ ॥૪૦૯॥

## આ

આતમ, દર્શન જ્ઞાન ચરણમય, જાણે તે તું આતમ આપ;
આતમ, આનંદરૂપી નિશ્ચય, જ્ઞાને આતમ લક્ષણ છાપ. ॥૪૧૦॥

આતમ, કર્મ અનાદિ, કાળનું, તોયે તેનો થાતો નાશ;
અનંત-અનાદિ અકલ અલખછે, આતમ તે તું ધર વિશ્વાસ. ॥૪૧૧॥

આલસ કર નહીં આતમધર્મે, આત્મશુદ્ધિના ધર ! ! ! આચાર;
આદર કર ! ! નિજ આત્મગુણોનો, આત્મસ્વભાવે ધર્મજ ધાર. ॥૪૧૨॥

આચાર્યો જે ધર્મગુરૂઓ, તેઓને શ્રદ્ધાએ સેવ;
આચારો પાળો શુભ સુખકર, ઓળખ સાચા અરિહંત દેવ ॥૪૧૩॥

આસ્રવ ત્યાગો સંવર ધારો, આજ્ઞા ગુરૂની પાળો બેશ;
આશા તૃષ્ણા વાસના વારો, આમ્ર સમા થઇ ટાળો કલેશ. ॥૪૧૪॥

**આત્મપ્રદીપ** છે દીપક સરખો, તથા**આત્મદર્શન ગ્રન્થ** છે સાર;
**આત્મતત્ત્વ દર્શન** શુભનામે, રચના કીધી પર સુખકાર. ॥૪૧૫॥

આનંદઘન પદસંગ્રહ ઉપર, કીધો મેં ભાવાર્થ પ્રકાશ,
વાંચે તે ગ્રન્થ તેઓ તરશે, થાશે અનુભવ જ્ઞાન પ્રકાશ ॥૪૧૬॥
આયુષ્ય એળે ગાળ ન આતમ ! !, આડો અવળો કયા અથડાય,
આવક જાવક વિવેક કરતા, આપત્તિ આવે ન કદાય. ॥૪૧૭॥
આપત્કાલે આપદ્ ધર્મે, રહેવું અવસર જાણી ભવ્ય,
આજ્ઞા-માતપિતા સદ્ગુરૂની, પાળો કરશો સત્કર્તવ્ય ॥૪૧૮॥
આજનું કરવું કાલની ઉપર, રાખો નહી જગમાં નરનાર,
આશ્રય આપો નિરાશ્રિતોને, સાત્વિક કરશો શુભ આહાર ॥૪૧૯॥
આપત્તિમાં ધીરજ ધરવી, જીવો ! ! ! નહી રાખી પર આશ,
આચાર્યોની સેવા કરશો, આચારોને પાળો ખાસ ॥૪૨૦॥
આળ ન દેશો દ્વેષે કો પર, આળથી પરભવ આવે આળ,
આળ ચઢાવો નહીં શત્રુપર, આળથી પાપ ને દુઃખ જંજાલ. ॥૪૨૧॥
આમ્ર સરીખા થાવું મીઠા, પરોપકારો કરીને સત્ય,
આયુષ્ય પૂરૂં થાતા પહેલા, ધર્મકર્મના કરી લો કૃત્ય ॥૪૨૨॥
આર્યદેશમા આત્મજ્ઞાનને, આધ્યાત્મિક તત્ત્વોનો પ્રકાશ,
આવિર્ભાવે પામ્યો પૂરો, જૈનને હિંદુ આર્યો ખાસ ॥૪૨૩॥
આસ્તિક તે કહેવાતા લોકો, દેવગુરૂને માને ધર્મ,
સ્વર્ગ નરક મુક્તિને માને, પુનર્જન્મ આતમને કર્મ ॥૪૨૪॥
આનંદઘન મુનિવરની પેઠે, આતમનો આદર્શ જગાવ ! !,
આત્મારામની પેઠે પંડિત, કર્મયોગી થઈ ધર્મ જણાવ ॥૪૨૫॥
આદર્શજ છે આતમશુદ્ધિ, કરી નિજમાં પ્રભુને પ્રગટાવ ! !,
આતમ આપોઆપ પ્રભુ છે, ચિદાનંદ ચેતનને જગાવ ॥૪૨૬॥
આતમ સાક્ષીએ સહુ કરવું, જગ જનરંજન વૃત્તિ ટાળ,
આહારે વ્યવહારે લજ્જા,-ભીતિ આદિ દોષ નિવાર. ॥૪૨૭॥
આશુક માશુક આતમ પોતે, પ્યારો પ્યારી આતમ જાણ,
આશયો જાણે આતમ સઘળા, આતમ આપો આપ પ્રમાણ. ॥૪૨૮॥
આવળ આકડો આબલી આંબો, પરોપકારે જીવે આડ,
આલોચી લે અંતર તારૂં, તુજથી મોટાં જોને તાડ ॥૪૨૯॥

આંખે દેખો દિલમાં વિચારો, આજુબાજુનો કરો વિચાર;
આવજા જાવક આફત દુઃખને, જાણી કાર્ય કરો નરનાર. ॥૪૩૦॥

આતમ તે નિજ ઘટમાં અલ્લા, આતમ વણુ અલ્લા નહીં કોઈ;
આશા તૃષ્ણા મોહને મારે, આપોઆપ પ્રભુ લ્યો જોઈ. ॥૪૩૧॥

આવે તેનું સ્વાગત કરવું, જાવે તેને કરો જુહાર.
આવવું જાવવું કર્મદશાથી, સમજીને વર્તો સંસાર. ॥૪૩૨॥

આજે કરવાં શાં કર્તવ્યો, તેનો આતમ !! કરો વિચાર;
આજ કર્યું શું સારૂં ખોટું, વિવેક કરી ધર શુભ આચાર. ॥૪૩૩॥

આજે કરવાં ધર્મનાં કાર્યો, એવો આતમ નિશ્ચય લાવ !!;
આસ્રવ, રાગાદિક દોષો છે, આસ્રવ કર્માચાર વિચાર. ॥૪૩૪॥

આદિ અંત ન જગનો ક્યારે, આતમ કર્મ અનાદિ હોય;
આતમ કર્મ એ બે તત્ત્વોનું, જગત અનાદિથી અવલોય. ॥૪૩૫॥

આળસમાં નહીં ગાળો જીવતર, ઉધેઈથી આલસ્ય ખરાબ;
આળસુ જનનું સઘળું ઉંગે, આળસ ઉપર મૂકો દાબ. ॥૪૩૬॥

આતમશિક્ષા ભાવના ઉપર-પ્રકાશે નામે રચિયો ગ્રન્થ;
આતમને પરમાતમ કરવા, પ્રકાશ કરવા મુક્તિ પન્થ. ॥૪૩૭॥

આગમો પિસ્તાલીશ ઉપર છે, કરવા શુદ્ધાતમપ્રકાશ;
આગમો ગુરૂગમે સુણો ને વાંચો, તેથી પામો મુક્તિવાસ. ॥૪૩૮॥

આદર્શજીવન જેવું મનમાં, ધારો તેવા થાશો ભવ્ય;
આદર્શ અરિહંત જીવન ધારો, ઉત્તમ મુક્તિનું કર્તવ્ય. ॥૪૩૯॥

આચાર્યો જગમાં ઉપકારી, પંચમહાવ્રત પંચાચાર—;
આચરતા તે આચાર્યો શુભ, સેવો પામો ધર્માધાર. ॥૪૪૦॥

આતમ સાથે આઠ કર્મનો, અનાદિ કાલથી છે સંયોગ;
આઠ કર્મનો નાશ કર્યાથી, આતમ તે પરમાત્મપ્રયોગ. ॥૪૪૧॥

આચ્છાદન કરે આત્મગુણોનું, તે કર્મોનો આત્મથી બંધ,
આતમ, આપ સ્વભાવે ખેલે, નાસે મોહાદિ સહુ ધંધ. ॥૪૪૨॥

આત્મજ્ઞાનને આત્મસમાધિ-યોગે અનંત સુખ પ્રગટાય;
આત્મજ્ઞાન વણુ કર્મ ટળે નહીં, મનના મોહે દુઃખ જણાય. ॥૪૪૩॥

આત્મજ્ઞાનથી ક્ષણમાં મુક્તિ, આતમ તે પરમાતમ જાણુ,
આતરઃઆતમ સુખ છે સાચુ, બાહિર્‌જડમા સુખનહીં માન ॥૪૪૪॥
આફ્રિકામા આલસ અજ્ઞાન, કુસપ શ્રદ્ધા ને તોફાન,
આસ્ટ્રેલીયામા વિદ્યોદ્યમ, અનુશીલન ગુણ શીખે માન ॥૪૪૫॥
આર્યોની પ્રગતિનુ કારણ, બળ કળ વિદ્યા બુદ્ધિ જ્ઞાન,
આત્મોન્નતિ કરતા તે આર્યો, સાત્વિક ગુણ કર્મે જ પ્રધાન ॥૪૪૬॥
આર્યો થાવે અનાર્ય પણ જે, સાત્વિક ગુણ આચાર પ્રધાન,
આતમજ્ઞાને સચ્ચારિત્રે, આર્યપણુ જ્યા ધર્મ ને જ્ઞાન ॥૪૪૭॥
આરોગ્ય પુષ્ટિકારકભોજન, પાણી વાપરશો કરી જ્ઞાન,
આયુષ્યલાભુ છાશ ને ફલથી, ડાકતર વૈદ્યો ભાખે જાણ ॥૪૪૮॥
આયુ જો શતવર્ષનુ ઇચ્છો, બ્રહ્મચર્ય વહો આરોગ્ય કાય,
આહાર પાન વિહાર યોગ્ય કરો!, ભય ચિતા તજ શાતિ લાય ॥૪૪૯॥
આત્મપ્રભુને પરમેશ્વર,-જાણી કરવા જે જે કૃત્ય,
આત્મપ્રભુવણ અન્ય ન ઇચ્છા, એ નિષ્કામ છે ભક્તિ સત્ય ॥૪૫૦॥
અરિહત શુદ્ધાતમપ્રભુ સરખો, થાવા જ્ઞાન ક્રિયા ગુણ ધર્મ,
આદરવા નિષ્કામ છે ભક્તિ, સેવા તે નિષ્કામ છે કર્મ ॥૪૫૧॥
આતમને પરમાતમ કરવા,-માટે જીવવા જેહ ઉપાય,
આહારાદિક સર્વ પ્રવૃત્તિ, નિષ્કામીજીવનમા ગણાય ॥૪૫૨॥
આ ભવમા જે રોગ દુ ખતા, તેનુ કારણ દોષ તપાસ,
આભવ પરભવ કર્મોદયથી, સુખ દુ ખ પ્રગટે ધર વિશ્વાસ ॥૪૫૩॥
આજીજી કર !! નહિ નિર્દયને, આજીજી કર યોગ્યની પાસ,
આત્મોન્નતિ કરવામાં તત્પર, થા! આતમ ધારી વિશ્વાસ ॥૪૫૪॥
આત્મોન્નતિનુ ભાષણ આપ્યુ, વડોદરા ભૂપ આગળ બેશ,
આત્મોન્નતિ ભાષણ છે મુદ્રાકિત, વાચો તેથી નાશે કલેશ ॥૪૫૫॥
આતમ ઉપર પ્રેમ કરો પણ, અન્યજીવો પર ધરો ન દ્વેષ,
આર્યો ઉપર પ્રેમ કરો પણ, અનાર્યોને આતમ સમ પેખ ॥૪૫૬॥
આત્મપ્રીતિરક્ષાથી આગળ, સર્વ વિશ્વપર પ્રેમ લગાવ !!;
આત્માઓ જ્યાં સર્વે ઐક્ય ત્યાં, ભક્તિમા નહીં ભેદનો ભાવ ॥૪૫૭॥

આરોગીનું તન મન સુંદર, આરોગ્યે આતમની શુદ્ધિ,
આતમ આરોગ્ય, જ્ઞાનને સમતા, નિર્વિષયાનંદશક્તિવૃદ્ધિ. ॥૪૮૬॥
આર્યહિંદુની શાખાઓ ત્રણ, વૈદિક બૌદ્ધ અને છે જૈન;
આર્ય હિંદુ ધર્મીઓ એ ત્રણ, સમજો ધર્મોનું ચૈતન્ય. ॥૪૮૭॥
આઝાદીથી જગમાં જીવવું, ખાવું પીવું કરવા કાજ,
આઝાદી વણ અપમાનિત થઈ, જીવ્યાથી રહેતી નહીં લાજ. ॥૪૮૮॥
આકુલવ્યાકુલ થા !! ના મનમાં, કટોકટીનો પડે પ્રસંગ;
આમણો દુમણો થા નહીં મનમાં, કર જ્ઞાની સંતોનો સંગ. ॥૪૮૯॥
આનંદઘન મહાજ્ઞાની યોગી, વાંચો તેના કીધા ગ્રન્થ,
આત્મજ્ઞાન પ્રાકટ્ય છે તેથી, દેખાશે શિવપુરનો પન્થ. ॥૪૯૦॥
આસ્રવ તે નિજ આતમની સાથે, કર્મબંધના હેતુ જેહ;
આસ્રવ તે મિથ્યાત્વ અવિરતિ, કષાયને યોગ જ છે એહ. ॥૪૯૧॥
આસ્રવ તે આઠે કર્મોનું,–જેહ હેતુથી બંધન થાય;
આસ્રવ રાગને દ્વેષ છે ભાવે, પુણ્ય પાપ આસ્રવમાં ગણાય. ॥૪૯૨॥
આસ્રવના બેંતાલીશ ભેદો, શુભાશુભ પરિણામ તે જાણ;
આસ્રવ રોધે છે ઘટ સંવર, સત્તાવન ભેદે ગુણ ખાણ. ॥૪૯૩॥
આંબિલ તપથી મન તન શુદ્ધિ, સર્વરસોની મૂર્ચ્છા ત્યાગ !!
આડો હાથ ન દેજે બીજા–દાન કરે તેમાં મહાભાગ ! ॥૪૯૪॥
આર્તધ્યાનના ચાર ભેદ છે, આર્તરૌદ્ર બે ધ્યાન નિવાર;
આત્મશુદ્ધિમાં ધર્મશુક્લ બે, ધ્યાન ઘણાં ઉપયોગી ધાર. ॥૪૯૫॥
આસ્તિક તે ઇશ્વરને માને, સ્વર્ગ નરકને માને ધર્મ;
આસ્તિક તે આત્માને માને, માને પુણ્યને પાપનાં કર્મ. ॥૪૯૬॥
આસ્તિક પુનર્જન્મને માને, સમ્યગ્દૃષ્ટિ ધારે સત્ય;
આસ્તિક તે બહુ બીવે પાપથી, કરે ધાર્મિક પરમાર્થિક કૃત્ય ॥૪૯૭॥
આસ્તિક, પ્રભુની આજ્ઞા માને, નાસ્તિક ગણે ન પુણ્યને પાપ;
આસ્તિક, હિંસા પાપથી બીવે, કરે પાપનો પશ્ચાત્તાપ. ॥૪૯૮॥
આસ્તિક નવ તત્ત્વોને માને, પૂજે સાધુ સંત ફકીર;
આસ્તિક તે આર્યો કહેવાતા, આતમને કરતા મહાવીર. ॥૪૯૯॥

આસ્તિક જૈનો હિંદુ બૌદ્ધો, સાપેક્ષાએ જગ કહેવાય;
અંશે સાપેક્ષાએ નયથી, મુસલ્માન ખ્રીસ્ત્યાદિ ગણાય ॥ ૫૦૦ ॥

આસ્તિકો માર્ગાનુસારી, આગળ ચઢી સમકિતી થાય,
આગળ સમ્યગ્જ્ઞાનને પામી, સ્યાદ્વાદી જૈનો સુખ પાય. ॥ ૫૦૧ ॥

આસ્તિક, નિર્દય ક્રૂર ન બનતો, અધર્મયુદ્ધો કરે ન લેશ;
આસ્તિક, આત્મિક બળને પામે, ટાળે તે પશુબળનો ક્લેશ ॥૫૦૨॥

આર્થિક બળથી ગૃહસ્થ, શોભે, ધાર્મિક બળથી શોભે સંત,
આપ્યાથી દાતારો શોભે, મનની મોટાઇએ મહંત ॥ ૫૦૩ ॥

આકુલ વ્યાકુલ જીવો તે છે, આશા તૃષ્ણાના જે દાસ,
આતમમાં સુખ શાંતિ ન ધારે, પુદ્ગલ ભોગની ધરતા પ્યાસ ॥૫૦૪॥

આત્માર્થે શુભ કાર્યો કરવા, આજનું આજ કરી લે ભવ્ય,
આડી રાત ત્યાં વાત શી કરવી, આજના આજ કરો કર્તવ્ય. ॥૫૦૫॥

આથડ!! નહીં અમથો પર ઘરમાં, ઘર!! પરમેશ્વરનું આકીન,
આશા તૃષ્ણા કર્મેચ્છાઓ, વારો તેથી રહો ન દીન ॥ ૫૦૬ ॥

આંબો વાવી કેરી ખાવી, ખસખસ વાવી લેવું ઝેર,
આપીશ જેવું પામીશ તેવું, પ્રેમનું પ્રેમ ને વેરનું વેર ॥ ૫૦૭ ॥

આશીર્વાદો સૌના લેશો, લેશો નહીં કોઇનો શાપ,
આપત્તિ સંપત્તિમાંહી, યથાશક્તિથી કંઇ શુભ આપ!! ॥ ૫૦૮ ॥

આડા અવળા મારી ગપ્પાં, આવ્યો અવસર ખો નહીં ભવ્ય,
આત્મોન્નતિ ને આતમશુદ્ધિ, પરમાર્થિક કરજે કર્તવ્ય ॥ ૫૦૯ ॥

આવ્યો અવસર ચૂક ન ચેતન, આતમ!! અરે ક્યાં કરે પ્રમાદ,
આજ કાલ કરતાં મરી જાવું, કરી લે ક્ષણ ક્ષણ પ્રભુની યાદ ॥૫૧૦॥

આખી ઉમ્મર હાર્યો પામર!!, હજી પણ ચેત ચેત કંઇ ચેત,
આડું અવળું ભમવું વારો, શુદ્ધ કરો નિજ આતમક્ષેત્ર ॥૫૧૧॥

આજ્ઞા, સાત્ત્વિકગુણ કર્મોની,-પાળે તેઓ થાય મહાન્,
આજ્ઞાપાલક આગળ ચડતો, સારી આજ્ઞા સુખકર જાણ ॥ ૫૧૨ ॥

આજ્ઞાઓ જે સ્વપરોન્નતિકર, દેશસંઘ હિતકારક જેહ,
આજ્ઞાઓ જે ધર્મવૃદ્ધિકર, પાળે સુખ પામે જન તેહ ॥ ૫૧૩ ॥

આજ્ઞાઓ જે દેવ ગુરૂને, ધર્મની માને તે છે ભક્ત;
આજ્ઞા,-પુણ્ય પ્રવર્ધક માને, અંતરૂમાં રહે નહીં આસકત. ॥ ૫૧૪ ॥

આજ્ઞાકારક આજ્ઞાધારક, આજ્ઞાઓને જાણે જેહ;
આજ્ઞા, ઉત્સર્ગે અપવાદે, કરે પાળે જગ સ્વતંત્ર એહ. ॥ ૫૧૫ ॥

આત્મશુદ્ધિ અર્થે જે કરવું, પરમાર્થજ તે કૃત્ય પિછાણ;
આત્માના ગુણ પર્યાયોને, પ્રગટાવવા પરમાર્થ તે જાણ. ॥ ૫૧૬ ॥

આશ્રય, આપો નિરાશ્રિતોને, આશ્રય પામી, જીવે સર્વ;
આશ્રય આપ્યાનું ફલ આશ્રય; આશ્રય આપી કરો ન ગર્વ. ॥૫૧૭॥

આશ્રયયોગ્ય ને આશ્રય આપો, ક્ષેત્રકાલનો કરી વિવેક;
આશ્રય લહી ઉપકાર ન માને, ત્હોંયે ન છંડો નિજ ગુણ ટેક. ॥૫૧૮॥

આશ્રય દઈ અભિમાન ન કરશો, આશ્રય દેવો થૈ નિષ્કામ;
આશ્રય લહી આશ્રય દાતાનું, ખોદે તે છે મહાહરામ. ॥ ૫૧૯ ॥

આશ્રય, સાત્વિક સહુમાં સારો, દેવો સમજો નરને નાર;
આશ્રય, આશયને સમજીને, દેવો નિજપરસુખ કરનાર. ॥ ૫૨૦ ॥

આપ બડાઈ નિજ મુખથી જે, ગાતા તેઓ છે નાદાન;
આપ પ્રશંસા નિજ મુખથી કહિ, શોભે નહીં સમજે ગુણવાન્. ॥૫૨૧॥

આપબડાઇ પરની નિન્દા, કરનારા જગમાં હેવાન;
આપોઆપ સુગંધની પેઠે, ગુણો થતા જગ જાહેર માન. ॥ ૫૨૨ ॥

આત્મ સુધારે જે નહીં નિજનો,-તેનું ભાષણ ભાંડ ભવાઈ;
આત્મ ચરિત્રને જે નહીં દેખે, તે નહીં થાતો આત્મસખાઈ. ॥૫૨૩॥

આતમનું આતમને આપો, દેહનું આપો દેહને ભવ્ય;
આતમનો ખોરાક ચિદાનંદ, પ્રગટે એવું કર !! કર્તવ્ય. ॥ ૫૨૪ ॥

આલસ તજીને ઉઠો આતમ ! કરો નિજ આતમનો ઉદ્ધાર;
આલસ સમ શત્રુ નહીં તનમાં, આળસે સિદ્ધિ ન થાય લગાર. ॥ ૫૨૫॥

આલસ ઉંઘથી જીવતાં મૃત્યુ, એ દીથી જગ શું જીવાય;
આલસ તજ કેર !! સત્કર્તવ્યોર, આતમ !! આળસ તજ સુખદાય. ॥૫૨૬॥

આદર કર સદ્‌ગુણી લોકોનો, અતિથિ ગુરૂનો કર સત્કાર;
આદર કર ઉપકારી વર્ગનો, આદરથી સુધરે વ્યવહાર. ॥ ૫૨૭ ॥

આદર કરતાં ખાદ ન આવે, વિવેક વણુ નહીં આદર હોય,
આશ્રયના કર્તવ્યો કરજે, સ્વાધિકારે ફર્જ જ જોય. ॥ ૫૨૮ ॥

આજનુ કાલ ઉપર નહીં રાખીશ, આજનુ આજ કરી લે ભવ્ય !
આજ કાલ કરતા દિન વર્ષો, વહી જશે કર ઝટ કર્તવ્ય ॥ ૫૨૯ ॥

આર્થિક રાજકીય પ્રગતિની,-નીતિયો છે ધર્મથી ભિન્ન,
આર્થિક રાજ્યની સર્વ નીતિયો, વેશ્યાવૃત્તિપેઠે નવીન. ॥ ૫૩૦ ॥

આજ લગી મેં કર્યા જે દુષ્કૃત, નિંદુ ગર્હુ ત્રિકરણ યોગ;
આજથી આગળ આત્મોપયોગે-રહી જીવુ તજુ સાવદ્યયોગ. ॥ ૫૩૧ ॥

આકર્ષણ, પ્રભુ ભક્તિનુ છે, તેનાથી ગુણ આકર્ષાય,
આકર્ષો !! ગુણગણ, જ્યાત્યાથી, આસક્તિ રાખો નહીં ક્યાય ॥૫૩૨॥

આખરે પરભવ જાતા જીવને, પુણ્ય પાપ બે સાથી થાય,
આગળ પરભવમા સુખ, ધર્મે, સમજે તે ધારે છે ન્યાય ॥ ૫૩૩॥

આગ્રહી થા નહીં મોહે આતમ !! વિવેકે ધર્મમા આગ્રહ શ્રેષ્ઠ,
આચ્છાદન છે મોહનુ માઠુ, ટાળે તે પરબ્રહ્મ છે જ્યેષ્ઠ ॥૫૩૪॥

આજ પછીથી મન કાયાથી, કર નહી પાપને નહી કરાવ !!,
આજ પછીથી ધર્મ વિચારો, આચારોમા લયને લાવ !! ॥ ૫૩૫ ॥

આજ કર્યું શુ તેહ વિચારો, પ્રતિક્રમણ કરી ટાળો દોષ,
આજ જે કરવા યોગ્ય તે આજે, કર !! અ તરમા ધરી સતોષ. ॥૫૩૬॥

આજીજી કર ! પ્રભુની ભાવે, જૂઠી આજીજીને નિવાર;
આજીવિકા કર !! નીતિએ, દિલમા રાખી પ્રભુ નિર્ધાર ॥ ૫૩૭ ॥

આજ્ઞાકત થા !! સત્ય દયાનો, ગુરૂને દેવની આજ્ઞા પાળ,
આજ્ઞા-નિષ્પાપી સુખકારક, ધારો બીજી દૂર નિવાર ॥ ૫૩૮ ॥

આડબર, પાપીને દોષી,-જૂઠા તેનો કર પરિહાર,
આડબરી થાતા નહી સુખ છે, આડાઈને તજ નિર્ધાર ॥ ૫૩૯ ॥

આબોહવા તનુ પુષ્ટિ કરે છે, સ્વચ્છ હવાથી દેહારોગ્ય;
આચારો જેના તનુ હિતકર, તેના તનુમા રહે ન રોગ ॥ ૫૪૦ ॥

આડા અવળા ભમો !! ન આતમ !!, પરને દુઃખ ન દે તલભાર;
આઠાઈ તજી દે અવળાઈ, આડીવાણી તજ નિર્ધાર. ॥ ૫૪૧ ॥
આડે આવ !! ન કોના હિતમાં, સત્કાર્યોમાં નાંખ ન આડ;
આડો આંક ન વિવેકથી તું, પાપી આડ તે નરકની ખાણ. ॥૫૪૨ ॥
આડો આંક ન રીસાઈને, નિજ ભૂલ દેખે તેહ મહાન્;
આડોશીપાડોશીઓનું, નિષ્કામે કર !! હિત કલ્યાણ. ॥ ૫૪૩ ॥
આણ ન લોપો સુખકર સારી, નિજપરનું જેથી હિત થાય;
આણ ન લોપો ગુરૂ સંતોની, 'આતતાયીને શિક્ષા ન્યાય્ય. ॥૫૪૪॥
આતપ તે સાપેક્ષાએ છે, સુખ દુઃખકર સૌને જ્યાં ત્યાંય;
આતસબાજી અંતર્દેખો, .આતિથ્યે સ્વાર્પણ હિતદાય. ॥૫૪૫॥
આતુરને આપ્યાથી તેની; કિંમત તેને સારી થાય;
આતુરતા જ્યાં પ્રભુ દર્શનની; ત્યાં સંતોની થાતી સ્હાય. ॥૫૪૬॥
આત્મઘાત ભવોભવ દુઃખકર છે, આત્મઘાતમાં છે અજ્ઞાન;
આત્મઘાતકી બનો ન ક્યારે, બનો ન ગુસ્સાના મહેમાન. ॥૫૪૭॥
આત્મજ્ઞાન સમજ્ઞાન નહીં કો, આત્મજ્ઞાનથી થાતો મોક્ષ;
આત્મતુષ્ટિ સમ કોઈ ન તુષ્ટિ, આત્મરસે પ્રગટે સંતોષ ॥૫૪૮॥
આત્મનિવેદી બને છે ધર્મી, આત્મપ્રતીતિ તેને થાય;
આત્માનંદ રસ ચાખ્યા પછીથી, મિથુનની ઈચ્છા ટળી જાય. ॥૫૪૯॥
આત્મશુદ્ધિ કર !! જ્ઞાન વૈરાગ્યે, આત્મસમર્પણ કર ! ! મોક્ષાર્થ;
આત્માનુભવ કર ગુરૂજ્ઞાને, તેથી પ્રગટાશે પરમાર્થ. ॥ ૫૫૦ ॥
આત્મારામ ભજો મહાપ્રીત્યા, આત્માર્પણથી તજાય સ્વાર્થ;
આત્મા જાણે સર્વે જાણ્યું, આત્મા તે પરમાત્મ મહાર્થ. ॥ ૫૫૧ ॥
આત્યંતિક કર આત્મોદય તું, જડની માયા મમતા મેલ;
આથડ નહીં કુમતિનો પ્રેર્યો, આતમગુણમાં કરશો કેલિ. ॥ ૫૫૨ ॥
આદત ખોટી દુઃખ કરનારી, સઘળી તન મનમાંથી ટાળ !!;
આદત સારી સુખકર ધારો, સાચો પ્રભુનો જગમાં પ્યાર. ॥ ૫૫૩ ॥
આદર બુદ્ધિ ધાર !! ગુણીપર, ગુણીઓ પર કર આદરભાવ;
આદરમાનમાં મુંઝે ન આતમ, પ્રભુપ્રેમરૂપ આદર લાવ !! ॥ ૫૫૪ ॥

આદર !!, આત્મની શુદ્ધિકર સૌ, કર !! આદર્શ જીવન સુખકાર,
આદિ અ ત જેનો નહીં એવો, આત્મપ્રભુ તુ નિત્ય વિચાર !! ॥૫૫૫॥

આદિનાથ તીર્થંકર પહેલા, ઋષભદેવ જગમા જયકાર,
આદીશ્વરને પૂજુ વદુ, પ્રભુના ગુણુ ગ્રહવા તે સાર ॥ ૫૫૬ ॥

આશ્રમા ધર્મી થવાનેમાટે, ગુરૂસેવા કર !! પ્રાયશ્ચિત્ત,
આદિ અ ત છે દેહાદિકનો,-દેહ ક્ષણિક છે રહે ન નિત્ય ॥ ૫૫૭ ॥

આધિ વ્યાધિ ઉપાધિ દુ ખકર, તેના નાશાર્થે ધર !! ધર્મ,
આધ્યાત્મિક આન દી થૈને, પરમાર્થે કર !! સેવા કર્મ ॥ ૫૫૮ ॥

આપોઆપ વિચારો આતમ !!, રાગ રોષ વૃત્તિને ત્યાગ !!,
આત્મિક બળ અ તર્ પ્રગટાવો, પ્રભુનુ સ્મરણુ કરીને જાગ!! ॥ ૫૫૯ ॥

આત્માર્થે કર !! ધર્મના કાર્યો, આત્માર્થે તે છે પરમાર્થ,
આપ મર્યા વણુ મોક્ષ ન થાયે, પ્રભુપ્રાપ્ત્યર્થે ધરજે સ્વાર્થ ॥૫૬૦॥

આપત્કાલે ધૈર્ય તજો નહીં, માના શિરપર છે આપત્તિ,
આપત્તિમા આત્મશુદ્ધિ જે, કરે તે જ્ઞાની ભક્ત મહ ત ॥ ૫૬૧ ॥

આપદ્ધર્મો પણુ સેવાતા, આપત્કાલે દેખો ગ્રન્થ,
આપો સારૂ લેશો સારૂ, આદર !! સુખકર મારો પન્થ ॥ ૫૬૨ ॥

આપનારનુ કરી લે સારૂ, થોડામાથી થોડુ આપ !!,
આપબળે શુભ કાર્યો કરવા, ક્ષણે ક્ષણે ભજ જગનો બાપ ॥ ૫૬૩ ॥

આપ-લે જગમા થાય સ્વભાવે, આપ-લે મોક્ષાર્થે કર ભવ્ય !!,
આપ વખાણુથી ઘટે પ્રતિષ્ઠા, કર મોક્ષાર્થે સહુ કર્તવ્ય ॥ ૫૬૪ ॥

આપવુ લેવુ સુખકર મારૂ, સુખકર લે ને સુખકર આપ,
આપ સ્વાર્થ એકાતે ન સારો, સ્વાર્થ ખરો જ્યા નહીં સ તાપ ॥૫૬૫॥

આપ્તજનોની સેવા કરવી, આફત આવે હિ મત ધાર,
આબરૂ ખરી પ્રભુમા મન ધરવુ, નિષ્કામી તે આબરૂદાર ॥ ૫૬૬ ॥

આબાદી કર !! આત્મગુણોની, સુખકર તે આબાદી જાણુ
આત્મોન્નતિકરદર્શન જ્ઞાનનુ-પ્રગટપણુ આબાદી માન. ॥ ૫૬૭ ॥

આડી ફાંસ ના મારો કોના,–હિતસુખ પરમાર્થોમાં લેશ;
આડો આવ ! ! ન કોના સુખમાં, કર નહીં મોહે કોથી ક્લેશ. ॥૫૬૮॥

આભડછેટ તે દુર્ગુણ દોષો,–દુષ્ટ વિચારો, મનથી માન;
આભડછેટ જે તનુની તેતો, વ્યવહારે થાતી તે જાણ. ॥ ૫૬૯ ॥

આભારો, આ જગમાં ભમતાં, મુજપર સર્વ જીવોના અનંત.
આભારો, માનું છું સૌના, જડચેતન સહુ ઉપગ્રહવંત. ॥ ૫૭૦ ॥

આભારી, જગજીવોનો હું, જગ શાંતિ ઇચ્છું આભાર;
આભારી થૈ કરૂં નિષ્કામે, આભારો તે છે ઉપકાર. ॥ ૫૭૧ ॥

આભ્યંતર બાહિર મુજ સઘળું, આત્મપ્રભુ પ્રાપ્ત્યર્થે થાવ ! ! ;
આપ ! ! સદા નિશ્ચય નિષ્કામે, વર્ત્તી ધરૂં છું પ્રભુમય ભાવ. ॥ ૫૭૨ ॥

આમદ સાચી–ધર્મની કરણી, આમદ એવી નિત્ય વધાર;
આમંત્રો પ્રભુને દિલમાંહી, પલ પલ પ્રભુને ઘટ સંભાર. ॥ ૫૭૩ ॥

આમળો અવળો હોય તે છંડો, આયુષ્ય સફલ કરી લે ભવ્ય;
આયતન–દેહ છે તેમાં આતમ, દેવ છે તેનાં કર કર્તવ્ય. ॥ ૫૭૪ ॥

આ ભવમાં આમુષ્મિક સુખ હિત, થાવાનું કર ! ! ધાર્મિક કર્મ;
આમોદ, અંતરૂમાં છે સાચો, બીજા જૂઠા છંડો ભર્મ. ॥ ૫૭૫ ॥

આય પ્રમાણે વ્યયને કરવો, વિવેકથી સહુ વાતે જાણ;
આયુ ક્ષણ પણ પાપમાં ગાળ ન, આમ્નાયોનું કરજે જ્ઞાન. ॥૫૭૬॥

આયુધ, જ્ઞાન સમું નહીં કોઇ, આરપાર થા !! ત્રિગુણાતીત;
આરંભે કર પ્રભુ સ્મરણ નિત્ય, મોહ રહિત થા !! સત્ય અતીત. ॥૫૭૭॥

આરાધક થા ! ! પ્રભુનો પૂરો, પ્રભુનું આરાધન કર ! ! સત્ય;
આરામ લે તું પ્રભુમાં પ્રભુરૂપ,–થઇને એ નિવૃત્તિ કૃત્ય. ॥ ૫૭૮ ॥
આરૂઢ થા તું પ્રભુના પન્થે, પડ નહીં પાછો ત્યાંથી લેશ;
આરો આવશે પ્રભુના ધ્યાને, સર્વપ્રકારના ટળતા ક્લેશ ॥ ૫૭૯ ॥
આરોગ્ય તારૂં ચિદાનન્દ છે, અન્યોપર દે નહીં આરોપ;
આરોપીનો આત્મ સુધારો, બનો ન ચેતન જૂઠા પોપ. ॥૫૮૦॥
આરોહણ કર મોક્ષ પગથિયે, કોટિ પગથીયાં ચઢી પ્રભુ પાવ ! !;
આર્જવથી વેશે પ્રભુ પાસે,–જવાશે એવો નિશ્ચય લાવ ! !. ॥૫૮૧॥

આર્તિહારક ગુરૂ સંતોની, સેવા ભક્તિથી દુઃખ જાય,
આર્ય બનો સાત્ત્વિક ગુણ કર્મે, આતમ આર્યપણું સુખદાય. ॥૫૮૨॥

આર્યશાસ્ત્રને આર્યાચારો, સમજી આર્યપણાને ધાર !!,
આર્ય તે ત્રિગુણાતીત થવાને, ઉપયોગી થાતો નિર્ધાર ॥ ૫૮૩ ॥

આલંબન કર !! પ્રભુના પંથમાં, પ્રભુભક્તોની કર સંભાળ,
આલંબન અંતર્નાદે તું, ધ્યાન સમાધિથી જ વિચાર ॥ ૫૮૪ ॥

આલમમાં રહે નિર્લેપી તે, શહેનશાહ સાચો દિલ જાણ
આલંબન પામી પ્રભુમાર્ગે, વહીને કરશો પ્રભુનું જ્ઞાન ॥ ૫૮૫ ॥

આલસથી દૂરે બહુ રહેવું, આલાપો સારા તે ધાર !!,
આલિંગન કર સંતને પ્રેમે, પ્રભુનું આલેખન કર સાર ॥ ૫૮૬ ॥

આલોચીને વિવેકથી કર !, થા !! આલોયણ લેઈ શુદ્ધ,–
આવક ગુણની કરજે ભાવે, જેથી અંતે થાય તું બુદ્ધ ॥ ૫૮૭ ॥

આવક જાવક વિવેક રાખો, આવક સારી તો સુખ પાસ
આવો પ્રભુની પાસે ભંચો, પ્રભુમાં રાખીને વિશ્વાસ ॥ ૫૮૮ ॥

આવશ્યક પટ્ કર્મો પ્રતિદિન, કરતા આતમશુદ્ધિ થાય,
આવશ્યક ધાર્મિક કરણીથી, ચિત્ત શુદ્ધિને મોક્ષ સુહાય ॥ ૫૮૯ ॥

આવાગમના હેતુ વિચારો, મોક્ષ છે તારો સત્યાવાસ,
આવાહન, શ્રી આત્મ પ્રભુનું, પ્રેમે કરતા પ્રભુ છે પાસ ॥ ૫૯૦ ॥

આવિર્ભાવ જે આત્મપ્રભુનો, પ્રભુ પ્રાપ્તિ–પ્રભુ દર્શન જાણ,
આવિર્ભાવ, નિજાતમ ગુણનો, આત્મપ્રભુપ્રાકટ્ય તે માન ॥ ૫૯૧ ॥

આવેગો–આવેશો બૂરા, મોહના થાતા તુર્ત નિવાર,
આવેશી બનો નહી થા તું, પ્રભુનો આશક થા નિર્ધાર ॥ ૫૯૨ ॥

આશુક માશુક આતમ પોતે, જ્યાં ત્યાં આતમ–ચેતન જાણ,
આશકાર છે આતમજ્ઞાને, વિવેક પ્રગટે તો નિર્વાણ ॥ ૫૯૩ ॥

આશકાથી પ્રભુપર નિજની,–ધર્મ કર્મનો થાય વિનાશ;
આશયની સાપેક્ષાઓ સહુ, સમજે તો દુઃખનો નહી વાસ ॥ ૫૯૪ ॥

આશરો પામી સર્વે ચઢતા, મોટાનો આશ્રય સુખકાર,
આશ્રય જેને તેને સુખ છે, આશ્રય દો અન્યોને સાર ॥૫૯૫॥

આશાએ જગ જીવો જીવે, આશાએ સહુ ચળવળ થાય;
આશા જેને નહીં તે જડ છે, વા તે પૂર્ણ પ્રભુ સમજાય. ॥ ૫૯૬ ॥

આશા સારી બૂરી જગમાં, પુણ્ય પાપ હેતુ છે તેહ;
આશાઓ પાપી સહુ ત્યાગો !!, સારી આશા ધરો સનેહ. ॥ ૫૯૭ ॥

આશાઓનો સાગર મોટો , કોઈ ન પામે તેનો પાર;
આશા-,જડ સુખ ભોગોની તે, જૂઠી છે સમજો નિર્ધાર. ॥૫૯૮॥

આશા દાસીના વશમાં જગ, જીવો આશાદાસી પુત્ર.
આશા-જગનું સૂત્ર ચલાવે, આશામાં છે કર્મનું સૂત્ર. ॥ ૫૯૯ ॥

આશાઓના અનેક ભેદો, જ્ઞાને આશાઓ બદલાય.
આશામાંથી આત્મસુખાશા, પ્રગટી તે પણ નષ્ટ જ થાય. ॥ ૬૦૦ ॥

આશીઃ આપો સૌને સારી, સારી આશી લે સુખકાર;
આશીર્વાદ ફળે સંતોના, શાપ ફળે તેમ જ નિર્ધાર. ॥ ૬૦૧ ॥

આશ્રમસ્થાનો જ્ઞાન સુખાર્થે, ધર્માર્થે ઉપકારી થાય;
આશ્રિતવર્ગને સહાય આપી, કર !! સારૂં એ સેવા ન્યાય. ॥૬૦૨॥

આશ્વાસક થા ! ! દુઃખીઓનો, દુઃખીને આશ્વાસન આપ ! !;
આશ્વાસન છે સુખનું લ્હાણું, તેથી ટળતા મનસંતાપ. ॥૬૦૩॥

આસક્તિ ત્યજ જડ ભોગોની,-જડ વસ્તુનો તજ ! આસંગ;
આસન, આત્મોપયોગ છે સાચું, આસ્થાએ પ્રભુ લાગે રંગ. ॥૬૦૪॥

આસ્તિક થા તું દેવ ગુરૂનો, નાસ્તિક, તમમાંહી ઘસડાય;
આસ્તિક, પ્રકાશમાંહી આવે, જ્ઞાનાનન્દ પ્રભુ થઇ જાય. ॥૬૦૫॥

આસ્તિક, સ્વર્ગને નરકને માને, માને નવતત્ત્વાદિ પદાર્થ;
આસ્તિક, અંતર્ પ્રભુ પ્રગટાવે, છેવટ પામે શિવ પરમાર્થ. ॥૬૦૬॥

આલ્હાદી થા ! ! પ્રભુ ભક્તિમાં, આત્મામાં સાચો આલ્હાદ;
આળ ન દે તું મોહે કોપર, કર નહીં મિથ્યા વાદવિવાદ. ॥૬૦૭॥

આળસુ થા નહીં આળસ ધારી, જાગંતો નહીં માર્યો જાય;
આલોયણ લે દોષની ભાવે, જેથી પાપનો વૃન્દ વિલાય. ॥૬૦૮॥

આગણું, આત્મપ્રભુનું સમકિત, તેની શુદ્ધિ કરો નરનાર;
આંચ ન આવે ભક્તિથી જગ, આંચકી તે મિથ્યાત્વ વિચાર. ॥૬૦૯॥

आथडे आवे हार न हिंमत, उद्योगी थई आगळ चाल;
आंजो गुरुगम ज्ञाननु अंजन, आंखे तेथी साचु भाळ!! ॥६१०॥
आंतर भागो आत्मप्रभुथी, आत्मप्रभुथी अभेद थाव!!,
आंतरडी नही दुःखव! कोनी, दयाधर्ममां मनडु लाव!! ॥६११॥
आंदोलन सारा प्रगटावो, लोकोनु जेथी हित थाय,
आन्दोलन सेवा भक्तिना,-उपकारोना शिव सुखदाय ॥६१२॥
आंधळो था नहि मोहे स्वार्थे, कामे क्रोधे कर नही पाप,
आंधळा लुला रोगीओना,-दुःख हरी हरवा संताप ॥६१३॥
आंबिल तपथी चित्तनी शुद्धि, चित्तशुद्धिथी प्रगटे ज्ञान,
आंसुडा पाडो नही मोहे, रुवो प्रभुमाटे धरी भान ॥६१४॥
अंकगणितने भणशो लोको, अंदेशो नही शंका धार;
अंजन ज्ञाननु हृदये आंजो, सुख शान्ति मळशे निर्धार ॥ ६१५ ॥
अंजनगिरियो थया श्वेत पण, धोळु मन जो कर्युं न भव्य!
अंतरनु सुख लेश न लेशो, अंते कर! तारु कर्तव्य ॥ ६१६ ॥
अंधधुंधी अज्ञाने छे, अंधाधुंधी मोहे थाय,
आंधी, मोहविचारोनी जग, अंधा जीवो जग अथडाय ॥ ६१७ ॥
अंशे अंशे गुण प्रगटावो, अंशे प्रगटावो शुभ धर्म,
अंतरु आतम ज्ञान अवाजे, अंतरना करशो शुभ कर्म ॥ ६१८ ॥
अंदर बाह्यनु सौनु समजो, अंदर उतरे भेद पमाय,
अंडने पिंड ब्रह्मांडने समजो, गुरुगमथी ज्ञान ज प्रगटाय. ॥ ६१९ ॥
अंक विनाना कोटि मींडा, तेनी किंमत नही लगार,
अंकनी साथे मींडाओनी,-किंमतनो नही रहेतो पार ॥ ६२० ॥
अंक सरीखो आत्मप्रभु छे, ते वण जड, मींडा सम जाण,
देहादिक, मींडा संख्या पण, आतम सहकारे गुणवान ॥ ६२१ ॥
अंतरु आतममांही लगनी, जेनी लागे ते शिव पाय,
अंतरु खजोत भानु सरखो, क्रिया ज्ञाननो समजो न्याय. ॥ ६२२ ॥
आंतरडा नबळा जो पडे तो, महा छाशथी सबळा थाय;
आंतरडाने हितकर छाश छे, सर्वे वैद्यो कथे उपाय ॥ ६२३ ॥

અંધારાનું પણ અંધારૂં, અજ્ઞાન જ છે સહુ દુઃખકાર;
અંતરમાં અજવાળું કરવા, જ્ઞાન સમું નહીં કોઈ સાર. ॥ ૬૨૪ ॥

આંતરડી સહુજીવની ઠારો, દુઃખીની આંતરડી ઠાર!!;
અંગુલમાત્ર ન સાથે આવે, મર્યા પછી તન ધન ઘરબાર. ॥ ૬૨૫ ॥

અન્ધાને અન્ધાઓ દોરે, અજ્ઞાનીઓ વર્તે એમ;
અન્ધ થવું નહીં છતી આંખે જગ, કામ ક્રોધને ધારી વ્હેમ. ॥ ૬૨૬ ॥

આંખો સફળી તદા ગણાતી, આંખોથી જો દેખો સન્ત;
આંખોમાંથી કામ ને ઇર્ષ્યા, ટાળ્યાથી પામો ભગવન્ત. ॥ ૬૨૭ ॥

આંખોમાં ઇર્ષ્યા ને કામની,—અગ્નિ જ્યાં સુધી રહેનાર;
આંધળો ત્યાં સુધી માનવ છે, ભક્ત મતી નહીં સત્ય વિચાર. ॥ ૬૨૮ ॥

આંટીઘુંટી આવી પડે તો, સમજુ અનુભવી સલાહ ધાર;
આંસુ સારી રો નહીં આતમ!!!, મેરૂસમ ધીર બની વિચાર. ॥૬૨૯॥

આંસુઓ પાડી રોવાથી, દુઃખ પડ્યાં નહીં દૂરે જાય;
અનુભવી સારાજનની સલાહે, વર્તતાં દુઃખો દૂર થાય. ॥ ૬૩૦ ॥

અંબા નામે જનની મ્હારી, જન્મદાત્રી દેવી ગુણખાણ;
અંબા માતા દેવી પ્રણમું, સ્મરૂં તેનાં કરૂં યશ ગુણમાન. ॥ ૬૩૧ ॥

અંબા માતા તુજ ઉપકારો, નભ કરતાં તે અનંત અમાન;
અંબા!!પ્રતિ બદલો શું વાળું, શત શિક્ષક સમ માતા જાણ. ॥૬૩૨॥

અંબા માતા તુજને શાન્તિ, મળો સદા એ દઉં આશીષ;
અંબાજનની કૃપાપસાયે, પામીશ મુક્તિ વિશ્વાવીશ. ॥ ૬૩૩ ॥

અંત સમય જ્યારે આવ્યો તુજ, ત્યારે રહ્યો નહીં તારી પાસ;
અંતરમાં રહ્યું એટલું બાકી, તુજ સેવા ભકિતની પ્યાસ. ॥ ૬૩૪ ॥

આંજ્યો જાતો જે ગુરૂગમથી, કોઈથી ગાંજ્યો તે નહીં જાય;
અંજન જ્ઞાનનું કરીને ખોલ્યાં, નેત્રો તે ગુરૂ પ્રણમું પાય. ॥ ૬૩૫ ॥

આંધાં—અવગુણ રૂપી જો!! તુજ, કરતો કયાં પરની પંચાત;
આંચી—જે અજ્ઞાન પ્રવૃત્તિ, તેને ત્યાગી દે સાક્ષાત. ॥ ૬૩૬ ॥

આંબિલ તપથી મન તન આતમ,—શુદ્ધિ સાત્ત્વિક વેગે થાય;
આંબિલ તપ છે સંતદશાકર, વિષય વિકારો સર્વ શમાય ॥ ૬૩૭ ॥

અંધાધુંધી જો નિજમાં શી ? અંધાધુંધી દૂર નિવાર !!,
અંધારૂં અંતરનું ટાળો, નિશ્ચય કરી વર્તો નિર્ધાર ॥ ૬૩૮ ॥
અંબાર જ છે આતમ પોતે, અનંત જ્ઞાનનો ઝગઝગ ભાણ,
અંશુમાલીથી પણ અનંત, તેજનો દરિયો આતમ જાણ !! ॥૬૩૯॥
અંશે જે જે આત્મગુણોને, પામે તે અંશે ભગવાન્,
અંશથકી જ્યાં સદ્‌ગુણ પ્રગટ્યા, અંગે પ્રગટ પ્રભુ તે જાણ ॥ ૬૪૦ ॥
અંબરથી પણ અનંતગુણો છે, મોટો આત્મપ્રભુ ભગવાન્,
અંશ સરીખું જેની આગળ, અંબર જગ છે અણુ પ્રમાણ ॥ ૬૪૧ ॥
આટને સાચવો અનેકરીતે, આટે ચાલે સહુવ્યવહાર,
આટે શાંતિ તુષ્ટિ પુષ્ટિ,-હેતુ સઘળા પામો સાર ॥ ૬૪૨ ॥
અંબા માતા તુજ સમ સઘળી, નારી જાતિ માની મે સત્ય,
અંબારૂપે સહુ સ્ત્રી વર્ગની,-સેવાના બનો મુજ સહુ કૃત્ય ॥ ૬૪૩ ॥
આંબાને કોઇ પત્થર મારે, તેને આપે કેરી એશ,
આમ્ર સરીખા સંતોને પણ, મારતા હરતા ઉત ક્લેશ ॥ ૬૪૪ ॥
આંબલી બહુ ઉપયોગી જગમાં, જ્યાં જેનો ઉપયોગજ થાય,
આંચ ન આવે પુણ્યોદય જ્યાં, આયુષ્ય, વાતો કરતાં જાય ॥૬૪૫॥
આંગણે કલ્પતરૂસમસંતો, આવ્યા તેને દે !! સત્કાર,
આંખો તારી આતમસદ્‌ગુરૂ, જ્ઞાનથી આજે તે ગુરૂ સાર ॥ ૬૪૬ ॥
આંસુ આવે કર્યાં પાપના, પશ્ચાત્તાપે જો નિર્ધાર,
આંસુ એવા આતમશુદ્ધિ,-કરનારા લાવો નરનાર ॥ ૬૪૭ ॥
અંગત નિંદા કરો ન કોની, નામ દેઇને આતમ !! ભવ્ય,
અંટસ-વૈરને નહીં વધારો, અપરાધો ગણ સહુ ક્ષંતવ્ય ॥ ૬૪૮ ॥
આંકીશ નહીં માનવની કિંમત, પરિચય પૂર્ણ કર્યા વિણ ભવ્ય,
અંકુશ રાખો મન ઇન્દ્રિયપર, અંકુશ રાખી કર કર્તવ્ય ॥ ૬૪૯ ॥
અંતરમાં પાસે છે પ્રભુને, અંતરમાં શત્રુ છે પાસ,
અંતરના શત્રુને હણીને, પ્રભુપદ પામો આતમ !! ખાસ. ॥૬૫૦॥
અંતરમાં આતમપ્રભુ દેખ્યા, તો પછી વિશ્વે પ્રભુ દેખાય;
અંતરમાં નહીં શત્રુ રહ્યા તો, બાહિરમાં નહીં શત્રુ રહાય ॥૬૫૧॥

અંતરૂમાં જયાં પ્રભુ વસે છે, ત્યાં છે શત્રુઓનો વાસ;
અંતર્ રહસ્ય એવું સમજો, જયાં મિત્રો ત્યાં શત્રુ ખાસ; ॥૬૫૨॥

અંતરૂમાં અનુભવ-કર સાચો, અંતરૂમાં છે સુખ ને દુઃખ;
અંતરૂમાં દુઃખ તો છે બાહિરૂ, અંતરૂ સુખ તો બાહિરૂ સુખ. ॥૬૫૩॥

અંક અભેદ છે દશમાં નવનો, નવને ગુણે નવ સંખ્યા થાય;
અંક યથા નવનો તેમ સમકિત,-દ્રષ્ટે સઘળું સહુ પ્રણમાય. ॥૬૫૪॥

અંધાને અંધો દોરે છે, જગમાં અંધાધુંધી ન્યાય;
અંધાંને જો દેખતો દોરે, તો તે શિવપુર સિદ્ધો જાય. ॥ ૬૫૫ ॥

આંચકો ખા નહીં સત્કાર્યોમાં, આંચકો ખા તું કરતાં પાપ;
આંચ ન આવે પ્રભુવિશ્વાસથી, સેવા ભક્તિ કર તું જાપ. ॥ ૬૫૬ ॥

આંખે દેખતા છતાં પણ અંધા, વ્યભિચારી કામી નરનાર;
અન્ધો પણ તે દેખતો જાણો, અવ્યભિચારી શુભવ્યવહાર. ॥૬૫૭॥

અંટસ રાખી વૈરવૃદ્ધિની,-પરંપરા નહીં ધારે સન્ત;
અંટસથી અંટસની વૃદ્ધિ, સમજી ત્યાગે વૈર, મહન્ત. ॥ ૬૫૮ ॥

અંદરખાનામાં જે બગડયું, તે જગમાંહી જાહેર થાય;
અંદરખાનામાં જે સુધર્યું, જાહેરમાં શુદ્ધ જ પ્રગટાય. ॥૬૫૯॥

અંકુશથી રહે લોકો વશમાં, અંકુશવણ બહુ અનર્થ થાય;
અંકુશ સૌના માથે સારો, અંકુશ-રાજા ગુરૂ શુભ ન્યાય. ॥૬૬૦॥

અંતરિક્ષમાં અનંત વસ્તુ, ભરી છે જ્ઞાનીને દેખાય;
અંતરિક્ષથી અનંત મોટો, કેવલજ્ઞાને આતમ થાય. ॥૬૬૧॥

અંત ન આદિ, ષડ્દ્રવ્યોની, આતમના સદ્ગુણો અનંત;
અનંત જ્ઞેયોની સાપેક્ષા, યોગે જ્ઞાન છે અનંત, સંત ! ! ॥૬૬૨॥

અન્ધા બહેરા પાંગળા રોગી, દુઃખીઓને સહાય આપ ! !;
અંતઃકરણ સુધરશે તેથી, દુઃખી દીનના લે નહીં શાપ. ॥ ૬૬૩ ॥

અંગારા સમ તેઓ પાકયા, દયા સત્ય નીતિથી ભ્રષ્ટ;
અંગથી પાપી કાર્યો કરતા, વ્યસની થૈને બન્યા જે ખષ્ટ ॥૬૬૪॥

## ઈ.

ઈશ્વરની કરો સેવા ભક્તિ, આતમ-ઈશ્વર એક મહાન્;
અનંતનામે ઈશ્વર એકજ, આતમને જાણો ભગવાન્ ॥ ૬૬૫ ॥

ઈશાવાસ્યોપનિષદ્‌ની ઉપર, કર્યું વિવેચન નય સાપેક્ષ,
ઈશ્વર તે આતમ સમજાવ્યો, વાચો નાસે રાગ ને દ્વેષ ॥ ૬૬૬ ॥

ઈતિહાસો વાચો સહુ જાતના, ભૂતકાલનું થાશે જ્ઞાન,
ઈર્ષ્યાદિક દોષોને ટાળો, ઈશ્વર આપ બનો ભગવાન્ ॥ ૬૬૭ ॥

ઈશ બનો સદ્‌ગુણ શુભ કૃત્યે, ઈતિ આવતા ધારો ધર્મ,
ઈનામ,-સદ્‌ગુણ પ્રગટે તે છે, ઈમાન લાવો પ્રભુપર શર્મ ॥ ૬૬૮ ॥

ઈશુક્રાઈસ્ટને ખ્રીસ્તિ માને, જો ટાળે તે રાગ ને દ્વેષ,
હિંસા, સર્વજીવોની ટાળે, ભક્તોમાંહી લહે પ્રવેશ. ॥ ૬૬૯ ॥

ઈશ્વર સોગન્ન જૂઠા, ખાવે, ઈલાજી જેવા તે કહેવાય,
ઈશ્વર,-દયામયી સર્વજ્ઞ જ, જાણે તે ઈશ્વરપદ પાય ॥ ૬૭૦ ॥

ઈલાચીકુમર વાસ ઉપર ચઢી, ભાવે પામ્યો કેવલજ્ઞાન,
ઈજા કરો નહીં અન્ય જીવોને, નિજસમ પરને દુઃખનું ભાન ॥૬૭૧॥

ઈચ્છાઓ બૂરી સહુ વારો, કામેચ્છાઓ દુઃખનું મૂળ;
ઈહા કરો મુક્તિની પલપલ, જડની ઈચ્છાઓ સહુ ધૂળ ॥ ૬૭૨ ॥

ઈડા નાસિકામાં જો ચાલે, મહી જલ તત્ત્વ તો સુખને શાન્તિ,
ઈશાન થાઓ કાલ ન ખાશે, ઈશ્વરને નહી ઈચ્છા ભ્રાન્તિ ॥ ૬૭૩ ॥

ઈરાનમાંહી આશુક માશુક, સુફીતત્ત્વનો થયો વિકાસ;
ઈંગ્લાંડે સહુ કળા જણાવી, રાજ્ય કપટતંત્રાદિ પ્રકાશ ॥ ૬૭૪ ॥

ઈર્યાસમિતિ જોઈ ચાલો, ઈર્ષ્યા કરો ન કોની લેશ,
ઈર્ષ્યાથી પડતી નિજ પરની, ઈર્ષ્યાથી દુઃખો બહુ ક્લેશ ॥ ૬૭૫ ॥

ઈન્ધન સરખા થશો ન સૂકા, ઈર્ષ્યાળુ, વિષાથી ખરાબ,
ઈન્દ્રિયો ચંચળ ઘોડા સમ, તેઓપર ઝટ મૂકો દાબ ॥ ૬૭૬ ॥

ઈન્સાફો, કરો નિજના આતમ !!, કર નહી સાચાનો ઈન્કાર;
ઈજારો છે નહીં જગમાં ધર્મનો, સત્યને મુક્તિનોજ વિચાર. ॥૬૭૭॥

ઈન્દ્રની પદવી લીંટ સરીખી, માને આતમજ્ઞાની સંત;
ઈશ્વર અવતારી,-તે સંતો, આતમસુખ જે પામ્યા સત્ય. ॥ ૬૭૮ ॥

ઈલ્કાબો મેળવવા માટે, તજો ખુશામત પાપનાં કર્મ;
ઈનામ,-ઈશ્વરપદ મેળવવું, તે સાચું સમજો ધરી ધર્મ. ॥ ૬૭૯ ॥

ઈશ્વર સમ જગમાં કહેવાશો, તોપણ તેથી ટળે ન દુઃખ;
ઈર્ષ્યા રાગને દ્વેષ તજ્યાથી, કામ તજ્યાથી મળશે સુખ. ॥ ૬૮૦ ॥

ઈકાર એવો ભણી આચરતાં, ઈન્દ્રોથી પણ થશો મહાન્;
ઈયત્તા કર્મે છે દુઃખની, જાણો ભજશો દિલ ભગવાન્. ॥ ૬૮૧ ॥

ઈંડામાંથી પ્રગટે પિંડજ, ઈંડામાંહી જીવ છે ધાર;
ઈલાવિષે સહુ જીવવા જન્મે, કોની ન કર હિંસા જ લગાર. ॥૬૮૨॥

ઈજ્જત રાખો કોટિ ઉપાયે, ઈજ્જતથી જીવો !! જગમાંય;
ઈજ્જતની કિંમત નહીં જગમાં, ઈજ્જત જાતાં રહ્યું ન કાંય. ॥૬૮૩॥

ઈચ્છાનો કદિ પાર ન આવે, ઈચ્છા છે સહુ દુઃખનું મૂળ;
ઈચ્છા-નભથી અનંત મોટી, ઈચ્છા સઘળી ધૂળની ધૂળ. ॥૬૮૪॥

ઈચ્છાએ સંકલ્પ વિકલ્પો, ઈચ્છાનાશે, ઈશ્વર આપ;
ઈચ્છા ભવનું મૂળ છે સાચું, ઈચ્છાવણુ નહીં થાપ ઉથાપ. ॥૬૮૫॥

ઈન્દ્રિયાધીનઆસક્તિથી, અનંત દુઃખો પ્રગટે જાણ;
ઈન્દ્રિયાધીન કદિ ન રહેવું, આત્માધીન કર!! સમજી જ્ઞાન. ॥૬૮૬॥

ઈન્દ્રય મન વાણીને કાયા, તે આતમનાં સાધન બેશ;
ઈંદ્રિયાદિની કરો ન હાનિ, યોગ્ય કરો ઉપયોગ હમેશ. ॥ ૬૮૭ ॥

ઈન્જીન સરખા થઈને, સર્વની, આગળ થાવું બનીને શૂર;
ઈલાજ સર્વે આત્મશુદ્ધિના,-આદરવા પ્રગટાવી નૂર. ॥ ૬૮૮ ॥

ઈચ્છિત સર્વે ધર્મથી મળતું, ઈતિ ઉપદ્રવ પામે નાશ;
ઈષ્ટની સિદ્ધિ ધર્મપસાયે, ધર્મ કરંતાં શાંતિ વિલાસ. ॥ ૬૮૯ ॥

ઈન્દ્ર ચંદ્રની ઈચ્છું ન પદવી, ઈચ્છું નહીં જડમૈથુનસુખ;
ઈચ્છું આતમ-પ્રભુ રૂપ કરવો, નાસે અનાદિ કર્મનું દુઃખ. ॥૬૯૦॥

ઇચ્છા તજી બે નામ રૂપની,-કીર્તિ સુખની પામી જ્ઞાન,
ઇચ્છા તજી બે સર્વ શુભાશુભ, એક પ્રભુ છે દિલ ભગવાન્ ॥૬૯૧॥

ઇટો એકની ઉપર એકને મૂકે થાને ઘગ્ને મહેલ,
ઈંટ સરીખો મેળ કરતા, સર્વ ગુણો મળે મુક્તિ સ્હેલ ॥ ૬૯૨ ॥

ઇચ્છો તેવુ પામો નક્કી, સુખને ઇચ્છા જે છે સત્ય,
ઇચ્છાઓ દુ ખકારક ત્યાગો ! ! !, મોક્ષેચ્છાએ કરવા કૃત્ય ॥૬૯૩॥

ઇલાકુમારે આતમ ભાવી, ઘટ પ્રગટાવ્યુ કેવળજ્ઞાન,
ઇલાકુમારને વદુ ધ્યાવુ, રહો એવુ મુજમાહી ભાન ॥ ૬૯૪ ॥

ઇન્જી કથન સદ્ગુણના લેશો, દુર્ગુણ દોષને કાઢો દૂર;
ઇશ્વરરૂપે થાવા આતમ ! !, થા જ્ઞાનાદિ ગુણ ભરપૂર ॥ ૬૯૫ ॥

ઈંજીન ગાડી આગળ રહેવે, અગ્નિગાડી ખેચી જાય,
ઈંજીન સરખુ મન છે જાણો, તેનો ઉપરી આતમરાય ॥ ૬૯૬ ॥

ઇંજીન મનને શિવપુર પન્થમા, આતમ, જ્ઞાને લેઈ જાય;
ઇશ્વર પ્રભુરૂપ આતમ થાવે, સમારે નહી જન્મો થાય ॥ ૬૯૭ ॥

ઇશારો સમજુજનને બસ છે, અજ્ઞાનીને શિક્ષા માર,
ઇશારો, જ્ઞાનીનો સ કેતે, સમજે ભકતો પામે પાર ॥ ૬૯૮ ॥

ઇશુક્રાઇસ્ટ તે આતમ બોધે, દયા પ્રેમ ભક્તિ ધરનાર,
ઇશ્વર સાધે બોધે પ્રેમી, પ્રભુને શ્રદ્ધાથી ભજનાર ॥ ૬૯૯ ॥

ઇસ્લામીઓ, ઇશ્વર અલ્લા, નિરાકાર માને છે એક,
ઈમાન અલ્લાનુ ધારે મન, કુરાન માને એવી ટેક ॥ ૭૦૦ ॥

ઇશુખ્રીસ્તિયો યહોવાદેવને, માને બાઇબલ ગ્રન્થ પવિત્ર,
ઇશ્વર બોધે આતમ માને, રાખે યહોવા ઈશુમા ચિત્ત ॥ ૭૦૧ ॥

ઈંટાળા પણ જગ ઉપયોગી, નિરૂપયોગી જગ નહી કોઈ,
ઈત્યાદિ શિક્ષા સમજીને, ઉપયોગી થા આતમ ! જોઈ ॥ ૭૦૨ ॥

ઇન્દ્રજાળ સમ દુનિયા માયા. ઇન્દ્રોની પણ ઋદ્ધિ અનિત્ય,
ઇન્દ્રજાળમા મોહ ન ધર જીવ!, જડ સુખ શક્તિ ગ્હેન નિત્ય ॥૭૦૩॥

ઈન્દ્ર ધનુષ્ય સમ ક્ષણિક સઘળુ, તન ધન સત્તા યૌવનરૂપ,
ઈન્દ્રની પદવી ઈન્દ્ર ધનુષ સમ, સમજી મનમા થા તુ ચૂપ ॥૭૦૪॥

ઇન્ધનને જેમ અગ્નિ બાળે, કર્મેન્ધનને બાળે જ્ઞાન;
ઇહામુત્ર જ્ઞાનાગ્નિ હોત્રી, કર્મયોગી સાચો ભગવાન. ॥ ૭૦૫ ॥

ઈહ પરભવમાં આતમશુદ્ધિ, કરવા દર્શન જ્ઞાન ચરિત્ર;
ઇષ્ટોપાય છે સાચો જગમાં, આતમ થાતો પૂર્ણ પવિત્ર. ॥ ૭૦૬ ॥

ઇષ્ટ છે આતમ પરમાતમ પદ, ઈષ્ટ છે આતમ જ્ઞાનાનન્દ;
ઈશાન આતમ પરમ મહોદય, સેવંતાં નાસે સહુ ફન્દ. ॥ ૭૦૭ ॥

ઇશ્ક ન જેને આત્મપ્રભુનો, તેનો બીજો ઇશ્ક છે ફોક;
ઈશ્ક તે ઇશ્વર પ્રીતિ લગની, તે વણુ ઇશ્ક તે રણુમાં પોક. ॥ ૭૦૮ ॥

ઇમારતોને બાંધે શું તું ? ક્યાં સુધી જગમાં રહેનાર;
ઇબાદતો, કર પ્રભુને મળવા, ઈલ્કાઓમાં મોહ ન ધાર. ॥ ૭૦૯ ॥

ઈલ્મ ન એકે આવે ખપમાં, પ્રભુ મળવાના ઈલ્મને પામ !
ઇમાન ધર એક આત્મપ્રભુમાં, ચિદાનંદ પામીશ ગુણુ ધામ. ॥૭૧૦॥

ઇતિહાસો શું જગના વાંચે, નિજ જીવન ઇતિહાસ તપાસ;
ઇતિહાસો જીવ-કર્મના લખતાં, નભમાં પણુ નહીં માવે ખાસ. ॥૭૧૧॥

ઈક્ષુ સમ મીઠો થા આતમ ! !, ઇક્ષ્યત્વ જ સદ્ગુણે પમાય;
ઇતિ ગુણુ વૃદ્ધિમાં નહીં માનીશ, ગુરૂગમથી સાચું સમજાય ॥૭૧૨॥

ઈજા કરીશ જો અન્યજીવોને, ઇજા કરીને પામીશ દુઃખ;
ઈજા કર્યાના દુષ્ટ વિચારો, ત્યાગી દે મળશે પ્રભુસુખ. ॥ ૭૧૩ ॥

ઈચ્છા, જ્યાં ત્યાં માર્ગ પડે છે, નદી પ્રવાહે પડતી વાટ;
ઈચ્છા, કાર્યરૂપે પ્રણુમાતી, ઈચ્છા ઘટ ઘટ સઘળા ઘાટ. ॥ ૭૧૪ ॥

ઈયલ, ભ્રમરી સંગથી ભ્રમરી, થાવે ભ્રમરી ધ્યાને ખાસ;
ઈશ્વર ધ્યાને મનુષ્ય આતમ, ઈશ્વર થાતો ધર !! વિશ્વાસ. ॥૭૧૫॥

ઈજારો, ધર્મનો નહીં કો તાબે, ઇજારો પ્રભુનો નહીં એક ઠામ;
ઈશ્વરનો ન ઈજારો ક્યાંયે, શુદ્ધપ્રેમથી જપ પ્રભુ નામ. ॥ ૭૧૬ ॥

ઈશ્વર, જગમાં સર્વ જીવોનો,-અનેક નામે એકનો એક;
ઈશ્વર વેચ્યો નહીં વેચાતો, ઈશ્વર આતમ એક અનેક. ॥ ૭૧૭ ॥

ઇશ્વરને નહીં ખાવું પીવું, ઇશ્વરને નહીં નાત ને જાત;
ઇશ્વરને નહીં રાગ રોષ કંઇ, ભેદભાવ નહીં મિથ્યાભ્રાન્તિ ॥૭૧૮॥

ઈશ્વરને સહુ માનવ લોકો, મતિથી માને છે ભિન્ન ભિન્ન,
ઈશ્વર રૂપ બનીને ઇશ્વર, શોધે તે ઈશ્વરમા લીન. ॥૭૧૯॥
ઇશ્વર લક્ષણુ જૂદા જૂદા, અનેક માને નર ને નાર,
ઈશ્વર બાહ્યથી ભિન્ન ભિન્ન છે, લક્ષણુથી નહી ભિન્ન લગાર ॥૭૨૦॥
ઇશ્વર-આતમ-ચિદાનંદમય, અનંતશક્તિમય નિર્ધાર,
ઈશ્વર લક્ષણુ જૂદા જૂદા, અર્થ એક છે સૌનો સાર ॥૭૨૧॥
ઇશ્વર જેવી બુદ્ધિ તેવો, સૌને દિલમાહી સમજાય,
ઈશ્વર, આનંદજ્ઞાન સ્વરૂપી, શુદ્ધાતમ છે અનુભવાય ॥૭૨૨॥
ઈજા-પરને તે છે હિંસા, ઈજા અનેક પ્રકારે જાણુ,
ઈડા પિંગલા સુષુમ્ણાના,-ભેદોનુ કર !! સમ્યગ્જ્ઞાન ॥૭૨૩॥
ઇતબારીનો ઘાત ન કરજે, કર !! નહીં વિશ્વાસીનો નાશ;
ઈતરાજી કર નહીં કો ઉપર, કર્મે સુખને દુ ખ વિલાસ ॥૭૨૪॥
ઇનામ આપો યોગ્યને સારૂં, યથાશકિતથી આપ !! ઇનામ,
ઇમાન રાખી બનો પ્રમાણિક, ઈમાનથી કર !! કાર્ય તમામ ॥૭૨૫॥
ઈલકાબો તે ગુણો ખરા છે, પ્રભુસેવા ભક્તિ ઈલ્કાબ,
ઇરાદો,પ્રભુની પ્રાપ્તિનો ધરી, ઇલાજ કરી હર !! દુ ખતમામ ॥૭૨૬॥
ઈષ્ટમિત્ર, નિજ આત્માનુભવ, જ્યા લઈ જાવે ત્યા તુ ચાલ !!,
ઇહભવ પરભવમા ધર્મે સુખ, માની મુસાફરીમા હાલ. ॥૭૨૭॥
ઈંગિત આકારે ગુરૂમનને, જાણીને કર !! સદ્ગુરૂ સેવ;
ઇંગિતજ્ઞ થા !! સર્વ જીવોનુ,-ભલુ કરવાથી પ્રગટે દેવ ॥૭૨૮॥
ઇન્દ્રની પદવી પામે ત્હોયે, અશુરૂ લઘુ નિજ આતમ ભાવ !!,
ઇન્દ્રજાલ સમ જગની માયા, જાણી છંડો મોહવિભાવ. ॥૭૨૯॥
ઇન્દ્ર ધનુષ્ય વિદ્યુત્ચમકારા, જેવી જગની માયા જાણુ,
ઇન્દ્રાસન એવાં મન જાણો, મન ધન સઘળુ સ્વપ્નસમાન ॥૭૩૦॥
ઇન્દ્રિયોને કર !! નિજ તાબે, ઇન્દ્રિય જ્ઞાને આગળ ચાલ,
ઇન્દ્રિયાતીત પરમેશ્વરમા, પૂર્ણ પ્રેમથી ધર બહુ વ્હાલ ॥૭૩૧॥
ઇન્દ્રિયાતીત તત્ત્વોને પણુ, મહાવીરે ભાખ્યા છે જાણુ,
ઇન્દ્રિયાતીત અનુભવજ્ઞાને, સમજાતુ તે મનમા માન. ॥૭૩૨॥

ઇશ્વરજ્ઞાન કરી લે ! ! ધ્યાને, અનુભવ કર ! ! ઇશ્વરનો સત્ય;
ઇશ્વર, અનુભવ ગમ્ય થવાથી, કરાય નહીં પાપોનાં કૃત્ય. ॥૭૩૩॥

ઇશ્વર લક્ષણ અનેક રૂપે, જ્યાં ત્યાં અનેક રૂપ મનાય;
ઇશ્વરીજ્ઞાન ત્યાં જૂઠ ન હિંસા, પાપ કર્મનો નાશ કરાય. ॥૭૩૪॥

ઇશ્વરને દુનિયાના લોકો, અનેક લક્ષણે માને તમામ;
ઇશ્વરનાં બહુ રૂપો માને, એકાનેક કરૂં જ પ્રણામ. ॥૭૩૫॥

ઇશ્વર પ્રેરણા સાચી તે છે, રાગ રોષ નહીં જ્યાં અજ્ઞાન;
ઇશ્વર અરિહંત શુદ્ધાતમ પ્રભુ, અનેક નામે જિન ભગવાન્. ॥૭૩૬॥

ઇશ્વરીમાયા બાહ્યથી જાણો, કર્મપ્રકૃતિનો વ્યવહાર;
ઇશ્વરીમાયા નિશ્ચયથી તે, ચિદાનંદરૂપ સાચી ધાર. ॥૭૩૭॥

## उ

ઉદ્યમ કરતા ઉદ્યમી જેઓ, ભૂખે મરતા થાય ન તેહ;
ઉણા નહીં રહેશો ઉદ્યમથી, ઉદ્યમ ઉત્સાહે સુખ ગેહ. ॥૭૩૮॥

ઉત્સાહીની ચડતી થાતી, ઉચ્ચવિચારોથી મન આન;
ઉદાર થાતાં જગમાં ઉંચા, લોકો કરતા બહુ સન્માન. ॥૭૩૯॥

ઉચ-નીચ જન, પુણ્યે પાપે, ઉંઘો નહી શિવપન્થ મઝાર;
ઉંડા ઉતરો આતમમાંહી, આતમ ઋદ્ધિ દેખો સાર. ॥૭૪૦॥

ઉપકારો કરો નિષ્કામે સહુ, ઉપકારોથી મુક્તિ થાય;
મારા ઉપકારીઓ થયા જે, તેઓનું ભલું થાવો ન્યાય ॥૭૪૧॥

મુજ ઉપકારક માતપિતાને, ગુરૂ આદિ જે નરને નાર;
તેઓનું પરભવમાં સારૂં, થાશો શાંતિ પામો અપાર. ॥૭૪૨॥

ઉત્સવ ઉપધાન તપવ્રત ગુણમય, ચિદાનંદ ઉત્સવ નિજમાંહ્ય;
ઉપકારે ઉત્સવ છે જગમાં, આતમમાં સુખ સાચો ન્યાય. ॥૭૪૩॥

ઉપકારો કરી પ્રતિ બદલાની,-ઇચ્છા વણ વર્તો નરનાર;
ઉપકારીનું ભલું કરવામાં, સ્વાર્પણ કરવા રહો તૈયાર. ॥૭૪૪॥

ઉપગ્રહો કર ! ! સર્વ જીવોને, અરસપરસ કુદરતની રીત;
ઉપગ્રહો કરવામાં મરવું, એવી ઉત્તમ જનની નીતિ. ॥૭૪૫॥

ઉત્તમ થાવા કરો પ્રયત્નો, ઉચ્ચ થવુ ગુણ કરી પ્રકાશ,
ઉચ્ચ થવુ આતમના હાથે, ઉચ્ચદૃષ્ટિથી ઉચ્ચતા ખાસ ॥૭૪૬॥

ઉધા કાર્યો ઉધી બુદ્ધિ, કરશો નહીં પ્રાણાંતે ખાસ;
ઉમર વધ્યાથી કોઈ ન મોટા, જ્ઞાનાદિએ મહત્તવાસ ॥૭૪૭॥

ઉંમર વધી પણ ધર્મ ન કીધો, તેથી ઉમર વીતી ફોક,
ધર્મમા ઉમર ગઇ તે સારી, પાપે રણમા જીવવુ પોક ॥૭૪૮॥

ઉંટના હોવે અઢાર વાકા, અવળચડના વાકા સર્વ,
ઉલટી દૃષ્ટિવાળા જનનો, સદુપદેશે ટળે ન ગર્વ ॥૭૪૯॥

ઉદ્યમ સરખો મિત્ર ન બાધવ, ઉદ્યમથી સહુ કાર્યની સિદ્ધિ,
ઉદ્યમથી સુખ શાતિ કીર્તિ, ઉદ્યમથી પ્રગટે છે ઋદ્ધિ ॥૭૫૦॥

ઉદ્યમ ધધામા નહી લાજો, ચોરી જારીથી લાજો ભવ્ય,
ઉદ્યમીજન તો ઉંઘ ન ધારે, ઉદ્યમથી કરશો કર્તવ્ય ॥૭૫૧॥

ઉંઘણશીના બનો ન રાજા, ઉંઘે થાતો આત્મવિનાશ,
ઉંઘેલાનો પાડો, પાડી,-જાગેલાની સમજો ખાસ ॥૭૫૨॥

ઉંઘે દિવસમા જેઓ લોકો, વિના પ્રયોજન તેમા પાપ,
ઉંઘો પાપમા, ધર્મમા જાગો, નાસે તેથી સહુ સતાપ ॥૭૫૩॥

ઉંચા નીચા કર્મે જીવો, કર્મ વિના નહી ઉચ્ચને નીચ,
કર્માતીત દશામા સર્વે, આતમ સરખા માન પ્રતીત ॥૭૫૪॥

ઉચા ડુગર ઉંચા તાડો, ગુણ વણ ઉચા વધે શુ હોય,
ઉંચા જન સદ્ગુણ ધર્મે છે, ગર્વ કરો નહીં ઉચ્ચનો કોય ॥૭૫૫॥

ઉગતાને દુનિયા નમતી, આથમતાને નમે ન કોય,
ઉંઘતાનુ નશીબ ઉંઘે, જાગતાનુ જાગે સોય ॥૭૫૬॥

ઉંઘે મોહી જાગે જ્ઞાની, ઉર્ધ્વદિશાએ જ્ઞાની જાય,
ઉભા રહેતા સ્વાશ્રયી સતો, પ્રભુમયજીવનને જે પાય ॥૭૫૭॥

ઉઠો ! જાગો !! આતમજ્ઞાને, ત્યાગી દેશો સર્વપ્રમાદ,
ઉઠયા ત્યાથી સવાર ગણશો, ત્યાગી દો મિથ્યા વિખવાદ ॥૭૫૮॥

ઉપાધ્યાય શ્રી યશોવિજયનો, જૈન જગત્ પર બહુ ઉપકાર,
ઉપાધ્યાય નિબધ રચીને, તેમની ભક્તિ કીધી સાર ॥૭૫૯॥

ઉપકારીઓ ઉપર જેઓ, અપકારી થાતા હેવાન;
ઉત્તમ નહીં જગમાં તે નીચા, પાપકર્મ બાંધે દુ:ખ ખાણ. ॥૭૬૦॥
ઉપકારોને કરીને તેનો, પ્રતિબદલો ઇચ્છો ન લગાર !!;
ઉપકારીનું કરો ન બૂરૂં, ઉપકારી ધન્ય નર ને નાર. ॥૭૬૧॥
ઉપયોગી થઈ કર !! કર્તવ્યો, આત્મોપયોગે થાય ન લેપ;
ઉપયોગી–સમકિતદૃષ્ટિએ, તેને લાગે નહીં મન ચેપ. ॥૭૬૨॥
ઉત્સાહી થઈ ઉદ્યમ કરશો, ઉમંગીથી સહુ કાર્યો થાય;
ઉત્સાહીને મંગલ પગ પગ, ઉમંગ ઉત્સાહ–શકુન ગણાય. ॥૭૬૩॥
ઉત્તમ થાવા સદ્‌ગુણ ધારો, સદ્‌ગુણ વણ ઉત્તમ ના કોય;
ઉદારતાથી જીવો !! જગમાં, ઉચ્ચ થવું નિજ હાથે જોય. ॥૭૬૪॥
ઉપાધ્યાયની સેવા કરવી, શિષ્યને કરતા જ્ઞાની જેહ;
ઉપાધ્યાય પરમેષ્ઠી પ્રેમે, સેવો વિનયાદિક ગુણગેહ. ॥૭૬૫॥
ઉધરસનું મૂળ અપથ્ય ભક્ષણ, અભક્ષ્ય ભક્ષણ અપેય પાન;
ઉધરસ છે સહુ રોગનો હેતુ, યોગ્ય કરો આહારને પાન. ॥૭૬૬॥
ઉંચા નીચા પુણ્યે પાપે, જીવો જગમાં સઘળા થાય;
ઉંચો નીચો નહીં છે આતમ, સમજ્યાથી સુખ શાંતિ સુહાય. ॥૭૬૭॥
ઉચ્છૃંખલ વૃત્તિને ત્યાગો, નિજ ભૂલથી નિજને છે દુ:ખ;
ઉછાંછળા થાશો નહીં ક્યારે, નિજ દોષો ટાળ્યાથી સુખ. ॥૭૬૮॥
ઉદ્ધતવેડા કરો ન ક્યારે, કર્યા કદાપિ તો કર !! ત્યાગ;
ઉદ્ધારજ છે નિજનો નિજથી, ઉદય થતો જ્ઞાને ઘટ જાગ !!. ॥૭૬૯॥
ઉદય થતો જ્ઞાને શુભ કાર્યે, સદ્‌ગુણોએ મનમાં જાણ;
ઉન્નતિ સર્વ પ્રકારે કરવા, પ્રગટ કરો ઘટમાંહી જ્ઞાન. ॥૭૭૦॥
ઉકેલ પડશે જ્ઞાનથી સહુનો, મનના ઉકરડાને ટાળ;
ઉકરડો–દુર્ગુણનો મનમાં, ત્યાંસુધી તારા બેહાલ. ॥૭૭૧॥
ઉધેહી–આલસ નવરા રહેવું, ઉધેહી નહીં ઉદ્યમીને ખાય;
ઉંધાને કહિ શીખ ન લાગે, ઉમર વધે કો ભલો ન થાય. ॥૭૭૨॥
ઉંચા મોટા ડુંગર દેખો, પાસે જાતાં છે પાષાણ;
ઉંચા જેહ ગણાતા બાહ્યથી, તે સર્વે નહીં છે ગુણવાન. ॥૭૭૩॥

ગમન છે સદ્ગુણુ કર્મે, અધોગમન દુર્ગુણથી થાય,
જ્ઞાને જાગી આતમ ! !, જ્ઞાનક્રિયાથી મુક્તિ લહાય ॥ ૭૭૪ ॥
ઊત્તરગુણસ્થાનક પામો, ઉચ્ચનીચનો ટાળો ભેદ,
ડ ! આતમનાં ગુણદ્વારો, ત્યાગી ભીતિ દ્વેષને ખેદ ॥ ૭૭૫ ॥
ાસો વિધિપૂર્વક કરતા, અનેકજાતના રોગો જાય,
ાસોથી થાતો ફાયદો, સમજી શક્ત્યા કરવા ન્યાય ॥ ૭૭૬ ॥
સના સેવા ભક્તિને, જ્ઞાન યોગ છે પ્રભુ સ્વરૂપ,
ાશ્ય જ તે કદિ ન થાવે, ક્રિયાદિયોગે આતમભૂપ. ॥ ૭૭૭ ॥
ોગે સહુ સાધનમાહી, ધર્મ છે સઘળા સાધનમાહ્ય,
ાગી જે થાય ન તેમા, સાધનતા નિષ્ફળ છે ત્યાય ॥ ૭૭૮ ॥
ોગે જ્ઞાનીને સર્વે, સાધન, ધર્મનો હેતુ થાય,
ોગવણુ સાધનમા ધર્મ ન, સાધન સાપેક્ષાએ ન્યાય ॥૭૭૯॥
જેવા રહો ન અન્ધા, દુર્ગુણ વ્યસનો ધરી કુટેવ;
ટ વેષને કદિ ન પહેરો, સેવો ધર્મગુરૂને દેવ ॥ ૭૮૦ ॥
ોગી ધર્માર્થે જીવવા,-માટે આહારાદિક સહુ કૃત્ય,
ોગી જીવનમા જાણી, ઉપયોગી ધરજે સહુ સત્ય ॥૭૮૧॥
ોગી સહુને સહુ જગ છે, નિરૂપયોગી કોઈ ન લેશ,
ોગ, યોગ્ય કરી જે જાણે, રહે ન તેને દુ ખ ને લેશ ॥૭૮૨॥
ર લેવુ ઉધાર દેવુ, ત્યા પ્રામાણિક થાજે ભવ્ય,
ટ કર નહી દુ ખ સ કટમાં, વિવેકથી કર ! ! ! સહુ કર્તવ્ય. ॥૭૮૩॥
જનોની સ ગત કર મન ! !, નીચજનોની સ ગત ત્યાગ,
ની સ ગે ઉચ્ચ ગુણોની,-પ્રાપ્તિ છે સમજીને જાગ ! ! ॥૭૮૪॥
ર્ગો ઉપદ્રવો નડે પણ, મૂકો નહી પ્રભુભક્તિ ધર્મ,
ર્ગોમા સમભાવી થઈ, કર ! ! સત્કાર્યોના સહુ કર્મ ॥૭૮૫॥
ઉખર્ચો કદિ ન કરવા, હદ બાહિર્ નહીં થવુ ઉદાર,
સરખી લઘુતા ધારી, ધરો ધર્મ મન થઇ હુશિયાર ॥૭૮૬॥
ર્ગો ઉપદ્રવો નડે તો, ઉત્સવ સમ તે મનમા માન,
ટ કર નહી દુ ખડા પડતા, એવુ ધર ! ! નિજ આતમ જ્ઞાન ॥૭૮૭॥

ઉત્સુક થાશો સર્વ ગુણોથી, પ્રભુપદ વરવા નર ને નાર;
ઉત્સુક, ઇચ્છયું કાર્ય કરે છે, ઉત્સુકતાએ જ્ઞાન અપાર. ॥૭૮૮॥

ઉત્સુક ઉદ્યમી ઉત્સાહી થઇ, જ્ઞાનાદિક પામે નિર્ધાર;
ઉત્સુક થઇને આત્મ ઉજાગર,-દશા લહ્યાથી જગ જયકાર. ॥૭૮૯॥

ઉત્સવ ગણ ! ! મૃત્યુ ભેટંતાં, સંકટ રોગને દુઃખનો કાલ;
ઉત્સવ સમગણ ! ! કર્મવિપાકો, ભોગવતાં સમભાવનો ખ્યાલ. ॥૭૯૦॥

ઉદ્યાપન કર વ્રતગુણધર્મનું, જ્ઞાને ઉદ્યાપન છે સત્ય;
ઉદ્યાપન-આતમગુણશુદ્ધિ,-માટે કરવું તે શુભ કૃત્ય. ॥૭૯૧॥

ઉજાગરાઓ જે કરવાથી, તન મનની શક્તિનો નાશ;
ઉંઘ અભાવે રોગ વધે તે, ઉજાગરા કરવા નહીં ખાસ. ॥૭૯૨॥

ઉપર ઉપરતું જોઇ કોનું, બાંધો નહીં સાચો અભિપ્રાય;
ઉંડા ઉતરી સત્ય તપાસો, પછી અભિપ્રાયે છે ન્યાય. ॥૭૯૩॥

ઉંબર સરખા વૃદ્ધ થયા જે, લહ્યા ન જ્ઞાનાદિક ગુણ સત્ય;
ઉમર વધંતાં કશું વધ્યું નહીં, કર્યો ન જેણે સદ્‌ગુણ કૃત્ય. ॥૭૯૪॥

ઉજ્જાગ્રત્ જે જ્ઞાનદશા છે, આત્મદશાનો શુદ્ધ ઉપયોગ;
ઉત્સાહી થઇ તેને પામો, પ્રગટે પરમાતમપદભોગ. ॥૭૯૫॥

ઉન્માદી થા નહિ સત્તાથી, લક્ષ્મી વિદ્યાથી જગમાંહ્ય;
ઉંદરને પકડે છે બિલાડી, મૃત્યુ આવતું ક્ષણની માંહ્ય. ॥૭૯૬॥

ઉચિત અવસર સમજે નહીં તે, ભણ્યો ખરો પણ ગણ્યો ન તેહ;
ઉચિત અવસર જાણી બોલે, કાર્ય કરે થાતો ગુણગેહ. ॥૭૯૭॥

ઉદાર થાવો ! ! યોગ્ય દાનમાં, યોગ્યપાત્રને પામી ભવ્ય;
ઉદારતા વણ કોઇ ન શોભે, ઉદારતા છે સત્કર્તવ્ય. ॥૭૯૮॥

ઉદાર થાવો પરોપકારે, અન્ન વસ્ત્ર દ્યો જ્ઞાનનું દાન;
ઉદાર જીવંતો જગમાટે, એવો તે દેહી ભગવાન્. ॥૭૯૯॥

ઉન્હાળામાં કેરડો ફળતો, કેરાંથી કરતો ઉપકાર;
ઉત્તમ થાવાની એ રીતિ, પરોપકારે જીવવું સાર. ॥ ૮૦૦ ॥

ઉંઘા થઇ જે સત્ય ગ્રહે નહીં, ઉચ્ચ થવાનાં કરે ન કર્મ;
ઉકાળે નહીં તે સ્વપરજનોનું, સાધે નહીં ભક્તિ ને ધર્મ. ॥૮૦૧॥

ઉછેર બાળક બાલિકાઓ, જ્ઞાન'દયાદિક ગુણથી'બેશ,
ઉછેર સ્વાધિકારે આવ્યા, ઉર્ધ્વગામી થા ટાળી કલેશ ॥ ૮૦૨ ॥

ઉમેદ રાખો ઉંચી ક્ષણુ ક્ષણુ, ઉચ્ચાશયને સમજો ભવ્ય,
ઉકેલ કર ! ! આવી ફર્જોનો, શુદ્ધોપયોગે કર કર્ત્તવ્ય ॥ ૮૦૩ ॥

ઉદાસ થઈ બેસી રોવાથી, થાય ન ધારેલુ નિજ કાજ,
ઉદાસીનતા ત્યાગી આતમ ! !, સદ્ગુણ કર્મનુ કર ! ! સામ્રાજ્ય ॥૮૦૪॥

ઉદાસ થા ના ! ! ઉદાસીનતા,-થાવાનુ શુ મૂળ ? વિચાર,
ઉદાસીનતા તજ ઉત્સાહે, પડી પાછા ઉઠો નિર્ધાર ॥ ૮૦૫ ॥

ઉત્થાન જ જે કરે પડતા, તેવો આતમ ઉંચો થાય,
ઉત્થાન જ જે કરે ન પડતા,'જગમા નીચો તે થઇ જાય ॥ ૮૦૬ ॥

ઉઘાડ ! ! અતર્ જ્ઞાનના દ્વારો, ગુણના દ્વારો ખુલ્લા મૂક ! !,
ઉચાટ ત્યાગી થા'ઉત્સાહી, ઉપયોગી કર્ત્તવ્ય ન ચૂક ॥ ૮૦૭ ॥

ઉટાંટીયા આદિ રોગોનુ,-કારણુ પહેલાથી જ નિવાર,
ઉચીદૃષ્ટિ ઉંચા કાર્યો, કરવામાંહી લક્ષ્ય લગાડ ! ! ॥ ૮૦૮ ॥

ઉચા ચઢીને પડે જે પ છા, ઉચ્ચ થવાને કરે જે કાજ,
ઉંચા તે પાછા થાતા જગ, પુણ્યેશ્વરપ્રતાપે આજ ॥ ૮૦૯ ॥

ઉત્સર્ગને અપવાદ બે માર્ગો, ધર્માદિકમનકર્મમા જાણુ,
ઉત્સર્ગ ને અપવાદ બે જાણે, વર્તે તે સમયે ગુણુધાન ॥ ૮૧૦ ॥

ઉર્ધ્વઅધોને તિર્ચ્છાલોકનો,-શ્રુતજ્ઞાને કર ! ! ચિત્ત વિચાર,
ઉચ્છેદન કર ! ! રાગ ને રોષનુ, તેથી મુક્તિ છે નિર્ધાર ॥ ૮૧૧ ॥

ઉદયદશામા ગર્વી થા ના ! ! પડતીમા થા ના મન ખિન્ન,
ઉદય ને અસ્તદશાના ચક્રો, સર્વ જીવોને છે પ્રતિદિન ॥ ૮૧૨ ॥

ઉદય થવાને ધર ! ઉત્તમ ગુણુ, કર ! ! ઉત્તમ કાર્યો ધરી પ્રેમ,
ઉદય જે આત્મામો ગુણયોગે, નિત્ય તે ત્યા છે યોગ ને ક્ષેમ ॥૮૧૩॥

ઉદય થવાના જેહ ઉપાયો, તેને આચારે ઝટ મૂક ! !,
ઉદયદશાનુ ચિહ્ન છે ઉત્સાહ, ઉદ્યમ હિમત તે નહીં ચૂક ! ! ॥૮૧૪॥

ઉદય થતો ઉપયોગે પ્રેમે, સત્કાર્યે ભક્તિએ જાણુ,
ઉચ્ચારોહણુ કરવામાટે સદાચાર સદ્ગુણો પ્રમાણુ ॥ ૮૧૫ ॥

ઉન્નત થાવા કર !! સહુ કાર્યો, ઉપમા લે સદ્દગુણને કાજ;
ઉપમા લેવી સારા થાવા, અનુત્સાહે સહુ વિણશે કાજ. ॥ ૮૧૬ ॥

ઉપાડ ! શક્ત્યનુસારે કાર્યો, ઉપાડે તે સહુ પાર ઉતાર ! !;
ઉજ્જવલ કર કુલવંશ ને દેશને, ઉપદ્રવોથી લેશ ન હાર. ॥ ૮૧૭ ॥

ઉપદ્રવોથી ગભરાતો ના, ઉપદ્રવો નહીં સદા રહંત;
ઉંઘવું જાગવું જ્યાં સુધી છે, ઉપદ્રવ દુઃખ સુખ તાવત્ સન્ત. ॥૮૧૮॥

ઉદર ભરે છે નિજ સહુ જીવો, ઉંચા તેથી તે નહીં થાય;
ઉદર ભરે જે બીજાઓનું, ઉત્તમ જગમાં તેહ ગણાય. ॥ ૮૧૯ ॥

ઉપવીત પહેરે ગુણ કર્મોવણુ, ઉચ્ચાતમ તેથી નહીં થાય;
ઉપવીત-સદ્દવિદ્યા સત્કર્મજ, ઉપવીતનું ફલ એ છે ન્યાય. ॥ ૮૨૦ ॥

ઉદ્દવર્તન ગુણપર્યાયોનું,-ઉપાદાન ઉદ્દવર્તન એહ;
ઉદ્દવર્તન શુભ કર્મનું ધર્જે, ઉદયે કર્મે અંતરૂ તેહ. ॥ ૮૨૧ ॥

ઉગે જે તેનો અસ્ત છે જગમાં, ઉંઘે તે જન જાગે જાણ;
ઉન્નતિ આતમની, આત્મથી, ઉન્નતિ હેતુ આતમજ્ઞાન. ॥ ૮૨૨ ॥

ઉપલ સરીખા જડ લોકો પણ, જ્ઞાનીસંગે જ્ઞાની થાય;
ઉટજવિષે પણ ત્યાગી જ્ઞાની, અનંત સુખથી ઘટ ઉભરાય. ॥ ૮૨૩ ॥

ઉચ્ચાર વચનો પ્રથમ વિચારી, ઉચ્ચારીને પાછાં ન ઘલાય;
ઉંઘણશી થઇ ભૂલ ન ધાર્યું, ઉંઘણશીથી ધાર્યું ન થાય. ॥ ૮૨૪ ॥

ઉખરભૂમિમાં વાવ ! ન બીજો, બીજો ઉગે ફળે ત્યાં વાવ !;
ઉજ્વલ આતમ કર ... જન્મ્યો, ક્ષણ ક્ષણ ઉપયોગે તે લાવ ! ! ॥૮૨૫॥

ઉજ્જડ ભૂમિ જે દે ...તી, ત્યાં પૂર્વે જનવસતિ જાણ;
ઉજ્જડમાંહી આન ... મંગલ, ઉદ્યમી ધર્મી કરે પ્રયાણ. ॥ ૮૨૬ ॥

ઉકાળે શું તે જગ ... જન્મી, જેમાં દમ નહીં દયાને દાન;
ઉકળે નહીં જે ક્રોધે ...ને, ઉકાળે સારૂં પામી જ્ઞાન. ॥ ૮૨૭ ॥

ઉકેલ તારૂં આત્મચરિ...ને, આજલગીની દશા તપાસ;
ઉકેલ પડશે તેથી સારે... આત્મોન્નતિ સમજાશે ખાસ. ॥ ૮૨૮ ॥

ઉદ્યાન જે છે મનને આ... અંતરૂમાં ફરી જો એકવાર;
ઉજાણી કર !! આતમસુ... ...ી, રહે ન મૈથુનકામ લગાર. ॥ ૮૨૯ ॥

ઉત્પન્ન જાવક સર્વને જાણી, વર્તે તે નહી દુ ખી થાય,
ઉણપ નિહાળે ગુણુની નિજમા, સદ્ગુણી તે જગમાહિ સુહાય ॥૮૩૦॥

ઉત્તીર્ણ જ થાવો શિક્ષણુમા, ખ તોત્સાહ ધરી ઉલ્લાસ,
ઉલ્લાસી ઉત્તીર્ણ બને છે, કાર્યસિદ્ધિનો જો વિશ્વાસ ॥ ૮૩૧ ॥

ઉજાસ, પ્રગટાવો ગુણુગણુનો, ઉજાસમા સદ્બુદ્ધિ પ્રકાશ,
ઉઠ્ઠાહો કરનારા બનો નહી, ઉમળકો શુભ પ્રગટાવો ખાસ ॥૮૩૨॥

ઉમળકો આવ્યો જે શુભધર્મનો,-તે આચારે મૂકો !! ભવ્ય,
ઉમળકો અન્તર્નાદ જણાવે, તે સમજો સાચુ કર્તવ્ય ॥ ૮૩૩ ॥

ઉત્થાપન કરશો નહીં ધર્મનુ, ધર્મોત્થાપન કરતા પાપ,
ઉત્તરોત્તર જે ઉન્નતિશ્રેણિ, તેને પામો ધર્મસધાય ॥ ૮૩૪ ॥

ઉપધિમા મમતા મૂર્ચ્છાને—વારી ઉપધિ સગે વર્ત !!,
ઉપાધિમા નિ સગીદશા સ્મરો!!, મુક્ત થવાની સાચી શર્ત ॥૮૩૫॥

ઉપકરણોને સમજી વાપર !!, નકામી પરની ચિન્તા ત્યાગ !!,
ઉદાહરણુ સારા વાચી લે, સુણીલે કર દિલ ધર્મનો રાગ ॥ ૮૩૬ ॥

ઉખેડ દુર્ગુણુના સહુ મૂળો, ઉચ્ચાપત કર નહીં પરદ્રવ્ય,
ઉસ્તાદોની શિક્ષાધારી, કરજે તારૂ સત્કર્ત્તવ્ય ॥ ૮૩૭ ॥

ઉચ્છિષ્ટજ જે ભોગને ત્યાગ્યા, તેની વાછાથી જે ભોગ,
ઉચ્છિષ્ટજ તે ત્યાગ્યુ ગ્રહવુ, ઉમેરો કર!! ગુણુમા એ યોગ ॥૮૩૮॥

ઉઠા ભણુાવો સ્વાર્થે અન્યને, તેથી સાચી શાતિ ન થાય,
ઉઠા ભણુાવે કોઈ કળાએ, ત્યા સાવધ રહો જાણો ન્યાય ॥ ૮૩૯ ॥

ઉઠાઉગીર વિચારપ્રવૃત્તિ,-કરનારાનો સગ નિવાર !!,
ઉડાઉ થા ના વિવેકી થાજે, ગુણોની ઉત્પત્તિ નિર્ધાર ॥ ૮૪૦ ॥

ઉલ્કાપાત સમો ગુરૂદ્રોહી, ધર્મસઘદ્રોહી મહાપાપ,
ઉપજે એવા દ્રોહી જ્યા ત્યા, અવશ્ય પ્રગટે છે સતાપ ॥ ૮૪૧ ॥

ઉપનિષદો, નયસાપેક્ષાએ, અનેકાન્તથી જાણો જેહ,
ઉત્કર્ષજ નિજઆત્મગુણોનો, કરીને થાતો ગુણુગણુ ગેહ ॥ ૮૪૨ ॥

ઉત્કૃષ્ટ જ સમ્યક્ત્વાદિક ગુણુ, પ્રગટાવી લે આતમરાજ !,
ઉત્તરોત્તર ગુણુસ્થાનક ચઢ ઝટ, આત્મસ્વભાવે મુક્ત રાજ્ય. ॥૮૪૩॥

ઉષા તે આત્મોદયની નક્કી,-સ્વાશ્રય ખંતોત્સાહને પ્રીતિ;
ઉજ્જીવન તે જ્ઞાન ને શ્રદ્ધા, ઉદ્યમ પ્રામાણ્યજને નીતિ ॥ ૮૪૪ ॥

ઉપન્યાસ તું ખંહુલાવાંચે, અન્યોના કલ્પિતને સત્ય;
ઉંડો ઉતરી ઉપન્યાસ જો, મનનાં કીધાં કૃત્ય અકૃત્ય; ॥ ૮૪૫ ॥

ઉપગ્રહો, જીવોને પરસ્પર, પરસ્પરોપગ્રહે જીવંત;
ઉપગ્રહો, કુદ્રતી નિમિત્તે, નિષ્કામે ફલ મુક્તિ ભદંત. ॥ ૮૪૬ ॥

ઉપગ્રહો, નિષ્કામે કરવા, બાહ્યફલેચ્છાની તજી આશ;
ઉપકારી એવા જગમાંહી, જીવન્મુક્ત ચિદાનંદવાસ. ॥ ૮૪૭ ॥

ઉભરા આવે મનમાં સારા, તેઓને આચારે ધાર !!;
ઉમળકા આવે અમૃત સરખા, વર્તનમાં મૂકો સુખકાર. ॥૮૪૮॥

ઉર્મીઓ પ્રભુ પામવા માટે, પ્રગટી તેને દૂર ન કાઢ;
ઉર્મીઓ પ્રભુ મળવા માટે, તેનાં બીજોને નહીં દાટ. ॥૮૪૯॥

ઉલટ, ઉદધિસમ અંતર્ પ્રગટે, તે નિશ્ચય સિદ્ધિ કરનાર;
ઉરને કર ઉદધિસમ મોટું, તુચ્છ હૃદયનો થા ન લગાર. ॥૮૫૦॥

ઉદધિને બે હાથે તરવો, એ પણ જગમાં જાણો સહેલ;
ઉરમાં પ્રગટ્યા કામોદધિને, તરવો એ છે બહુ મુશ્કેલ. ॥૮૫૧॥

ઉપજ પ્રમાણે ખર્ચને કરજે, પછીથી થાય ન પશ્ચાત્તાપ;
ઉદક સમું કર મનડું નિર્મલ, તેથી આત્મ પ્રભુજી આપ. ॥૮૫૨॥

ઉજિયારૂં કર ! અંતર્માંહી, બાહ્ય પ્રકાશે નહીં સુખશાન્તિ;
ઉજાસ અંતર્નો પ્રગટ્યાથી, નાસે સઘળી મિથ્યાભ્રાંતિ. ॥૮૫૩॥

ઉભો રહી પોતાના ઉપર, સ્વતંત્રતાએ આયુ ગુજાર;
ઉંચું સુખ ન તેનું થાતું, પરાશ્રયે જીવે નરનાર. ॥૮૫૪॥

ઉભો રહે તું સ્વાશ્રયી થઈને, પોતાના ઉદ્યમથી જીવ !!;
ઉભો રહેતાં શીખ્યો તે જન, દીન બની નહીં પાડે રીવ. ॥૮૫૫॥

ઉત્ક્રાન્તિક્રમ ગોઠવણીથી, નિજપરની ઉત્ક્રાન્તિ થાય;
ઉત્ક્રાન્તિ કર !! સત્ય ગુણોની, જેથી આતમ પ્રભુપદ પાય. ॥૮૫૬॥

ઉમાહ્યો અંતર્માં પ્રભુ પ્રેમે, ઉમાહ્યો મળવા જ્યોતિર્જ્યોત;
ઉમાહ્યો, વાસના સઘળી વારી, પ્રભુ અંતર્માં છે ઉદ્યોત. ॥૮૫૭॥

ઉકળી જા નહિ, ઉછાછળો થઇ, શકિતથી અધિક શિર ન ઉપાડ,
ઉજાળ જનની કૂખને કુલને, સગા સબંધી વેળા વાળ !! ॥૮૫૮॥
ઉંચો નીચો માન ન નિજને, આતમ અગુરુલઘુ છે આપ,
ઉચ્છ્વાસે શ્વાસે પ્રભુ સ્મર દિલ, સ તોના લેજે નહી શાપ ॥૮૫૯॥
ઉપલ કનકમા સમભાવી જે, શત્રુ મિત્ર સમભાવી જેહ,
ઉંઘે પણ તે જાગતો જગમા, ઉંઘવિષે લહે શાંતિ તેહ ॥૮૬૦॥
ઉત્તરાધ્યયને છત્રીશ ઉત્તમ,-અધ્યયનો જગજન હિતકાર,
ઉત્તર પૂર્વ દિશિ મુખ કરીને, વાચો પ્રગટે ધર્મ અપાર ॥૮૬૧॥
ઉપાગ બારને અગ એકાદશ, દશપયન્ના છેદને ચાર,
ઉપયોગી દશ વૈકાલિક છે, અનુયોગદ્વારની દષ્ટિ અપાર ॥૮૬૨॥
ઉપયોગી જૈનશાસ્રો સઘળા, મોક્ષાર્થીને હિત કરનાર,
ઉપાય, મુકિતના સહુ ભાખ્યા, ગુરૂગમે સમ્યગ્જ્ઞાન થનાર ॥૮૬૩॥
ઉદાસીન થઇ બેસી ન રહેવુ, મૃત્યુ ભય તજી કર નિજ કાજ,
ઉદારદષ્ટિ ઉદારકૃત્યો, ઉત્તમશકિત છે સામ્રાજ્ય ॥૮૬૪॥
ઉત્થાપીશ નહિ સત્ય ધર્મના,-આચારો ને સત્ય વિચાર,
ઉત્થાપીશ નહિ જૂનુ સાચુ, પૂર્વપુરૂષના શુભ વ્યવહાર ॥૮૬૫॥
ઉપાધિયોથી મુકત થવાને, આતમ !! શુદ્ધસ્વરૂપ વિચાર,
ઉપાધિ જે જે અ શે ટળતી, તે તે અ શે ધર્મ છે સાર ॥૮૬૬॥
ઉન્હાળો, ઉકળાટ એ બેથી, વૃષ્ટિ શાંતિ અવશ્ય થાય,
ઉખ્ણતા ઠ ડી બે આગળને, પાછળ અનુક્રમે આવે જાય ॥૮૬૭॥
ઉત્સવ-તે વ્રત તપ જપ સત્યતા, દયા દાન દમ સ યમ જ્ઞાન,
ઉત્સવ તે પ્રભુ સ્મૃતિ છે ક્ષણ ક્ષણ, ઉત્સવ તે પરમાર્થે પ્રાણ ॥૮૬૮॥
ઉત્સવ તે પ્રામાણ્યપ્રવૃત્તિ, દુર્ગુણદુરાચારવિનાશ,
ઉત્સવ તે નિજદોષો જાણી, સુધારવાની વૃત્તિ ખાસ ॥ ૮૬૯ ॥
ઉત્સવ તે સદ્ગુણીની સગત, સાધુ સ તની મ ગતિ બેશ,
ઉત્સવ,-ન્યાયને નીતિ રીતિ, દુર્વ્યસનોના હરવા કલેશ ॥ ૮૭૦ ॥
ઉત્સવ તે નિર્દોષાન દ છે, ઉત્સવ બાહ્યાતર બહુ ભેદ,
ઉત્સવ તે શ્રદ્ધા પ્રીતિને, ઉ રમ ધરીને તજવો ખેદ ॥ ૮૭૧ ॥

ઉપદેશોથી સુધરે લોકો, ઉપદેશક જો ગુણિયલ હોય;
ઉપદેશો છે અનેક જાતના, આત્મ શુદ્ધિકર તે શુભ જોય. ॥૮૭૨॥
ઉપદેશક થાવું મહાદુર્લભ, સદુપદેશક જગમાં અલ્પ;
ઉપદેશક,-તમોરજોગુણી બહુ, સત્વગુણી છે સૌથી સ્વલ્પ. ॥૮૭૩॥
ઉપદેષ્ટા થા ! ! સત્ય ગુણોનો, સત્યકાર્યનો કરી ઉપદેશ;
ઉપદેષ્ટા થા પહેલાં પોતે, ગુણી બનીને રહે ન કલેશ. ॥ ૮૭૪ ॥
ઉપદેશક ગુરૂ ધર્મી ભક્તો,-ઉપર સર્વોન્નતિ આધાર;
ઉપદેશક ઉપદેષ્ટા સૌમાં. કેવલજ્ઞાની તારણહાર. ॥ ૮૭૫ ॥
ઉપદેશક થઇ સ્વાધિકારે, આપ્યાં મેં વ્યાખ્યાનો અનેક;
ઉપયોગી જે ધાર્મિક ગુણકર, સમજાવ્યો સહુજાત વિવેક. ॥ ૮૭૬ ॥
ઉપદેશો આપ્યા ઉપયોગે, ધર્મી કર્યાં બહુલાં નરનાર;
ઉપદેશો, નીતિ સદ્ગુણને, સત્કાર્યોના-કથ્યા અપાર. ॥ ૮૭૭ ॥
ઉન્નતિકર આત્મિકધર્મોની,-સેવાર્થે ઉપદેશ પ્રવૃત્તિ;
ઉપદેશો ! ! આતમ ! આતમને, આત્મશક્તિ પ્રગટાવો વ્યક્ત. ॥૮૭૮॥
ઉપદેશોથી લોકો ચેતે, દુર્ગુણ વ્યસનનો થાય વિનાશ;
ઉદય ઉન્નતિ ઉચ્ચપ્રવૃત્તિ, થાવે તેથી ઉન્નતિ ખાસ. ॥ ૮૭૯ ॥
ઉપદેશક જો !! અન્તરૂમાં નિજ, કેટલા તારામાં ગુણ દોષ;
ઉપદેશક જો તુજ અંતરૂમાં, તુજ વર્તનથી શો સંતોષ. ॥ ૮૮૦ ॥
ઉપદેશે છે જે તું સૌને, તે તારા આચારે મૂક ! !;
ઉપદેશક સદ્વર્તન યોગી, રાખે નહીં નિજમાંહી ચૂક. ॥ ૮૮૧ ॥
ઉપદેશી મૌની ગુણધારી, બોલ્યા વણ આપે ઉપદેશ;
ઉપદેશક મૌની જગ ઝાઝા, સમજે તેના ટળતા ક્લેશ. ॥ ૮૮૨ ॥
ઉપદેશક મૌની જગ સઘળું, સર્વવસ્તુ આપે છે શીખ;
ઉપદેશક નિષ્કામી જ્ઞાની, સદ્ગુણી યોગે સાચી દીખ. ॥ ૮૮૩ ॥
ઉંધા જે સમજીને ચાલે, તેને લાગે નહીં ઉપદેશ;
ઉપયોગી અધિકારી જનના,-ઉપદેશોથી નાસે ક્લેશ. ॥ ૮૮૪ ॥
ઉંદર સરખા માનવો કપટે, ફુંકી ફુંકી ફોલી ખાય;
ઉંદરના ઉદ્યમ ઉત્સાહને,-કળાને લેતાં પ્રગતિ થાય. ॥ ૮૮૫ ॥

ઉશ્કેરો નહીં ધર્માધોને, કરે જેથી તે અત્યાચાર,
ઉશ્કેરણી બૂરી સહુ ત્યાગો, જેથી ટળતા પાપાચાર ॥ ૮૮૬ ॥
ઉગરી જવુ પ્રભુમા મન રાખી, પાપ રહિત કરતા જ પ્રવૃત્તિ,
ઉગામ,'નહીં અન્યોને દુ ખકર, શસ્ત્રાદિકને ત્યજ કુવૃત્તિ ॥ ૮૮૭ ॥
ઉગાર ! ! આતમને પાપોથી, દુ:ખીઓના પ્રાણ ઉગાર ! !,
ઉઘાડ !! અ તરૂજ્ઞાનના દ્વારો, કરી કદાગ્રહનો પરિહાર ॥ ૮૮૮ ॥
ઉચકી લે તુ ધર્મવિચારો, ઉચકી લે તુ ધર્મના કાજ,
ઉચાટ ત્યજ !! તુ જગમમતાનો, પ્રગટાવો દિલમા પ્રભુરાજ્ય ॥૮૮૯॥
ઉચ્છેદન કર ! ! મોહનુ જ્ઞાને, પાપીવૃત્તિયોને જ ઉચ્છેદ,
ઉછળો, પ્રભુભક્તિ રસરગે, ધર સો જીવવી આત્મઅભેદ ॥ ૮૯૦ ॥
ઉડાવો જૂઠા મોહના બ ડો, ઉડ !! તુ મુક્તિપ્રતિ સદાય;
ઉતરે જુવાની પૂર ચઢેલુ, સમજી ત્યાગો સહુ અન્યાય ॥ ૮૯૧ ॥
ઉતારૂઓને સહાય કરી લે, દુ ખીઓને પાર ઉતાર,
ઉતાવળ કરીને પ્રભુ ભજી લે, મરતા લાગે લેશ ન વાર ॥ ૮૯૨ ॥
ઉત્તમપદને આતમ ! ! વરશો, મોહારિ સાથે કરી યુદ્ધ,
ઉત્તમ અરિહ ત સત્તાએ તુ, ચારિત્રે થાઓ જિનબુદ્ધ ॥ ૮૯૩ ॥
ઉત્તર આપ !! તુ સાચા સુખકર, જેથી અન્યો બને પવિત્ર,
ઉત્તરકાલમા પ્રભુમય થઈને, જીવે એવુ ધર ! ચારિત્ર ॥ ૮૯૪ ॥
ઉત્તર ઉત્તર ગુણસ્થાનકની,-નિસ્સરણીપર કર !! આરોહ,
ઉદ્યમ કર ઉત્તીર્ણ થવાને, અ તરભાવે બની અમોહ ॥ ૮૯૫ ॥
ઉત્તેજક થા વિશ્વલોકને, કષાય મુક્ત થવાને હેત,
ઉત્તેજન દે ગુણોનુ સૌને, કર ઉત્થાન જ્યા શિવસ કેત ॥ ૮૯૬ ॥
ઉત્થાપક થાઇશ નહીં ક્યારે, સારીવાતોને જગ થાપ,
ઉત્પાતો આવે ત્યારે તુ, પ્રભુમા પોતાનુ મન છાપ. ॥ ૮૯૭ ॥
ઉત્સાહિત કર !! સર્વ જીવોને, દયા સત્યમા ધરી ઉત્સાહ,
ઉત્સાહી થા !! પ્રભુને મળવા, પ્રભુમા જીવનનો ધર ચાહ ॥ ૮૯૮ ॥
ઉદય અસ્ત છે પુણ્ય પાપથી, સારૂ દેતા બનો ઉદાર,
ઉદાસીં ત્યાગી પ્રભુપ્રાપ્ત્યર્થે, યોગ્ય ધરો આચાર વિચાર ॥ ૮૯૯ ॥

ઉદ્યોજક થા ધર્માર્થે તું, ઉદ્યોગી થઇને તૈયાર;
ઉદ્વેગી થા નહીં સંકટમાં, પ્રભુ પ્રાર્થના કર !! સુખકાર. ॥ ૯૦૦ ॥

ઉધાર પાસું રાખ ન કિંચિત્, ધર્મની રોકડ સાચી ધાર;
ઉધારો કર નહીં એક પલકનો, સ્વોન્નતિ કરવા ધારો પ્યાર. ॥ ૯૦૧ ॥

ઉન્મત્તાઇ રાગ ને રોષે, તારામાં રહી કર ! ! તે દૂર;
ઉજ્જવલનો અભિમાન કરે શું, મોહ ટળતાં પ્રભુ હજૂર. ॥૯૦૨॥

ઉન્મની તે તુર્યાથી આગળ, આતમપ્રભુમાં ભેદ ન લેશ;
ઉન્મની-આત્મદશામાં પૂરણુ, શુદ્ધિ રહે ન રાગ ન દ્વેષ. ॥ ૯૦૩ ॥

ઉન્માર્ગે છે કે સન્માર્ગે ?, તજી ઉન્માદને સત્ય વિચાર;
ઉન્માદી થા નહીં પ્રભુ ભૂલી, અહંવૃત્તિ ઉન્માદ તે વાર. ॥ ૯૦૪ ॥

ઉન્મૂલન કર ! કામદશાનું, તીક્ષ્ણજ્ઞાન વૈરાગ્યથી ભવ્ય;
ઉપધિ અલ્પને ઉપકારક તે, ધર બીજું સહુ પરિહર્તવ્ય. ॥૯૦૫॥

ઉપજ કયી ? જે ધર્મકાર્ય તે, સંવર નિર્જર ધર્મનાં કૃત્ય;
ઉપાદાન કારણુ મુક્તિનું, આત્મચરણુ સુજ્ઞાન છે સત્ય. ॥ ૯૦૬ ॥

ઉપદેશ્યા મેં ધર્મના બોધો, હજુ ઉપદેશ કરૂં છું એહ;
ઉપદેશોમાં દોષ થયો તો, માફી માગું છું ગુણુગેહ. ॥ ૯૦૭ ॥

ઉપદ્રવોથી અકળાતો નહીં, શિક્ષકસમ શિક્ષાદાતાર;
ઉપનિષદોને સાપેક્ષાએ, વાંચી સમ્યગ્જ્ઞાન વિચાર. ॥ ૯૦૮ ॥

ઉપયોગી થા !! સર્વ જીવોની,-મુક્તિમાટે આતમ ભવ્ય;
ઉપયોગ, અંતર્માં આતમનો, રાખી કર ધાર્મિક કર્તવ્ય. ॥૯૦૯॥

ઉપયોગે જાગ્રત્ પ્રભુ જાણો, શુદ્ધાત્મસ્મૃતિ છે ઉપયોગ;
ઉપયોગે ઘટ પ્રકટ પ્રભુ છે, અનુપયોગે પોઢ્યા ભોગ. ॥ ૯૧૦ ॥

-ઉપયોગ, મનનો શુભ અશુભ જે, શુદ્ધોપયોગ છે તેથી ભિન્ન;
ઉજાગ્રત્ જે આત્મદશા તે, આત્મોપયોગે રહેવું લીન. ॥૯૧૧॥

ઉપરી થા તું ધર્મકૃત્યમાં, ઉપરીપણું ધર્માર્થે શ્રેષ્ઠ;
ઉપરીપણું નહીં પાપમાં સારૂં, જેથી જવાય નરકે ઠેઠ. ॥ ૯૧૨ ॥

ઉપવાસોથી આતમશુદ્ધિ, થાતી નિષ્કામે કર !! જ્ઞાન;
ઉપવાસી થવું સર્વેચ્છાને,-ત્યાગી રાખી પ્રભુમાં ભાન. ॥ ૯૧૩ ॥

ઉપવાસી થઇ હુ ઉપવાસી, અહુભાવ એવો પરિહાર,
ઉપવાસી સહુ વાસના ત્યાગી, ભાવથકી ઉપવાસી ધાર ॥ ૯૧૪ ॥

ઉપશમભાવને વ્યકત કરો ઘટ, ક્ષયોપશમ દિલમા પ્રગટાવ !!,
ઉપશમાવો સર્વ કષાયો, આત્મસ્વભાવે નિજને ભાવ ! ! ॥ ૯૧૫ ॥

ઉપસર્ગો પ્રગટે પ્રભુ ધ્યાતા, ધર્મ કરતા હિમત ધાર !',
ઉપયોગી થઈ ઉપસર્ગોને, સહીને મુક્તિ વર ! નિર્ધાર ॥ ૯૧૬ ॥

ઉપહારો તે પ્રભુ પ્રેમવણ, શુષ્ક નકામા મનમા જાણ,
ઉપાધિથી ગણ !! ભિન્ન નિજાતમ, નિરૂપાધિપદમાં સુખ ખાણ ॥૯૧૭॥

ઉપાધ્યાય તે જ્ઞાની સદ્ગુરૂ, ધર્મશાસ્ત્રનો પાઠક જાણ,
ઉપાય એવા કરો કે જેથી, જન્મ મરણ નાસે દુ ખ ખાણ ॥૯૧૮॥

ઉપાશ્રયોમા મુનિ સ તોનો-,ધર્માર્થે થાવે છે વાસ,
ઉપાલભ દે પાત્રને જોઇ, ઉપાસકો પ્રભુભકતો ખાસ ॥ ૯૧૯ ॥

ઉપાસના છે ત્રિવિધ સુખકર, સાત્વિકજ્ઞાનોપાસના બેશ;
ઉચ્ચદશામા જાવા માટે, આત્મોપયોગી થાવ ! હમેશ ॥ ૯૨૦ ॥

ઉભય પક્ષની વાત સુણીને, નિર્ણય કરે તો ભૂલ ન થાય,
ઉભય લોકમા હિત સુખ ગુણને, પ્રગટાવો ત્યાગો અન્યાય ॥૯૨૧॥

ઉભરો,-યોગ્ય ને ધાર્મિક સુખકર, પરમાર્થી તે કાઢો બહાર,
ઉમદા ગુણ ખીલવો નિજમા ઝટ, તેમા લેશ ન કરશો વાર ॥૯૨૨॥

ઉમેદ ક્ષણ ક્ષણ ઉચ્ચ થવાની, રાખી કર !! ઝટ આતમશુદ્ધિ,
ઉમેર !! ગુણની શીલકમાહી, પ્રતિદિન કર જ્ઞાનાદિક વૃદ્ધિ ॥૯૨૩॥

ઉર, ધારો સાગર સમ ગભીર, ઉરમા સર્વે વાત સમાવ !!,
ઉલ્લઘન કર નહી શુભ શિક્ષા, ગુરૂઓની ભક્તિ મન લાવ. ॥૯૨૪॥

ઉલટલેર કર !! ધર્મની કરણી, લજ્જા ભીતિને તજી ખેદ;
ઉલ્લાસી થા સર્વપ્રસગે, સુખદુ ખને સમભાવે વેદ ॥૯૨૫॥

ઉલ્લૂ બની કર નહી નિજ અવળુ, ઉ લેખો સુખકર ઉલ્લેખ !!,
ઉવેખ અન્યોના દુર્ગુણને, જ્યા ત્યા ગુણરાગે ગુણ દેખ ॥૯૨૬॥

ઉશ્કેરો નહી લોકને પાપે, ઉસ્તાદોની કરવી સેવ,
ઉંદર સમ થઈ કપટે અન્યને, ફુકી ખાવાની ત્યજ ટેવ ॥૯૨૭॥

ઉમર તારી ગાળ !! ન એળે, પ્રભુમાં રહીને કર વ્યવહાર;
ઉક્ છે—સેવાભક્તિ નીતિ, ક્રિયા જ્ઞાનને ધ્યાન વિચાર. ॥૯૨૮॥

ઉંઘ ન મુક્તિપંથમાં આતમ !!, ઉંઘથી સર્વથા થાય વિનાશ;
ઉંઘણશી બન નહીં મુજ આતમ, જન્મ્યો પ્રભુપદ લેવા ખાસ. ॥૯૨૯॥

ઉહાપોહ કર મુક્તિ માટે, સર્વકર્મથી છૂટવું મુક્તિ.
ઉજ્જ્વલ ઉત્ લહી દશાને આતમ! પ્રભુ પ્રગટાવો તનમાં યુક્તિ. ॥૯૩૦॥

ઉશ્કેરાઇ જવું ન સારૂં, ક્રોધાદિથી થાતી હાનિ;
ઉશ્કેરો સન્માર્ગમાં સૌને, જેથી પ્રગટે સુખને જ્ઞાન. ॥ ૯૩૧ ॥

ઉંઘ વેચીને ઉજાગરાને, લેવો તેમાં સાર ન કાંય;
ઉંઘ તે નિયમિત લેવી સારી, ઉંઘ છે ઉપયોગી સુખ છાંય. ॥ ૯૩૨ ॥

ઉગામતાં શસ્ત્રાદિક પૂર્વે, હાનિ લાભનો કરો વિચાર;
ઉગામતા શસ્ત્રાદિક જેઓ, અવિચારે તે દુઃખી થનાર. ॥ ૯૩૩ ॥

ઉચ્ચાપત કર નહીં તું ક્યારે, અન્યે મૂકી થાપણ જેહ;
ઉચ્ચાપત કર નહીં અન્યોની,—લક્ષ્મી જેથી સુખનો છેહ. ॥ ૯૩૪ ॥

ઉપનિષદો દશમૂળ છે સૌથી, પછી બીજીથી બની અનેક;
ઉપનિષદોની પૂર્વે વેદો, એવો રચના કાલ વિવેક. ॥ ૯૩૫ ॥

ઉપનિષદોને વૈદિક હિંદુ,—આર્યો માને છે હિતકાર;
ઉપનિષદ્‌માંથી સ્યાદ્વાદની,—દ્રષ્ટિએ સત્ય લેવું સાર. ॥ ૯૩૬ ॥

ઉપકારો વાળ્યા નહીં વળતા, સદ્‌ગુરૂના કોટિ ભવમાંહ્ય;
ઉપકારીના ઉપકારોને, જાણો વર્તો સુખ તેમાંહ્ય. ॥ ૯૩૭ ॥

## ઋ.

ઋદ્ધિ ગાડી વાડી લાડી, કુટુંબ નોકર જે પરિવાર;
મરતાં કોઈ સાથ ન આવે, આતમ ચેતી લ્યો નિર્ધાર. ॥ ૯૩૮ ॥

ઋષિ મુનિવર સાધુ સેવો, ક્ષણ પણ સંતની સંગત થાય;
કોટિ ભવનાં કર્મો ટાળે, સાધુ સંગ કરો હિત લાય. ॥ ૯૩૯ ॥

ઋદ્ધિ, આતમની આતમમાં, જડમાં નહીં આતમની ઋદ્ધિ,
ઋદ્ધિ, આતમની છે તારી, તે સમ અન્ય ન કોઇ સમૃદ્ધિ. ॥ ૯૪૦॥

ઋષિ સતીને બાલક ભ્રૂણની, હત્યાથી છે અનત પાપ,
ઋષિ સતીની હાયો લાગે, કુલનો ક્ષય પ્રગટે સ તાપ ॥૯૪૧॥

ઋગ્વેદાદિ વેદરો પણ, રાગે રોષે થાય ન મુકત,
ઋચાભણો પણ મોહને ટાળો, મોહ ટળે જેથી તે સુકત ॥૯૪૨॥

ઋદ્ધિ તેહ કમાયો સાચો, ધર્માર્થે કીધો ઉપયોગ,
ઋદ્ધિમ તા તે નહીં સાચા, સ્વાર્થે કરતા જેઓ ભોગ ॥૯૪૩॥

ઋષિવર થાવા પવિત્ર મન કર !!, પવિત્ર મનમા પ્રગટે સત્ય
ઋષિ તે જ્ઞાન અહિ સા સત્યને, બ્રહ્મચર્ય ધારે શુભકૃત્ય ॥૯૪૪॥

ઋષિ થવા તુ સચ્ચારિત્રે, જ્ઞાને યોગે આતમ ! જાણ
ઋષિ થતા નહિ ઋદ્ધિ જોઈએ, અ તરમા પ્રગટાવો જ્ઞાન ॥૯૪૫॥

ઋષિયો ગૌતમ ગણધર આદિ, થયા જ્ઞાનીઓ જગવિખ્યાત,
ઋદ્ધિમ તા રાજાઓ પણ, ઋષિની આગળ તરણા માત્ર ॥૯૪૬॥

ઋષભદેવ પહેલા તીર્થ કર, પ્રથમ જિનેશ્વર પ્રભુ ભગવાન્,
ઋષભદેવથી જૈનધર્મની,-પ્રવૃત્તિ થઈ છે સત્ય પ્રમાણ ॥૯૪૭॥

ઋતુઓ ષટ્ છે વસ તઆદિ, ઋતુ ઋતુના છે સહુ ફેર,
ઋતુએ જેહ થવાનુ હોય તે, થાતુ તજો મિથ્યા અન્ધેર. ॥૯૪૮॥

ઋતુ આવ તા ફલ પાક તા, સમય આવતા ફ્લની સિદ્ધિ,
ઋતુ સમયના અજ્ઞાનીઓ, અધીરતાથી લહે ન ઋદ્ધિ ॥૯૪૯॥

ઋજુતા ધારી મારા આતમ !!, સ્વાધિકારે જગમા વર્ત !!,
ઋણ રાખીશ નહીં કર્મનુ કિ ચિત્, મ તપણાની એ છે શર્ત ॥૯૫૦॥

ઋણી તે મોહી અજ્ઞાની છે, જડમા ધારે સુખની આશ,
ઋણાનુબ ધે લેવુ દેવુ, ખાવુ પીવુ લેવુ ખાસ ॥૯૫૧॥

ઋણથી મુક્ત બનો નિજ આતમ ! કર્મના દેવા ચૂકવી સર્વ,
ઋષિ બન !! આત્મોપયોગે સાચો, રહે ન જેથી મનમા ગર્વ ॥૯૫૨॥

ઋષિ બન બાહ્યાતરથી ત્યાગે, ત્યાગી સઘળા વિષય કષાય,
ઋષિદશામા રાખ ન ખામી, કાય છતા પણ રહો અકાય ॥૯૫૩॥

ઋષિદશામા આતમ !! મારા, દર્શન જ્ઞાન ચરણ લય લાવ !!,
ઋષિકુલમાહી વાસ કરીને, અ તરમા પ્રભુને પ્રગટાવ ॥૯૫૪॥

ઋષિ તું આતમ ! ! સત્તાએ પ્રભુ, અનંત ગુણનો તું વિશ્રામ.
ઋષિપણું સમ્યક્ ચારિત્રે, પ્રગટાવો પૂર્ણાનંદરામ. ॥૯૫૫॥

## એ.

એકસો ચાલીશ ઉપર મોટા,–નાના ગ્રન્થ રચ્યા હિતકાર;
એક ગ્રન્થ પણ શ્રદ્ધા પ્રેમે, વાંચે તે પામે ભવપાર. ॥૯૫૬॥

એકડા સાથે એકડો આવે, બે એકડે હોવે અગ્યાર;
એકડા પેઠે મળતાં સંપે, અનંત શક્તિ પ્રગટે સાર. ॥૯૫૭॥

એક્કો ત્યાં ટેકો છે પ્રભુનો, આતમ ઇશ્વર એકડે એક;
આતમ માયા બન્ને જોડે, બગડે, બે એ, ગ્રહો વિવેક. ॥૯૫૮॥

એકલો આતમ આવ્યો અંતે, એકલો પરભવમાંહી તે જાય;
એક હું આતમ જ્ઞાનાનન્દી, બીજું કોઈ ન મારૂં થાય. ॥૯૫૯॥

એક છે સાચો આત્મપ્રભુ જગ, ગુણપર્યાયે આત્મ અનેક;
એવું સમજી આતમ ધ્યાવો, પરમાતમની ધારી ટેક. ॥૯૬૦॥

એશિયા ખંડમાં આત્મજ્ઞાનને, આળસ ઇર્ષ્યા એશઆરામ;
અતિથિસેવા, ભક્તિ, સદ્ગુણ, આર્યપણાનો સદ્ગુણ કામ. ॥૯૬૧॥

એકડા સરખું સમ્યગ્દર્શન, બગડા સરખું આતમ જ્ઞાન;
એક શુદ્ધ ચારિત્ર તે તગડો, ત્રણ્ય મળે મુક્તિ નિર્વાણ. ॥૯૬૨॥

એકાતમને જેણે જાણ્યો, તેણે સહુ જાણ્યો સંસાર;
એકછે દેહમાં આત્મપ્રભુજી, અનંત સુખ જ્ઞાની નિર્ધાર. ॥૯૬૩॥

એકાન્તે જંગલ કોતરમાં, આત્મજ્ઞાનથી કીધું ધ્યાન;
એક વપુસ્થિત આતમ ભાવ્યો, સત્તાએ જે છે ભગવાન્. ॥૯૬૪॥

એકાન્તવાદી દર્શન ધર્મી, મિથ્યાત્વે અજ્ઞાની ગણાય;
એકાનેક નયોની સઘળી, સાપેક્ષાએ જ્ઞાની થાય. ॥૯૬૫॥

એકી વખતે સર્વ ન થાતું, હળવે હળવે કાર્યો થાય;
એકી વખતે સર્વે કરતાં, મૃત્યુ દુઃખકારજ વિણસાય. ॥૯૬૬॥

એક હું આતમ ચિદાનંદમય, જડ પુદ્ગલથી ન્યારો નિત્ય;
એકત્વભાવના ભાવો આતમ ! ! તેથી થાશો પૂર્ણ પવિત્ર. ॥૯૬૭॥

એકલો જન્મ્યો એકલો જાઇશ, કર્મ શુભાશુભ સાથે થાય,
એવુ સમજી આતમ ચેતો, જ્ઞાનને ધ્યાન સમાધિ ઉપાય. ॥૯૬૮॥

એકાન્તવાદી, પક્ષને પકડી, કરે દર્શનની તાણાતાણ,
એકાન્તવાદે કરતો કર્મની-વૃદ્ધિ સમ્યગ્ લહે ન જ્ઞાન ॥૯૬૯॥

એકાન્તવાદી એકેક નયનુ,-દૃષ્ટિ બિંદુ માને સત્ય,
એક બીજાનુ ખંડન મંડન, યુદ્ધ કરે એકાન્તે કૃત્ય ॥૯૭૦॥

એકડો એકો, એક્કો ગણવો, સર્વ જીવો નિજ સરખા એક,
એવુ ભણવુ ગણવુ કરવુ, જેથી પ્રગટે સત્ય વિવેક ॥ ૯૭૧ ॥

એવુ બોલ ને એવુ કર ! ! જીવ ! !, એવા કર મન સત્ય વિચાર,
એક તુ શુદ્ધ બની સુખ પામે, તરે અને તારે નરનાર ॥૯૭૨॥

એક ભૂલ થઇ જાય તો રો' બહુ, જેથી બીજી ભૂલ ન થાય,
એક જો નિશ્ચય અંતરૂ પ્રગટે, તેની સિદ્ધિ થાય સહાય ॥૯૭૩॥

એકવાર જો ચઢતે ભાવે, દેવાયુ જો સુપાત્રદાન,
એકનુ ફલ તો કોટિ ગણુ ત્યાં, થાતુ એવુ નિશ્ચય માન ॥૯૭૪॥

એકાંતે જો એકવાર પણ, પાપનો થાવે પશ્ચાત્તાપ,
એકાણુ ભવ કીધા પાપો, ટળતા મળતો ત્રિભુવન બાપ ॥૯૭૫॥

એકાંતે જો ! ! તુજ કર્મોને, પાપ પુણ્ય કર્મોને દેખ ! !,
એકાંતે પ્રભુ પ્રાર્થના કરતા, પ્રભુ ઝાંખી અંતરૂમાં પેખ ॥૯૭૬॥

એક બીજાઓનુ ભલુ કરવુ, સર્વ પ્રજાઓ જ્યાં છે એક,
એક પ્રભુ ત્યાં ખીલી ઉઠે, ચડતીની ત્યાં વાગે ટેક ॥૯૭૭॥

એકડે એકો, બેએ બગડે, એક મતે જય સિદ્ધિ થાય,
એકની આજ્ઞા ત્યાં જયલક્ષ્મી, બે મતથી શક્તિ વિણશાય ॥૯૭૮॥

એક દેવને એક ગુરૂથી, એક પતિ પત્નીથી સુખ,
એકથી બે જ્યાં પડ્યા મતો ત્યાં, ફાટફૂટ ને પ્રગટે દુ:ખ. ॥૯૭૯॥

એકી વખતે અનેક કાર્યો, કરે તે પ્રભુ સમ છે અવતાર,
એક અનેક છે આત્મપ્રભુથી, સમજે તે પામે સુખ સાર ॥૯૮૦॥

એકદીલી ત્યાં મેળ પરસ્પર, આતમદેશી મળે સુખ થાય,
એક નજરથી પ્રભુને દેખો, જેથી પ્રભુ પદ સિદ્ધિ સુહાય ॥૯૮૧॥

એકનિષ્ઠ રહો પ્રભુમાં આતમ ! !, એક માર્ગી થા ! ! પ્રભુનો ભક્ત;
એકલપેટો સ્વાર્થી થા નહીં, એકલવાયો છે તું સંત. ॥૯૮૨॥

એકલો આવ્યો એકલો જાઈશ, અંતે તો તું એકનો એક;
એકમાં અનેક ને અનેકમાં એક, સમજી સાચો કરો વિવેક. ॥૯૮૩॥

એક વખત જો પ્રભુની ઝાંખી, અંતર્ પ્રગટે તો ભવપાર;
એક વખત જો સમકિત પ્રગટે, મુક્તિ એકડો નક્કી થનાર. ॥૯૮૪॥

એક સરીખા મળતા આવે, જ્યાં ધાર્મિક આચાર વિચાર;
એકતા વ્યવહારે ત્યાં રહેતી, સંઘ શક્તિ ત્યાં વધે અપાર. ॥૯૮૫॥

એકાએક બને અણુધાર્યું, સારૂં ખોટું સુખ દુઃખકાર;
એવું ત્યાં કર્મોદય ભાવી,-ભાવ-પ્રબલતા નિશ્ચય ધાર. ॥૯૮૬॥

એકાકી તું ધ્યાન સમાધિ-ભાવમાં રહીને નિશ્ચય લાવ ! !;
એકાકી થઇ એક નિજાતમ-પ્રભુને શુદ્ધ કરી પ્રગટાવ ! !. ॥૯૮૭॥

એકાગ્રતાએ પ્રભુને ધ્યાવો, સંત મળે ત્યાં એકાકાર;
એકાદશ અંગોને જાણો, બાર ઉપાગને ગુરૂગમ ધાર ! !. ॥૯૮૮॥

એકી કરી વ્યવહારે વર્તો, શુદ્ધપ્રેમ તે અદ્વૈતભાવ;
એકાત્મારૂપ પ્રેમે થાવું-અદ્વૈતભાવના એવા લ્હાવ. ॥૯૮૯॥

એકીવારે બધું ન થાવે, અનુક્રમે સહુ કાર્ય સધાય;
એક્કો થા સહુ શુભ કાર્યોમાં, પ્રભુમાં એક્કો તે પ્રભુ થાય. ॥૯૯૦॥

એંઠું સહુ પુદ્ગલના ભોગો, એઠું જૂઠું કામના ભોગ;
એકાંતે પ્રભુ ધ્યાન ધરીને, પ્રભુની સાથે ધારો યોગ. ॥૯૯૧॥

એકાંતવાસી સાધુ સંતો, જ્ઞાનીને સારી એકાંત;
એકાંત બૂરી છે મોહીને, સમજી ટાળો જૂઠી ભ્રાંત. ॥૯૯૨॥

એવું બોલને એવું કરજે, જેથી દુઃખો સહુ વિણસાય;
એવું બોલ ન એવું કર નહીં, જેથી વૈરિયો પ્રગટાય. ॥૯૯૩॥

એવું ચિંતવ ! ! મનમાં પ્રતિદિન, જેથી આતમશુદ્ધિ થાય;
એકાંતે કર ! ! આત્મનિરીક્ષણ, કર્યું શું તેનો કર મન ન્યાય. ॥૯૯૪॥

એકલપેટો થા નહીં આતમ ! !, લે સઘળાના શુભમાં ભાગ;
એકલપેટા સ્વાર્થી લોકો, પામે નહીં મુક્તિ ને ત્યાગ. ॥૯૯૫॥

એકાંત જ છે જ્ઞાની સંતને, શૂરી કર્મખપાવણકાજ,
એકાંત જ છે મૂર્ખને બૂરી, મોહીની રહેતી નહીં લાજ ॥ ૯૯૬ ॥
એકલવાયા અજ્ઞાનીઓ, વા કોઈ સાધુ સંત ફકીર,
એકલવાયા સારા બુરા, નબળા કે કે મોટા વીર ॥ ૯૯૭ ॥
એવંભૂતનયાપેક્ષાએ, સર્વ કર્મના નાશે મુક્તિ,
એવી રીતે નૈગમ આદિ,-નયોથી જાણો મુક્તિ યુક્તિ ॥ ૯૯૮ ॥
એ પણ જાશે આ પણ જાશે, એકીલો આતમ તું જાણ,
એક આતમા પ્રભુને મૂકી, જડ જગમાં મુઝે અજ્ઞાન ॥ ૯૯૯ ॥
એકતારો નિજતાર વગાડી, કહે પ્રભુથી થા એકતાર,
એકતાર આતમ પ્રભુ સાથે, લાગે તો સુખ શાંતિ અપાર ॥૧૦૦૦॥
એકાગ્રવૃત્તિ જો પ્રભુ સાથે, થઈ તો તે જાણો એકતાર,
એકાગ્રવૃત્તિ તે પ્રભુમાંહી ભક્તિ સાચી છે સુખકાર ॥૧૦૦૧॥
એકઘડી સુધીયે પણ પ્રભુની,-સાથે લાગે જો એકતાન,
એકડો મુક્તિ થવાનો નક્કી, થાતો પ્રગટે આતમજ્ઞાન ॥૧૦૦૨॥
એકરંગ જો દેવગુરૂથી,-લાગ્યો તો દુઃખ સર્વે જાય,
એકાંતે જો !!! તુજ વર્તનને, જેથી દુર્ગુણ દોષ વિલાય ॥૧૦૦૩॥
એરંડો જગમાં ઉપયોગી, દસ્તાદિકે ઉપયોગી હોય,
એરંડો પણ વૃક્ષાભાવે, વૃક્ષ સરીખો શોભે જોય ॥૧૦૦૪॥
એળીયો, પેટના દુઃખને હરતો, એના જેવો બનજે ભવ્ય,
એળીયા સરખો ગુણ કરવાને, કરજે આતમ !! શુભ કર્તવ્ય ॥૧૦૦૫॥
એલચીનો શુભવાસ છુપાયો, છૂપે નહીં સમજો નરનાર,
એલચી સરખા સદ્‌ગુણી લોકો, છૂપાયા નહીં રહે લગાર ॥૧૦૦૬॥
એકના ઉપર એક સવાશેર, દુનિયામાંહી લોકો દેખ,
એકથી એક ચઢે છે જગમાં, તજી અહંતા નજરે પેખ ॥૧૦૦૭॥
એક બીજાનો મત ન મળે જ્યાં, ગમે નહીં આચાર વિચાર;
એકતા મેળ રહે નહીં ત્યાં તો, અનેકમતિયા જીવો ધાર ॥૧૦૦૮॥
એકવાર સમકિત ગુણ પ્રગટે, તો પછી મુક્તિ એકડો થાય,
એકડે એક જે ભણવું તે તો, સમકિતની પ્રાપ્તિ કહેવાય ॥૧૦૦૯॥

એક ઘડી મીનીટ પલની પણ, ગીતાર્થ સંતની સંગત થાય.
એક નિજાતમ મુક્તિ સન્મુખ, ડગલું ભરતો મુક્તિ જાય. ॥૧૦૧૦॥
એષણાસમિતિ, જૈન શાસ્ત્રમાં, દ્રવ્ય ભાવથી ભાખી એશ;
એષણા સમિતિએ અનગારો, ગ્રહી આહારને ટાળે ક્લેશ. ॥૧૦૧૧॥
એકેન્દ્રિયાદિ જીવો સઘળા, નિજ આતમસમ જ્ઞાને દેખ !! ;
એકેન્દ્રિયાદિ સર્વ જીવોની,–દયાને કરી તજ હિંસા દ્વેષ. ॥૧૦૧૨॥
એકવાર જીવ સમકિત પામ્યો; તો તે થાતો અવશ્ય સિદ્ધ;
એકવારના સમકિત માંહી, અંતર્મુહૂર્તમાં એહ સમૃદ્ધ. ॥૧૦૧૩॥
એકવાર જો કરી પ્રતિજ્ઞા, તો તે ધૈર્ય ધરીને પાળ;
એક પ્રતિજ્ઞા પાળ્યાથી ઘટ,–માંહી શક્તિ વધે તત્કાલ. ॥૧૦૧૪॥
એકવાર છે પ્રેમથી લગ્ન જ એકવાર બોલે છે ભૂપ;
એકવાર બોલે છે સંતો, નહીં તો સંતને સારી ચૂપ. ॥૧૦૧૫॥
એકવાર જે બોલી ફરતો, નહીં પ્રમાણિક તેહ ગણાય;
એક્કો જ્યાં ત્યાં સુખને શાન્તિ, એક્કામાંહી શક્તિ સદાય. ॥૧૦૧૬॥
એકી વખતે આટો ફાકવો, ભસવું એ બે કાર્ય ન થાય;
એકી વખતે શત્રુ મિત્રની,–સાથે એકતા નહીં સુહાય. ॥૧૦૧૭॥
એકાદશી તપ મહિમા ભારી, એકાદશીએ ઐક્યને ધાર;
એક અનેક નિજાતમ જાણો, દ્રવ્યને પર્યાયે જ વિચાર. ॥૧૦૧૮॥
એકને અનેકમાંહી સમાવો, અનેકને એકમાંહી સમાવ !!;
એક અનેક સ્વરૂપી આતમ, એકત્વે પ્રભુ ધ્યાન લગાવ !!!. ॥૧૦૧૯॥
એકથી એક સવાશેર જગમાં, અભિમાની તો થાવું ફોક;
એક એકથી ચઢિયાતા જન, જગમાં છે મન ગર્વને રોક!. ॥૧૦૨૦॥
એકડે એક્કો બેથી બગડે, ત્રણ્ય મળેથી તગડો થાય;
એકડા તગડો વચ્ચે બગડો, વચલી અવસ્થા બૂરી જાય. ॥૧૦૨૧॥
એકડો એકો, પ્રભુનો ભણશો, કર્મ વિના થા !!! આતમ એક;
એકડો એકો શ્રદ્ધા ટેકો, રાખો દુનિયામાંહી નેક. ॥૧૦૨૨॥
એકડા વિણ મીંડાં સહુ મિથ્યા, આતમ વિના તનુ મિંડું જાણ;
એકાતમ પછી સર્વે સાથે, રહેતો તેની કિંમત માન. ॥૧૦૨૩॥

એક દિન રાજા એક દિન રંક તુ, એક દિન શાતા એક દિન દુ ખ,
એક દિન ધનવંત એક દિન નિર્ધન, એક દિન ભીખથી ભાગે ભૂખ ॥૧૦૨૪॥

એકદિન જન્મ ને એકદિન મરવુ, એકદિન કીર્તિને ધિક્કાર,
એકદિન ઉચો નીચો એકદિન, એકદિન જાવુ સૌનુ ધાર ॥૧૦૨૫॥

એકદિન હસવુ એકદિન રોવુ, સઘળા સરખા દિવસો ન જાય,
એકલો આવ્યો એકલો જાઇશ, પ્રભુ ભજ્યા વિણુ શાંતિ ન થાય ॥૧૦૨૬॥

એક દિન નામને રૂપ ન જગમા, અનેકમા પણ એકલો એક;
એવું સમજી આતમ ચેતો !!, પ્રભુ શ્રદ્ધા પ્રીતિ ધરી ટેક. ॥૧૦૨૭॥

એકવીશમી સદીમાહી થાશે, યુગપ્રધાનો મોટા ચાર,
એક એકથી મહા ચઢીયાતા, જૈનજગત શાસન જયકાર. ॥૧૦૨૮॥

એકવીશમી સદીમાહી એશીયા, બળ કળ બુદ્ધિથી સ્વાતંત્ર્ય
એક્ક્ો કરી મેળવવા માટે, સજ્જ થશે ધરી યત્નને તંત્ર ॥૧૦૨૯॥

એકવીશમી સદી અનેક રીતની, સક્રાન્તિથી થશે પસાર,
એકને અનેક ભૂલાવે એવી, રીતિનુ પરિવર્તન ધાર ॥૧૦૩૦॥

એકવીશમી સદિમાહી દેશો, એક એકથી થવા ચઢીયાત,
એક બીજાની સ્પર્ધાથી તે, યુદ્ધો કરશે અનેક જાત ॥૧૦૩૧॥

એદી થા નહીં અરે ! આતમા, એ શાગમે ભૂલ!!! ન સત્ય,
ઐહિક જડ સુખમા નહીં રાચો, આતમ કરી લે સારા કૃત્ય ॥૧૦૩૨॥

એ શી વર્ષની થતા ઉમર પણ, વૃદ્ધો અજ્ઞાને છે બાલ,
આઠ વર્ષનો જ્ઞાની બાલક, સત્ય વૃદ્ધ કરજે મન ખ્યાલ ॥૧૦૩૩॥

## ઐ

ઐતિહાસિકદૃષ્ટિ ન પહોચે, એવો તુ છે અનાદિ અનંત,
ઐચ્છિક સુખ છે મનના જૂઠા, આતમ સુખ છે સદા સ્વતંત્ર ॥૧૦૩૪॥

ઐશ્વર્યે ફૂલાશો નહીં મન, જાણો નદીના પૂર સમાન,
ઐક્ય કરો શુભ કાર્યમા સઘળા,-ઐક્યથી શક્તિ મળે મહાન્ ॥૧૦૩૫॥

ઐક્ય કરી નિજઆતમથી પ્રભુનુ, જીવો!!! પ્રભુમયજીવને એહ,
ઐક્ય જ્યાં એવુ ત્યાં પ્રભુ પ્રગટે જીવતા નિજ આતમ વિદેહ ॥૧૦૩૬॥

ઐંઠ ! અનંતીવાર તેં ખાધી, પર પુદ્‌ગલની ભૂલી ભાન;
ઐંઠ ! અનંતા જીવની છંડી, ખાધી રહ્યું નવ તારૂં માન.॥૧૦૩૭॥
ઐક્ય છે વિચાર પ્રકૃતિ મેળે, ઐક્ય ન સ્વભાવે ભેદ જ્યાં હોય,
ઐક્ય ન ધર્મપરસ્પર ભેદે, જૂઠ ત્યાં ઐક્ય ન સાચું જોય.॥૧૦૩૮॥
ઐક્ય ન દુનિયાદારીમાંહી, બાલજીવોનું સ્વાર્થે થાય;
ઐક્ય ન સ્વાર્થ જ્યાં જૂદા જૂદા, ઐક્ય ન દેશના ભેદે સદાય. ॥૧૦૩૯॥
ઐક્ય ન જાતિસ્વભાવથી જ્યાં ત્યાં, ઐક્યના સર્વઉપાયો ફોક;
ઐક્ય ન કાળા ગોરાઓનું, વર્ણમોહ ત્યાં પડતી પોક. ॥૧૦૪૦॥
ઐક્ય છે દેશના મોહને ત્યાગે, ધર્મમોહ ત્યાગે જ સદાય;
ઐક્ય છે જ્ઞાની ત્યાગીઓને, અભેદદશામાં તે પ્રગટાય. ॥૧૦૪૧॥
ઐક્ય ન સબળા નબળાઓનું, જાતિસ્વભાવે જ્યાં છે વૈર;
ઐક્યના નામે સંઘની શકિત, સારામાં વપરાય તો લ્હેર. ॥૧૦૪૨॥
ઐક્યના નામે સંઘશક્તિનો, દુરૂપયોગ જો જગમાં થાય;
ઐક્ય તે નરક સમું દુઃખકારી, અન્યલોકનું જીવન જાય. ॥૧૦૪૩॥
ઐક્ય જ્યાં આત્મનું પ્રભુ થકી છે, ત્યાં જગથી પણ ઐક્ય સુહાય;
ઐક્ય, પ્રભુ જગ જીવો સાથે, એવું ઐક્ય ત્યાં પ્રભુ પ્રગટાય.॥૧૦૪૪॥
ઐક્ય જે સાત્વિક તે જગ સારૂં, સાત્વિક ઐક્યમાં પ્રભુ પ્રત્યક્ષ;
ઐક્યમાં સંઘની શકિતઓ છે, સાત્વિક ઐક્ય કરો શુભ દક્ષ ॥૧૦૪૫॥
ઐક્યમાં જ્ઞાનની વ્યાપકતા છે, સેવાભક્તિ વ્યાપક થાય;
ઐક્યમાં સ્વાર્પણુતાને સહવું, અન્યોમાટે જીવ્યું જાય. ॥૧૦૪૬॥
ઐક્યમાં ત્યાગ ઉદારપણું છે, સ્વતંત્રતા સુખનો પણ ભોગ;
ઐક્યમાં નામને રૂપની સુખની,-વાસનાત્યાગનો પ્રગટે યોગ ॥૧૦૪૭॥
ઐક્ય થતું જ્ઞાને સુખકારી, અજ્ઞાનીઓ ઐક્ય ન પાય;
ઐક્ય જે તામસ રાજસ ખોટું, સામાઓને દુઃખ જ્યાં થાય. ॥૧૦૪૮॥
ઐક્ય ન ધર્મના ભેદે થાતું, ભિન્નધર્મીમાં રહેતો ભેદ;
ઐક્ય ન જાતિ સ્વભાવથી, ભેદી,-ઓમાં વર્તે સ્વભાવે ખેદ. ॥૧૦૪૯॥
ઐક્ય ન ભિન્ન સ્વભાવે થાતું, ઐક્ય ન ભિન્નાચારે થાય;
ઐક્ય ન જ્યાં મન મેળ્ મળે નહીં, પ્રેમભિન્ન ત્યાં ઐક્ય ન કયાંય ॥૧૦૫૦॥

ઐક્ય છે ગુણ કર્મોના સામ્યે, ઐક્ય છે સરખા સ્વાર્થે જાણુ,
ઐક્ય છે સરખે સરખાઓનુ, ઐક્યજનક છે પ્રેમને જ્ઞાન ॥૧૦૫૧॥
ઐક્ય ત્યા શ્રદ્ધા પ્રેમ સ્વાર્થ જ્યા, ઐક્ય જ્યા સ્વભાવે મળવુ થાય,
ઐક્ય ત્યા બળશક્તિ ને જીવન, ઐક્ય બળે જગમા છે ન્યાય ॥૧૦૫૨॥
ઐક્ય વિના આર્યો જગ હાર્યા, ઐક્ય વણુ જૈનોનો હ્રાસ,
ઐક્ય વિના મુસ્લીમો હાર્યા, હિન્દીઓનો થતો વિનાશ ॥૧૦૫૩॥
ઐક્યથી બ્રીટીશો જય પામ્યા, હિન્દુસ્થાનનુ પામ્યા રાજ્ય,
ઐક્યથી બ્રિટીશ ફ્રાન્સે હાલમા, પોતાનુ રક્ષ્યુ સામ્રાજ્ય ॥૧૦૫૪॥
ઐક્યથી જાપાનીસો જીત્યા, ચીનાઓ પામે છે હાર,
ઐક્ય જે આવશ્યક તે કરવુ, ઉપાયો કરીને જ હજાર ॥ ૧૦૫૫ ॥
ઐક્ય થશે જબ હિન્દીઓનુ, તબ હિન્દીઓનુ સામ્રાજ્ય,
ઐક્યને આત્મસમર્પણ શક્તિ, એ ત્રણથી જગ રહેતી લાજ ॥૧૦૫૬॥
ઐક્ય જો હિન્દીઓનુ વ્યવસ્થિત, નીતિ રીતિથી જગ જાય,
ઐશ્વર્યજ તો તેઓ પાસે, સહેજે આવે ઘરમા ન્યાય ॥ ૧૦૫૭ ॥
ઐક્ય જો દેહના સહુ અગોનુ, ઇન્દ્રિયોનુ તો જીવાય,
ઐક્ય વિના દેહી નહીં જીવે, પિડ બ્રહ્માડે સમ ન્યાય ॥ ૧૦૫૮ ॥
ઐક્ય વિના લઘુ કર્મી કોમો, મોટી કોમોથી જ હણાય,
ઐક્યને બળ કળ બુદ્ધિ પ્રતાપે, જીવોથી જગમા જીવાય ॥ ૧૦૫૯ ॥
ઐક્ય તે જીવતી શકિત છે, સ્વાર્થભેદથી ઐક્ય હણાય,
ઐક્ય ન અજ્ઞાની સ્વાર્થીમા, ઐક્ય ત્યા ગુલામભાવ ટળાય ॥૧૦૬૦॥
ઐહિક ઐષ્ટિક સર્વ પામવા, ઐક્ય સમો નહી મત્ર ને યત્ર,
ઐક્ય, પ્રભુની શક્તિ પુણ્ય છે, ઐક્ય સમો નહીં મોટો તત્ર ॥૧૦૬૧॥
ઐક્ય જો જ્ઞાનીગુરૂથી થાતુ, તો આતમનિજ ગુરૂપદ પાય,
ઐક્ય જો પ્રભુશ્રી અતર્ પ્રગટે, આતમ પ્રભુસ્વરૂપી થાય ॥૧૦૬૨॥
ઐક્ય જો સાત્વિક પ્રેમે થાવે, પ્રભુથી તો ઘટમા છે સ્વર્ગ,
ઐક્ય જો પરાથી પ્રભુમા થાવે, આતમ પામે છે અપવર્ગ ॥૧૦૬૩॥
ઐક્ય જે પ્રેમે તમોરજોગુણી, તેનો અતે થાય વિનાશ,
ઐશ્વર્ય જ જે તમો રજોગુણી, અતે તેનો થાવે હ્રાસ ॥૧૦૬૪॥

ઓ પ્રભુ તારી શક્તિ અનન્તી, જગ ગાવે તુજ મહિમા અપાર;
ઓ પ્રભુ તું છે અનંતજ્ઞાની, અનંત આનંદી નિર્ધાર. ॥ ૧૦૯૨ ॥

ૐ અર્હં નિજ આત્મપ્રભુ તું, કર્તા હર્તા પાલનહાર;
ૐ તું આત્મપ્રભુ છે અકર્તા, નહિ હર્તા તું તારણહાર. ॥૧૦૯૩॥

ૐ અર્હં મહાવીર જિનેશ્વર, તું છે હરિહર બ્રહ્મારામ;
ૐ અર્હં તું અનેકનામી, ખુદા અલ્લા આદિ બહુ નામ. ॥૧૦૯૪॥

ૐ અર્હં મહાવીર જિનેશ્વર, સર્વવિશ્વનો તારણહાર;
ૐ અર્હં મહાવીર તુજ શરણું, કીધું મારો કર !! ઉદ્ધાર.॥૧૦૯૫॥

ઓ જૈનો !! કરી એકતા જાગો, ક્ષુદ્ર ભેદમાં બનો ઉદાર;
ઓ જૈનો !! કરી ઐક્ય પ્રવર્તો, ઐક્ય બળે છે હયાતી ધાર. ॥૧૦૯૬॥

ઓ જૈનો !! આર્યો જગ જાગે, ધર્મૈક્યે કરો સૌનું ઐક્ય;
ઓશિયાળા પરતંત્ર બનો નહીં, સંપ શક્તિ ને ધરો વિવેક. ॥૧૦૯૭॥

ઓ જૈનો !! જીવંતી સઘળી, શકિતયો જે ધર્મની બેશ,
પ્રગટાવો સઘળી ઉપયોગે, ધર્મ કર્યાથી નાસે કલેશ. ॥ ૧૦૯૮ ॥

ઓ ભારતવાસીઓ !! જાગો, ગુણ ગ્રહો કરશો પરમાર્થ;
ઓ જગમાં ભવી બંધુઓ સહુ, ઐક્ય ધરો તજી બૂરો સ્વાર્થ.॥૧૦૯૯॥

ઓ જગ માનવો !! જ્ઞાને જાગો, જગમાં જ્ઞાનનો કરો પ્રકાશ;
સેવાભકિત આતમપ્રેમે, ઐક્ય કરો સહુ જગનું ખાસ. ॥૧૧૦૦॥

ઓગણિશ એકાશી ચૈતર સુદિ, પંચમી રવિવારે ગુણધાર;
વૃદ્ધિસાગર મુનિ તનુ છંડી, પહોંચ્યા પહેલા સ્વર્ગ મઝાર.॥૧૧૦૧॥

ઓગણીશ ચુમ્માલીશમાં જન્મ્યા, પાલીતાણા નગર મઝાર;
ઓગણીશ પાંસઠમાં ગ્રહીદીક્ષા, પાદ્રામાં મુનિવ્રતની સાર. ॥૧૧૦૨॥

ઓગણીશ એકાશીમાં આગમ, જોગવહ્યા તપ જ્ઞાન વિશાલ;
સોળવર્ષની દીક્ષા પાળી, અનશન કરી ગ્યા સ્વર્ગ મઝાર. ॥૧૧૦૩॥

ઓછું લાવ !! ન જડના મોહે, તું છે આતમગુણોએ પૂર્ણ;
ઓછું પુદ્ગલ ઋદ્ધિમાંહી, પુદ્ગલમાં છે સુખનું શૂન્ય. ॥૧૧૦૪॥

ઓઠું આપી પડો ન પાછા, ઓઠું જૂઠું નીચ ન ધાર;
ઓઠું નહીં લે પાપીઓનું, ઉંચાનું ઓઠું સુખકાર. ॥૧૧૦૫॥

ઓઢો, પ્રભુમા ઉપયોગી થઇ-જીવવું જગમા એ છે સત્ય,
ઓઢો, નામને રૂપમા જ્ઞાને, નિર્મોહી થઇ કરવુ કૃત્ય ॥૧૧૦૬॥
ઓઢો, પ્રભુમય જીવન તે છે, બીજા ઓઢા અનિત્ય જાણુ,
ઓઢાઓ જે બાહ્યના તેમા, નિર્લે પી થૈ ભજ ભગવાન ॥૧૧૦૭॥
ઓળખ, પ્રભુની સાચી જગમા, આત્મપ્રભુને ઓળખ ભવ્ય,
ઓળખ, આત્મસમા જીવોને, પછીથી કરી ધાર્મિક કર્તવ્ય ॥૧૧૦૮॥
ઓળખાણુ છે જ્યા ત્યા સારી, ઓળખાણુ જ્યા ત્યા ધર્મ જાણુ,
ઓળખાણુ ખપમા કદિ આવે, ઓળખાણુ જ્યા પ્રેમનુ તાન ॥૧૧૦૯॥

## ઔ

ઔષધ આપી રોગીઓની, સેવા કરશો નરને નાર,
ઔષધિયોનુ જ્ઞાન કરીને, કરશો જીવોપર ઉપકાર ॥૧૧૧૦॥
ઔષધિયો રોગો હરનારી, જ્યા ત્યા ઉગે દેશોદેશ,
ઔષધિયોનો મહિમા મોટો, જાણે તે ટાળે છે કલેશ ॥૧૧૧૧॥
ઔષધિયો ઉપકારી જગમા, ઔષધિયોનુ કરશો જ્ઞાન,
ઔષધમાંહી વનસ્પતિ શુભ, ઉપયોગી ઔષધ સુખખાણુ ॥૧૧૧૨॥
ઔદાર્ય જેમા સ્વાભાવિક છે, જગમા તે મોટો દાતાર,
ઔદાર્ય વણુ જે દાન કરે તે, ફળ પામે નહીં તેનુ સાર ॥૧૧૧૩॥
ઔદયિકકર્મો જે જે આવે, તેમા ધારી લે સમભાવ,
ઔદયિકભાવમા ઉપયોગી થૈ, વર્તો ! ધરી ગુણુ ઉત્તમદાવ ॥૧૧૧૪॥
ઔદયિક કર્મો !!! જો ઉપયોગે, ઉચ્ચને નીચપણુ ત્યા ફોક,
ઔપચારિક સ બ ધોમાંહીં, મુઝ ન આતમ !! પાડી પોક ॥૧૧૧૫॥
ઔદાસીન્ય ન ધર નિજ આતમ, સુખદુ ખમા ધર સમતાભાવ;
ઔદાસીન્યદશા છે મોહે, તેને ત્યાગી સ્વય જગાવ !! ॥૧૧૧૬॥
ઔત્સર્ગિક અપવાદિક મતને, કર્મો કર ! ધારી ઉપયોગ,
ઓજસ્, આત્મનુ પ્રગટ કરો ઘટ, ભોગવ ! સમભાવે સહુભોગ ॥૧૧૧૭॥
ઓજસ્, વૃત્તિનુ જ્ઞે તમોગુણી, તેથી સાત્ત્વિક બહુમહાન;
ઓજસ, આત્મનું, અનતશક્તિ, ઓજસ્ ત્યા પ્રભુપ્રગટ્યા જાણુ ॥૧૧૧૮॥

ઓજસ્, નૈષ્ઠિક બ્રહ્મચારીનું, જ્ઞાની સંતનું બહુ મહાન;
ઓજસ્ વૃદ્ધિના ઉપાયો, લે જે ગુણી થૈને ગુણવાન. ॥૧૧૧૯॥

ઔદારિક વૈક્રિયને કાર્મણ, આહારક તૈજસ તનુ પંચ;
ઔપાધિક તનુયોગો કર્મે, રાગે રોષે કર્મનો સંચ. ॥૧૧૨૦॥

ઔષધાશ્રમ બંધાવો જ્યાં ત્યાં, પ્રગટાવો શુભ વૈદ્ય અનેક.
ઔષધિયોનાં શાસ્ત્ર રચાવો, વૈદક શાસ્ત્રનો કરો વિવેક. ॥૧૧૨૧॥

ઔદાસીન્ય દશા તજ!! આતમ!!, આનંદ નિજમાંહી પ્રગટાવ;
ઔદાસીન્ય તે વિરાગવૃત્તિ—તેથી આગળ ચાલે લ્હાવ. ॥૧૧૨૨॥

## क.

કક્કા કર્મને સમ્યક્ સમજી, કર્મનું કારણ મોહ નિવાર!!;
રાગદ્વેષથી કર્મબંધ છે, જ્ઞાનવૈરાગ્યે કર્મને વાર!!. ॥ ૧ ॥

કર્મને જીતતાં કક્કો ભણિયો, સમજો એવું ચિત્ત મઝાર;
કક્કા, કર્મ વિપાકો ભોગવ!, સમભાવે મુક્તિ નિર્ધાર. ॥ ૨ ॥

કાળ ઝપટશે અણધાર્યો ઝટ, કપટ કળાનો કર!! ઝટ ત્યાગ;
કર્મ કર્યાં ભોગવવાં પડશે, આત્મધર્મમાં જ્ઞાને જાગ!!. ॥ ૩ ॥

**કર્મયોગ** રચ્યો ગ્રન્થ મેં સારો, કર્મયોગી કરવા નરનાર;
કર્મયોગને વાંચો તેથી, નિર્લેપી થાશો નિર્ધાર. ॥ ૪ ॥

**કન્યાવિક્રયનિષેધ** ગ્રન્થને, રચીને મેં દીધો ઉપદેશ;
કન્યાવિક્રય બંધ થવાથી, દેશ કોમના ટળશે કલેશ. ॥ ૫ ॥

કક્કા કીર્તિ વાસના ત્યાગી, કરો ધર્મનાં સારાં કાજ;
કર્મ પ્રમાણે સુખ દુઃખ થાતું, કર્મનાશથી શિવપુર રાજ્ય!! ॥૬॥

કાલા ઘેલા થશો ન જગમાં, કરો ન ક્યારે કાળા કેર;
કર્મને ભવનું કારણ જાણી, કર્મનું મૂળ તજી દો વૈર. ॥ ૭ ॥

કલંક દેવાં નહીં ક્રોધી થૈ, ક્રોધ જગતમાં છે ચંડાલ;
કામણ દૂમણ કરો ન કોપર, કામવાસના પ્રગટી વાર!! ॥ ૮ ॥

કંજુસનું મુખ જોવું ન પ્રાતર્—પ્રભાતમાં લેવું નહીં નામ,
કંજુસનું ધન બીજા ખાતા, મરતો લેઈ જાય ન દામ. ॥ ૯ ॥

કાયા દેખી શું મકલાતો, કાયા માયા અન્તે ધૂળ,
કોટિ ઉપાયે રહે ન કાયા, માનવ ! મોહે જરા ન ભૂલ ॥૧૦॥
કુરાન માને મુસલ્માન સહુ, કર્મ ટળ્યા વણુ થાય ન મુક્તિ,
કપટકલા ત્યાં ધર્મ ન કિંચિત્, કાળની આગળ ચલે ન યુક્તિ ॥૧૧॥
કર્મયોગી તે નર ને નારી, આસક્તિ વણુ કરતા કાજ,
કર્મ કરે પણુ અકર્મભાવે, રહીને સાધે આતમરાજ્ય ॥ ૧૨ ॥
કણુબી પાછળ પળે કરોડો, ખેતીના ધંધાથી જાણુ;
કુદ્રતને જાણે તે જ્ઞાની, કપટ કરે અ તે દુ ખ લ્હાણુ ॥ ૧૩ ॥
કરણી તેવી પાર ઉતરણી વાવ્યું તેવું લણુશો સત્ય,
કર્યાં કર્મ ભોગવવા પડતા, સમજી કરશો સારાં કૃત્ય ॥ ૧૪ ॥
કૃતકર્મો ભોગવવા પડતાં, ઇન્દ્રાદિક પણુ ભોગવે કર્મ,
કર્મને શર્મ નહીં છે કોની, કરીલે ! ચેતન પળ પળ ધર્મ ॥ ૧૫ ॥
કજીયા કકાસો કરવામાં, પોતાની શે ભૂલ વિચાર,
કૃત ભૂલોને દૂર કર્યાથી, આત્મોન્નતિ સાચી નિર્ધાર ॥ ૧૬ ॥
કુકર્મ કરશો છાનામાના, તોપણુ પ્રગટ થતાં સંસાર,
કુકર્મથી સુખ લેશ ન મળશે, પગ પગ દુઃખદાવાનળધાર ॥૧૭॥
કકળાવો નહીં અન્યને દ્વેષે, જૂઠા કરવા નહીં કકળાટ,
કીલામણા કર ! નહી અન્યોને, આલસ છે મનતનનો કાટ ॥૧૮॥
કકડે કકડે ખવાય સઘળું, આખું કોળું નહીં ખવાય,
કકડીને ભૂખ લાગે જ્યારે, ખાધું પચે ને રોગ ન થાય ॥૧૯॥
કચ કચ કર નહીં નકામી ક્યારે, કેશાકેશીયુદ્ધ નિવાર !!,
કાળજું ભૂલી કાર્ય કરે તે, ગાડો કે દાની શૂર ધાર ॥૨૦॥
કચરા પૂજા કર ! નહીં મનમાં, મનને રાખો શુદ્ધ પવિત્ર,
કચપચથી નહીં કાર્યની સિદ્ધિ, ચોખું રાખો કાર્યને ચિત્ત ॥૨૧॥
કચર પચર ખાવું નહીં સારૂં, કચરીશ નહીં અન્યોને ભવ્ય,
કચરો કર !! મન તનનો દૂરે, કચવાયા વણુ કર !! કર્તવ્ય ॥૨૨॥
કચાશ રાખ ન સુકાર્ય કરતાં, કસોટીથી મન ધર સંતોષ,
કર્મે જેવી વેળા આવે, તેવી ભોગવ ! ધર નહીં રોષ ॥૨૩॥

કજીયાખોરથી પાડ ન ! ! કામો, કજા થાય તે કર નહીં કામ;
કજીયાના જે અર્થી દલાલો, તેને સ્વાર્થે આપ ! ન દામ. ॥૨૪॥

કજોડાથી નહીં નર્ક છે છેટું, કાજલસમ છે દુષ્ટની સંગ;
કટાક્ષનો જે ભાવ ન સમજે, અજ્ઞાની તેના જ કુઢંગ. ॥૨૫॥

કટિસ્નાનથી રોગો જાવે, ગુરૂગમ પૂર્વક થાય જો સ્નાન;
કટિ આદિ સ્નાનોની સમજણ, ગુરૂગમથી જ્ઞાને શુભમાન. ॥૨૬॥

કઠોર થા નહિં દુઃખી ગરીબપર, કડકપણું તે દૂર નિવાર ! !
કડાકૂટ તજ કદાગ્રહીથી, કઢાપો પ્રગટે તે સંહાર. ॥૨૭॥

કતકનો પેઠે વિવેકથી નિજ, મનના દોષો કરાય દૂર;
કથીરસમ છે જૂઠી કહેણી, કદર કરો બની જ્ઞાની શૂર. ॥૨૮॥

કદંબ પુષ્પની પેઠે દાની,-નું મન હાથો શોભે સત્ય;
કનિષ્ટ તે જે કંજૂસ સ્વાર્થી, અજ્ઞને નિર્દય કરે કુકૃત્ય. ॥૨૯॥

કન્યાશાળાઓ બહુ સ્થાપો, કન્યાઓને આપો જ્ઞાન;
કન્યા કેળવણી વણ દેશની,-ધર્મરાજ્યની ચડતી ન જાણ. ॥૩૦॥

કપાલીની નહીં સારી બુદ્ધિ, કપાલ-ફૂટી કરો ન ફોક;
કપોલ કલ્પિત કહેણી જૂઠી, કફનું કારણ જાણી રોક !. ॥૩૧॥

કફની માત્રથી બને ન જોગી, કબજે મન તો આતમ દેવ;
કબ્ર છે અંતરૂ મોહની વૃત્તિ,-ટાળો ધારો સદ્ગુણ સેવ. ॥૩૨॥

કબાટ સમ નિજ દિલને કરજો, ઉપયોગી તે સંગ્રહો સર્વ;
કબીર વેદાંત સુફી મતવાદી, કબૂતરને પણ કામને ગર્વ. ॥૩૩॥

કબૂલ થઈને ફરી ન જાશો, પાળો સારી કરી કબુલાત;
કમકમી પ્રગટે એવા કુકર્મી,-લોકોની બૂરી છે વાત. ॥૩૪॥

કમ કૌવતને જુસ્સો ઝાઝો, મૂર્ખ અશકતની એવી વૃત્તિ;
કમાઇ થોડી ખર્ચ જયાં ઝાઝું, ત્યાં અંતે પ્રગટે કમબખ્તી. ॥૩૫॥

કમાડ વાસે પગથી કપટી, કરપીણઆંખો જુદી જોય;
કમ્મર બળ તે હિંમત સ્વાશ્રય, ખંતને ઉદ્યમ નિશ્ચય હોય. ॥૩૬॥

કરડાગી કરી બોલ ન વચનો, કરમાઈશ ના મોહથી લેશ;
કરવતથી પણ બરો ક્રોધી, કીડીપર પણ કર નહીં દ્વેષ. ॥૩૭॥

કલ્પતરૂ સમ સતને દાનો, સદ્દગુરૂ છાયા અતિ સુખકાર,
કલ્પલતા સમ સાચી વિદ્યા, કુકર્મવૃત્તિ પ્રગટી વાર ॥૩૮॥
કૃતજ્ઞ જે તે કૃત ગુણ જાણે, ઉપકારીનુ હિત કરનાર,
કૃતજ્ઞ તે છે કૃતગુણ બદલો, વાળે જે જગ નરને નાર ॥ ૩૯ ॥
કૃતજ્ઞ' જગમા વિરલા લોકો, ઉપકારી માટે અર્પાય,
કૃતકાર્યોનો પ્રતિ બદલો નહીં, ઇચ્છે તે નિષ્કામી ગણાય ॥ ૪૦ ॥
કૃતઘ્ન તે ઉપકારની ઉપર, અપકારો સામો કરનાર,
કર્યા ગુણોને જે નહીં જાણે, જાણે છતા ભૂરૂ કરનાર ॥ ૪૧ ॥
કૃતઘ્ન જનથી કુતરો સારો, પાલકમાટે આપે પ્રાણ,
કૃતઘ્ન' ધૂલથકી છે હલકો, ધૂલી ખપમા આવે જાણ ॥ ૪૨ ॥
કૃતઘ્નની કિમત નહીં કોડી, સૌથી હલકો જગમા થાય,
કૃતઘ્ન થા ! નહીં ઉપકારીનો, ઉપકારીનુ કર હિત ચ્હાય ॥ ૪૩ ॥
કષાયો સોળને પચ્ચીશ ભેદે, સર્વથા ટાળે તે અરિહ ત,
કષાયને જીત્યો તે જિન છે, વીતરાગ જગમા મહાસ ત ॥ ૪૪ ॥
કષાયો છે તે કર્મના બીજો, કષાય ત્યાગે ત્યાગ્યુ સર્વ,
કષાય જબ તક તબ તક ત્યાગી-દશાપણાનો મિથ્યા ગર્વ ॥ ૪૫ ॥
કષાયો જેને તે નહીં ઇશ્વર, પરમેશ્વર જગમા કહેવાય,
કષાય' જન્મ મરણના હેતુ, કષાય જીતે પુરૂષ તે થાય ॥ ૪૬ ॥
કષાય જીતે તે છે યોગી, તપસી સન્યાસીને ફકીર,
કષાય જીતે સાધુ મુનિ યતિ, કષાય જીતે તે મહાવીર ॥ ૪૭ ॥
કુથલી કરતા ધર્મ ન થાતો, કુથલીથી થાતુ બહુ પાપ,
કુથલીથી નહી સ્વકાર્ય સિદ્ધિ કુથલીથી પ્રગટે સ તાપ ॥ ૪૮ ॥
કૃત્ય અકૃત્ય ને સત્યાસત્યને, જાણો તેનુ સમ્યગ્ જ્ઞાન,
કૃત્ય કરે પણ સાક્ષીરૂપે, થાતો તે પામે નિર્વાણ ॥ ૪૯ ॥
કાકની દૃષ્ટિ તજીને આતમ !!, જ્યા ત્યા સદ્દગુણ સારૂ દેખ !!,
કાણુ કર્મે સર્વ જીવોમા, દોષોની દૃષ્ટિને ઉવેખ ॥ ૫૦ ॥
કૃષ્ણને કાપોત નીલને તૈજસ, પદ્મ શુક્લ લેશ્યા ષટ્ જાણ,
કૃષ્ણાદિક લેશ્યાઓ જાણી, ઉજ્વલ લેશ્યા ગ્રહો સુજાણ ॥ ૫૧ ॥

ક્રિયાઓ પચ્ચીશ આસ્રવની, કાયાએ દંડાઓ ન ભવ્ય;
ક્રિયાનું જ્ઞાને સ્વરૂપ સમજી, કર !! સ્વાધિકારે કર્તવ્ય. ॥ ૫૨ ॥

કામરાગમાં દુનિયાં મુંઝી, કામરાગની મારામાર;
કામરાગમાં પ્રેમ ન સાચો, આશુકમાશુકભ્રાંતિ વિચાર. ॥ ૫૩ ॥

કામરાગમાં ક્ષણિક સુખની,–લાલચ ભ્રાંતિ છે નિર્ધાર;
કામ રાગથી અનેક દુઃખો, કામે સુખ નહીં નિશ્ચય ધાર. ॥ ૫૪ ॥

કૌતુક કુતુહલ જગમાં જ્યાં ત્યાં, કૌતુકથી ભરિયો સંસાર;
કૌતુક કર્મને આતમનું ઘટ, જોતાં આવે કૌતુક પાર. ॥ ૫૫ ॥

કર્મનું કુતુહલ નાટક જો !! નિજ,–ભવમાં નાટક કર્યાં અનંત;
કર્મથી નાચ કર્યા કરે હજી પણ, સાક્ષી થૈ કરતાં તે સંત. ॥ ૫૬ ॥

કાયોત્સર્ગ તે દેહાધ્યાસનો,–જ્ઞાન અને વૈરાગ્યથી ત્યાગ;
કાયોત્સર્ગ તે કાયા ઉપર, મમતા નહીં ને નહિ તનુરાગ, ॥૫૭॥

કાયોત્સર્ગદશામાં રહીને, અનંત લોકો પામ્યા મોક્ષ;
કાયોત્સર્ગ કરો ઉપયોગે, તેથી આતમ નહીં પરોક્ષ. ॥ ૫૮ ॥

કંગાલો નહીં કંજુસ સમ જગ, કંજુસ તે સાચા કંગાલ;
કંજુસનું જો નામ પ્રભાતે, દીધું તે દિન હાલ હવાલ. ॥ ૫૯ ॥

કોલેરાની વખતે જલમાં, હવામાં રોગનો થાય પ્રચાર;
કોલેરા ચાલે ત્યાં છાશને, પીવી આરોગ્ય જ કરનાર. ॥ ૬૦ ॥

કારી ઘા વચનોના લાગ્યા, તે તો કદિયે નહીં રૂઝાય;
કોઈને શિક્ષા દેતાં પૂર્વે, પૂર્ણ તપાસો ન્યાયાન્યાય. ॥ ૬૧ ॥

કૃષ્ણ હરિ શિવ રામનામને, જપે હિંદુઓ અનેક દેખ !!;
કૃષ્ણ રામના ગુણો ગ્રહ્યા વણ, પ્રભુતા પામે નહી તે પેખ. ॥ ૬૨ ॥

કમબખ્તી તો તેની આવી, સાધ્યદષ્ટિને ચૂકયો જેહ;
કમશકિતને ક્રોધ કરે બહુ, બન્યો ન સદ્‌ગુણગણનો ગેહ. ॥ ૬૩ ॥

કમબખ્તી તો તેની આવી, ઉચ્ચ ગુણોથી પડિયો જેહ;
કુમાર્ગમાં પ્રવૃત્તિ કીધી, ભોગે ખાખ કરી નિજ દેહ. ॥ ૬૪ ॥

કસોટીથી તું કસાય તોપણ, ધાર !! ન મનમાં કિંચિત્ ખેદ;
કાર્યો કરતાં કષ્ટો સહવાં, રાખજે એવી સત્ય ઉમેદ. ॥ ૬૫ ॥

કષ્ટ વિપત્તિ દુઃખ બહુ પડતા, કસોટી ત્હારી આતમ ! થાય,
કસોટીથી તું પૂર્ણ કસાજે, તેથી શાંતિ અંતે ન્યાય ॥ ૬૬ ॥

કમભાગી જે ગુરૂ નહીં માને, કમભાગી જે સુણે ન શીખ,
કમભાગી તે કામનો માર્યો, વ્યભિચારી થઇ માગે ભીખ ॥ ૬૭ ॥

કમભાગી જે શત્રુ મિત્રને, સત્યાસત્યનો લહે ન ભેદ,
કમભાગી જે દાન દેઈને, પાછળથી મન કરતો ખેદ ॥ ૬૮ ॥

કમભાગી જે દુર્ગુણ દોષને, સેવી નિજને ગણે મહાન્,
કાર્યો કરે અવિચારીપણાથી, હિતસ્વીની સમજે નહીં સાન ॥૬૯॥

કમભાગી તે નિર્લજ્જ નફફટ, કાચું દિલને કાચા કાન,
કુટુંબ દેશ ને સંઘના સામો, થાતો ત્યાગે નહીં અભિમાન. ॥૭૦॥

કાંટાની વાડો કરવાથી, આમ્રાદિકનું રક્ષણ થાય,
કાંટા સરખા લોકોથી જગ, દયાળુ જ્ઞાની જન રક્ષાય ॥ ૭૧ ॥

કાંટા વાવ !! ન મન વચ તનુથી, કાંટા નિજને વાગશે તેહ,
કંટાળો ખા નહીં શુભ કાર્યે, કાયર થા નહીં બન !! ગુણગેહ ॥૭૨॥

કરીને દેખ તું, આભવમાંહી, જેવું કરે તેવો તું થાય,
કચાશ રાખ ન પ્રભુને ભજતાં, લેનેદે એ કુદ્રત ન્યાય ॥ ૭૩ ॥

કેઇક કર્ત્તાવાદી લોકો, પ્રભુની ઇચ્છાએ સહુ થાય,
કથન કરે ત્યાં પ્રભુની ઈચ્છા, એજ કર્મનું ફલ છે ન્યાય ॥ ૭૪ ॥

કર્મોદય તે પ્રભુની ઇચ્છા, કર્મ, પ્રભુની મરજી જાણ ! !,
કર્મોદય તે કર્મપ્રભુનો, ન્યાય કરેલો નિશ્ચય માન ॥ ૭૫ ॥

કંઠાભૂષણ સત્ય બોલવું, કટિઆભૂષણ સત્યાચાર,
કંદોરો તે બ્રહ્મચર્યનો, પરનારી મૈથુન પરિહાર ॥ ૭૬ ॥

કુશલ બનો સહુ કર્મ ક્રિયામાં, કુશલ હોય તે પામે યોગ,
કુશલપણું છે અનેક યોગે, ભોગોમાં થા આત્મ અભોગ. ॥ ૭૭ ॥

કષ્ટની કોટિ આવે તોપણ, આનંદ સમતા ધીરજ ધાર,
કર્મની લીલા સુખ દુઃખ જાણી, કર્મ નવાં બાંધો ન લગાર ॥૭૮॥

કૃષ્ણને કર્મો મરતાં નડિયાં, બાણ વાગતાં છંડ્યા પ્રાણ,
કાબાઓ લેઈ ગયા કૃષ્ણની,–નારીઓને જુઓ પુરાણ ॥ ૭૯ ॥

કટાકટીનો પ્રસંગ આવે, તોપણ પ્રભુને ધર્મને ધાર !!;
કરો કમાણી ધર્મની સારી, કર્મને આતમ !! ભિન્ન વિચાર. ॥૮૦॥

કમલપત્ર સમ થવું નિર્લેપી, કર્તવ્યો કરતાં સંસાર;
કાયાથી કર !! નહિ કદિ કાળું, કાર્ય કરો નિજ ફર્જ વિચાર. ॥૮૧॥

કર્મ શુભાશુભ ઉદયે આવ્યાં, ભોગવ !! હર્ષને ત્યાગી શોક;
કર્મ બાંધતાં પૂર્વે ચેતો, કર્મ ન છૂટે પાડે પોક. ॥ ૮૨ ॥

કાળી બાજુ દેખ ન કોની, કાળી બાજુ વણ નહીં કોઇ;
કર્મ છે યાવત્ તાવત્ દોષી, જીવો જાણો જગમાં જોઇ. ॥ ૮૩ ॥

કપિલર્ષિ' જિનભાવે પામ્યા, ક્ષણમાં ધ્યાને કેવલજ્ઞાન;
કર્મ પ્રભુની અકળ કળા છે, તેથી છૂટે તે ભગવાન. ॥ ૮૪ ॥

કઠિયારો કાન્હડ સુખ પામ્યો, ધર્મ ધરીને વાંચો શાસ્ત્ર;
કર્મને આતમ તત્ત્વને જાણી, ધરી લે જ્ઞાનતણું દિવ્યાસ્ત્ર. ॥ ૮૫ ॥

કસ્તુરી કાળી માટીને, કાળો મેઘને કાળો વાન;
કાળાં અતિ તે બહુ ફલપ્રદ છે, કાળાં ગોરાં સરખાં જાણ. ॥ ૮૬ ॥

કાળી ગોરી ધોળી ચામડી,—રૂપે મુંઝો નહીં નરનાર;
કાળાં ગોરાં સહુમાં ગુણને, અવગુણ રહેતા સત્ય વિચાર. ॥ ૮૭ ॥

કહેણી રૂપા જેવી જાણો, રહેણી તે તો રત્ન સમાન;
કહેણી સમ રહેણી છે જેની, તેહ પ્રમાણિક દેવ સમાન. ॥ ૮૮ ॥

કથની કરે પણ જે નહીં વર્તે, લુચ્ચો જગમાં લંઠ લબાડ;
કથનીની કિંમત છે કોડી, વર્તન વણ દુર્ગતિની ખાડ. ॥ ૮૯ ॥

કસોટીએ કસાય છે કંચન, તેથી કિંમત તેની થાય;
કસાય છે સજ્જન કંચન સમ, કષ્ટાદિક પડતાં નિર્માય. ॥ ૯૦ ॥

કષ્ટ પડ્યા વણ કોઇ કાર્યની, જગમાં કિંમત સત્ય ન થાય;
કષ્ટો પડતા કરતાં કાર્યો, શૂરા યોગી જગ કહેવાય. ॥ ૯૧ ॥

કંથેર કેરને કો ન ઉછેરે, તોપણ જ્યાં ત્યાં પ્રગટે તેહ;
કેળને લોકો પોષી ઉછેરે, કુજાત ઉચ્ચનો ભેદ જ એહ. ॥ ૯૨ ॥

કડવી તુંબડીને જલઘટથી, નવરાવો જો કોટિવાર;
કડવાપણ તે લેશ ન મૂકે, કપટીને તેમ યાત્રા ધાર. ॥ ૯૩ ॥

કાયોત્સર્ગ તે કાયા ઉપર, મમતા, આતમભાવનો ત્યાગ !!!,
કાયોત્સર્ગ અવશ્ય તે કરવુ, દેહમા ધાર!! ન આતમ રાગ ॥૯૪॥
કીડી આદિ સઘના સપે, સર્પનો થાતો જલ્દી નાશ,
કાક સઘના સપથી ઘૂકનો,-ક્ષય ટળતો સમજો જન ખાસ ॥૯૫॥
કીડી આદિ સઘના સપનો, દાખયો લેઈ સઘનો સપ,
કરશો તો જગમાહી જીવશો, સપે સુખ શાતિ ને જપ ॥ ૯૬ ॥
કુર્બાની પશુઓની કરવી, થાય ન તેથી ખુદા પ્રસન્ન,
કરી આજ્ઞા નહીં રક્ત પીવાની, ઈચ્છા-નિશ્ચય જાણો મન ॥૯૭॥
કુર્બાની કરો મન શયતાનની, હિસાથી નહીં જહન્નત હોય,
કપટ કુમતિ ને કામ હણ્યાથી, આતમ અલ્લા પ્રસન્ન જોય ॥ ૯૮ ॥
કજીયા કલેશ ને સકટ દુખો, કષ્ટ પડે ત્યા છે તુજ ભૂલ,
કાયા મન જો !! તારૂ તપાસી, દુખ હેતુ અજ્ઞાન છે મૂલ ॥ ૯૯॥
કોઈક નિદે કોઈ પ્રસશે, સૌનો નહી અભિપ્રાય જ એક,
કાર્યને કર તુ વિવેકથી જીવ !!, દુનિયાના અભિપ્રાય અનેક ॥૧૦૦॥
કરણી તેવી પાર ઉતરણી, વાવ્યુ તેવુ લણશો ભવ્ય !,
કાર્યો કર પણ ફલ ઈચ્છા તજ!!, અકર્મભાવે કર કર્તવ્ય ॥૧૦૧॥
કાગડા કાગા સર્વ ઠેકાણે, ધોવે કોયલા થય ન શ્વેત,
કપટી દુર્જન દ્રોહીઓથી,-મૈત્રીધર સાવધ રહી ચેત ॥ ૧૦૨ ॥
કાળી બાજુ દેખ ન કોની, સૌની ધોળી બાજુ દેખ,
કરશે તે ભોગવશે જગમા, અન્યની નિદા કરવી ઉવેખ ॥ ૧૦૩ ॥
કરોડ ગાઉ દૂરે તે છે, પાસે છતા જે પ્રેમથી શૂન્ય,
કપટી દ્રોહી દોષનો ગ્રાહી, સારૂ છે તસ આગળ મૌન ॥ ૧૦૪ ॥
કાયર, કાર્યની સિદ્ધિ કરે નહી, અર્ધપન્થથી ભાગી જાય,
કાયર થા ના કાર્ય કરતા, કાયરથી પ્રભુ દૂર રહાય ॥ ૧૦૫ ॥
કાચા કાનનો થા ના ક્યારે, સાભળ્યુ તેટલુ સત્ય ન હોય,
કરી પરીક્ષા દેખ ! અનુભવે, સત્યવાત સમજાતી જોય ॥ ૧૦૬ ॥
કજુસ થા નહિ કાયર થા નહિ, અયોગ્ય ક્રોધ થતો જ દબાવ!!,
કુશલ બની ઉપયોગી થૈને, સ્વયોગ્ય ફર્જને નિત્ય બજાવ ॥૧૦૭॥

કૂરગડુનું ચરિત્ર જાણી, અંતરૂમાંથી ક્રોધ નિવાર ! !;
કૂર્માપુત્ર ચરિત્ર વિચારી, રાગ રોષ કામાદિક વાર ! !. ॥ ૧૦૮ ॥

ક્રોધ, કાળીયો પ્રગટે ત્યારે, બોલવું લખવું કરવું ત્યાગ;
કંચન કામિનીમાં સુખ લાગે, તો સંતોનો કર ! ! મનરાગ. ॥૧૦૯॥

કાયામાં આતમબુદ્ધિથી, જીવંતો જીવ મૃતક સમાન;
કાયામાં વસનારો આતમ, કાયાથી ન્યારો ગુણ ખાણ. ॥ ૧૧૦ ॥

કૃષ્ણ તે અન્તરૂ આતમ જાણો, વૃત્તિયો ગોપીઓ ખાસ;
કરે કર્મ પણ કર્મથી ન્યારો, સમકિતી આતમ ધર વિશ્વાસ. ॥૧૧૧॥

કૃષ્ણ તે કર્મ છે સૃષ્ટિ કર્તા, હર્તા પાલક નયસાપેક્ષ;
કૃષ્ણ તે આતમ કર્મ બે ભેદે, ચરિત્ર નયસાપેક્ષે દેખ. ॥ ૧૧૨ ॥

કન્યા વેચી પૈસો ખાવો, કસાઇ કરતાં મોટું પાપ;
કલંક મોટું એ સરખું નહીં, લ્યો નહીં કલંકની જગ છાપ. ॥ ૧૧૩ ॥

કન્યાવિક્રય કરનારાઓ, દેશ કોમ પડતી કરનાર;
કન્યા વેચે કસાઇ સરખો, પાપ કર્મ બાંધે નિર્ધાર. ॥ ૧૧૪ ॥

કન્યાવિક્રય નિષેધ ગ્રન્થે, સ્વરૂપ તેનું વર્ણવ્યું જાણ ! !;
કન્યાવિક્રય દુષ્ટ રીવાજને, ત્યાગંતાં ચઢતી ગુણ ખાણ. ॥ ૧૧૫ ॥

કર્મયોગી જે નરને નારી, તેના ગુણ આચાર વિચાર;
કર્મયોગ ગ્રન્થે મેં ભાખ્યા, વાંચો તેને ઓ ! ! નરનાર. ॥ ૧૧૬ ॥

કુમતિ કુટિલતાને બહુવારો, સર્વ કાર્ય કરતાં નરનાર;
કુગુરૂનો વિશ્વાસ કરો નહિં, કુગુરૂ સોબત કરવી વાર. ॥ ૧૧૭ ॥

કૃષ્ણ સર્પની સોબત સારી, કુગુરૂ સંગે ભવોભવ દુઃખ;
કુગુરૂ સુગુરૂ ભેદ જણાતો, સમ્યગ્જ્ઞાને પ્રગટે સુખ. ॥ ૧૧૮ ॥

કુતર્કથી નહીં તત્ત્વ પમાતું, કુતર્કથી છે કલેશને વૈર;
કુતર્કથી સૂકો નિજ આતમ, કુતર્કીને પ્રગટે નહિ સ્થૈર્ય. ॥૧૧૯॥

કડવું ઔષધ પણ ગુણકારી, માતપિતા ગુરૂ લોકો પાય;
કડવું પણ સુખકર સાંભળવું, કરવું દુઃખહર જેહ જણાય. ॥૧૨૦॥

કામિની કજીયા કંચન પૃથ્વી, દુઃખનાં હેતુ એ છે જાણ;
ક્લેશકારિણી મળે જો કામિની, જીવંતાં નારકી દુઃખ માન ॥૧૨૧॥

કામના વશમા જગ સહુ જીવો, કામ છે સર્વ જીવોનો કાલ,
કામવશે ઇન્દ્રો પણ કિંકર, કામ તજે તે કાલના કાલ ॥ ૧૨૨ ॥
કામના માટે કંચન કામિની, કામાર્થે જગની જંજાળ;
કામથી અંતે સુખ ન સાચુ, પછીથી દુઃખ દાવાનલ જ્વાલ ॥૧૨૩॥
કામ છે ભોગીને અમૃતસમ, ત્યા સન્તોને લાગે ઝેર,
કામ નહીં ત્યા રામ પ્રભુ છે, કામત્યાગિ હિ સાદિક છે વેર ॥૧૨૪॥
કામને જીત્યો તે જગ જીત્યો, કામને રામ નહિ એક ઠામ;
કામને જીત્યા વણ જગ જીત્યો, ચક્રી પણ તે દુઃખ ગુલામ ॥૧૨૫॥
કામવાસના જીની જેણે, તેણે જીત્યું સર્વે જાણ,
કામ છે દુઃખનુ મૂળ જગતમા, કામને જીતો ધારી જ્ઞાન ॥૧૨૬॥
કર્મ છે આઠ પ્રકારે જગમા, કર્મના ચારને ત્રણ છે ભેદ,
કર્મના વશમા સર્વ જીવો છે, કર્મથી જીવોને દુઃખ ખેદ ॥૧૨૭॥
કરોળીયો જેમ લાળથી તાતણા-જાળ રચી તેમાં સપડાય,
કર્મનો કર્તા હર્તા આતમ, કરોળીયા જેવો છે ન્યાય ॥ ૧૨૮ ॥
કર્મોદયથી સર્વે જીવો, સુખ દુઃખ પામે અન્ય નિમિત્ત,
કર્મોદયમા અન્ય જીવો તે, નિમિત્ત માત્ર છે સમજો ચિત્ત ॥૧૨૯॥
કલંક ચઢયા છે મહાસતીઓપર, પૂર્વકર્મના ઉદયે જાણ ! !,
કષ્ટ દુઃખ આવે ત્યારે તુ, અન્ય જીવોને શત્રુ ન માન ॥ ૧૩૦ ॥
કરૂણા કર તું સર્વજીવોપર, કોઇને કિંચિત્ દુઃખ ન આપ ! !,
કરીશ જેવુ પામીશ તેવુ, સત્ય નિયમ એ નહિ ઉત્થાપ, ॥૧૩૧ ॥
કોકિલા સમ મીઠા બોલો, થા ! !, સાવધ તુ કાકની પેર;
કુતરા સમ થા સેવક સાચો, કાક સંપવત્ રહેવુ ઘેર ॥ ૧૩૨ ॥
કેળવણી લે તનની મનની, દુર્ગુણ નાસે જેથી સર્વ,
કેળવણીથી દુઃખ ટળે સહુ, કેળવણી ગ્રહી થા નિર્ગર્વ ॥ ૧૩૩ ॥
કાચા કાનનો થા ના કયારે, કાયર થા ના કરતા કાજ,
કાળજુ ઠેકાણે રાખીને, ચાલો ચેતન વધશે લાજ ॥ ૧૩૪ ॥
કેળની પેઠે લાંબા હાથનો, થા ઉપકારી કાર્યે ભવ્ય !,
કઠીનતા ધર વજ્રના જેવી, કરો વ્યવસ્થાએ કર્તવ્ય ॥ ૧૩૫ ॥

કાળા માથાના માણસથી, જગમાં સર્વે કાર્યો થાય;
કઠીન કાર્યો પણ કળ બળથી, બુદ્ધિથી સહેલાં થઇ જાય. ॥ ૧૩૬ ॥

કુકકુટ પેઠે જાગ્રત્ રહેવું, કીડી પેઠે ઉદ્યમ ધાર ! !;
કૃષ્ણની પેઠે થા ગુણગ્રાહી, જ્યાંથી ત્યાંથી ગુણ લે સાર. ॥૧૩૭॥

કાલ સ્વભાવને નિયતિ કર્મને, ઉદ્યમ પાંચે કાર્ય સધાય;
કારણથી છે કાર્યની સિદ્ધિ, દ્રવ્ય તે ભાવ નિમિત્તે થાય. ॥૧૩૮॥

કર્મે લખ્યું તે થાશે એવું, માની બેસી રહો ન કોય;
કર્મોદય પણ ટળે ઉદ્યમથી, કર ! ! ઉદ્યમ વિશ્વાસથી જોય. ॥૧૩૯॥

ક્રિયાકર્મ કરનારા ધર્મી,-અજ્ઞાનીનો બુદ્ધિ ભેદ,-
કર નહીં સંશયી તર્કે તેને, સંશયે ભ્રષ્ટ વા પામે ખેદ. ॥૧૪૦॥

ક્રિયા વિનાનું જ્ઞાન તે પંગુ, જ્ઞાન વિનાની ક્રિયા તે અન્ધ;
જ્ઞાન ક્રિયાથી મુક્તિ આદિ, સર્વ કાર્યની સિદ્ધિ અબન્ધ. ॥૧૪૧॥

કૃપા, પ્રભુની પામવી હોય તો, વિશ્વજીવો પર કરૂણા લાવ ! !;
કૃપા કર્યા વણ કૃપા ન મળશે, સમજી કૃપામાં ચિત્ત લગાવ. ॥૧૪૨॥

કૂડું કરતાં ભૂંડું થાશે, કૂડો જન છે ભૂંડથી નીચ;
કલ્પિત વાતોથી નહીં ઉન્નતિ, કૂડું દેખી આંખને મીંચ. ॥૧૪૩॥

કુદ્રત ખેલને જ્ઞાની સમજે, કુદ્રતી જીવન છે સુખકાર;
કુદ્રતનાં સહુ રહસ્ય જાણો, ટાળો સહુભ્રાન્તિ દુઃખકાર. ॥૧૪૪॥

કુદ્રત્ કર્મના ગેબી અવાજો, આકસ્મિક જ્યાં ત્યાં પ્રગટાય;
કુદ્રત્ કર્મ સ્વરૂપી પ્રભુની, અકલકલાઓ નહીં કળાય. ॥૧૪૫॥

કર્મો કર તું સ્વાધિકારે, સાક્ષીભાવે ધરી ઉપયોગ;
કર્મો કર તું અકર્મભાવે, કર્તા ભોક્તા સાક્ષીપ્રયોગ. ॥૧૪૬॥

કાંટાળાં વૃક્ષો ઉપયોગી, વાડ આદિ રક્ષણ ગુણકાર;
કો નહીં નિરૂપયોગી જગમાં, સમજો એવું નર ને નાર. ॥૧૪૭॥

કુમાર કુમારી બ્રહ્મચારી તે, જેના મુખપર ઝળકે તેજ;
કાયા જેની ઝળકે વીર્યે, ઉત્સાહ સ્ફૂર્તિ નિરોગી સહેજ. ॥૧૪૮॥

કાયા મન વાણી મોક્ષાર્થે, કાયા સ્ટીમર અમૂલ્ય જાણ;
કાયા સ્ટીમર વીર્યથી રક્ષી, ભવોદધિ ઉતરો ગુણવાન્. ॥૧૪૯॥

કાયા માનવભવની પામ્યો, અનંતપુણ્યે આતમ ! બેશ,
કાયા વાપર ! ! મોક્ષાર્થે તું, તેથી સઘળા નાસે કલેશ ॥૧૫૦॥
કાયાથી કર કાર્યો સારા, કાયાથી કરવા નહિ પાપ,
કાયા ઉપર મોહ ન કરવો, કાયાને રક્ષો ગુણછાપ ॥૧૫૧॥
કાયાને જે આતમ માને, તેને વર્તે દેહાધ્યાસ;
કાયાથી જૂદો નિજ આતમ, માની ગુણનો કરો પ્રકાશ ॥૧૫૨॥
કાયાની હિંસા નહીં કરવી, વ્યભિચારાદિ દોષથી જાણ,
કાયા, પરમાતમ પ્રાપ્ત્યર્થે, પરંપરા હેતુ છે મહાન. ॥૧૫૩॥
કાયા ચિંતામણિથી અધિકી, અનંતગુણી કર શુભ ઉપયોગ,
કાયા, નરભવની મહા દુર્લભ, સાચવ તેનું પૂર્ણારોગ્ય ॥૧૫૪॥
કુટેવ મન તનવાણીની કઈ ?, પોતાની તું પોતે જાણ,
કુટેવ કુટિલતા ટાળી ટળતી, નિશ્ચય કરીને વર્ત પ્રમાણ ॥૧૫૫॥
કરોડ વાતની વાત જ એકજ, દિલમાં રાખી પ્રભુ કર કાજ,
કરોડ ઈચ્છાઓને ત્યાગી, ઇચ્છ તું પરમાતમ સામ્રાજ્ય ॥૧૫૬॥
કમ ખાવાથી ગમ ખાવાથી, તનુના મનના રોગો જાય,
કમ ખાતા રોગો નહીં ઉપજે, ગમ થાતા બહુ કલેશ ન થાય ॥૧૫૭॥
કોટિ શિક્ષા પહેલા શિક્ષા, કમ ખાવું ગમ ખાવી શીખ,
કુદરતનો એવો છે કાયદો, પાળ્યાથી નહિ દુઃખ ને ભીખ ॥૧૫૮॥
કુમાર કન્યાઓની ઉપર, સર્વજાતિ પ્રગતિ આધાર,
કેળવણી તેઓને જેવી, દેશોન્નતિ તેવી અવધાર ! ! ! ॥ ૧૫૯ ॥
કુમાર કરતા કન્યાઓને, માને જેઓ મનમાં હીન,
કુમતિધારક એવાઓ જગ, પરતંત્ર દુઃખિયા છે દીન ॥ ૧૬૦ ॥
કસાઈખાના પાપના સ્થાનક, દેશ કોમ પડતી કરનાર,
કત્લ કર્યાથી પશુઓની જગ, અનેક દુઃખો પ્રગટ થનાર ॥૧૬૧॥
કસાઈખાનાઓ નરકોના,-સ્થાનક જેવા છે પ્રત્યક્ષ,
કત્લ થતી ગાયો બળદોને ભેંસો આદિ રક્ષો દક્ષ ॥ ૧૬૨ ॥
કસાઈખાનામાં ગોઆદિ, પશુઓનો દુઃખી પોકાર,
કાને સાંભળો આંખે દેખો, દયા ઉપજશે તેથી અપાર ॥ ૧૬૩ ॥

કૃપાળુ લોકો કૃપા કરીને, કસાઇને વેચો નહીં ઢોર;
કૃષિ આદિ ઉપયોગી ઢોરો, કસાઇને આપે તે ચોર. ॥ ૧૬૪ ॥
કસાઇખાનાં માંસના ભક્ષક,–લોકોના સ્વાર્થે પ્રગટાય;
કૃપા કરૂણા હીનજનોથી, પશુઓના માંસે જીવાય. ॥ ૧૬૫ ॥
કર્મી કસાઈખાનાં આદિ, કરનારા નરકે જનાર,
કર્મ ન છોડે પરભવમાંહી, લોકો દુઃખી થૈ રોનાર. ॥ ૧૬૬ ॥
ક્રૂર હૃદયી મહાપાપી લોકો, સ્વાર્થે કત્લ કરે છે ઢોર;
ક્રૂર દુષ્ટ હિંસક લોકોથી, જગમાં દુઃખ અશાન્તિ શોર. ॥ ૧૬૭ ॥
કમાણી કર ! ! તું મન વચ કાયે, દયાદિ સત્કર્મોની બેશ;
કરી કમાણી સત્કર્મોની,–પરભવમાં ટાળે સહુ ક્લેશ. ॥ ૧૬૮ ॥
કુકર્મી ક્રોધે કાળો થા ના, ક્રોધે આતમ છે ચંડાલ;
ક્રોધે કુમતિએ ચંડાલ જ, જો નિજમાં કર સાચો ખ્યાલ. ॥ ૧૬૯ ॥
ક્રોધ છે કાળા નાગથી ભૂંડો, ક્રોધ એજ જગમાં શયતાન;
ક્રોધે તપ જપ સંયમ પાળ્યું, નિષ્ફળ જાતું નિશ્ચય માન. ॥૧૭૦॥
ક્રોધે હિંસા જૂઠને ચોરી, અનેક પાપો વેગે થાય;
ક્રોધે ભાન રહે નહીં નિજનું, ક્રોધે અન્યાયી દુઃખ પાય. ॥૧૭૧॥
ક્રોધ હલાહલ વિષથી મોટો, અનંત ભવ દુઃખદાયી જાણ;
ક્રોધે બોધ ટળે છે ક્ષણમાં, ક્રોધ તજ્યાથી કેવળજ્ઞાન. ॥ ૧૭૨ ॥
ક્રોધીથી સહુ થાતાં પાપો, ક્રોધી પોતે છે શયતાન;
ક્રોધ તજીને ક્ષમા ભજંતાં, ધર્મી પામે છે નિર્વાણ. ॥ ૧૭૩ ॥
ક્રોધની પેઠે કપટ ભયંકર, અનંતભવનું મૂલ છે જાણ;
કપટે ચપટ થવાનું નક્કી, કપટ નહીં ત્યાં નિર્મલ જ્ઞાન. ॥ ૧૭૪ ॥
કપટ વિષે રહેતી નિર્બળતા, દંભે જીવે છે નામર્દ;
કપટી મહાપાપી જગમાંહી, અંતે સહેતો દુઃખનાં દર્દ. ॥ ૧૭૫ ॥
ક્રીડાઓ કરવી નિર્દોષી, આનંદ શક્તિ બુદ્ધિદાઈ;
કેલિ કરવી વિવેક ધારી, થાય ન જેથી નિજ હલકાઈ. ॥ ૧૭૬ ॥
કમાઈ નિજ જાતે જે કરવી, તેનું ભોજન ઉષ્ણ ગણાય;
કમાઇ પરની રળી જે ખાવી, ઠંડુ ભોજન તેહ કથાય. ॥ ૧૭૭ ॥

કાળા અંગે નાખુશ થા નહી, ગોરા અંગે ધર નહી રાગ,
કાળી ગોરી ચામડીમા શુ ? અંતર ગુણ દેખો મહાભાગ ! ! ॥૧૭૮॥

કંચન સરખા તે લોકો છે, સદ્‌ગુણી સત્કર્મી નરનાર,
કાયા, પરમાર્થે વાપરતા, દયા સત્ય નીતિ વ્યવહાર ॥ ૧૭૯ ॥

કાળી ગોરી પીળી ધોળી, જાતભેદથી લડો ન લોક ! !;
કાળો ગોરો નહી છે આતમ, રંગભેદની કુમતિ રોક ! ॥ ૧૮૦ ॥

કડુ કરિયાતુ કાળીજીરીથી, જ્વરાદિ રોગો જલ્દી જાય,
કડવો લીબડો હવા દવામા, ઉપયોગી આરોગ્ય સહાય ॥ ૧૮૧ ॥

કડવી તુબડી, શતનદી જલમા, સ્નાન કરે પણ થાય ન મિષ્ટ,
કડવા દુર્ગુણ વ્યસન તજ્યા વણ, તીર્થ સ્નાનથી થાય ન ઈષ્ટ ॥૧૮૨॥

કોહ્યા કાનનુ કુતરૂ જ્યા ત્યા, જાતા હડધૂત થાવે દેખ ! !,
કુશિષ્ય કુભાડી કુવ્યસની, હડધૂત થાવે નજરે પેખ ॥ ૧૮૩ ॥

કડવુ પણ ગુણ સુખ કરનારૂ, વ્હાલુ લાગે જેને એહ,
કડવામાથી ગુણ લેનારા, લાખે એક બે સમજો તેહ ॥ ૧૮૪ ॥

કુજાતને દુર્ગુણી દુર્વ્યસની, કૃતોપકાર વિનાશક જેહ,
કુકર્મીને વિશ્વાસનો ઘાતક, હિંસાદિ કરનારો તેહ ॥ ૧૮૫ ॥

કોણ છે તુ ને છે તુ કોનો ?, કોના માટે કરતો કર્મ
કયાથી આવ્યો જાઇશ કયા તુ, વિચારતા પ્રગટે છે શર્મ ॥૧૮૬॥

કોણ સહાયક સંગ છે કોનો, કઈ દશામા જીવન જાય,
કેવી કરણી હાલ તુ કરતો, વિચારી જો સદ્‌ગુણ પ્રગટાય ॥ ૧૮૭ ॥

કોણ છે તારૂ કઈ દશા તુજ, કયુ કર્તવ્ય જ તારૂ સત્ય,
કરી રહ્યો શુ સારૂ નઠારૂ, કર તુ તેહ વિચારી કૃત્ય ॥ ૧૮૮ ॥

કયાં કૃત્ય ઉપયોગી તુજને, કૃત્યો કરતા શો છે ભાવ,
કપટ તજી અંતરૂમા જો તુ, કર્મયોગી થાવાના દાવ ॥ ૧૮૯ ॥

કહેવતો સારી ગોખી રાખી, સારી સહુ આચારે ધાર ! !,
કહેવતો અવસરે તે ઉપયોગી, ગોખી રાખો નરને નાર ॥ ૧૯૦ ॥

કડવી વાણી ગમે ન કોને, સૌને મીઠી વાણી પ્રસન્ન,
કડવામાથી સારૂ ગ્રહે જે, તેને જગમાહે ધન્ય ધન્ય ॥ ૧૯૧ ॥

કડવું ઔષધ માતા પાવે, ગુરૂજન પાવે હિતધરનાર;
કડવું તે પણ મીઠું નક્કી, મીઠું પણ અરિનું દુઃખકાર. ॥ ૧૯૨ ॥

કલ્પના કોટિ કરવી છંડી, એક નિજાતમ શુદ્ધિ ધાર ! !;
કલ્પિત પુસ્તક દૃષ્ટાંતોથી, સત્ય શીખ ગ્રહવી સુખકાર. ॥ ૧૯૩ ॥

કલ્પિત દૃષ્ટાંતો આપીને, વિદ્વાનો સમજાવે શીખ;
કલ્પિત રાગને દ્વેષની કરણી, એવી સંતો આપે ટીખ. ॥ ૧૯૪ ॥

કાળું દેખતાં પાર ન આવે, જ્યાં ત્યાં ધોળું સૌનું દેખ !;
કાળું જો પોતામાં શું છે, પરની કાળી બાજુ ઉવેખ. ॥ ૧૯૫ ॥

કર્મવશે સહુ જીવમાં કાળું, કાળાંને દે નહીં ધિક્કાર;
કાળું ત્હારૂં બીજાઓને, લાગે કેવું તેહ વિચાર. ॥ ૧૯૬ ॥

કુરૂઢિયો જે દેશ કોમને, સંઘધર્મહાનિ કરનાર;
કુરીતિયો એવી ખોટી, તેનો જલ્દી કર પરિહાર. ॥ ૧૯૭ ॥

કર્મગ્રન્થમાં કર્મ પ્રકૃતિ,- માંહી કર્મનું ઘણું સ્વરૂપ;
કર્મજ્ઞો કર્મોને ટાળે, પડે નહીં તે ભવભયકૂપ. ॥ ૧૯૮ ॥

કંજુસ થા નહિ આતમ જગમાં, યથાશક્તિ સત્પાત્રે આપ ! ! ;
કંજુસ સાથે જાય ન કોડી, કંજુસની છોડી દે છાપ. ॥૧૯૯॥

કંજુસાઈ કરે કયાં મોહે, જડ ધન આદિ આવે ન હાથ;
કોડી પણ સાથે નહીં આવે, અંતે સૂકી જાવું આથ. ॥૨૦૦॥

કંજુસનું જો નામ, પ્રભાતે, દે તેને કંઈ વીતી જાય;
કંજુસ માખી પેઠે હાથો, ઘસતો પરભવ શાંતિ ન પાય. ॥૨૦૧॥

કંજુસની કિંમત છે કોડી, કંજુસનું છે નહીં કલ્યાણ;
કંજુસતા કર નહીં કોરીતે, ઉદાર થા આતમ ! ગુણવાન. ॥૨૦૨॥

કથની સરખી રહેણી ન જેની, એવા જગમાં જનો કરોડ;
કથની રહેણી બે જ્યાં સરખી, એવાની જગમાં નહીં જોડ. ॥૨૦૩॥

કહેણીથી કશું વળે ન કિંચિત, રહેણી વણ કહેણી છે ધૂળ;
કહેણી મજુરી રહેણી હજૂરી, રહેણીનું જગમાંહી મૂલ્ય. ॥૨૦૪॥

કહેણી ભવાઇ સરખી જગમાં, કથા કર્યાથી થાય ન કાજ;
કહેણી સરખી રહેણી રાખો, તેથી પ્રગટે સુખ સામ્રાજ્ય. ॥૨૦૫॥

કાચા કુંભ સમી છે કાયા, પાણીપરપોટા સમ જાણ;
કાચી કાયાનો શો ગારવ, કાયા, નદીના પૂર સમાન ॥૨૦૬॥
કજીયા કકાસો કલેશોમા, પામર જીવનુ જીવન જાય,
કરૂણા સત્ય ક્ષમા સેવામા, ધર્મીજનનુ આયુ સુહાય ॥ ૨૦૭ ॥
કરોડપતિ વા સુરપતિ થાતા, જડભોગોથી થાય ન સુખ;
કેવળ આત્મામાહી સુખ છે, ભોગમા રોગ ને સ કટ દુ ખ ॥ ૨૦૮ ॥
કેળ ફળે છે એકવાર જગ, તેથી તે ચોરીમા સુહાય;
કેળની પેઠે એકવાર જે, કરી પ્રતિજ્ઞા પાળે ન્યાય ॥ ૨૦૯ ॥
કષ્ટોસ્ર કટ પણ શિક્ષક સમ, રોગો પણ શિક્ષકસમ સર્વ,
કર્મ તે દુ ખઆપી સમજાવે, આતમ! કર નહીં મિથ્યા ગર્વ. ॥૨૧૦॥
કૌતુક દેખી અચરિજ પામે, જગમા સઘળા નરનેનાર;
કૌતુક દેખ!! મનનુ અતરમા, ઘોડા ઉપર નીચે સ્વાર ॥૨૧૧॥
કૌતુક નાટક, આતમ કર્મનુ, ભજેતુ જો !! નિજનીમાહ્ય,
કર્તા હર્તા પરનો માને, મોહે આતમ એ દુ ખછાય ॥૨૧૨॥
કહેતો બીજાને તુ કૂડો, પણ જો !! તુ નિજ મનનુ કૂડ,
કાળ છે ક્રોધ સ્વરૂપી મનમા, મનમા વર્તે કામનુ ભૂડ ॥૨૧૩॥
કોડીની કિમત છે તારી, જ્યાસુધી તુ મોહગુલામ,
કોટિ ઈન્દ્રોથી પણ મોટો, ટાળે જ્યારે મોહદમામ ॥ ૨૧૪ ॥
કિસ્મત્ માની ત્યજ નહીં યત્નો, ઉદ્યોગી થૈ કર !! ઝટ કાજ,
કાર્ય કરતા કિસ્મત્ સ્હાયે, થાતુ ઉદ્યોગે સામ્રાજ્ય ॥૨૧૫॥
કવિ ખરા જે આતમશુદ્ધિ, કરતા આપે સદુપદેશ,
કાવ્ય તે સાચા જેથી મન તન,-શુદ્ધિ ટળતા દુર્ગુણ કલેશ ॥૨૧૬॥
કવિતા તે સાચી છે જેથી, આત્મગુણોનો થાય વિકાસ,
કાયા મન વચ શક્તિ પ્રગટે, પ્રભુધર્મ પ્રગટે વિશ્વાસ ॥ ૨૧૭ ॥
કાર્યો શુભ, એ પ્રભુની કૃપા છે, સત્કાર્યોથી કૃપા ન ભિન્ન,
કૃપાદિ સત્કરણી કીધા વણ, પ્રભુકૃપાકાક્ષી જનદીન ॥ ૨૧૮ ॥
કૃપા, પ્રભુની સત્ય વિચારો, સદ્ગુરુ સદ્વર્તન છે માન,
કૃપા,-પ્રભુની તે શુભ કર્મો, ઉદયે આવ્યા નિશ્ચય જાણ !!! ॥૨૧૯॥

કૃપા કૃપા વદી પ્રભુ કરગરતાં, પાપ તજ્યા વણ થશો ન શુદ્ધ;
કૃપા દયા જો અન્યજીવો પર, આત્મપ્રભુની કૃપા પ્રસિદ્ધ. ॥૨૨૦॥

કૂર્મની પેઠે ઇન્દ્રિય મનને, ગોપવ ! મોહમાં જાતાં ભવ્ય;
કૂર્મની પેઠે ગુપ્તિ ધારો, અકર્મભાવે કર ! કર્તવ્ય. ॥ ૨૨૧ ॥

કર્તા હર્તા કર્માદિકનો,–આતમ વ્યવહારે કહેવાય;
કર્તા હર્તા આત્મપ્રભુ છે, કર્મનો મનપ્રયોગે ન્યાય. ॥ ૨૨૨ ॥

કર્તા ન હર્તા નિશ્ચયનયથી, કર્મનો, આતમ નિશ્ચય સત્ય;
કર્તા હર્તા નિશ્ચયથી નિજ, ગુણપર્યાયનો, કર નિજ કૃત્ય. ॥૨૨૩॥

કર્તા આતમ, હર્તા આતમ, ષટ્કારક રૂપ આતમ જાણ;
કર્તાદિ ષટ્સ્થાનક જ્ઞાને, સમકિતયોગે મુક્તિ સ્થાન. ॥ ૨૨૪ ॥

કારી ઘા લાગ્યા ભૂલાતા, વખત વીતતાં એવો ન્યાય;
કાળજું ઠેકાણે રાખીને, ચાલે તે નહીં ખત્તા ખાય. ॥ ૨૨૫ ॥

કલ્પસૂત્ર છે જૈનોનું, મહા,–પવિત્ર ધાર્મિક શાસ્ત્ર પ્રમાણ,
કલ્પસૂત્રમાં જૈન ધર્મનું, સામાન્યે સઘળું છે જ્ઞાન. ॥ ૨૨૬ ॥

કૂર્માપુત્રને કરકંડુજી, કપિલ મુનિનું ધર્મચરિત્ર;
કોઇપણ શ્રદ્ધાથી વાંચે તો, તેનો આતમ થાય પવિત્ર. ॥ ૨૨૭ ॥

કાલ ન ખાતો જ્ઞાનાત્માને, અકાલસંતો જ્ઞાની બેશ;
કાલનો ભય છે મોહીઓને, જ્ઞાની ટાળે કાલનો કલેશ. ॥ ૨૨૮ ॥

કાચ સમી છે કામીપ્રીતિ, સ્વાર્થની પ્રીતિ જેવો કાચ;
કામનો પ્રેમ તે પ્રેમ ન સાચો, નિષ્કામી પ્રેમજ છે સાચ ॥૨૨૯॥

કાટ, તે કામને સ્વાર્થ દોષ છે, મનપર ચડવા દ્યો નહીં તેહ;
કટાઇ જાતા પ્રમાદી લોકો, અકાટરૂપે જ્ઞાની જેહ. ॥ ૨૩૦ ॥

કાચા કાનના થવું ન ક્યારે, કાચા કાનનો માનવ મૂઢ;
કાચા કાને મળે ન સાચું, સમજો એ અન્તરનું ગૂઢ. ॥ ૨૩૧ ॥

કાપો નહીં જે સારૂં જગમાં, મૂકો નહીં સાચાપર કાપ;
કાજ કરો સહુ બાજુ તપાસી, કર્મયોગીની ગ્રહશો છાપ. ॥૨૩૨॥

કાદવ,–કામની વૃત્તિયોનો, ડગલે ડગલે સામો દેખ;
કામના કાદવને સંભાળી, ડગ ડગ મૂકો કરી વિવેક. ॥ ૨૩૩ ॥

કીરની પેઠે રૂડુ બોલો, હળી મળી સપી કરશો સગ,
કુજર કીટક ગુણને ગ્રહશો, તેથી વાધે આતમરગ ॥ ૨૩૪ ॥
કુખ ન લજવો નિજ જનનીની, નિજ જનની અજવાળો કુખ,
કૂર કપૂરના ભોજન એક દિન, એક દિન ભીખનુ વર્તે દુ ખ. ॥૨૩૫॥
કેર ન કરશો ક્રોધ કરીને, જુલ્મ ગુજારો નહી થૈ કાળ,
કોટની પેઠે રક્ષા આશ્રય, આપો દિલમા બની દયાળ ॥ ૨૩૬ ॥
કોલ કર્યા તે સારા પાળો, દોષદૃષ્ટિથી બનો ન કાક,
કપાલ જોઇ ટીલુ થાતુ,-ગદ્ધાને વહાલી છે રાખ ॥ ૨૩૭॥
કપાસ, જગઢાકણુ છે સાચુ, કપાસથી સર્વે ઢકાય,
કપાસ સરખા જગના ઢાકણુ, ઉપકારી દાની કહેવાય ॥૨૩૮॥
કલાલની દુકાને જતા પણ, દારૂપાની માને લોક,
કુસગીની મગત નહીં કરવી, કોઇ દિવસ બગડે છે કોક ॥૨૩૯॥
કુટેવરૂપી ચુડેલ પાપી, એકવાર પડા તો નહીં જાય,
કુચાલ પડી તે મહાપ્રયત્ને,-તીવ્રોત્સાહુથકી વિણુમાય ॥૨૪૦॥
કુપુત્ર તે જનનીને જનકનુ, કુલવશનુ બોળે નામ,
કુપુત્રમા દુર્ગુણ દે ષો ગકુ, વ્યસનની પાપીવૃત્તિકુરામ ॥ ૨૪૧ ॥
કુશિષ્યો, ગુરૂદ્રોહી પાપી, વિનયાદિક સદ્ગુણુથી દૂર,
કલક લાગે એવા કર્મો, કરના દુર્ગુણુથી ભરપૂર ॥૨૪૨॥
કુગુરૂ તે મિથ્યાત્વી દુર્ગુણી, દુરાચાર કર્મો કરનાર,
કપટે રાતો માતો બૂડથલ, સદ્ગુણુવતને પરિહરનાર ॥૨૪૩॥
કુમિત્ર તે સ્વાર્થીને ખુશામતી, ધૂર્ત પ્રપચી દિલમા પાપ,
કુમિત્ર અવળી બુદ્ધિ આપે, કુમિત્ર તજતા નહીં સતાપ ॥૨૪૪॥
કુધર્મ તે હિંસાને જૂઠી, ચોરી રૂશ્વતને વ્યભિચાર,
કુટેવ તે કુવ્યસનોનુ સેવન, દુર્ગુણ કર્મને દુષ્ટાચાર ॥૨૪૫॥
કુપાત્ર તે જે નીચ હરામી, અવિનયીને કૃતગુણનાશ,
કરે જે ઉપકારીનુ બૂરૂ, દુર્ગુણ દુર્બુદ્ધિનો દાસ ॥૨૪૬॥
કુદેવ તે અજ્ઞાની મોહી, રાગી દ્વેષી માયા ધાર,
કુદેવમા સર્વજ્ઞપણુ નહી, કુદેવને તજીએ નિર્ધાર ॥૨૪૭॥

કુદરત્ ને કૃત્રિમ એ બેમાં, ગગન અને પાતાળનો ફેર;
કુદરતી સઘળું સત્ય છે સમજો, કૃત્રિમ જીવનમાં અંધેર. ॥૨૪૮॥

કુદરત નિયમને પશુ પક્ષીઓ, સ્વભાવ્યો ગણી પાળે બેશ;
કુદરત્ કાયદો ભંગ કરીને, કૃત્રિમ વર્તનાં પ્રગટે કલેશ. ॥૨૪૯॥

કૃત્રિમ જીવનથી દુનિયાના,-લોકો જ્યાં ત્યાં દુઃખી જણાય;
કૃત્રિમ જૂઠું દુઃખકર જીવન, સમજે તે કુદરત્ સુખપાય. ॥૨૫૦॥

કંગાલોને કાંઇક આપો, યથાશક્તિ કરશો ઉપકાર;
કાંટા જ્યાં ત્યાં પડ્યા બહુ છે, જોડા પહેરીને તું ચાલ !!. ॥૨૫૧॥

કસ્તુરી, મૃગની નાભિમાં, પણ ભ્રાંતિથી દોડે બહાર;
કુમતિયો બાહિર જડમાંહી, સુખમાની વર્તે નિર્ધાર. ॥૨૫૨॥

કિંમત જેની પાસે રહેતાં, પોતાની કંઇ થાય ન લેશ;
કોટિ ગાઉ તેથી દૂર વસવું. કિંમતીવેષે ન કિંમત બેશ. ॥૨૫૩॥

ક્રૂરની પાસે કદિ ન વસવું, ક્રૂરની સંગે ક્રૂર થવાય;
ક્રૂરને સુધારતા સંતો જગ, દયાહીન તે ક્રૂર ગણાય. ॥૨૫૪॥

કુસંગ તે જેથી દુર્ગુણને, દુરાચારપ્રવૃત્તિ થાય;
કુસંગ સત્સંગ ડગલે ડગલે, ઇચ્છે તે મળશે એ ન્યાય. ॥૨૫૫॥

કાણાને કાણો નહીં કહેવો, જેથી તેનું દિલ દુઃખાય;
કથતાં પૂર્વે વિચાર કરજે, કથ્યું ન મુખમાં પાછું ઘલાય ॥૨૫૬॥

કસાઇ કર્મ કરીશ નહીં કયારે, પ્રાણ જાય તો ભલે તે જાય;
કુત્સિત કથની રહેણી ત્યાગી, પ્રભુ ભજ્યાથી શુદ્ધિ થાય. ॥૨૫૭॥

કશામતો ખપમાં નહીં આવે, જ્યારે આયુષ્ય ખૂટી જાય;
કયારે રંકને કયારે રાજા, સર્વ દિવસ સરખા નહીં ભાય. ॥૨૫૮॥

કામણ દુંમણ મંત્ર જંત્રને, તંત્રનું જોર ન કાલની સાથ;
કારમી જગની માયા છંડી, ભાવે ભજ ! મન ! ત્રિભુવનનાથ. ॥૨૫૯॥

કામિની ભોગ જો સ્વપ્નામાંહી, કામોદયયોગે પ્રગટાય;
કોટિ ગ્રન્થ કોટ ભાષાનો,-ત્યાગીને ઉપયોગ શું ત્યાંય. ॥૨૬૦॥

કામિની ભોગનું જબતક સ્વપ્નું, તબ તક કામનું જોર ગણાય;
કામ ભોગ નહીં સ્વપ્નવિષે પણ, નિષ્કામી ત્યારે કહેવાય. ॥૨૬૧॥

કરણી કર એવી કે જેથી, નરનો તુ નારાયણ થાય,
કરણી તેવી પાર ઉતરણા, બોલીને તો પોપટ ગાય ॥૨૬૨॥
કર્ત્તવ્યો-કાર્યો કરતો પણ, સમ્યગ્દૃષ્ટિ મુક્તિ પાય,
કાર્યોમા નિઃસંગ જે સાક્ષી, નિષ્કામી તે યોગી ગણાય ॥૨૬૩॥
કાલ ઉપર નહી રાખ જે કરવુ, આજનુ આજ કરી લે ભવ્ય,
કાળી રાત વચ્ચે જ્યા આવી, રાખ ન ભાવીપર કર્ત્તવ્ય ॥૨૬૪॥
કુમળા બાળક બાલિકાઓ, કેળવણી તેવા તે થાય,
કુમળા જેવા વાળ્યા તેવા, થઇ જાતા કુદ્રતનો ન્યાય ॥૨૬૫॥
કેળવવા લઘુ બાળક સઘળા, વિદ્યાબળ કળ આપી બેશ,
કોમની ચઢતી સહુ બાલકપર, બાળક, ભાવી ભૂપ મહેશ ॥૨૬૬॥
કોતરા આઘા, નદીઓ પાડે, સાગર બોળે દેશના દેશ,
કુદ્રતથી મોટા તે સુખકર, વળી પ્રસંગે દુ ખ દે કલેશ ॥૨૬૭॥
કોતરા આઘા, નદી સ્ત્રી જાતિ, પાડીને જ જણાવે પોલ,
કમનીય લ્હોયે નદીઓ લાગે, આઘા કોતર કુદ્રત રોલ ॥૨૬૮॥
કોતરા આઘા ને ખપોથી, ખપાવે જો જન સરકાર,
કોતર ટળે ને નીકળે ખેતર, સુજ્ઞ સમજતા નર ને નાર, ॥૨૬૯॥
કેશથી શોભા તારી ક્ષણની, કાળાના ધોળા થઇ જાય,
કેશ તે શ્વેત બનીને જણાવે, ઉજ્વલ કાર્યો કર !! સુખ થાય ॥૨૭૦॥
કાલુ ઘેલુ બાલક બોલે, વેદધ્વનિ ત્યા સમાઇ જાય,
કાવ્ય કવિતા, લઘુ બાલકના,-હાસ્યવિષે સહેજે પ્રગટાય ॥૨૭૧॥
કુમળા લઘુ બાલક સમ થાશો, નિર્દોષી જગમા નરનાર,
કવિજ્ઞાની સતો લઘુ બાળક, જેવા થાવા ધરતા પ્યાર ॥૨૭૨॥
કર્મ કાંડી જે છે અજ્ઞાની, અન્ધાના સમ તેના કર્મ
ક્રિયાવાદી એકાતે જે છે, તત્વજ્ઞાન વણુ લહે ન શર્મ ॥૨૭૩॥
કુમિત્ર કુસ્ત્રી કુગુરૂ કુભાઇ, કુપુત્ર કુસંગતિ કુવાસ,
કુધર્મ ને કુકર્મપરિચયે, દુર્ગતિ, જીવતા નરક જ ખાસ ॥૨૭૪॥
કાશી મકકા જરૂસેલમને, ગયાજી મથુરામા પ્રભુનાથ;
કદાપ પાપકર્મને ટાળે, સઘળે પ્રભુ પ્રત્યક્ષ સુહાય ॥૨૭૫॥

કરથી હે કંઇ સારૂં માનવ!! કર જીવોનાં સુખકર કાજ;
કાચા કુંભ સમી છે કાયા, પડતાં રહેશે નહીં તુજ રાજ. ॥૨૭૬॥

કાચી ઉમર જ્ઞાન વિનાની, અનુભવ વણુ સ્વચ્છંદી બાલ;
કાચી ઉમરમાં ગુરૂઓથી, બાલક રક્ષાના કર ખ્યાલ. ॥૨૭૭॥

કેવલ જીવવામાટે ખાતા,-પીતા લોકો અધમ ગણાય;
કેવલ સ્વપરોન્નતિ કરવાને, ખાવું મધ્યમ રીત કથાય. ॥ ૨૭૮ ॥

કેવલ પારમાર્થિક જીવનને, નભાવવા જે ખાનને પાન;
કરવું તે ઉત્તમ જીવન છે, જેથી પ્રગટે કેવલજ્ઞાન. ॥ ૨૭૯ ॥

કેવલ હાથ કપાળે દેઇ, બેસી રહેતા તે નાદાન;
કાંડા પગને હસ્ત પ્રયત્ને, ધંધો કરતાં સુખ સન્માન. ॥ ૨૮૦ ॥

કીડી સંઘ મળીને મોટા, હાથીને જ જમાડે સાર;
કીડી સંઘના બળથી સર્પનો,-નાશ થતો જગમાં નિર્ધાર. ॥ ૨૮૧ ॥

કીડી સંઘની પેઠે માનવ,-સંઘ બળે કરે સઘળાં કાજ;
કીડીને કણ હાથીને મણ, કર્મપ્રભુ આપે સહુ સાજ. ॥ ૨૮૨ ॥

કામણ સૌથી સાચું એ છે, વિનય પ્રેમને પરગુણ ગાન;
કામણ ટૂમણ બીજાં જૂઠાં, જ્ઞાન ભક્તિ સમ કો ન મહાન્. ॥૨૮૩॥

કેળવણી તે સાચી જાણો, વધે ગુણો ને દુર્ગુણ નાશ;
કાયા મનની શક્તિ વધે બહુ, જ્ઞાને નાસે દુઃખના પાશ. ॥ ૨૮૪ ॥

કેળવણી તે લૌકિક સારી, દેશ કોમની ચડતી થાય;
કાલાવાલા પડે ન કરવા, આજીવિકા બને સદાય. ॥ ૨૮૫ ॥

કેળવણી લૌકિક છે વિદ્યા, બોંતેર ચોસઠ કલા પ્રમાણ;
કષ્ટ વિપત્તિ હરે તે વિદ્યા, કેળવણી સાચી તે જાણ!!!. ॥ ૨૮૬ ॥

કેળવણીથી શાંતિ તુષ્ટિ,-પુષ્ટિ શક્તિ ને સ્વાતંત્ર્ય;
કૃષિ આદિથી સ્વતંત્ર લોકો, પ્રજા ભૂપ નહીં છે પરતંત્ર. ॥ ૨૮૭ ॥

કેળવણી લોકોત્તર ધાર્મિક, પ્રગટાવે સંયમ ચારિત્ર;
કુમતિ ટાળે સુમતિ આપે, નિર્મોહિ નિજ આતમ સ્વતંત્ર. ॥૨૮૮॥

કેળવણીથી તન મન વાણી, આતમ ચારિત્રે કેળવાય;
કેળવણી કંઇ ભાષા લિપિ,-જ્ઞાન માત્રથી નહીં કહેવાય. ॥૨૮૯॥

કેળવણી લેવાની રીતિ, ભિન્ન અનેકધા જાણુ કરોડ,
કેળવણી વ્યાવહારિક ધાર્મિક, લેવામા પ્રેમે મન જોડ ॥ ૨૯૦ ॥
કેળવાયેલા લોકો તે છે, સર્વપ્રકારે શક્તિમાન્,
જબરા થઇને જગમા જીવે, નબળાના નહી લેતા પ્રાણ ॥ ૨૯૧ ॥
કેળવાયેલા લાખો શત જન, ગુણ પ્રગટાવે ટાળે દોષ,
કરતા પરમાર્થી નિજ જીવન, જ્ઞાન સત્યથી પામે પોષ ॥ ૨૯૨ ॥
કળાઓ સર્વે ખપ નહી આવે, જ્યારે મૃત્યુ આવે પાસ,
કર ! તુ દેવગુરૂની ભક્તિ, જેથી ફરીથી મૃત્યુ ન ખાસ ॥ ૨૯૩ ॥
કેદ તે આઠ કર્મની અ તર્, સમજી આતમ કેદ !! નિવાર !!
કેદ તે રાગને રોષની કામની, અજ્ઞાનેર્ષ્યા કેદ વિચાર ॥ ૨૯૪ ॥
કેદ તે આશા તૃષ્ણા માયા, વિષયોમા થાવુ પરતન્ત્ર;
કેદ તે મોહના તાબે રહેવુ, સમજી થા !! આતમ સ્વતન્ત્ર ॥૨૯૫॥
કેદ તે મનવચ કાયા વેચી, શત્રુના થાવુ આધીન,
કેદ તે દુર્ગુણ વ્યસનના તાબે, રહેવુ પર આશાએ દીન ॥ ૨૯૬ ॥
કેદ તે અસત્ય તાબે રહેવુ, અનિચ્છાએ થવુ અન્ય ગુલામ,
કેદ તે દુ ખ સ યોગમા રહેવુ, કેદી રહો નહી આતમરામ ॥૨૯૭॥
કમળની પેઠે નિર્લેપી થા, સર્વ વિષયનો મોહ નિવાર !!
કાદવથી છે કમળોત્પત્તિ, તદ્વત્ નિર્લેપી નિજ ધાર ॥ ૨૯૮ ॥
કમલને ભાનુ સાથે પ્રીતિ, રવિ ઉદયે કમળોનો પ્રકાશ,
કમળની પેઠે નિજની પ્રીતિ, આતમ પ્રભુપર ધારો ખાસ. ॥૨૯૯॥
કમળને જલની સાથે પ્રીતિ, જળવણ પ કજ છોડે પ્રાણ;
કમલની પેઠે આતમ પ્રીતિ, પ્રગટાવો તો છે નિર્વાણ. ॥ ૩૦૦ ॥
કુમુદિનીની ચ દ્રથી પ્રીતિ, ચ દ્રપ્રકાશે ખીલે તેહ,
કુમુદિનીવત્ પ્રભુથી પ્રીતિ, ધારે તે જન થાય વિદેહ ॥ ૩૦૧ ॥
કમળ ને કુમુદિની કરતા માનવ, અન તગુણો છે શ્રેષ્ઠ મહાન્,
કરી લે પ્રભુની સાથે પ્રીતિ, નિર્લેપી થાના ભગવાન્ ॥ ૩૦૨ ॥
કાસ્યપાત્ર સમ નિર્લેપી થા ! રાગ ને રોષનો લેપ નિવાર,
કાર્યોમા નિષ્કામી થઇને, પ્રવૃત્તિ કર !! નિર્લેપતા ધાર ॥૩૦૩॥

ક્રિયાકલા કલ બળબુદ્ધિમંત, સ્વતંત્ર થઇ જીવે એમ જાણુ;
કાલ ક્ષેત્રનો અજ્ઞ પ્રમાદી, પરતંત્ર થઇ ધારે પ્રાણ. ॥૪૩૧॥
કર્મમાં લખ્યું હશે તે થાશે, કર્મોદય વદે થતું ન કાજ;
કર્મ કર્મ કરી કરે ન ઉદ્યમ, તે મૂર્ખાઓનો શિરતાજ. ॥૩૩૨॥
કર્મોદય કરી બેસી ન રહેવું; પુરૂષાર્થથી કર્મવિનાશ;
કર્મનું પરિવર્તન પુરૂષાર્થે, પુરૂષાર્થે ધારો વિશ્વાસ. ॥૩૩૩॥
કોઇક સ્થાને કર્મ છે બળિયું, ઉત્કૃષ્ટું નિકાચિત જયાંય;
કોઈક સ્થાને આતમ બળિયો, કર્મોદયમાં જાણો કયાંય. ॥૩૩૪॥
કોટિ ઉપાયો યત્નો કરતાં, કર્મથકી જ્યાં પાછું પડાય;
કર્મોદય પ્રારબ્ધદશા ત્યાં, ઉદ્યમ ધર્મક્રિયાએ જણાય. ॥૩૩૫॥
કરી કેશરિયાં કાર્ય કરો શુભ, પડો ન પાછા મરતાં ભવ્ય;
કેશરીયાં કરી મરીને સ્વર્ગે, જાઓ કે કર જય કર્તવ્ય. ॥૩૩૬॥
કેશર ચંદન ઘસીને ચાંલ્લો, કરી કપાલે ભાવ એ લાવ;
કેળ કેરડા સમ ધર ગુણને, આતમ અનંત શક્તિ જગાવ !!!. ॥૩૩૭॥
કંકુ કેશરવર્ણી કાયા, મશાણે અંતે ભસ્મ થનાર;
કંકુ કેશર સરખાં ધર્મનાં, કાર્યો કરવા થા ! ! તૈયાર. ॥૩૩૮॥
કપાલે હસ્ત બે જોડી બેસી, રહેતાં સરે ન એકે કામ;
કર પુરૂષાર્થને ઉત્સાહે ખૂબ, હામ દામ ને મળશે ઠામ. ॥૩૩૯॥
કાઢ ન બહાનાં નહીં કરવાનાં, સત્યથી વર્ત ! ને સત્યને બોલ;
કર ! ! પ્રમાણિક જીવન તારૂં, નહીં તો જેવો ફૂટ્યો ઢોલ. ॥૩૪૦॥
કંચન પેઠે ધર્મપરીક્ષા, ભક્તપરીક્ષા થાતી ન્યાય;
કષ છેદે ને તાપ તપાવે, ધર્મભક્ત લક્ષણ પરખાય. ॥૩૪૧॥
કાયદા રાજ્યનીતિના ફરતા, ધર્મકાયદા ફરતા જાણુ;
કાયદા સારા તે ઉપયોગી, કાયદા પરિવર્તંતા માન. ॥૩૪૨॥
કમર કસીને કર ! ! સત્કાર્યો, આત્મોપયોગે થઇ નિષ્કામ;
કાળજામાં પલંપલ પ્રભુધારી, અંતરૂ રહે તું અરૂપ અનામ. ॥૩૪૩॥
કામ્યેચ્છાઓ, ગૃહસ્થને છે, કામ્યેચ્છાએ કરતા કાજ;
કામ્યેચ્છા ને આત્મપ્રભુને, અર્પે તે પામે પ્રભુ રાજ્ય. ॥૩૪૪॥

કલ્મષ કીધા રહે ન કિંચિત્, પ્રભુપર લાગે પ્રેમે તાન,
કાઠિયા તેરે નષ્ટ થતા ઝટ, થાતા આતમ મહામસ્તાન ॥૩૪૫॥
કેડો ના લે મસ્ત ફકીરનો, તેમની ઇચ્છાએ તું ચાલ,
કામના વણુ સંતોની સેવા,-કરતા થાતો ભકત ન્યહાલ ॥૩૪૬॥
કંચન કામિની કામ ભોગની, ઇચ્છા માત્ર થકી મહાદુઃખ;
કામિની ભોગે દુઃખ વિપત્તિ, કદિ ન મળતું સ્વતંત્ર સુખ ॥૩૪૭॥
કામ ભોગ તે ઝેર હલાહલ, કામ તે શલ્ય અને તે પાપ,
કામ તે રાક્ષસ મહાશયતાન છે, કામથી સઘળા છે સંતાપ ॥૩૪૮॥
કામની સુખની આશા ધારી, ભૂલે જગમાં નરને નાર,
કામભોગથી ક્ષણિક સુખને, અનંત દુઃખ થાતું નિર્ધાર ॥૩૪૯॥
કામભોગ ઇચ્છાથી તપસી, લપસી ગયા દૃષ્ટાંત અનેક,
કામ ભોગથી થાય ન શાન્તિ, સમજે જેને થાય વિવેક. ॥૩૫૦॥
કાષ્ઠથી અગ્નિ વૃદ્ધિ થાય પણ, કાષ્ઠથી અગ્નિ થાય ન શાન્તિ,
કામ ભોગથી કામના વધતી, માટે છંડી દે સુખભ્રાન્તિ ॥૩૫૧॥
કામ છે કાળા નાગથી ભૂરો, આપે મૃત્યુ અનંતીવાર,
કામાગ્નિજ્વાલામાં પડતા, દુઃખ નરનારીને છે અપાર ॥૩૫૨॥
કામની ઇચ્છા-વાસના ટળતા, સાચો છે ભોગોનો ત્યાગ,
કામવાસના હોળી જબતક, તબતક અંતરૂં સુખ નહિ લાગ ॥૩૫૩॥
કામને બાળે આતમ મહાદેવ, થાતો એવો છે નિર્ધાર,
કામ ત્યજતાં સઘળું ત્યાગ્યું, કામનો કર જ્ઞાને પરિહાર ॥૩૫૪॥
કામે ભમાન્યા ભમો ન જ્યાં ત્યાં, થશો ન કામના વશમાં ભવ્ય,
કામે ક્રોધાદિક પ્રગટે છે, કામ હણ્યાનું કરો કર્તવ્ય ॥૩૫૫॥
કષ્ટ વિપત્તિ દુઃખ છે કામે, કામે મનડું ઠરે ન ઠામ,
કામ ભોગની તજી ઇચ્છાઓ, ભજ તું ભાવે આતમરામ ॥૩૫૬॥
કામના આધીન કર્મો સઘળાં, કામ છે સહુ દોષોનું મૂળ;
કામ ભોગથી સુખની આશા, રાખે અંતે ધૂળની ધૂળ ॥૩૫૭॥
કામ ભોગને સુખને માટે જગમાં ઇચ્છે નરનેનાર,
કામે સુખ તો થતું ન કિંચિત્, ઉલટાં દુઃખો અપરંપાર. ॥૩૫૮॥

કામ ત્યાં રામ ન રામ ત્યાં કામ ન, કામે મળે નહીં આતમરામ;
કામ ભોગની તજીપ્રવૃત્તિ, આત્મિકસુખનું પામો ઠામ. ॥૩૫૯॥
કમલને કાંટા નિજ રક્ષાર્થે, કુદ્રતથી પ્રગટે છે જાણ;
કમલની પેઠે સંતજનોને, પુણ્યપ્રભુ રક્ષા છે માન. ॥૩૬૦॥
કાર્મણ તૈજસને આહારક, ઔદારિક વૈક્રિય છે દેહ;
કામ ક્રોધ માયાને લોભને, તજતાં આતમ થાય વિદેહ. ॥૩૬૧॥
કુશળ કસાઈ ઘેર જે માને, આતમ કર્મનો તેહ અજાણ;
કુશળ પ્રવર્તે પૂર્વપુણ્યથી, જાણે તેનું સાચું જ્ઞાન. ॥૩૬૨।
કેમેરાસમ મન પ્રતિબિંબો, સારાં ખોટાં ગ્રહે અપાર;
કરો વિચારો સારા ખોટા, તમે થાશો તેવા નિર્ધાર. ॥૩૬૩॥
કુત્સિત દુષ્ટ વિચારો ટાળો, કુવાસનાનાં બીજો બાળ ! !,
કાયા મનવાણીની શુદ્ધિ, કરીને મુક્તિ પંથે ચાલ ! !. ॥૩૬૪॥
કલંક આળ જે દે તુજ ઉપરે, તે પર દે નહીં સામું આળ;
કાળું ધોળું કર્યું ન છાનું, રહેતું ઘાલંતાં પાતાળ. ॥૩૬૫॥
કલંક જૂઠાં અન્યો દે પણ, દુનિયામાં તરી આવે સાચ;
કરૂણા કર આળો દે તેપર, જૂઠાં કલંક દે તે કાચ. ॥૩૬૬॥
કીર્તિસુણીને હર્ષ ન ધર દિલ, અપકીર્તિ સુણી થા ન ઉદાસ;
કીર્તિ નિંદા કર્મની માયા, પુણ્યે પાપોદયે તે ખાસ. ॥૩૬૭॥
કલશ ચઢાવ્યો શિખરે તેણે, જેણે કીધા પરોપકાર;
કરૂણાથી બહુ જીવ બચાવ્યા, કીધો દુઃખી દીનોદ્ધાર. ॥૩૬૮॥
કલશ ચઢાવ્યો તેણે સાચો, કીધો જેણે ધર્મોદ્ધાર;
કુટુંબ કોમ ને દેશને તાર્યો, તનમનધન અર્પીને સાર. ॥૩૬૯॥
કરી કમાણી તેણે સાચી, જેણે દીધાં બહુલાં દાન;
કીર્તિની ઇચ્છા વણ સારાં, કાર્યો કીધાં આપ્યા પ્રાણ. ॥૩૭૦॥
કાળાં ધોળાં ગોરાં દેહો, દેખી ધરો ન અરૂચિપ્યાર;
કાળાં ગોરાં દેહમાં વસતા,-લોકનાં દેખો કૃત્ય વિચાર. ॥૩૭૧॥
કાળાં ધોળાં કૃત્ય વિચારો, કરનારા તે કાળા શ્વેત;
ચામડી રંગી નહિ મુંઝાવું, સમજી આતમ ! ! જ્ઞાને ચેત ! ! ॥૩૭૨॥

ફૂટેલ સાકૂટ સડેલ શઠ જન, સુધરે જ્ઞાની સતની સંગ;
કૌવતથી કર સારા કાર્યો, રાખજે ઉત્તમ આતમરંગ ॥૩૭૩॥
કુસંગી સંગે સન્મતિવિણસે, હારૂપાને ટળે સુબુદ્ધિ,
કાળા સંગે વાસ કણીકનો, ટળતો કુસંગથી દુર્બુદ્ધિ ॥૩૭૪॥
કોલસો પણ ઉપયોગી જાણો, મનુષ્ય ! પરોપયોગી થાવ ! !,
કાગ ચણો બટી ઉપયોગી, નિજ સઘળુ ઉપયોગે લગાવો! ॥૩૭૫॥
કોઈ ન જગમા નિરૂપયોગી, ઉપયોગી સહુ વિશ્વપદાર્થ,
કોનો ગર્વ ન છાજે જગમા, રાવણે ગર્વ ગયો સહુ વ્યર્થ ॥૩૭૬॥
કેશરીસિંહ પરાક્રમ સરખા, કરો પરાક્રમ નર ને નાર,
કયામતનો દિન કર્મ શુભાશુભ,-ઉદયકાલ જાણો નિર્ધાર ॥ ૩૭૭ ॥
કદાગ્રહો ત્યાગી દે સત્યને, સમજી આતમ સત્યને ધાર,
કદાગ્રહીથી વાદ વિવાદો, કથતા માથાકૂટ ન સાર ॥ ૩૭૮ ॥
કરોડપતિ થાતાં નહીં શાન્ત, સદ્ગુણ વણ નહીં સત્યાનંદ,
કોડીની કિંમત છે કોટિ-ધનપતિની જ્યા પાપના ફૂન્દ ॥ ૩૭૯ ॥
કીર્તિ સ્તંભો બહુ ઉપયોગી, ભક્તવીર દાતારના બેશ,
કૃત્યો સારા કરવા માટે, ભાવીમા ઉપકારી હમેશ ॥ ૩૮૦ ॥
કબૂતર પંખી સડેલ જીવડા-વાળો દાણો કદિ ન ખાય,
કબૂતર પેઠે જૈન સાધુઓ, અહિંસા ભોજનથીજ ધરાય ॥ ૩૮૧ ॥
કબૂતર જાતિ દયાવંત ને, મૈથુનકામી તેમ જણાય,
કણિયા માટીના ખાઈ જીવે, દયાળુ જાતિ નાશ ન પાય ॥ ૩૮૨ ॥
કબૂતર દાણા માટી કણિયા, ખાવે તોપણ કામી થાય,
કામી સિંહ થતો વર્ષે દિન, વૈરાગી નિષ્કામી સુહાય ॥ ૩૮૩ ॥
કાયા બાળે તજે ન દુર્ગુણ, મનનો મોહ તજે નહી લેશ,
કાયા તપાવે વળે શુ તેથી, એવો તપ છે કાયાકલેશ ॥ ૩૮૪ ॥
કંપ નહીં ભય કારણ દેખી, મૃત્યુથકી જગ બચે ન કોય,
કાયા-માટીની માયા છે, માટીમાહી મળશે સોય ॥ ૩૮૫ ॥
કુમારપાલ ગુર્જર દેશાધીશ, દયા પળાવી જેણે દેશ; નાર
કર્માશાહે શત્રુંજયનો, તીર્થોદ્ધાર કર્યો તજી કલેશ આ ॥ ૩૮૬ ॥

કૂર્મ ઋષિની ક્ષાત્રય વંશી, કૂર્મીવંશી કણુબી જાત;
કણુબીઓ ખેતી કરવામાં, ગુર્જરાદિ દેશે પ્રખ્યાત. ॥ ૩૮૭ ॥

કેશો કાટે વધે ફરી બહુ, સત્ય મિત્ર તે કેશ સમાન;
કમલ સરીખા સત્ય મિત્ર તે, મિત્ર વિના રાખે નહીં પ્રાણ. ॥૩૮૮॥

કોળું ચીભડું મોટું તેના, વેલાઓ નાના છે જાણ;
કોળા સરખા દાતારો છે, આવક થોડી મોટું દાન. ॥ ૩૮૯ ॥

કંજુસ આંબલી પત્રના જેવા, કરને ધારે નજરે દેખ;
કેળ પત્ર સમ દાતારોના,-હસ્તો આપે ત્યારે પેખ. ॥ ૩૯૦ ॥

કાળો કૂતર, ઘરમાં પેસી, ઘૃત ભોજનને ચપાટી જાય;
કાઢો તેને ઘરની બાહિર, કૂતરસમ કુસંપ ગણાય. ॥ ૩૯૧ ॥

કાપ ન કપાઈ જા ના ક્રોધે, અહંકારે મિથ્યા જગમાંહ્ય;
કરી કરારો ફરી ન જા તું, કસાઇ ઘરમાં કુશળ ન ક્યાંય. ॥ ૩૯૨ ॥

કિંપાકો ફળો મિષ્ટ રૂપાળાં, પણ ખાવાથી જાતા પ્રાણ;
કટુક કર્મ વિપાકો એવા, સમજી કામ તજો દુઃખ ખાણ. ॥ ૩૯૩ ॥

કુહાડીના ઘા સમ વચનો, વૈરીને પણ બોલ ન જીવ !!!;
કટુક વચન ઘા નહીં રૂઝાતા, ભૂલ્યા પછી શું પાડે રીવ. ॥ ૩૯૪ ॥

કોઈક નિંદે કોઇક વંદે, બન્ને પર ધર સમતાભાવ;
કોઈનું બૂરૂં લેશ ન કરજે, સર્વજીવોનું હિત મન લાવ !!. ॥૩૯૫॥

ક્રિયાવાદી છે શુકલ પક્ષિયો, ભવી અંતે મુક્તિમાં જાય;
ક્રિયાવાદી માર્ગાનુસારી, સમકિતી થઈ મુક્ત સુહાય. ॥૩૯૬॥

ક્રિયાવાદી તે આતમ સાથે, કર્મબંધ માને નિર્ધાર;
ક્રિયાથકી કર્મો બંધાતાં, માને કર્મથી નિશ્ચય સાર. ॥૩૯૭॥

ક્રિયાવાદી તે કર્મયોગી છે, સેવા ભક્તિ ધર્મનાં કૃત્ય;
કર્મે જગમાં જન્મ મરણને, માને આતમ કર્મને સત્ય. ॥૩૯૮॥

ક્રિયાવાદી છે કર્મયોગી જગ, ક્રિયાવાદ સાપેક્ષે સત્ય;
ક્રિયાવાદ એકાંતે મિથ્યા, સ્યાદ્વાદે છે ધર્મનાં કૃત્ય. ॥૩૯૯॥

કક્કાવલિ બે પહેલાં કીધી, જ્ઞાનગુણોએ સત્ય ભરેલ;
કક્કાવલિ બે પ્રેમે વાંચે. તેને મુક્તિપંથ છે સહેલ. ॥૪૦૦॥

કક્કાવલિ એ ભજન સ ગ્રહના, પહેલા ભાગ છપાઇ જાણુ,
કર્મ હણીને આતમશુદ્ધિ, કરવામા ઉપયોગી પ્રમાણુ ॥૪૦૧॥

કુવેણુ, કૌવચ સ્પર્શના જેવુ, શસ્ત્ર સરીખુ ઘાતક જાણુ,
કુવેણુના ઘા નહીં રૂઝાતા, કુવેણુ તજ વદ સારી વાણુ ॥૪૦૨॥

કસાઇ તે પાપની વૃત્તિયો, હિ સક જીવો છેજ કસાઇ,
કસાઇખાનુ પાપ જે અ તર, ટાળે જન છે તે દેવતાઇ ॥૪૦૩॥

ક કાવટી કક્ણુ કુ કુમ તે, સદ્બુદ્ધિ હિ મત ને શુદ્ધિ,
ક કોતરી ઉમ ગની વૃત્તિ, ક ગાલ જ તે જે નિર્બુદ્ધિ ॥૪૦૪॥

કાજી જો તુ તો નિજ ન્યાયને, કરજે પ્રભુને રાખી ચિત્ત,
કાજી થયો નહીં જે નિજ મનનો, ખુદાનો તે નહીં ભકત પવિત્ર.॥૪૦૫॥

કાટલા ન્યાયની બુદ્ધિ તે છે, મનમા કાતી પાપ તે જાણુ,
કાથિયા વસ્ત્રે મન નહીં સાધુ, સત્યને સારૂ સુણે ગુણુવાન્ ॥૪૦૬॥

કાઠિયાવાડમા અતિથિ સેવા, ભકિત સતી ઘોડી ને સ ત,
કાઠિયાવાડમા તીર્થ સિ દ્ધાચલ, દયા સત્ય ને યોગી મહ ત ॥૪૦૭॥

કાઠિયાવાડમા ધૂર્તાઇ બહુ, મધુરૂ ભાષણ આદરમાન;
કાઠિયાવાડમા રત્નો પાકે, પુરૂષોમા સ્રી વર્ગમા જાણ; ॥૪૦૮॥

કાફર તે જે દેવગુરૂને, ધર્મને માને નહી તલભાર,
કાફર તે જે હિ સક જૂઠો, ચોરજારપાપી શિરદાર ॥૪૦૯॥

કાર્મણ દેહને કારણુ દેહ તે, રાગ રોષ મિથ્યા અજ્ઞાન,
કાયાનુ મૂળ બીજ તનુ જે, સૂક્ષ્મ છે દ્રવ્યકર્મ તે જાણુ ॥૪૧૦॥

કારસ્તાન કરો નહીં કપટે, કરો પ્રમાણિક કારોબાર,
કાવ્ય તે જેથી લોકો શાતિ,-સુખ બુદ્ધિ પામે તે ધાર, ॥૪૧૧॥

કાળક્ષેપ કરો ન નકામો, કાળચક્ર જીતી જય પાવ ! !;
કાળો કેર ન કરજે ક્રોધે, કાચળિયો મત દૂર હઠાવ ! ! ॥૪૧૨॥

કેફ તે કામના સમ નહીં બીજી, કેફી અનેક પ્રકારે લોક,
કેમ રે !! જાણી ગણી તુ ભૂલે, ભૂલ કરી શુ પાડે પોક ॥૪૧૩॥

કોયલા સરખો કુકૃત્ય કર્મી, ક્રોધી જૂઠ્મી ગણી નરનાર,
'ક્રોધાવેશે બોલ ન લખ નહીં, હોય છતા કર નહી આહાર.॥૪૧૪॥

કર્યું મેં સ્વાર્પણ હે પ્રભુ !! તુજમાં, તુજ માટે જગ જીવ્યું જાય;
ક્રોધ માન માયાને લોભનો, કામનો નાશ કરે સુખ થાય. ॥૪૧૫॥
કરૂં હું ત્હારી ભક્તિ ભગવન્ !! સર્વ જીવોને ગણી તુજ રૂપ;
કરૂં હું સર્વજીવોના હિતને, બોધાદિકથી જાણો ભૂપ !!. ॥૪૧૬॥
કરી પ્રતિજ્ઞા આ ભવમાંહી, પંચમહાવ્રત ધરવાં શુદ્ધ;
કરી પ્રતિજ્ઞા કર્મ ટાળવા, બનું નહીં શત્રુપર ક્રુદ્ધ. ॥૪૧૭॥
કરીશ જબતક જીવીશ તબતક, સ્વપરોન્નતિ શુદ્ધિનું કાજ;
કરૂં કરાવવું ને અનુમોદવું, જેથી પ્રગટે શિવપુર રાજ્ય. ॥૪૧૮॥
કરૂં ન કોઇ જીવની હિંસા, કરાવવું નહીં કોઈની પાસ;
કરૂં નિષ્કામે પ્રભુપદ વરવા, સઘળું સારૂં ધરી વિશ્વાસ. ॥૪૧૯॥
કરૂં લખુંને ઉપદેશું શુભ, પરમાર્થે ધર્યું જીવન સર્વ;
કાંઇ નહીં રહી જડસુખબુદ્ધિ, રહ્યા ન નામ ને દેહમાં ગર્વ. ॥૪૨૦॥
કોઈ ધર્મને કોઇ ધર્મીપર, દ્વેષભાવ નહીં રહ્યો લગાર;
કોઇનું ક્યારે ન બૂરૂં ઇચ્છું, પ્રાણ પડે તોપણ નિર્ધાર. ॥૪૨૧॥
ક્યારે પણ સ્વપ્ને નહીં ઇચ્છું; કામવાસના મૈથુન ભોગ.
કામવાસના બૂરી જાણી, ત્યાગ્યા સહુ મૈથુનસંયોગ. ॥૪૨૨॥
કોઈ ધર્મ દર્શનને પન્થમાં, સત્ય હોય તે બોલું સત્ય;
કોઇમાં કંઇ કંઈ સત્ય ગુણો જે, તેને અનુમોદું મુજ કૃત્ય. ॥૪૨૩॥
કરૂં નહીં જગ જીવો ઉપર; રાગ રોષનો જરા વિચાર;
કરૂં હું જગજીવોની સાથે,–શુદ્ધપ્રેમ મૈત્રી હિતકાર. ॥૪૨૪॥
કરી પ્રતિજ્ઞા પૂર્ણ ટેકથી, પ્રભુમય જીવન કરવા કાજ;
કરી પ્રતિજ્ઞા મુક્તિ વરવા, પામીશ અંતે પ્રભુ સામ્રાજ્ય. ॥૪૨૫॥
કરૂં મન વચન તનુથી જગમાં, સ્વપરજીવોના હિતનું કાજ;
કર્યાં કર્મ ભોગવું સમભાવે, રાખું ન શત્રુ ઉપર દાજ. ॥૪૨૬॥
કરૂં મારૂં મારા અધિકારે, અન્યોને દઉં શુભ ઉપદેશ.
કર્તવ્યો અન્યોનાં જે તે, જણાવું તેઓને નિઃકલેશ. ॥૪૨૭॥
કરૂં કરીશ પ્રભુમાં જીવીને, આત્મપ્રભુ કરવાને પ્રકાશ;
કર્યા ઉપદેશો લખ્યા તે સઘળા, અન્યોના અધિકારે ખાસ. ॥૪૨૮॥

કર્યું કરાવ્યું અનુમોદ્યુ શુભ, નિષ્કામે જગ લોકોહિત;
કૃત્યોમાં ભૂલ હોય થયાની, માફી માગુ શિવસ હેત. ॥૪૨૯॥

કરૂ લખુ ઉપદેશુ વિચારૂ, તેમા ભૂલની માગુ માફ;
કરૂણાસાગર મહાવીર દેવા, કરશો મારૂ મનડુ સાફ ॥૪૩૦॥

કાયા મન વચથી અપરાધો, અન્ય જીવોના કીધા જેહ;
કરૂ છુ પશ્ચાત્તાપ જ તેનો, કરૂ ન અપરાધો હવે તેહ. ॥૪૩૧॥

કરણી કથની કરી મે જે જે, તે જાણો સહુ વ્હાલા દેવ ! !;
કર મારો ઉદ્ધાર પ્રભુજી, મારૂ જીવન એ તુજ સેવ ॥૪૩૨॥

કરૂણાસિંધુ ! ! પ્રભુ તુજ શરણે, આવ્યો પ્રભુ તુજ બાલ ઉગાર!!!;
કરૂણા કર ! ! જેવો તેવો પણ, તારો ગણી મુજને ઉદ્ધાર ॥૪૩૩॥

કર્યું કરૂ ને કરીશ એમા, કર્તાપણુંનો નહીં અહંકાર,
કરૂ કર્યું વ્યવહારે કરવુ, બોલવુ નિશ્ચયે નહીં લગાર. ॥૪૩૪॥

કાલ ઉપર નહીં રાખજે આજનુ,—કાર્ય અરે મુજ આતમરાજ!!;
કાલની ખબર ન આજે પડતી, આજનુ કાર્ય તે કરજે આજ ॥૪૩૫॥

કરેલ કાર્યો તપાસી દેખો, ભૂલ દોષની માફી માગ!!,
કાચા કાનનો કાચા દિલનો,—થા નહીં સાવધ થઇને જાગ!!! ॥૪૩૬॥

કલિયુગમા કલિના અનુસારે, વર્તે ધર્માચારવિચાર,
કલિયુગમા કલિના અનુસારે, સાધુ ઘરબારી વ્યવહાર. ॥૪૩૭॥

કટાય છે મન વચ તન શક્તિ, નહી વાપરતાં જગમા દેખ;
કટાય છે અણુ વાપરવાથી, એવું જાણી સત્યને પેખ ॥૪૩૮॥

કટાય જેનો ખપ નહીં તે સહુ, ખપમા આવે તે ન કટાય,
કાયા મન વચ ખપમા લેવા, કસરત આદિથી સુખ થાય ॥૪૩૯॥

કોનુ બૂરૂ ચિંતવ નહિ મન, કારણે પણ નહી કોનુ બગાડ,
કારણે કાર્યની સિદ્ધિ થાતી, કારણે શોધે કરવા લાડ ॥૪૪૦॥

કરી લે નિષ્કામે શુભ કાર્યો, કરી લે તારૂ સાચુ કાજ;
કરણીથી છે પાર ઉતરણી, જેવા લોકો તેવુ રાજ્ય ॥૪૪૧॥

કાયર થા ! ! નહી ધર્મ કરતાં, ધર્મ કરતા ધર વિશ્વાસ,
કરવા પૂર્વે કોટિ વિચારો, કરી પછી કર ! ! કાર્યપ્રકાશ. ॥૪૪૨॥

કસ્તી સુન્નત જનોઇ તેમજ, બાપટીઝમનો ઉંડો અર્થ;
કુસ્તી કર્યા વણ મોહશયતાનથી, કસ્તી સુન્નત આદિ વ્યર્થ. ॥૪૪૩॥

કમબખ્તી તેની છે પૂરી, જેને કીધો દુર્ગુણ સંગ;
કમબખ્તી છે વ્યસનો સેવે, જેથી બગડે સર્વે રંગ. ॥૪૪૪॥

કમબખ્તી છે રાગને રોષે, મિથ્યાત્વે વ્યભિચારે જાણ;
કમબખ્તી છે દુષ્ટપણાથી, હિંસાદિકપાપોથી માન. ॥૪૪૫॥

કુટ્ટણખાનાં નરકનાં સ્થાનો, તેનો નાશ કરે જગશાન્તિ;
કુટ્ટણીઓને નીતિપંથે, વાળ્યાથી છે ધર્મોત્ક્રાન્તિ. ॥૪૪૬॥

ક્રિયા અજીરણ નિન્દા છે ને, તપનું અજીરણ જાણો ક્રોધ;
કોને જ્ઞાનનું અજીર્ણ ગર્વ છે, તર્ક અજીરણ અવળો બોધ. ॥૪૪૭॥

કીડીને કણ હાથીને મણ, પુણ્યરૂપપ્રભુ આપે દાન;
કર્માનુસારે સૌ ને મળતું, જન્મની સાથે છે સ્તનપાન. ॥૪૪૮॥

ક્યાંથી આવ્યો ને ક્યાં જાઇશ, કોણ તું તારૂં કેવું સ્વરૂપ;
કોનો તું ને કોણ છે તારૂં, સમજે તો નાસે સહુ ધૂપ. ॥૪૪૯॥

કોણ છે તનમાં કોણ વદે છે, કોણ વિચારે તેને જાણ;
કો જાણે છે સુખને દુઃખને, કરી લે તારૂં પોતે ધ્યાન. ॥૪૫૦॥

કર્યાં તેં કર્મો ક્યાં ક્યાં ? જગ, કરે શું આજે તેહ વિચાર;
કર્તા કર્મ કરણ એ શું છે, સમજી લે જ્ઞાને નિર્ધાર. ॥૪૫૧॥

કોને એકાન્તે સુખ જગમાં, એકાંતે દુઃખ કોને ન હોય;
કર્મથી ચક્રની ધારા પેઠે, સુખ દુઃખ વારા ફરતી જોય. ॥ ૪૫૨ ॥

કાર્યપ્રવૃત્તિમાંહી મહાજન,–અનુસરીને ચાલે અન્ય;
કરો વિવેક મહાજન થઇને, સત્કાર્યે થાવો કૃતપુણ્ય. ॥ ૪૫૩ ॥

કુપિત મલો છે સર્વ જ્વરોનું,–કારણ નિશ્ચય કરો નિદાન;
કુપિત દશામાં કશું ન વિચારો, કુપિત દશામાં વદો ન વાણ. ॥૪૫૪॥

ક્રુદ્ધ દશામાં લખો ન લેખો, કોપ છતાં ખાવું નહી અન્ન;
કર્મ શુભાશુભ સુખ દુઃખ તેમાં, આત્માનંદે રહો પ્રસન્ન. ॥૪૫૫॥

કફ જ્વરમાં અરડુશી આળશી, અબરખ ઉપયોગી હિતકાર;
કફ નિવારણ ભોંયરીંગણી, ઉકાળો રોગો હરનાર. ॥ ૪૫૬ ॥

કડુ જવરીને મિષ્ટાન્નથી હાનિ, કડુ કરિયાતુ હિતકર જાણ!!!,
કડુ તે જાલ ઘર હેત્ય જ છે, અગ્નિ તે વિષ્ણુ ત્યા માન. ॥ ૪૫૭ ॥
કેન્દ્રલક્ષ્ય મુજ નિશ્ચય એ છે, પરમાતમપદ વરવુ ધ્યેય,
કેન્દ્ર મુખ્ય એ છે આતમને, પરમાતમ કરવો આદેય ॥ ૪૫૮ ॥
કમલ પત્રવત્ નિર્લેપી રહી, કર્યા કરૂ છુ જાગકર્તવ્ય,
કમલ પત્રવત્ કર્મયોગી થઈ, વર્તુ પ્રભુપદ છે પ્રાસવ્ય. ॥૪૫૯॥
કર્મયોગી સાધન પદ જાણ્યુ, સાધ્ય છે મુજ પરમેશ્વરદેવ,
કુસુમની પેઠે કોમલ વજ્રની,-પેઠે વર્ત્તી કરૂં છુ સેવ ॥ ૪૬૦ ॥
કર્મ કાર્યમા ગ્રાહ્યત્યાજ્યનો,-વિધિ પ્રતિષેધની પેલી પાર,
કર્મથી ન્યારો કર્મ કરૂ ને, કર્મયોગ મોટો વ્યવહાર. ॥ ૪૬૧ ॥
કર્મયોગે વ્યવહારે વર્તુ, ત્યાગરાગ સાધનથી ભિન્ન,
કર્મ કરૂ પણ અકર્મ થઈને, શુદ્ધોપયોગમા થઈને લીન ॥ ૪૬૨ ॥
કર્મ કર્યા વણ કોઈ ન જીવે, કર્મથકી ચાલે વ્યવહાર,
કાર્ય તે પરમાતમ પદ વરવુ, અન્ય છે કારણ નિમિત્ત ધાર ॥૪૬૩॥
કાળા કામનુ વિષયેચ્છા સુખ,-છેદીને આતમ સુખ પાવ!!;
કાળાકામના દુષ્ટ વિચારો, સઘળાને તુ જ્ઞાને હઠાવ!! ॥ ૪૬૪ ॥
કૃષ્ણ સર્પથી કામ છે ખરો, ડસ્યા અનતા મરણો થાય,
કાળા કામનો સગ કરે તે, પલ પલ અશાતિ દુખને પાય ॥૪૬૫॥
કાળા કુગુરૂ કામી પ્રપચી, તેનો સગ કદાપિ ન ધાર,
કુગુરૂ સગથી મોહ ટળે નહીં, કુગુરૂ રાગમા ઝેર અપાર ॥ ૪૬૬ ॥
કુગુરૂ પાખડી અજ્ઞાની, નિર્દય જૂઠો ને શયતાન,
કુગુરૂના ભરમાવ્યા ભમો નહીં, કુગુરૂ જગમા છે નાદાન ॥ ૪૬૭ ॥
કુગુરૂ, કચન કામિની રાગી, દેવગુરૂને ધર્મથી હીન,
કુગુરૂ, મિથ્યાત્વીને મોહી, જડસુખના વર્તે આધીન ॥૪૬૮॥
કાયા છે પાણી પરપોટો, સધ્યાના છે રાગ સમાન,
કાયા કાચના જેવી જાણો, થતી ન કોઈની જગમા માન ॥ ૪૬૯ ॥
કાયા, કોની સાથ ન જાવે, કાયાને મૂકે નહીં કાળ,
કાયાની માયા બાજીગર,-બાજી જેવી નક્કી ભાળ ॥ ૪૭૦ ॥

કાયા, કોમળ કેળના જેવી, કાયાનો કર નહીં મન ગર્વ;
કાયા, નદીની રેલના જેવી, મૂકીને ચાલ્યા જીવ સર્વ. ॥ ૪૭૧ ॥

કાયા મળી છે પુણ્યોદયથી, કાયાથી કર!! નહીં દુષ્કૃત્ય;
કાયાથી શુભધર્મનાં કાર્યો, કરવાં ધારી દયાને સત્ય. ॥ ૪૭૨ ॥

કાયાથી કર નહીં પાપોને, કાયાનો કર શુભ ઉપયોગ;
કાયા, વાહન જેવી જાણી, તેથી સાધી લે નિજયોગ. ॥ ૪૭૩ ॥

કારસ્તાન રચે શું મોહે, કારસ્તાનમાં તું સપડાય;
કુકર્મ કારસ્તાનથી કોઇ, મર્યા પછી શાંતિ નહિ પાય. ॥ ૪૭૪ ॥

કર્યાં મેં ઉપદેશાદિક કાર્યો, સર્વજીવોની શુદ્ધિહેત;
કર્યાં મેં કાર્યો સ્વાધિકારે, લોકોને મુક્તિસંકેત. ॥ ૪૭૫ ॥

કર્યાં મેં ધાર્મિક કાર્યો જગમાં, લોકોને મુક્ત્યર્થે એશ;
કર્યા જે ગ્રંથો લેખ લખ્યા જે, તેથી નાસો જગના ક્લેશ. ॥૪૭૬॥

કર્યાં મેં સર્વે કામના છાંડી, કાર્યો મન વચ કાયથી સર્વ;
કર્યાં અને જે કરૂં છું તેમાં, કર્તાભાવનો થતો ન ગર્વ. ॥ ૪૭૭ ॥

કરૂં છું મન વચ કાય પ્રવૃત્તિ, જેથી આતમશુદ્ધિ થાય;
કમ ટળે અન્યોનાં જેથી, આત્માનંદદશા પ્રગટાય. ॥ ૪૭૮ ॥

કરૂં છું મન વચ તનુથી ધર્મની–સ્વાધિકારે ધર્મ્મપ્રવૃત્તિ;
કાર્યોમાં ત્યાગીની દશાની,–કર્મયોગની ધરીને શક્તિ. ॥ ૪૭૯ ॥

કરૂં છું મુજને સૂજે તેવું, સેવા ભક્તિનું શુભ કાજ;
કરૂં છું લેખકની જ પ્રવૃત્તિ, જગમાં પ્રગટે સ્વર્ગનું રાજ્ય. ॥૪૮૦॥

કરૂં કાર્ય સહુ નિષ્કામી થઇ, ભવ મુક્તિમાં થયો નિષ્કામ;
કાર્યોનો પ્રતિબદલો ફળ જે, ચહું ન તે નામે હું અનામ. ॥૪૮૧॥

કરૂં હું કાર્યો આત્મોપયોગે, કરણી તે જગ સેવા ભક્તિ;
કરીશ દેહ છતાં કર્તવ્યો, અંતરમાં ધારી નિવૃત્તિ. ॥ ૪૮૨ ॥

કર્યું કરૂં છું કરીશ એમાં, વ્યવહારે કર્તાનો બોલ;
કરૂં કરીશ એમાં નિશ્ચયથી, નથી કર્તા હું કીધો તોલ. ॥ ૪૮૩ ॥

કર્મ ક્રિયા સેવા ભક્તિને, જ્ઞાન ઉપાસના સર્વે યોગ;
કરૂં છું તેમાં બાહ્યાંતરથી, પ્રગટે છે સૌનો સંયોગ. ॥ ૪૮૪ ॥

કથી રહી નહીં સ્વર્ગાદિકની,-ઇચ્છા મનમા મુક્તિ એક,
કરૂ કાર્યો ધાર્મિકદૃષ્ટિએ, તરતમલાભનો ધરી વિવેક ॥ ૪૮૫ ॥
કર્મની સાથે આત્મયોગ છે, યાવત્ તાવત્ કરીશ કાજ;
કર્મને જીતી કેવલજ્ઞાને, શુદ્ધ બ્રહ્મ પામીશ સામ્રાજ્ય ॥ ૪૮૬ ॥
કરૂ છુ પ્રભુમય થઈ ઉપદેશો, નામ રૂપનો તજીને મોહ;
કરૂ છુ અતરૂ સત્ય અવાજે, ઇચ્છાતો નહીં અરિનો દ્રોહ ॥૪૮૭॥
કર્યાથી જગ લોકોને બોધો, મહાજન સઘની પ્રગતિ થાય,
કર્યાથી 'ઉપદેશો લોકોને, જગતુ હિત સુખ સત્ય સધાય ॥૪૮૮॥
કરૂ ધાર્મિક કર્તવ્યો તેમા, રાગ રોષ નહિ લજ્જા ભીતિ,
કરૂ છતાં કરૂ નહીં કર્તા એવી,-વૃત્તિથી છે કાર્યપ્રવૃત્તિ ॥ ૪૮૯ ॥
કામભોગથી કદર્થનાને, તન મનની દુર્બલતા થાય,
કામભોગથી થાય ન શાતિ, કામને જીતે શાતિ સુહાય ॥ ૪૯૦ ॥
ક્યાં શત્રુઓ બાહ્યમાં શોધો, કામ વિના નહીં શત્રુ અન્ય,
કામભોગને જીત્યા જેઓ, જિનેશ્વરો જગમા ધન્ય ધન્ય ॥૪૯૧॥
કામભોગની રહી ન ઇચ્છા, દેવીઓના ચહુ ન ભોગ,
કામની પેલી પાર હુ આતમ, ચિદાનદરૂપ મારો યોગ ॥ ૪૯૨ ॥
કરવુ તે સહુ પ્રભુમય થઈને, પ્રભુઉપયોગે રહીને બોલ,
કર!! પ્રભુ રૂપે અતરૂ જીવી, વર્તનનો કર અતરૂ તોલ ॥ ૪૯૩ ॥
કર આતમ! પ્રભુ પ્રકટના કાર્યો, પ્રકટ પ્રભુ થૈ કર પરમાર્થ,
કર સહુ પરપરા સાધનને, મોક્ષાર્થે ગણુ!! મોક્ષને સ્વાર્થ ॥૪૯૪॥
કરણી કર એવી કે જેથી, તુ આતમ, પરમાતમ થાય,
કરણી તારી પાર ઉતરણી, મોક્ષાર્થે નિષ્કામ ગણાય ॥ ૪૯૫ ॥
કર નહીં રાગ ને ગુસ્સો ભોળા!!, રાગ રોષ વણુ બધ ન કયાય,
કર આતમશુદ્ધિમાટે સહુ, પ્રભુમા રહી જીવે સુખ થાય ॥ ૪૯૬ ॥
કર પ્રભુસ્મરણને શ્વાસોચ્છ્વાસે, પ્રભુપદ સાધ્ય એ કેન્દ્રને ધાર!!,
કર!! સ્વાધિકારે કરણી પણ, પ્રભુરૂપ ક્ષણુક્ષણુ સભાર!!! ॥૪૯૭॥
કરૂ ન રાગ હુ કોની સાથે, કરૂ ન કોની સાથે દ્વેષ,
કરૂ ન જડમા સુખની બુદ્ધિ, કરૂ ન મોહે કોથી ક્લેશ ॥ ૪૯૮ ॥

કરૂં પ્રભુ પ્રાપ્ત્યર્થે પરમાર્થે, જડ સુખ વણુ કૃત્યો નિષ્કામ;
કરૂં લખું અધિકારે પ્રભુમાં, ઉપયોગી થૈ આતમરામ. ॥ ૪૯૯ ॥

કરૂં ન નામના મોહે હે પ્રભુ ! !, પ્રભુ તુજ નામ તે મારૂં નામ;
કરૂં ન રૂપના મોહે કંઇ પ્રભો, કર્યું મારૂં સહુ તારૂં તમામ. ॥ ૫૦૦ ॥

કરૂં હું સેવા સર્વ જીવોની-પ્રભુરૂપ જાણી પ્રભુપદ હેત.
કરૂં લખું ઉપદેશું વિચારૂં, આત્મપ્રભુસેવાસંકેત. ॥ ૫૦૧ ॥

કરૂં ન અન્યજીવોપર ઇર્ષ્યા, અન્યધર્મનો કરૂં ન દ્વેષ;
કરૂણાથી સહુ જીવોનું હિત,-ઇચ્છયા કરૂં એ ભાવ વિશેષ. ॥૫૦૨॥

કર્યાં જે પાપો પૂર્વભવોમાં, આ ભવમાંહી રાગ ને રોષ;
કૃતકર્મોને નિંદુ ગર્હું, કો'પર ધરૂં ન રોષ ને તોષ. ॥ ૫૦૩ ॥

કરૂં લખું ઉપદેશું સઘળું, જેવું મુજને ઘટ સમજાય;
કરૂં ભૂલ તો માફી માગું, પરમેશ્વરની સંધની ન્યાય. ॥ ૫૦૪ ॥

કાર્યો કરતાં ભૂલો થાવે, કરૂં હું દોષનો પશ્ચાત્તાપ;
કૃપા કરીને અર્હન્ મહાવીર ! !, તારા જેવા ગુણને આપ. ॥૫૦૫॥

કરૂં ન કીર્તિ માટે લખું નહીં, લખું છું નિજ પર શુદ્ધિહેત;
કરૂં લખું ઉપદેશું ફર્જે, સેવા ભક્તિનો સંકેત. ॥ ૫૦૬ ॥

કરે લખાવે ઉપદેશાવે, અંતર્ આત્મપ્રભુ ભગવાન્ ;
કરૂં લખું કહે આત્મપ્રભુજી, નયવ્યવહારની શૈલી પ્રમાણ ॥ ૫૦૭॥

કર્મેચ્છાહિત સર્વજનોના,-અભિપ્રાયો છે ભિન્ન અનેક;
કરૂં ન અભિપ્રાયે અન્યોના, કરૂં લખું સ્વતંત્ર વિવેક. ॥ ૫૦૮ ॥

કરૂં છું સ્વાધિકારે જે કંઇ, તે પ્રભુપ્રાપ્તિ માટે સત્ય;
કરીશ પ્રભુઉપયોગમાં રહીને, આત્મશુદ્ધિનાં સાચાં કૃત્ય. ॥ ૫૦૯ ॥

કરૂં ન મારૂં ન ત્હારૂં જગમાં, કર !! પ્રભુ મારો ઝટ ઉદ્ધાર;
કરતાં આથડું દોષ જો થાવે, પશ્ચાતાપ કરૂં છું અપાર. ॥ ૫૧૦ ॥

કરૂં છું સંવર નિર્જર કરણી, ટાળું પ્રગટ્યા રાગને રોષ;
કર્તા અકર્તા, નયથી જાણી, પ્રભુ તુજમાં ધાર્યો સંતોષ. ॥૫૧૧॥

કર્મની સાથે અનાદિ સંબંધ, કર્મ પ્રકૃતિ કરવા નાશ;
કરૂં ઉદ્યમ શુદ્ધાત્મોપયોગે, અંતરૂમાં ધાર્યો વિશ્વાસ. ॥૫૧૨॥

ક્રિયા કરૂં હું અક્રિય થાવા, ચિદાનંદ પ્રભુનોજ પ્રકાશ;
કરવા ધ્યેયાદર્શને સાધ્યજ, એવું અર્હત્ પદનું ખાસ ॥ ૫૧૩ ॥

ક્યાંથી આવ્યો ને ક્યાં જાઈશ, એનું સમ્યગ્જ્ઞાન જો થાય;
કર્મને આતમનું જ્ઞાન થવાથી, પ્રત્યક્ષ આતમજ્ઞાને સુહાય ॥૫૧૪॥

કોણ હું આતમ ક્યાંથી આવ્યો, ધ્યાવે જાતિસ્મરણ છે જ્ઞાન,
કર્મને આતમ પૂરણ શ્રદ્ધા, પ્રગટે નાસે નાસ્તિક ભાન ॥૫૧૫॥

કોણ હતો હું પૂર્વ કાલમાં, ભવિષ્યમાં કયા કેવો બનીશ;
કરતા એનો સમ્યગ્ અનુભવ, નિર્ણય ધર્મી ત્યારે થાઈશ. ॥૫૧૬॥

કરીલે ધ્યાન સમાધિયોગે, આત્મદેવનો પૂર્ણ પ્રકાશ,
કરીલે ત્રિકાલમાં નિત્ય શ્રદ્ધાની,—હયાતીનો પૂરણ વિશ્વાસ ॥ ૫૧૭ ॥

કાયામાં રહી તટસ્થ બનીને, સાક્ષીભાવે ન્યારો ખેલ ॥
કાયા છતાં વા ન છતાં આતમ, તું કર જ્ઞાનાનન્દની કેલિ ॥૫૧૮॥

કરૂં ન હિંસા કરૂં ન જૂઠું, કરૂં નહીં ચોરી વ્યભિચાર,
કરૂં ન મમતા માયા કો પર—સાક્ષીભાવે રહું નિર્ધાર ॥ ૫૧૯ ॥

કરૂં ન બૂરૂં મન વચ કાયથી, પ્રમાદયોગથી કરૂં ન લેશ;
કર્તવ્યો ને કરૂં નિર્લેપે, સ્વાધિકારે દઉં ઉપદેશ ॥ ૫૨૦ ॥

કરૂં ન આશ્રવ કર્મપ્રવૃત્તિ, ધારૂં આત્મિક શુદ્ધ ઉપયોગ,
કરૂં તેમાં અહંકાર ધરૂં નહીં, સમભાવે દેખું સંયોગ ॥ ૫૨૧ ॥

કરૂં જેમાં જે દોષો ભૂલો, થાવો તેનો પશ્ચાત્તાપ,
કરૂં છું નિંદા ગર્હા, પાપની, મનમાં કરૂં છું પ્રભુનો જાપ ॥૫૨૨॥

કરૂં કરીશ બુદ્ધિઅનુસારે, સર્વ કર્મનાશાર્થ પ્રવૃત્તિ;
કરૂં હું સાધનાઓ જે સઘળી, જેથી પ્રગટે શુદ્ધનિવૃત્તિ ॥૫૨૩॥

કરૂં છું ઉપદેશ આદિથી સહુ,—જીવોની સેવાને ભક્તિ,
કારક ષટ્કમય નિજને સમજી, પ્રગટાવું પરમાતમ વ્યક્તિ ॥૫૨૪॥

કરૂં વિચારૂં તેમાંહી જે, ભૂલભૂલામણી આવી જાય;
કરૂં છું તેનો પશ્ચાત્તાપજ, અજ્ઞાને કે ભૂલ ન થાય ? ॥ ૫૨૫ ॥

કરૂં લખું ઉપદેશું તે સહુ, થાઓ તેથી નિજપર શુદ્ધિ;
કર્તા ભોક્તામાં રહું સાક્ષી, વ્યક્તાતમ ઉપયોગની બુદ્ધિ ॥૫૨૬॥

કપૂરવિજયજી વૃદ્ધિચંદ્રજી,-શિષ્ય મુનિ ગણુમાં શિરદાર;
કરી મુજને ભણુવામાં સહાય જ, વંદુ તેઓને નિર્ધાર. ॥ ૫૨૭ ॥
કીધી વિજયનીતિસૂરિવર શુભ, અમદાવાદમાં પઠતાં સહાય;
કૃત ઉપકારીઓને વંદુ, ઉપકારી સ્તવું છું નિર્માય. ॥ ૫૨૮ ॥
કુંથુનાથ તીર્થંકર વંદુ, સત્તરમા જિનવર જયકાર;
કષ્ટનિવારી સુખડાં આપો, જગમાં છો પ્રભુ તારણુહાર. ॥ ૫૨૯ ॥

## ( ख )

ખખ્ખા ક્ષમા ધરો ઘટમાંહી, સઘળી ખામી કરશો દૂર;
ખાર ન રાખો વૈરી ઉપર, આત્મખુમારી રહો મશગુલ. ॥ ૧ ॥
ખરી વાત સમજીને વર્તો, તો ખખ્ખો શીખ્યા કહેવાય;
ખોટું સમજી ત્યાં નહીં રાચો, ચિદાનંદ આતમ પ્રગટાય. ॥ ૨ ॥
ખખ્ખા ખેતી, ધર્મની કરશો, વાવો તેવું લણુશો સત્ય;
આતમપ્રેમ ખુમારી ધારો, ખરાધર્મનાં કરશો કૃત્ય. ॥ ૩ ॥
ખભાએ આંખો જોવનવયમાં, ધન સત્તાએ આવી જાય;
ખરી વાત સમજીને વર્તે, તો નહીં માનવ ખત્તા ખાય. ॥ ૪ ॥
ખાવું પીવું હરવું ફરવું, લોકો લાખો કરે સલામ;
ખરા ખરા સહુ લોકો બોલે, પુણ્યોદયનાં એ છે કામ. ॥ ૫ ॥
ખાટું ખારૂં તીખું તમતમું,-ખાવાથી પ્રગટે બહુ રોગ;
ખાવું પણુ કંઈ ભૂખ્યા રહેવું, એથી સબળો કાયનો યોગ. ॥ ૬ ॥
ખાણું ખાતાં ક્રોધ ન કરવો, ચિંતા શોક કરો ન લગાર;
ખાતાં પહેલાં દાન કરો કંઇ, સાત્વિક ખાણું છે સુખકાર. ॥ ૭ ॥
ખૂન કરો નહીં વગર વિચારે, ખારીલા થાશો નહીં લેશ;
ખૂણે ખાંચરે રહ્યા દોષને, દૂર નિવારો રહે ન ક્લેશ. ॥ ૮ ॥
ખેતી ધંધો સૌથી ઉત્તમ, ખેતીથી સહુ લોકો ખાય;
ખેડૂત પાછળ પળે કરોડો, ખરી દેશની ઉન્નતિ થાય. ॥ ૯ ॥
ખોશો નહીં નિજ તનુના વીર્યને, ખોટાં કર્મે અરે ! લગાર;
ખોટી રીતે થાય ખરાબી, એવાં ખોટાં કર્મ નિવાર !!!. ॥ ૧૦ ॥

ખર્ચો આવક જોઇને કરવો, ખૂનીથી રહો સાવધ નિત્ય,
ખીસ્સામાથી હુ ખીને કઈ, દે કર !! આતમ ચિત્ત પવિત્ર. ॥ ૧૧ ॥
ખત્રીયોનો ધર્મ એજ છે, રક્ષણુ કરવુ જગનુ બેશ;
ખૂની ચોરાદિક લોકોના,-ટાળી દેવા પ્રચડ કલેશ ॥ ૧૨ ॥
ખડન મડન જઘડા ટટા, કરતા પહેલા સત્ય વિચાર ! !,
ખરાબ કરવુ કોનુ ન ઇચ્છો, ખાતા અતિરોગો બહુ ધાર ॥ ૧૩ ॥
ખ્રીસ્તિયોની સખ્યા ઝાઝી, દુનિયામા તે કરતા રાજ્ય,
ખટપટ બળ કળ બુદ્ધિ યત્ને, રાજ્યાદિકના કરતા કાજ ॥ ૧૪ ॥
ખરાખરીના ખેલો આવે, ભીરૂઓ ઝટ ભાગી જાય,
ખોડ ને ખાપણુ આવે તોયે, ખરૂ કરો અતે શુભ થાય ॥ ૧૫ ॥
ખાલી હાથે દેવ ગુરૂને,-જોષી પાસે જવુ ન બેશ,
ખાનદાની છૂપાતી ન ક્યારે, ખડ્ગે શમે ન રાગ ને દ્વેષ ॥ ૧૬ ॥
ખસને ખણુતા ચે ળવધે બહુ, તેથી ન ખસની શાન્તિ થાય,
ખસ સરખા છે મૈથુન ભોગો, તેથી ખસતા શાન્તિ સુહાય ॥ ૧૭ ॥
ખુશામતીથી ખુશ નહીં થા તુ, ખુશામતિયો તો કથે ન સત્ય,
ખરા કરે નહીં જૂઠ ખુશામત, સમજાવે તે સાચુ કૃત્ય ॥ ૧૮ ॥
ખારીલો થૈ ખોદ ન ખાડો, ખાડો ખોદે પડે તેમાહ્ય,
ખરી વાત કડવી લાગે પણુ, માની વર્તજે હૃદયે ભાય ॥ ૧૯ ॥
ખટપટિયા ખારીલા લોકો, ખુશામતીલા લોકો જેહ,
ખરી વાત નહિ તેઓની મહુ, સાવધ થઈ રહો શુભ દેહ ॥ ૨૦ ॥
ખરૂ ખોટુ શુ પૂર્ણ તપાસી, કરી પરીક્ષા લેજે સત્ય,
ખામી રાખ ન સત્ય સમજતા, બૂરાં લાગે તજ તે કૃત્ય ॥ ૨૧ ॥
ખેતર ખાતર ખેડને પાણી, ખાતે સારો ખેતીપાક,
ખરી કમાણી કરીને ખા તુ, ખોટી કમાણી અતે ખાક ॥ ૨૨ ॥
ખેલાડી થઈ આતમજ્ઞાને, જગમા કર નિર્લેપે ખેલ !,
ખેલો ખેલ તુ નટ નાગરવત્, નિસગે નહીં લાગે મૈલ. ॥ ૨૩ ॥
ખુદા નૂરમા ખેલે સતો, માની દુનિયા માયા ખાખ,
ખુદાઇ, સતોના દિલમાહી, જે સમજ્યા જડ માયા રાખ ॥ ૨૪ ॥

ખુદા ખિપે નહીં રાગ રોષ છે, અનંત નૂરનો દરિયો જાણ;
ખુદામાં રમતા સત્ય ફકીરો, ખુદાઈ ખેલે જે મસ્તાન. ॥ ૨૫ ॥

ખુદા બ્રહ્મ હરિ રામ અરિહંત, પ્રભુ જિનેશ્વર હરિ શિવ બુદ્ધ;
ખુદા શુદ્ધ આતમ અંતરમાં, સમજી આતમ કરશો શુદ્ધ. ॥ ૨૬ ॥

ખેરાત કર નિષ્કામે આતમ !!, કીર્તિ ખાતર દે નહીં દાન;
ખરાબ લાગે તેને છંડો, દિલથી દૂર કરો શયતાન. ॥ ૨૭ ॥

ખાંપણ કલંક જેથી આવે, તેથી સમજીને થા !! દૂર;
ખરાબીનાં કારણને છંડે, આતમ પામે આનંદપૂર. ॥ ૨૮ ॥

ખુલ્લી જગામાં ખુલ્લાકાશે-હરવું ફરવું કરવું ધ્યાન;
ખુલ્લાકાશે તન મન વિકસે, નવ નવ પ્રગટે ઉત્તમ જ્ઞાન. ॥ ૨૯ ॥

ખુલ્લી હવા ખાવાથી સ્ફૂર્તિ, આનંદ પ્રગટે તન મનમાંહ્ય;
ખુલ્લાં મૂકો જ્ઞાનનાં દ્વારો, રહે ન દુઃખની છાયા ક્યાંય. ॥ ૩૦ ॥

ખુશ થાવું કંઈ અન્યને આપી, ગુરૂ પાસેથી લેઈ જ્ઞાન;
ખુશ થાવું દુશ્મન ગુણ ગાઈ, સંત જનોનું કરી સન્માન. ॥ ૩૧ ॥

ખુશ થાવું નિજ નિન્દા સુણીને, નિજ દોષોને કાઢી દૂર;
ખુશ થાવું અપરાધી શત્રુ,-ઉપર ઉપકારો કરી ભૂરિ. ॥ ૩૨ ॥

ક્ષુધા પિપાસા આદિ પરીસહ, આવે તે સહવા ધરી ધીર;
ક્ષુધાદિ પરિષહ સહન કરે જે, જ્ઞાને સમભાવે તે વીર. ॥ ૩૩ ॥

ખીજડા ખીજડી બન્ને સાથે, રહેતાં તેથી લગ્ન મઝાર;
ખીજડાનો લગ્નોત્સવ વેળા-માણેકસ્તંભ થતો નિર્ધાર. ॥ ૩૪ ॥

ખરી ધર્મના કરી પ્રતિજ્ઞા, એકવાર મુખથી જે સત્ય;
ખરી પાળે ખીજડાથી પણ જે, તેનાં જગ વખણાતાં કૃત્ય. ॥ ૩૫ ॥

ખાલી હાથે જવું ન ક્યારે, ગુરૂદેવ રાજાની પાસ;
ખાલી હાથ ન શોભે ક્યારે, દાન પ્રસંગે સમજો ખાસ. ॥ ૩૬ ॥

ખત્તા પડતા શિક્ષાર્થે સહુ, ખત્તા શિક્ષક સરખા ન્યાય;
ખત્તા ખાતાં જે સમજાતું, તે ઉપદેશથી નહીં સમજાય. ॥ ૩૭ ॥

ખાલી હાથે જન્મ્યો મરતો, કર્યાં ન જેણે દયાને દાન;
ખરી વાત સમજીને એવી, કર !! પ્રભુભક્તિ ધ્યાન ને જ્ઞાન. ॥ ૩૮ ॥

ખોરાક તનનો અન્ન ફ્લાદિ, ખોરાક મનનો સત્ય વિચાર,
ખોરાક આતમનો છે ચિદાનંદ, ખોરાકના બહુલા જ પ્રકાર. ॥૩૯॥
ખોરાક ખાવો અતિ ચાવીને, હળવે ખાતા વાર લગાડ,
ખોરાક ખાતાં ઉતાવળ નહીં,-કરશો તેથી પુષ્ટિ સુધાર ॥ ૪૦ ॥
ખોરાક ખાતાં પ્રસન્નતા ધર, ક્રોધને ચિન્તા શોક નિવાર !!!,
ખોરાક ખાતાં ભીતિ ન કરવી, ધરાઇ ખાશો નહીં આહાર ॥૪૧॥
ખોટા બ્હાનાં કાઢ ન ક્યારે, ખોટા બ્હાને પતીજ જાય,
ખોટુ કરતાં ખોટુ થાતુ, સારૂ કરતા સારૂ થાય ॥ ૪૨ ॥
ખોટી સલાહો આપ ન કોને, ખોદ ન કોનુ ધરીને દ્વેષ;
ખુણે ખાંચરે મનના દોષો, દેખી ટાળો જાશે કલેશ ॥ ૪૩ ॥
ખાય તુ જેનુ ખોદ ન તેનુ, ખાઈને નહીં થવુ હરામ;
ખવરાવે તેનુ કર સારૂ, ખવરાવો થઈને નિષ્કામ ॥ ૪૪ ॥
ખાદી પહેરે ખર્ચ છે ઓછુ, ખાદીથી જગમા સાદાઈ;
ખાદીથી કદિ ખાદ ન આવે, શુદ્ધખાદીમા છે ગરમાઈ ॥ ૪૫ ॥
ખાંડને ઝાઝી વાપરવાથી, તનરોગી વધતી નબળાઇ,
ખાંડથી પેટના રોગની વૃદ્ધિ, વિવેકથી વર્તો સુખદાઈ ॥ ૪૬ ॥
ખામીઓ છે નિજમા કઇ કઇ, એકાંતે તેને કર યાદ,
ખામીઓ નિજ દેખી ત્યજતા, રહે ન પાછળથી દુ ખવાદ ॥ ૪૭ ॥
ખરાબીનુ કારણ અજ્ઞાનને, દુર્ગુણનો કર સત્ય વિચાર,
ખરાબ થાવુ સારા થાવુ, નિજપર તેનો છે આધાર. ॥ ૪૮ ॥
ખૂન ન કરજે ક્રોધાદિકથી, ખૂનીથી સાવધ થઇ ચાલ,
ખૂની મનનુ નહીં ઠેકાણુ, ખૂની હિ સકનુ શુ વ્હાલ. ॥ ૪૯ ॥
ખાખી થા તુ રાગ રોષને,-બાળી ખાખ કરી નિર્ધાર,
ખાખી સાચો માયા બાળી, ખાખ કરે તે જગ નિર્ધાર ॥ ૫૦ ॥
ખખડાવો અતરના દ્વારો, દ્વારો ઉઘડે પ્રભુ પ્રકાશ;
ખાલી તુ થા !! સર્વદોષથી, સર્વગુણો પ્રગટે ઘટ ખાસ ॥ ૫૧ ॥
ખુશી રહો સેવાભક્તિથી, પ્રભુને રાખી હમેશા હજૂર,
ખુશી કરો નિજ આત્મપ્રભુને, જ્ઞાનાનન્દનુ વરસે નૂર ॥ ૫૨ ॥

ખુમારી પ્રગટે સમાધિયોગે, પરમાનંદ પ્રગટ વેદાય;
ખુમારી આવે તે નહીં છાની, ચહેરા દિલપર ઝટ ઉભરાય. ॥ ૫૩ ॥
ખોબલે ખોબલે દાનને આપો, ભરતી આવે ભરી લે ભવ્ય;
ખાલી ઓટ થતાં પસ્તાઇશ, કર સદ્‌ગુણુકારકકર્ત્તવ્ય. ॥ ૫૪ ॥
ખર સરખા મૂર્ખા નહી રહેવું, ખળની સંગતિ તજ વિશ્વાસ;
ખદબદતા દુર્ગુણ જ્યાં દેખે, કર નહીં તેની પાસે વાસ. ॥ ૫૫ ॥
ખૂબી બાહ્ય જગત્ કુદ્રત્‌ની, દેખીને શું મન ખુશ થાય;
ખૂબી જો નિજ આત્મપ્રભુની, જેથી સહુ ખૂબી પ્રગટાય. ॥ ૫૬ ॥
ખાદ અલ્પ ને લાભ ઘણો જ્યાં, અલ્પ દોષને ધર્મ મહાન્;
ખામી રાખીશ નહીં તે કરતાં, ઉપયોગે છે ધર્મ પ્રમાણ. ॥ ૫૭ ॥
ખોળો નવ નવ શોધથી તત્ત્વો, તેથી કુદ્રત્‌ને ખોળાય;
ખોળો અંતરૂમાં આતમપ્રભુ, જેનાથી સહુ ખોળો થાય. ॥ ૫૮ ॥
ખુવાર થા ના દુર્ગુણ પાપે,-વ્યસને એવો નિશ્ચય ધાર;
ખુવારી થાતી પરનારીને, વેશ્યાસંગે જગ નિર્ધાર. ॥ ૫૯ ॥
ખેડને ખાતરૂ ખંત ને પાણી, ખેતર સારૂં ઉત્તમ પાક;
ખેતી કરતાં ખાદ ન આવે, સેવા ભક્તિ ખેતી સાચ. ॥ ૬૦ ॥
ખેતી કર તું ધર્મની પ્રેમે, આતમ ક્ષેત્રને જ્ઞાને ખેડ;
ખાતર નાખ તું સત્ય ગુણોનું, સમતાનું ઉત્તમ જલ રેડ!!!. ॥૬૧॥
ખેડ તે સંયમરૂપી સાચી,-કરજે થાશે ઉત્તમ પાક;
ખેડુત આતમ, ધર્મબીજ છે, ધર નહીં પ્રમાદરૂપી થાક. ॥ ૬૨ ॥
ખંડો સઘળા પૃથ્વીના જો !!!, નવ નવ શોધો જ્ઞાને ખોળ !;
ખડ્‌ગધારપર ચાલવું જેવું, સચ્ચારિત્રમાં થા !! તરબોળ. ॥ ૬૩ ॥
ખેદ ન કરજે હારી જાતાં, ખેદ ન કરજે જ્યાં નહીં જોર;
ખેદ ન કરજે કલંક ચઢતાં, અંતરૂમાં જો !! તું છે ઓર. ॥ ૬૪ ॥
ખેદ ન કર સંકટ પડવાથી, પુત્રાદિક પણ સ્હામા થાય;
ખેદ ન કર સહુ સહી લે સમથી, સુખ દુઃખ, કર્મપ્રભુનો ન્યાય. ॥ ૬૫ ॥
ખાડા ટેકરા જગમાં ઝાઝા, જોઈ જોઈને આગળ ચાલ !!!;
ખસી પડો નહીં ઉંચે ચડતાં, પ્રભુ ભૂલંતાં થાય બેહાલ. ॥ ૬૬ ॥

ખજૂરી વૃક્ષ છે ઉંચુ ઉપર, પાકી મીઠી શુભ ખજૂર,
ખસી પડે તો મૃત્યુ પામે, પડે ન તે પામે રસપૂર ॥ ૬૭ ॥

ખજૂર જેવી ભક્તિ જાણો, ચઢીને પ્રભુ પામે સુખ લ્હેર,
ખસી પડ્યા જે મોહના દોષે, દુ ખરૂપ મૃત્યુ કાળો કેર ॥ ૬૮ ॥

ખાવાની પીવાની કઈ ખામી, રાખો નહીં પ્રભુ પામી ધર્મ,
ખાવુ જ્ઞાન ને પીવી સમતા, કોઇ ન લાગે તેથી કર્મ ॥ ૬૯ ॥

ખ્યાતિ માટે કરો ન કાર્યો, સ્વફર્જથી કરવા શુભ કાજ,
ખરો ખ્યાલ એ હૃદયે ધારો, પ્રગટે શુદ્ધાતમ સામ્રાજ્ય ॥ ૭૦ ॥

ખાનપાનમા બનો વ્યવસ્થિત, ઉપયોગી ખાવા શુભખાદ્ય,
ખાઈ પીને નવરા બેસે, એવાઓ છે મૂઢમા આદ્ય ॥ ૭૧ ॥

ખળ ધૂર્તોથી સાવધ થૈને, ચેતી ચાલો નર ને નાર,
ખલ જન નિજનુ ખાઈને ખોદે, ખલ મિત્રોથી ચેતી ચાલ ॥ ૭૨ ॥

ખોટુ લાખો કાલ ન નભશે, ખોટુ બોલે અંતે ખોટ,
ખોટુ કર નહીં વિશ્વાસીનુ, ખોટાથી ખોટી છે ચોટ ॥ ૭૩ ॥

ખીલ્યા તેટલા કરમાતા સો, મોહે ખીલ્યા સહુ કરમાય,
ખીલો શુ તન ધન સત્તાથી, ક્ષણમા ખીલવુ ભગ્નુ થાય ॥ ૭૪ ॥

ખીલે બહુ તે ખેદને પામે, આતમ ! સમજી ધર સમભાવ,
ખીલો નહીં તેમ ખેદ કરો નહીં, ગર્વ શોક ભયને નહીં લાવ ॥ ૭૫ ॥

ખાનદાન તે સત્ય જગતમા, અન્યોને દે ઈચ્છિત દાન,
ખરી કમાણી ખરા માર્ગમા, વાપરે દે પરમાર્થે પ્રાણ ॥ ૭૬ ॥

ખાનદાની તેની છે સાચી, પ્રસગ આવ્યે નહીં છૂપાય,
ખરા વિષે અર્પાઇ જાતો, સદ્ગુણ સત્કર્મ જ ધરે ન્યાય ॥ ૭૭ ॥

ખીસ્સામાથી કઈક કાઢી, વાપર ધર્માર્થે હે ભવ્ય,
ખાલી ખીસ્સે પછી પસ્તાઈશ, ભરેલ ખીસ્સે કર!! કર્તવ્ય ॥૭૮॥

ખૂનસ રાખી ખૂન ન કરવુ, ખૂનસનુ ફલ ખૂનસ જાણ,
ખરા બૂરાનો બદલો સામો, યથાયોગ્ય મળતો મન માન ॥૭૯॥

ખોટા આળ ન દે કો ઉપર, કોની ખોટી ન વાત ઉડાડ,
ખોટાનો બદલો છે ખોટો, શબ્દના પ્રતિધ્વનિ સમભાળ ! ॥૮૦॥

ખાટું ખારૂં મીઠું તમતમું, ઘણું ખાતાં થાતું નુકશાન;
ખાવા પીવામાં નિયમસર, રહેવાથી આરોગ્ય જ જાણ. ॥૮૧॥

ખાધું પીવું તેનું લેખે, જેણે કીધા પરોપકાર;
ખાધું પીધું તેનું અલેખે, દુર્વ્યસનોનો જે ભંડાર. ॥ ૮૨ ॥

ખમીર તે સદ્ગુણ સન્નીતિ, શૂરવીરતા પરોપકાર;
ખમીર એવા વણ શું અમીરી, સત્કર્મોથી ખમીર ધાર. ॥૮૩॥

ખટપટીયું મન ત્હારૂં જો છે, તો પછી બાહિર્ ખટપટ થાય;
ખટપટ જો નહીં મનમાં પ્રગટે, મનમાં શાંતિ ગુણ પ્રગટાય. ॥૮૪॥

ખરાબ આ છે ખરાબ તે છે, ખરાબી અન્યોની નહીં દેખ !!!;
ખરાબી જો દુર્ગુણથી ત્હારી, ખરાબી જાણી તેને ઉવેખ !!. ॥૮૫॥

ખરાબ તે ઈર્ષ્યાને ક્રોધ છે, માયા લોભ અને અહંકાર;
ખરાબ તે વ્યભિચાર અનીતિ, ખરાબી અંતરૂની ઝટવાર. ॥૮૬॥

ખીજમત કરવી દેવ ગુરૂની, સંતોની ખીજમત સુખકાર;
ખીજમત કરતાં ભેદને ભીતિ, લજ્જા સ્વાર્થનો કર ! પરિહાર. ॥૮૭॥

ખાતર પાડી જીવવું પાપ છે, ખાતર પાડે થાય ખુવાર;
ખોટ પડે તે ધંધો કર નહીં, અન્યોપર કર નહીં તું ખાર. ॥૮૮॥

ખાખી બાવા તેહ ગણાતા, કરે માયા મમતાની રાખ;
ખાય ન જેહ અનીતિ કરીને, કંચનકામિનીત્યાગ સુભાષ. ॥૮૯॥

ખુમારી આતમ ગુણની પ્રગટે, પ્રભુધ્યાને પ્રગટે ઘટ ઘેન;
ખુમારી તે આતમ આનંદરસ, અંતર્માં પ્રગટે સુખ ચેન. ॥૯૦॥

ખીસ્સાં કાતરૂં લોક ઠગારા, તેનાથી ચેતીને ચાલ;
ખીસ્સાં કાતરૂં ખોટા સારા, પ્રસંગ પડતાં આવે ખ્યાલ. ॥૯૧॥

ખાય અને પાછું જે ખોદે, ખળ એવા લોકો છે જેહ;
ખાતરપાડુ નિમકહરામી, અવિશ્વાસી જગમાં તેહ. ॥૯૨॥

ખભે આંખો જોવનમાં આવે, જોવન ગદ્ધાપચ્ચીશી જાણ;
ખળભળાટ થાતો તન મનનો, યૌવનમાં મન વશમાં આણ. ॥૯૩॥

ખડ્ગની ધારની ઉપર ચાલવું, આકાશે ઉંચે ઉડાય;
ખાળવો જોવનમાં જે કામને, કઠીન તે સૌથી કહેવાય. ॥૯૪॥

ખાડા તેટલા ટેકરા જગમા, ઉત્સર્ગ તેટલા છે અપવાદ,
ખાત્રી વણુ કઈ લેવુ ન દેવુ, ખાવુ તજીને રાગોન્માદ ॥૯૫॥
ખોપરી ખોપરી મત છે જુદા, સઘળાનો મત એક ન થાય;
ખોપરી ખોપરી મત ભેદોથી, દુનિયા સદાય ચાલી જાય ॥૯૬॥
ખોપરી ખોપરી મત ભેદોથી, અજ્ઞાનીઓ કરતા યુદ્ધ,
ખરા સત નયસાપેક્ષાથી, સત્યને સમજી થાતા શુદ્ધ ॥૯૭॥
ખાનદાન તે દુખી થતા પણ, તજે નહીં મનની સબળાઇ,
ખાલી ફૂલે નહીં ખોટામા, ખાન્દાની રહે નહીં ઢંકાઇ. ॥૯૮॥
ખુશામતિયાઓ સત્ય ન બોલે, પ્રસગ દેખી બોલે બોલ,
ખુશામતીમા રહી ગુલામી, ખુશામતી મીઠી જેમ ગોળ ॥૯૯॥
ખુશામતીમા રહી અશક્તિ, રહે નહીં સ્વતત્ર વિચાર,
ખુશામતીમા સત્ય છુપાતુ, ખુશામતિયાથી મળે ન સાર ॥૧૦૦॥
ખુશામતી સૌને છે પ્યારી, ખુશામતીને વિનય છે ભિન્ન,
ખુશામત ખારી સતને લાગે, ખુશામતમા જીવો છે લીન ॥૧૦૧॥
ખુશામત સ્વાર્થે ભયથી લોભે, કપટે કામે જ્યા ત્યા થાય,
ખુશામતિયા કહે નીચને મોટો, ખુશામતથી સાચુ ન કથાય ॥૧૦૨॥
ખુવાર થા નહીં વ્યસનો સેવી, ખૂન કરીશ નહીં ક્રોધે ભાઈ,
ખુનરેજીથી સાચી ન શાતિ, ખૂની મનમા અશાતિ ખાઇ ॥૧૦૩॥
ખુબસુરત સ્ત્રીઓના ચહેરા, દેખી કામી થા નહીં ભવ્ય,
ખુબસુરતીમા ખૂનામરકી, ખુવાર થાવાનુ કર્તવ્ય ॥૧૦૪॥
ખુલ્લા કરીને હૃદય વિચારો, અન્યોને હિતકારી જણાવ !!,
ખુલ્લુ કર નહીં ખુવારી કારક, ગુણુની ખુશબોને મન લાવ ॥૧૦૫॥
ખેતર સમ મન આતમ છે શુભ, જ્ઞાનાદિક ગુણુથી તે ખેડ,
ખેતર અસખ્યપ્રદેશી આતમ, તેમાં આનન્દ રસને રેડ ॥૧૦૬॥
ખેતી કર તુ સત્યધર્મની, પરભવમા તે આવશે સાથ,
ખેપ કરી લે પરમાર્થોમા, તેથી આતમ થશે સનાથ. ॥૧૦૭॥
ખોખુ તનુનુ થાતા પહેલાં, ધર્મપ્રભુને જ્ઞાને ખોજ;
ખોફ કરીશ નહીં મિથ્યા મોહે, બનીશ નહિ રણમાંનુ રોજ. ॥૧૦૮॥

ખટખટ થાતી બેના મેળે, એક વિષે નહીં ખટખટ થાય;
ખટપટી જો મન, તો ખટપટ છે, ખટમલે નિદ્રા શાંતિ ન ન્યાય. ॥૧૦૯॥

ખટરસ ખટ રાગે નહીં શાંતિ, મોહ છે મનમાં તાવત્ જાણું;
ખડખડ ભડભડ છે મન મોહે, ખડખડ હસતાં છે નિજ હાન. ॥૧૧૦॥

ખદબદતું મન દુર્ગુણ દોષે, અનેક પાપોથી ગંધાય;
ખાખાવીખી તેથી જગમાં, જીવોની થાતી એ ન્યાય. ॥૧૧૧॥

ખમી ખાવું કરી ખામણાં સારાં, સર્વજીવોને પ્રેમે ખમાવ !!;
ખમત ખામણાં ગંગાનદી સમ,–પવિત્ર કરતાં શુદ્ધિ લ્હાવ. ॥૧૧૨॥

ખર્ચો સારામાં તન મન ધન, ખોટામાં ખર્ચાઉ ન થાવ !;
ખરાજાત ને ખર્ચની ઉપર, વધે તે કર વ્યાપારનો દાવ. ॥૧૧૩॥

ખલીફ થા તું મન તન ઉપર, રાખજે સદ્ગુણ ઉચ્ચ ખવાસ;
ખવીસ થા નહીં અધર્મ કરવા, સત્યને જાણી ધર !! વિશ્વાસ. ॥૧૧૪॥

ખસતું મૂકે આવે હસતું, ખસવું સૌને સ્વભાવે થાય;
ખંજર ઘા સમ ગાલી (ળી) વાકયો, રૂઝાતાં ફરીને ઉભરાય. ॥૧૧૫॥

ખામોશ રાખી કર કર્તવ્યો, ખામીઓ કર સમજી દૂર;
ખુદાને રાગ ને રોષ નહીં છે, અનંત જ્ઞાનાનન્દી નૂર. ॥ ૧૧૬ ॥

ખારી ભોંયમાં થાય ન આંબો, ખારીલામાં થાય ન પ્રેમ;
ખાવિંદ સાથે કર ન ખરાબી, ખીદમત કરતાં યોગને ક્ષેમ. ॥૧૧૭॥

ખૂનનો બદલો ખૂનથી લેતાં, પરંપરાએ ખૂન ને ખૂન;
ખુન્નસનો બદલો છે ખુન્નસ, પુણ્યનો બદલો છે પ્રતિપુણ્ય. ॥ ૧૧૮॥

ખુદાવંત કૈ સન્ત ફકીરો, અવધૂત યોગીઓ મસ્તાન;
ખુદા પરસ્ત છે આત્મજ્ઞાનીઓ, પામે છે અંતે નિર્વાણ. ॥ ૧૧૯ ॥

ખુજલી ખણુવાથી નહીં મટતી, ખણતાં ખુજલી વધતી જાય;
ખુજલી સમ છે મૈથુનભોગો, ખસની ચેળસમા દુઃખદાય. ॥ ૧૨૦ ॥

ખીલવટ કરજે સત્કાર્યોની, સત્યગુણોની જ્ઞાનની સાર;
ખીજીશ નહીં નિન્દાકારકપર, ભૂલ હોય તો પ્રથમ સુધાર!!!. ॥૧૨૧॥

ખાસડું મારજે નિજભૂલોને, જેથી તું થાતો જ ખરાબ;
ખાસ દોસ્ત કર સદ્ગુણીઓને, માંદાને જેમ પાચક રાબ. ॥૧૨૨॥

ખાલેશ દિલ રાખી સ તોની, સેવાભકિત પ્રેમે બજાવ !!!,
ખાલડી રૂપમા મોહ ન કરજે, ચામડી ચુંથે મળે ન લ્હાવ ॥૧૨૩॥
ખાપરો જવેરી જેવા લોકો, બોલેચાલે સારા હોય,
ખાતર પાડે વિશ્વાસી બની, ખરા પ્રમગે ન્યારા જોય. ॥ ૧૨૪ ॥
ખાતાવહી જો ! ! તારી તપાસી, આજ લગી શા ? કીધા કૃત્ય,
ખ્વાજા થવુ પ્રભુધ્યાનમા એકચે, સમજે તો પાસે છે સત્ય ॥૧૨૫॥
ખોલા સરખો મૂર્ખ રહીશ નહિ, ખોરાક સાત્ત્વિક ખાવો ઠીક,
ખ્યાલ કરી લે ઉચ્ચ થવાનો, ખોટાની નહીં રાખો બીક ॥ ૧૨૬ ॥
ખેવના જેને લાગી સારી, રહે નહીં તે જગમા ખરાબ,
ખેરખારી પ્રગટાવો દિલમા, રાખો ઇન્દ્રિયોપર દાબ ॥ ૧૨૭ ॥
ખેચરી મુદ્રા, હઠયોગીઓ, પામે છે અભ્યાસે તેહ,
ખેચરી શકિત, પામે વળે શુ ? બન્યો ન આતમ જો ગુણગેહ ॥૧૨૮॥
ખુલાસો કરીને પહેલાંથી, કરવા સહુ સાર વ્યાપાર,
ખાત્રી પડે તેને તો ધીરો, તેથી હોય ન ખોટ લગાર ॥ ૧૨૯ ॥
ખાણુ ખાતા અતિથિ માગણુ, આવે તેને ભાવે આપ !!!;
ખાવા પીવામા ઉપયોગી, થાતા રહે ન કો સતાપ ॥ ૧૩૦ ॥
ખુરશીમા બેઠાથી કોની, મોટાઇ ગુણવણુ નહીં જોય,
ખુરશીમા તો શ્વાનો બેસે, બેસ વિચારી નડે ન કોય ॥ ૧૩૧ ॥
ખીખી કર નહીં વિના વિચારે, ખાખાખીખી કર્મે થાય,
ખાલી ફૂલી ફાળકો થા !! નહીં, ખુમચો કરે પણ પેટ ભરાય ॥૧૩૨॥
ખરાબખસ્ત થયા જગ તેઓ, વ્યસનોમાહી થયા ગુલ્તાન,
ખરાબખસ્ત થયા છે તેઓ, જેણે કીધા મિથ્યા માન. ॥ ૧૩૩ ॥
ખરાબખસ્ત થયા છે તેઓ, દુર્ગુણોમા થયા જે રક્ત,
ખાનાખરાબી તેઓની થૈ, શયતાનીમસ્તીઆસક્ત ॥ ૧૩૪ ॥
ખરાબ સારૂ કુમતિ સુમતિ,-સગે જાણો નરને નાર,
ખરાબ કહેતા ખોટુ લાગે, પણ ન તજે નિજ દોષ અપાર ॥૧૩૫॥
ખચિત તેની થાય ખરાબી, વ્યસનોમા છે જેનો પ્યાર,
ખચિત તેની થાય છે ચડતી, સદ્‌ગુણસુકૃત્યસગી ધાર ॥૧૩૬॥

ખામીઓ પોતાની દેખી, ખામી દોષો કરજે દૂર;
ખ્વાજા બહાદૂર ધર્મી બને જે, દેખે છે તે પ્રભુનું નૂર. ॥૧૩૭॥
ખચ્ચર સરખી વૃત્તિ પ્રવૃત્તિ, રાખે તે નપુંસક કહેવાય;
ખચ્ચર સરખી પ્રવૃત્તિ ટાળે, પુરૂષ, મોહને જીતી થાય. ॥૧૩૮॥
ખચ્ચર સરખા લોકોથી શું ?, જગમાં સારાં કાર્યો થાય;
ખોલ ખજાનો અન્તરૂનો તુજ, ખાતાં પીતાં શાંતિ સુહાય. ॥૧૩૯॥
ખાતાં પીતાં રાખ ન ખામી, જ્ઞાનધ્યાનભોજનને નીર;
ખાતાં પીતાં પ્રભુ મળે છે, પ્રગટે જો અંતરૂમાં હીર. ॥૧૪૦॥
ખગોળવિદ્યા આદિ સઘળી, વિદ્યાઓના જે ભંડાર;
ખોજ્યા વણુ પ્રભુને અન્તરૂમાં, પામ્યા નહીં સુખ શાંતિ સાર. ॥૧૪૧॥
ખત્તા ખાતાં સાન ન લાવે, તે મૂર્ખાઓનો શિરદાર;
ખરાબી તેની પૂરી થાતી, દુઃખ પરંપર લહે અપાર. ॥૧૪૨॥
ખટકો-ચાનક જેને લાગે, તે ચેતી લે તો નિર્ધાર;
ખટકો લાગે તે નહીં અટકે, જાય તે નક્કી પ્રભુના દ્વાર. ॥૧૪૩॥
ખટલો વ્યવહારે છે સહુને, ખટલામાં ધર !! સાક્ષીભાવ;
ખાટલો, ગૃહસ્થ લોકોને છે, ધર્માર્થ કામ મુક્તિનો દાવ. ॥૧૪૪॥
ખટાશ, શુદ્ધ સ્વભાવ નહીં ત્યાં, સ્વાર્થે જ્યાં ત્યાં થાય ખટાશ;
ખટાશ નહીં જ્યાં સાક્ષીભાવે, કર્તવ્યો થાતાં ગુણવાસ. ॥૧૪૫॥
ખટાપટીથી આઘો ખસજે, ખટખટ જ્યાં ત્યાં હોય ન શાંતિ;
ખટપટ ટાળો મોહની ખોટી, મોહની ખટપટમાં છે ભ્રાંતિ. ॥૧૪૬॥
ખડાઇ સ્વાર્થના ભેદે જગમાં, શુદ્ધપ્રેમવણુ જ્યાં ત્યાં જાણુ; !!!;
ખીસકોલી સમ ધર ! ચપલાઇ, જેથી થાય ન ખરાબ હાન. ॥૧૪૭॥
ખડ્ગની ધારાપર જે ચાલે,-એવાં જે જગ નરને નાર;
ખરાં વ્રતોને પાળવાં તેથી, દુષ્કરકરણી છે નિર્ધાર. ॥૧૪૮॥
ખરૂં કરતાં કદિ દોષો થાવે, તો પણુ ખરાનો કર નહીં ત્યાગ;
ખરૂં કહે તેનાપર પ્રીતિ, કરજે ધર સાચાનો રાગ. ॥ ૧૪૯ ॥
ખપી જવું પરમાર્થે સારૂં, ખપી જવું ભક્તિમાં શ્રેષ્ઠ;
ખપી જવું સ્વાર્પણથી પ્રભુમાં, બીજાં સ્વાર્પણ એના હેઠ. ॥૧૫૦॥

ખપી જવું નિષ્કામે સૌની,-સેવામાં રાખી ઉપયોગ,
ખપી જવું સન્માર્ગમાં સારૂ, ખોટા છંડી વિષયના ભોગ ॥૧૫૧॥
ખપી જવું ગુરૂ માતપિતાની,-સેવામાં તે સારૂં જાણુ !!!,
ખપી જવું જગજીવોના હિત,-માટે આપી નિજના પ્રાણ ॥૧૫૨॥
ખામી દોષો નબળાઇને,-દેખી ખામી કરૂં હું દૂર,
ખામી પોતાની દેખાતી, તેથી બનતો આતમ શૂર. ॥ ૧૫૩ ॥
ખરૂં હિતકર સુખકર જે લાગે, જેથી થાવે આત્મપ્રકાશ,
ખરૂં કર્તવ્ય કરૂં જ વિવેકે, પૂર્ણપ્રભુપદની એક આશ ॥ ૧૫૪ ॥
ખોટું લાગે તે હું ત્યાગું, ખોટાનો કદિ કરૂં ન પક્ષ,
ખોટું લાગે કોને એવું, બોલું નહીં તજી પક્ષાપક્ષ ॥ ૧૫૫ ॥
ખરો એક આધાર, પ્રભુનો, ધાર્યો હે પ્રભો ! ! તારો સત્ય,
ખરી વખતનો પ્રભુ તું બેલી, ત્વત્પ્રાપ્ત્યર્થે કરૂં હું કૃત્ય ॥ ૧૫૬ ॥
ખરૂં જે લાગે મતિ અનુસારે, તેમાં જૂઠો ધરૂં ન ખાર,
ખરૂં જે લાગે અનુભવગમ્ય જ, ધારૂં તે પર સાચો પ્યાર ॥૧૫૭॥
ખંતને ચીવટ યત્નોત્સાહે, પ્રભુ તુજ માટે કરૂં છું યાર,
ખરી લગની એક તુજપર લાગી, કર !!! મુજને તું લાયક પાત્ર ॥૧૫૮॥
ખોટું ખરૂં સહુ સાપેક્ષાએ, સમજી ધારૂં સત્ય વિવેક,
ખરાબ લાગે તેને છંડું, આત્મપ્રભુ ! ! તુજ ધારી ટેક ॥ ૧૫૯ ॥
ખપાવું આતમની શુદ્ધિમાં, મનડું વાચા અને મુજ કાય,
ખપ જેનો સાધનની રીતે, વાપરૂં તેને થઇ નિર્માય ॥ ૧૬૦ ॥
ખાવું પીવું હરવું ફરવું, ઇત્યાદિ કાયા વ્યાપાર,
ખરો તે આત્મોન્નતિ શુદ્ધયર્થે ધારૂં પરંપરા ગુણકાર ॥ ૧૬૧ ॥
ખુણે ખાચરે મનમાં તનમાં, દોષ રહ્યા તે કરવા દૂર,
ખરી પ્રવૃત્તિ આદરી, ભાવે, જેથી વાધે આતમ નૂર ॥ ૧૬૨ ॥
ખટપટ કરૂં ન હું ખકર પાપી, ખટપટમાં નહીં ધારૂં મોહ,
ખરૂં કરતા ભૂલ્યાની માફી, વર્તું કરૂં ન કોપર દ્રોહ ॥ ૧૬૩ ॥
ખંડન મંડનમાંહી મોહની,-વૃત્તિયોનો કરૂં નિરોધ,
ખંડન મંડન મોહે કરૂં નહીં, એવો ધારૂં આતમબોધ. ॥ ૧૬૪ ॥

ખખડાવું પ્રભો ! તારાં દ્વારો, કૃપા કરીને દ્વાર ઉઘાડ !!!;
ખાખી બાવો બન્યો ત્વદર્થે, હવે જરા નહીં વાર લગાડ. ॥ ૧૬૫ ॥

ખાખ કરૂં હું મોહને બાળી, તો સાચો ખાખી કહેવાઉં,
ખાખી એવો થવા હું ઉદ્યમ,–કરવાને જ અલેખ જગાઉં !!. ॥૧૬૬॥

ખાખી બનવા જ્ઞાનાગ્નિને, પ્રગટાવવાને કરૂં પુરૂષાર્થ;
ખાખી થઇને કર્મ ખાખને, ઉડાવવા કરૂં છું પરમાર્થ. ॥ ૧૬૭ ॥

ખરી કમાણી તું છે પ્રભુ મુજ, તુજવણ બીજું ચહું ન સ્વર્ગ;
ખ્યાલ, પ્રભો એવો દિલ પ્રગટ્યો, ઇચ્છું પંચમી ગતિ અપવર્ગ. ॥૧૬૮॥

ખરી શોધને ખરો પ્રેમ તુજ, બીજું સઘળું માનું વ્યર્થ;
ખરૂં કો મુજને કહે તો તેપર, દ્વેષ ધરૂં નહીં તજું અનર્થ. ॥૧૬૯॥

ખારા સાગરમાં પ્રભુ એક તું, મીઠી મેહરામણુ સુખકાર;
ખરો નિશ્ચય એવો દિલ ધાર્યો, પ્રભુ તું એક છે મુજ આધાર.॥૧૭૦॥

ખાલી હાથે ચાલ્યા કેઈ, ખાલી હાથે કેઇક જાય;
ખાલી હાથે જવું ન કયારે, એવા નિશ્ચયે જીવ્યું જાય. ॥ ૧૭૧ ॥

ખેલ ન ખેલું મોહના જૂઠા, પ્રભો ! ! તુજ મળવા ખેલું ખેલ;
ખુદા મહાવીર અર્હં પ્રભુ મુજ; તારી સાથે ધરૂં છું મેળ. ॥ ૧૭૨ ॥

ખુલ્લાં કર !!! સહુ દિલનાં દ્વારો, જેથી તેમાં પડે પ્રકાશ;
ખુલ્લાં કર નહીં અન્યનાં મર્મો, પ્રભુને મળવાની જો આશ. ॥ ૧૭૩॥

ખાલી બોલ ન જ્યાં ત્યાં ગર્વે, ખાલી બોલે ઘટતો તોલ;
ખુલ્લું કર ગુરૂ પાસે દિલને, ગુરૂની પાસે સઘળું ખોલ !!! ॥૧૭૪॥

ખુલ્લું કરી દિલને ગુરૂ પાસે, દિલમાં ભરજે સત્યપ્રકાશ;
ખુલ્લું કર નહીં જ્યાં ત્યાં દિલને,યોગ્યની આગળ સત્ય પ્રકાશ!!.॥૧૭૫॥

ખરો પ્રકાશ પડ્યો જે દિલમાં, છાનો કયારે રહે ન તેહ;
ખરો જ્યાં આત્માનંદ પ્રકાશ્યો, ત્યાં નિર્ભયતા, ભાવ વિદેહ. ॥૧૭૬॥

ખરૂં પ્રકાશુંછું જગ આગળ, રહ્યો ન કો'પર રાગ ન દ્વેષ;
ખરૂં પ્રકાશુંછું જગ આગળ, કો'પર વૈરનો રહ્યો ન કલેશ. ॥૧૭૭॥

ખરૂં પ્રકાશુ છું જગ આગળ, સર્વથા કર્મનો થયો ન નાશ;
ખરૂં પ્રકાશું ક્ષયોપશમથી,–મોહને જીત્યો કંઇ કંઇ ખાસ. ॥૧૭૮॥

ખરૂ પ્રકાશુ છુ જગ આગળ; હજી છુ સાધક થયો ન સિદ્ધ,
ખરૂ પ્રકાશુ છુ જગ આગળ, પ્રગટી ન કેવળજ્ઞાનની ઋદ્ધિ ॥૧૭૯॥
ખરો પ્રકાશ અવાજ જણાવે, હજી પ્રગટી નહીં પૂરી મુક્તિ,
ખરો પ્રકાશ જણાવે સંપ્રતિ, જડમાં સુખની નહીં પ્રતીતિ ॥૧૮૦॥

ખરૂ જણાવુ અનુભવીને, ઇશ્વર મુક્તિ અનુભવ થાય,
ખરૂ જણાવુ જગલોકોને, મોહને જીતતા જીતાય ॥ ૧૮૧ ॥

ખોદ્યા મે જે ભવોભવમાંહી, અન્યનાં પાપી મર્મો દોષ,
ખુલ્લા દિલથી માફી માગુ, તજ્યો અપરાધી ઉપર રોષ ॥૧૮૨॥

ખુલ્લા દિલથી વિશ્વજીવોને, ખમાવુ કીધા સહુ અપરાધ,
ખોટાને ખોટુ માનુ છુ, સાધુ આતમ અવ્યાબાધ ॥ ૧૮૩ ॥

ખરા જીગરથી હે પ્રભુ ? તુજને, વિનવુ છુ મુજને કર ! શુદ્ધ,
ખરી વખતનો બેલી ઓ પ્રભુ !', અહંનૂ વિભુ પરબ્રહ્મને બુદ્ધ ॥૧૮૪॥

ખાનાખરાબી, મોહે કીધી, મારી સ્હાયે પ્રભુ તુ આવ ! ! !,
ખૂની મોહને દૂર હઠાવી, મુજને પૂર્ણ પ્રકાશ જણાવ !!! ॥ ૧૮૫ ॥

ખરી ખત તુજરૂપે થાવા, ધારી પ્રગટી તાલાવેલી,
ખેરવવા મોહાદિક કર્મો, ઉદ્યમમા પ્રભુ થાજે બેલી ॥ ૧૮૬ ॥

ખરૂ તાન તુજ સાથે પ્રગટે, તો પ્રભુ તુ છે મારી પાસ,
ખરા તાનને તન્નમનાટે, જ્યા ત્યા પૂરો પ્રભુ વિશ્વાસ ॥ ૧૮૭ ॥

ખરૂ તાન તુજ સાથે લાગ્યુ, જ્યા ત્યા આતમપ્રભુ ત્યા પ્રેમ,
ખરો પ્રકાશ કરો પ્રભુ દિલમાં, રાખો મુજપર પૂરણ રહેમ ॥૧૮૮॥

ખરાખરીનો ખેલ આ પ્રગટ્યો, મોહની સાથે કરાય યુદ્ધ,
ખરાબને દૂર કરીને જ્ઞાને, ઉદ્યમ કરૂ છુ થાવા શુદ્ધ ॥ ૧૮૯ ॥

ખરાબી કીધી જેઓની મે, જેઓને આપ્યા સંતાપ;
ખમાવુ નિંદુ ગર્હું પાપો, કરૂ છુ મનમા પશ્ચાત્તાપ ॥ ૧૯૦ ॥

ખોટા ખ્યાલ કરીને આડા,-પાપ પન્થમા ચાલ્યો જેહ,
ખરા હૃદયથી પસ્તાઉ છુ, પાપ ટળોને સઘળા એહ ॥ ૧૯૧ ॥

ખોટુ સમજાવ્યુ તે નિંદુ, ખોટી આપી જેહ સલાહ,
ખોટાનો સંગી નહી થાઉ, શમાવુ સઘળા કામના દાહ ॥૧૯૨॥

ખસ્યો હું આસ્રવકર્મોથી બહુ, આસ્રવથી ખસવા પુરૂષાર્થ;
ખરી રીતે કરવા ઉત્સાહી, થયો છું એ સાચો પરમાર્થ. ॥ ૧૯૩ ॥
ખરા માર્ગમાં ચાલતાં સ્ખલના, પડવું આથડવું બહુ થાય;
ખરા માર્ગમાં ભૂલ સુધારી, ચાલુ આગળ તજી અન્યાય. ॥૧૯૪॥
ખોજ કરૂં છું કરીશ સત્યની,-અનેક દૃષ્ટિયોગે સત્ય;
ખટપટ લટપટ ઝટપટ ત્યાગી, પ્રભુ મળવાનાં કરૂં છું કૃત્ય. ॥૧૯૫॥
ખ્યાતિ, નામને રૂપથી જૂઠી, તેમાં ધરૂં નિર્મોહ સ્વભાવ;
ખરૂં એ સમજી આત્મોપયોગે, હણુવા ઉઠ્યો મોહવિભાવ. ॥૧૯૬॥
ખલેલ ન પાડું ધર્મમાં કોને, કરૂં ન ઇચ્છું કોનું ખરાબ;
ખસું છું આઘો મોહથી જ્ઞાને, વર્તું મનપર મૂકી દાબ. ॥ ૧૯૭ ॥
ખિન્ન ન બનવું અલાભ અપયશ,-રોગાદિ થાતાં નિર્ધાર;
ખિન્ન ન બનવું કર્મોદયમાં, ઉપયોગ એ વર્તો સુખકાર. ॥ ૧૯૮ ॥
ખેદ ન કરવો સંકટ પડતાં, મૃત્યુ થતાં નહીં ધરવો ખેદ;
ખેલ છે કુદ્રત્નો સહુ ન્યારો, અંતરૂમાં ધારો !!! નિર્વેદ.॥ ૧૯૯ ॥
ખાણું ભાણું પડતું રહેતું, કોઈ ન આવે પરભવ સાથ;
ખ્યાલ કરીને એવો જ્ઞાને, ભજ ! ! અંતરૂમાં ત્રિભુવનનાથ ॥૨૦૦॥
ખરૂં સમજીને ખરૂં કરી લે, જૂઠું સમજીને તે ત્યાગ ! ! !;
ખડા રહો પ્રભુધ્યાનમાં પલપલ. પ્રભુ ભક્તિમાં જ્ઞાને જાગ !!!. ॥૨૦૧॥

## ॥ ग ॥

ગગ્ગા મોહની ગમ્મતવારો, ગુણો ગ્રહોને છંડો દોષ;
ગરીબ રોગી દુ:ખીઓને, સહાય કરો રાખો સંતોષ. ॥ ૧ ॥
ગાવો અરિહંત મહાવીરદેવને, ગુરૂ માબાપની કરશો સેવ;
ગગ્ગો ભણ્યો ત્યારે કહેવાશે, દુર્ગુણ તજી ધરશો ગુણ ટેવ. ॥ ૨ ॥
ગુરૂની સેવા ભક્તિ કરશો, ગુરૂથી સાચું મળતું જ્ઞાન;
દેવગુરૂના ગુણને ગાવો, ગર્વ કરો નહી થઈ નાદાન. ॥ ૩ ॥
ગંભીર થાશો ગુરૂગમ લેશો, ગુરૂ સેવી ગુણ લેશો સર્વ;
ગણુશો ગુણને દોષ છતાં પણ, ગુણસત્તાએ ન કરશો ગર્વ. ॥ ૪ ॥

ગગાનદીથી આતમજ્ઞાની, ગુરૂજી અનતગણા છે મહાન્;
ગુરૂમા અર્પાઈ જવાથી, આતમ થાતો પ્રભુ ભગવાન. ॥ ૫ ॥

ગુણને સેવો ગુણને દેખો, ગુણાનુરાગ ધરો નરનાર,
ગુણવતોના ગુણને ગાઓ,–ગાશો ઉપકારી ઉપકાર ॥ ૬ ॥

ગુરૂવદન આવશ્યક કર્મ છે, ધર્મગુરૂને નમો ત્રિકાલ,
ગુરૂથી જ્ઞાન ને જ્ઞાનથી મુક્તિ, ગુરૂમા ધારો પ્રભુ સમ વ્હાલ. ॥ ૭ ॥

ગુરૂવર નેમિસાગર તેમજ, રવિસાગર ગુરૂ રચ્યુ ચરિત્ર,
ગુરૂ સુખસાગર ચરિત્ર તેમજ, સુખસાગર ગીતાજ પવિત્ર. ॥ ૮ ॥

ગુરૂગીતા સસ્કૃત ભાષામા, રચીને ગુરૂની કીધી ભક્તિ,
ગુરૂની સેવા ભકિતનુ ફલ, ગ્રન્થ કર્યાની પ્રગટી શક્તિ ॥ ૯ ॥

ગચ્છમત પ્રબધ ગ્રન્થની રચના,–કરીને ગચ્છાદિક ઈતિહાસ;
ગચ્છ ગુરૂની ઉન્નતિ માટે, દીધી તેમા શીખ સુવાસ ॥ ૧૦ ॥

ગુહલી સગ્રહ ભાગ રચ્યા બે, ગુરૂગીત ગુહલી સગ્રહ તેમ,
ગુરૂની સેવા ભક્તિ કીધી, ગુરૂથી જ્ઞાન ને યોગ ને પ્રેમ ॥ ૧૧ ॥

ગોના પાપે બળે પેપળો, ગદ્ધા સગે ગાયને માર,
ગુણી અવગુણીની સગત એવી, સુખ દુ ખ પામે છે નરનાર ॥૧૨॥

ગાડરીયા પ્રવાહે પ્રવર્તે, અજ્ઞાની શ્રદ્ધાળુ જન,
ગાડરીયાની રીત ન રાખે, જ્ઞાની શ્રદ્ધાગુણસપન્ન ॥ ૧૩ ॥

ગજ સુકુમાલ મુનીશ્વર વદુ, અગારાથી દઝાતા શીશ,
ધણી ધરી ઘટમાહી સમતા, સોમિલ ઉપર કરી ન રીસ ॥ ૧૪ ॥

ગુરૂ તે એ છે જ્ઞાની ત્યાગી, વૈરાગી નિર્ભયને શાન્ત,
ગુણો જણાવે દોષ હઠાવે, ટાળે શિષ્યના મનની ભ્રાન્ત ॥ ૧૫ ॥

ગુરૂ તે આતમજ્ઞાનને ભક્તિ, ક્રિયા યોગ ને શિખવે એવ,
ગુરૂ તે એ છે કર્મ કરે પણ, નિસગ જ્ઞાનાનન્દી દેવ ॥ ૧૬ ॥

ગદ્ધાપચ્ચીશીને જાળવ !, ગદ્ધા સમ તે મારે લાત;
ગદ્ધો થા ના કામને સ્વાર્થે, ગુરૂબોધની ભૂલ ન વાત ॥ ૧૭ ॥

ગાડા તેઓ ચતુર છતા પણ, મોહ કર્યુ મોઢે મરનાર;
ગુલામ તેઓ પરજડસુખની,–આશામાહી જીવનહાર ॥ ૧૮ ॥

ગરીબ તેઓ લક્ષ્મી છતાં પણ, કંજુસ થઇ ખર્ચે નહીં દામ;
ગમાર તેઓ જ્ઞાન વિનાના, કંચન ભોગને મોહ્યા આમ. ॥ ૧૯ ॥

ગાંજો ભાંગ ને અફીણ કોકમ, ધત્તુર કેફી વસ્તુ ત્યાગ ! !;
ગૃદ્ધિ ન ધરજે જડવસ્તુ પર, દેવગુરૂ પર ધરજે રાગ. ॥ ૨૦ ॥

ગાડા નીચે કૂતરૂં ચાલે, ગાડું ચલાવું માને ચિત્ત;
ગાંડાઈ એવી ન કરીશ તું, ગર્વ તજી દે બની પવિત્ર. ॥ ૨૧ ॥

ગરીબ અવસ્થા આવે ત્હોંયે, નીતિ ધર્મ ને ભક્તિ ધાર ! ! !;
ગરીબાઈ, સંતોને વ્હાલી, પ્રભુની સાથે લાગે પ્યાર. ॥ ૨૨ ॥

ગુણો વિનાનું મનુષ્યત્વ જ શું ?, ગુણો વિના નહીં મુક્તિ થાય;
ગુણો વિના જીવતર છે ખોટું, ગુણો વિના દુર્ગતિમાં જાય. ॥ ૨૩ ॥

ગુણો ગ્રહણ કર ! ! નિજ ઘટમાં જો ! દોષને ભૂલને દૂર નિવાર;
ગુણી થયા વણ વેષ ક્રિયાને, માલા તિલક ફોગટ ધાર. ॥ ૨૪ ॥

ગર્વ કરે શું તન ધન સત્તા,-રાજ્ય લક્ષ્મી વિદ્યાનો ફોક;
ગુમાન ત્હારૂં મોતની આગળ, રહે નહીં મન ગર્વને રોક !!!. ॥૨૫॥

ગાયો ભેંસો બકરાં બળદો, જગ ઉપયોગી પશુઓ જેહ;
ગાયોની રક્ષા સેવાથી,-દેશ કોમ પામે સુખગેહ. ॥ ૨૬ ॥

ગોબ્રાહ્મણ ઋષિ ગર્ભની હત્યા,-કરવાથી લાગે મહાપાપ;
ગોમાતા તે જગની માતા, બળદ દૂધથી હરે સંતાપ. ॥ ૨૭ ॥

ગાયોની રક્ષા કરવાથી, દેશ કોમની રક્ષા થાય;
ગાય વગેરે પશુઓ રક્ષે, પાળે દેશોન્નતિ સુહાય. ॥ ૨૮ ॥

ગાયોની સેવા કરવાથી, રોગ દુ:ખ જગ ઓછાં થાય;
ગોચરો, રાખે હિંદુઓ સહુ, નહીં રાખે તે પાપને પાય. ॥ ૨૯ ॥

ગાયો ઘેર ઘેર હિંદુઓ રાખે, તો હિંદુઓ સુખિયા થાય;
ગાયો ભેંસો બકરાં આદિ, ગાયોના ભેગાં જ ગણાય. ॥ ૩૦ ॥

ગરીબને કંઇ ખાવા પીવા, આપી તેની લ્યો આશીષ;
ગરીબની આંતરડી ઠારો ! ! !, મનમાં ધારીને જગદીશ. ॥ ૩૧ ॥

ગરીબનાં દુ:ખ ગરીબ જાણે, સુખિયાને નહીં તેનું ભાન;
ગરીબ દુ:ખી જન પશુઓને, સહાય કરો આપો !!! કંઈ દાન. ॥૩૨॥

ગરીબ કહે છે મે નહી આપ્યુ, ગરીબોને અન્નાદિક દાન,
ગરીબ અવસ્થા તેથી આવી, આપો કઈ સુજને ધનવાન્ ॥ ૩૩ ॥
ગરીબની ગરીબાઈ ટાળે, ગરીબ અવસ્થા કો નહી પાય,
ગરીબને આપતા વચ્ચે, ના પાડે તે દુ ખી થાય ॥ ૩૪ ॥
ગબ્બર ધનવતો પણ પલમા, ગરીબ બને કર્મે બેહાલ,
ગરીબ લોકો ધનવત થાવે, ધનવતો થાવે કગાલ ॥ ૩૫ ॥
ગાળો ન દે અન્યોને ક્રોધે, ગાળી દેતા થાય ન જીત,
ગાળોને અન્યો જો દેવે, ગાળ ન દે તો એ છે પવિત્ર ॥ ૩૬ ॥
ગાડાઓની સાથે રહેવુ, કદાપિ કર્મોદયથી થાય,
ગભીર થઈને અતરૂ રહેશો, સમય વિચારી વર્તો ન્યાય ॥ ૩૭ ॥
ગભીરતાને ધારણ કર ! ! મન, ગભીરતાથી ફાયદો થાય,
ગુણો વધે ને નવીન કષ્ટો, આવે નહી મન શાતિ પાય ॥ ૩૮ ॥
ગુણસ્થાનક, મિથ્યાત્વાદિક છે, ચઉદશ ઉત્તરોત્તર ગુણકાર,
ગુણી જ્ઞાની ઉત્તરોત્તર ચઢી, પ્રભુ બની પામે ભવપાર ॥ ૩૯ ॥
ગુણસ્થાનકનુ સ્વરૂપ સમ્યગ્, સમજી વર્તે શુદ્ધ તે થાય,
ગુણસ્થાનક સમજ્યા વણ દોષને, ગુણનો નિર્ણય સત્ય ન કયાય ॥૪૦॥
ગચ્છ સભા સમિતિ સઘ મડલ, અનેક ગણ ગચ્છ નામ સુહાય,
ગચ્છાદિક વ્યવહારોપયોગી, નિશ્ચય ગુણ સાધન સુખદાય ॥૪૧॥
ગચ્છ છે સાધનદશોપયોગી, પડતાને આલબન સત્ય,
ગચ્છ સભાદિક નામ ભિન્ન પણ, એકાર્થે ઉપયોગી કૃત્ય ॥ ૪૨ ॥
ગચ્છમા ગુણ પ્રગટાવવામાટે, સાધુ સાધ્વીનો છે વાસ,
ગચ્છ જે ગુણકારક તે સાચો, દોષવૃન્દનો કરે વિનાશ ॥ ૪૩ ॥
ગચ્છાચારપયન્નામાહી, ગચ્છ વાસ ગુણ ભાખ્યા બેશ,
ગુરૂતાએ ગચ્છમા જે રહેતા, સાધુ ટાળે રાગને દ્વેષ ॥ ૪૪ ॥
ગૌતમસ્વામી સરખા ગણધર, ગણ-ગચ્છ સ્થાપે મુનિ હિતકાર,
ગુરૂપરપરા જ્ઞાન મળે છે, ગચ્છવિષે રહેતા નિર્ધાર ॥ ૪૫ ॥
ગર્ભિણી નારી જાતિનો, વધ કરવો નહી સમજો સાર,
ગર્ભિણીને દુ ખ ન આપો !!, ક્રોધ કરો નહી દ્યો નહી ગાળ ॥૪૬॥

ગર્ભિણીને કદિ ન મારો, ગર્ભિણીપર કરો ન ક્રોધ;
ગર્ભિણીને અતિપરિશ્રમ, આપો નહીં દ્યો ભક્તિ બોધ. ॥ ૪૭ ॥
ગર્ભિણીને ખુશમાં રાખો !!, ગૃહસ્થલોકનો એ છે ધર્મ;
ગર્ભ રહ્યા પછી સ્ત્રીની સાથે, મૈથુન તે છે પાપનું કર્મ. ॥ ૪૮ ॥
ગુણાનુરાગી થઇ ગુણ લેવા, કોના પણ અવગુણ નહીં ભાખ ! ! !;
ગુણાનુરાગે ગુણ વૃદ્ધિ છે, ગુણાનુરાગે સાચી સાખ. ॥ ૪૯ ॥
ગુણાનુરાગી સજ્જન થોડા, અવગુણલેનારાઓ કોડ;
ગુણાનુરાગી સમકિતી છે, જેની જડે ન જગમાં જોડ. ॥ ૫૦ ॥
ગુણાનુરાગે જ્ઞાનને સેવા, ભકિત ધર્મ શુભ કાર્ય પમાય;
ગુણાનુરાગી થાય છે મુકત જ, ગુણાનુરાગે ધર્મ લહાય. ॥ ૫૧ ॥
ગાફલ થા ! ! ના પ્રમાદયોગે, ગાફલ થા ના શત્રુમઝાર;
ગાફલ થા !! નહીં સર્વપ્રસંગે, ઉપયોગે રહેજે હુશિયાર. ॥ ૫૨ ॥
ગુણવંતા ગુરૂજનની લાતો, ખાવાથી છે સાચું સુખ;
ગાંડાઓના સત્કારે જગ, અંતે પડતું મોટું દુઃખ. ॥ ૫૩ ॥
ગાંડા સાથે ગમ્મત કરવી, સર્પની સાથે જેવા ખેલ;
ગુણવંતાની લાતો ખાતાં, અંતે પ્રગટે સુખની સહેલ. ॥ ૫૪ ॥
ગુણો વિનાનો ઘટાટોપ શ્યો ? ગુણો વિના મન થાતો ગર્વ;
ગાજંતા મેઘો નહીં વર્ષે, ગર્વ કરો નહીં સમજો સર્વ. ॥ ૫૫ ॥
ગમાર જગમાં તેહ ગણાતો, શત્રુમિત્રનું હોય ન જ્ઞાન;
ગર્વ કરીને લક્ષ્મી ખર્ચે, સત્ય શીખામણ સુણે ન કાન. ॥ ૫૬ ॥
ગમાર તે સાચો જગમાંહી, માતપિતા ગુરૂને દે ગાળ;
ગાફલ થઈને ગાંઠ ગુમાવે, કરે ન નિજશક્તિનો ખ્યાલ. ॥ ૫૭ ॥
ગમાર તે જે સત્ય ન સમજે, સંકટ દુઃખના માર્ગે જાય;
ગજા ઉપરાંત કરે જે કામો, ધૂર્તોથી જે જગ ધૂતાય. ॥ ૫૮ ॥
ગમાર તે અવસર નહીં જાણે, સત્યાસત્યનો કરે ન તોલ;
ગમાર, જ્ઞાન વિના સહુ જીવો, ગુણો વિનાના જેના બોલ. ॥ ૫૯ ॥
ગમવણ જીવો સર્વે ગમારો, અલ્પ બહુ તરતમ બહુ ભેદ;
ગમ લેઇ ગુરૂજ્ઞાનથી સાચી, આતમ ટાળો !! દુઃખના ખેદ. ॥૬૦॥

ગુર્જર દેશ છે બહુ દયાળુ, દયાવંત દેખો ! ! ગુજરાત,
ગૃહસ્થ લોકો બહુ ગુણવંતા, અતિથિ સેવામાં પ્રખ્યાત ॥ ૬૧ ॥
ગરીબ ગાયને આશ્રય આપે, અતિરમણિક દેખો ! ! ગુજરાત,
ગુજરાતી નરનારી દયાળુ, સેવાભક્તિમાં પ્રખ્યાત ॥ ૬૨ ॥
ગુર્જર દેશે વૃક્ષો ઝાઝાં, સર્વધાન્યની ખેતી થાય,
ગુણવંત પ્રકટે ભક્તો જ્ઞાની, કાચું સોનું બહુ પ્રગટાય ॥ ૬૩ ॥
ગુજરાતીમાં દયા સત્યને, ક્ષમા વિનય સેવાને ભક્તિ,
ગુણો ઘણાને દુર્ગુણ પણ છે, ગુણરાગે ગુણ લેવા રીતિ ॥ ૬૪ ॥
ગુર્જર દેશમાં ઘરમાં ગોખલે, કબુતર બેસી ગેલ કરંત,
ગુર્જર દેશમાં હરણાં રમતાં, પશુ પંખીના દયા અનંત ॥ ૬૫ ॥
ગુર્જર દેશમાં તીર્થને ભક્તો, નદી સરોવર વૃક્ષ રસાળ,
ગુર્જર દેશને ગુણદૃષ્ટિએ, દેખે તેને આવે ખ્યાલ ॥ ૬૬ ॥
ગણિત આદિ વિદ્યાઓનું, સારી રીતે મેળવો જ્ઞાન;
ગુણજ્ઞ થાવું કૃતજ્ઞ થાવું, ગુણોનું જ્યાં ત્યાં કરવું ગાન ॥ ૬૭ ॥
ગૃહાવાસમાં સ્ત્રીને પુરૂષે, અતિથિઓની કરવી સેવ,
ગુણી ગૃહિણી દેવી સરખી, ગૃહસ્થ સદ્ગુણી જાણો ! ! દેવ ॥ ૬૮ ॥
ગૃહની ગૃહીણીદેવી પત્ની, એજ શ્રેષ્ઠ ઘર જગ કહેવાય,
ગૃહસ્થદશાનું ભૂષણ દાન છે, દાને ગૃહસ્થી ધર્મી થાય ॥ ૬૯ ॥
ગૃહસ્થને છે સ્વાધિકારે, દેવ ગુરૂને ધર્મની ભક્તિ,
ગૃહસ્થ શોભે પરોપકારે, રાખે જે નીતિ સદ્રીતિ ॥ ૭૦ ॥
ગૃહસ્થનું ગૃહ સ્વર્ગસમું જ્યાં, દયા દાનને સ્વાર્પણ ત્યાગ,
ગુણદૃષ્ટિને ઐક્ય પ્રેમતા, ઉત્સાહ ઉદ્યોગ ને વૈરાગ્ય ॥ ૭૧ ॥
ગુરૂકુળવાસે જ્ઞાનને ભક્તિ, આતમની શક્તિ પ્રગટાય,
ગુરૂકુળવાસે ગુણો ઘણા છે, નગુરાથી તે નર્કી સમજાય ॥ ૭૨ ॥
ગુરૂના અંતેવાસી શિષ્યો, ગુરૂહૃદયનું પામે જ્ઞાન,
ગુરૂકુળમાં વસવું મહાદુર્લભ, ગીતાર્થગુરૂ તે સત્ય પ્રમાણ ॥ ૭૩ ॥
ગીતાર્થ અનુભવી ગુરૂની પાસે, વસે રહી સહી સંકટ સર્વ,
ગુરૂ ગીતાર્થની ભક્તિ એ છે, પામે પ્રભુને રહે ન ગર્વ ॥ ૭૪ ॥

ગોળ ગળ્યો પણ બહુ ખાવાથી, દુઃખના હેતુભૂત તે થાય;
ગળ્યું કડવું ઉપયોગે સારૂં, સમજી ખાવે તો સુખ થાય. ॥ ૭૫ ॥

ગળ્યું કડવું ઉપયોગી સુખકર, જ્ઞાનવડે ઉપયોગ જો થાય;
ગળ્યું કડવું બન્ને સુખ દુઃખકર, સાપેક્ષાએ સમજો ન્યાય. ॥ ૭૬ ॥

ગળીને જોઈ જલને પીવું, બહુ ચાવીને ખાવું અન્ન;
ગળીને બોલજે બહુ વિચારી, ઉદાર નિર્મલ રાખો !! મન. ॥૭૭॥

ગુપ્તવાતને ખોલી ના દે, જેથી નિજપરને નુકશાન;
ગોપવવા યોગ્ય ગુપ્ત રાખજે, દ્વેષે ન કર કોનું અપમાન. ॥ ૭૮ ॥

ગળથુથીમાં જન્મની સાથે, ધર્મને પામશો નરને નાર;
ગેરસમજ જે થૈ તેની તું, માફી માગી જન્મ સુધાર !!!. ॥ ૭૯ ॥

ગર્જવંત ગ્રાહક જો આવે, તેની આગળ પેટી ઉઘાડ;
ગ્રાહકવણ નહીં માલની કિંમત, ગ્રાહકવણ નહીં લાભ થનાર. ॥ ૮૦ ॥

ગર્જ પડે ગદ્ધાને બાપા, જગમાં કહેતાં સ્વાર્થી લોક;
ગર્જ સમું મીઠું નહીં કોઇ, ગર્જે પાડે લોકો પોક. ॥ ૮૧ ॥

ગુરૂ, સત્ય જે જ્ઞાનને આપે, અસત્ય પાપને કાઢે દૂર;
ગુરૂ ખરો જે સમ્યગ્ જ્ઞાનને, ચારિત્રે શોભે ભરપૂર. ॥ ૮૨ ॥

ગુણોવડે પૂજાતા સર્વે, ગુણવણ નહીં પૂજાને માન;
ગુણવણ કિંમત નહીં છે કોની, ગુણ પ્રગટાવો સમજો સાન. ॥ ૮૩ ॥

ગુલામ સરખા રાજાઓ જ્યાં, તે રાજાઓ દુઃખી દીન;
ગુલામડી સરખી જ્યાં રાણી, તેની સંતતિ પ્રગટે હીન. ॥ ૮૪ ॥

ગુલામ થઈને રાજ્ય કરંતાં, ખાતાં પીતાં સુખ ન-લેશ;
ગુલામી સ્વર્ગવિષે નહીં સારી, સારૂં નરકના થવું મહેશ. ॥ ૮૫ ॥

ગુલામ પાસે રહે ન શકિત, બળ બુદ્ધિ વિદ્યા ક્ષય થાય;
ગુલામ કરતાં ગરીબ સારો, સ્વતંત્રતાએ જીવ્યો જાય. ॥ ૮૬ ॥

ગુલાબપુષ્પ મઝાનું લાગે, સૌ લોકોનો તે પર પ્રેમ;
ગુલાબને પણ કાંટાઓ છે, ગુલાબ રક્ષણમાટે એમ. ॥ ૮૭ ॥

ગુલાબ સરખા સારા લોકો, કાંટા સમ ધરે રક્ષણશસ્ત્ર;
ગુપ્ત રહસ્યો એવાં સૌમાં, ગુરૂગમથી જાણો !! એ મંત્ર. ॥ ૮૮ ॥

ગારવ રસ ઋદ્ધિ શાતા ત્રણ્ય, ગારવ કરતા ગુણ સહુ જાય,
ગુમાન કરતા ગુલામી પ્રગટે; સમજે તેને ગર્વ ન થાય ॥ ૮૯ ॥

ગરીબી—જ્ઞાની યોગી ફકીરીની, તેમા અનંત સુખની લ્હેર,
ગરીબી એવી ત્યા પ્રભુતાઈ, અમીરીમાહી દુઃખ ને ઝેર. ॥ ૯૦ ॥

ગોચરી કરીને સાધુ મુનિયો, દેહનુ પોષણ કરતા દેખ !!,
ગોચરી કરતા ગુણો ઘણા છે, નિજપરને હિતકારક પેખ !! ॥૯૧॥

ગોચર ભૂમિયો—ગાયો ઢારો,—માટે કાઢેલી તે જાણુ !!,
ગોચરભૂમિને નહી ખેડે, આર્ય હિંદુ તે સત્ય પ્રમાણુ ॥ ૯૨ ॥

ગામ ગપાટા વિકથા નિંદા, વાતોથી કંઈ વળે ન ભવ્ય ?,
ગણુ !! અંતરમા ગુણ શા પ્રગટ્યા, ગણુ !! શું આજ કર્યું કર્તવ્ય ॥૯૩॥

ગણુ !! શુ આજ લગી શું કીધુ, પાપ કર્યા વા પુણ્યના કર્મ,
ગણુ !! સદ્ગુણુ દુર્ગુણ શા પામ્યો, ખાનગીમા ગણુ !! પ્રગટે શર્મ ॥૯૪॥

ગજાવો આતમ સદુપદેશે, સર્વજીવોપર કર !!! ઉપકાર,
ગુણો પ્રસારો જગમા જ્યા ત્યા, આતમ ? તારો ધર્મ અપાર ॥૯૫॥

ગજ ઘોડાના ગુણને ગ્રહશો, ગ્રાહની પેઠે કર ગુણગ્રાહ,
ગ્રાહક થા !! સદ્ગુણનો જ્યા ત્યા, ગુણો ઉપર જ્યા ત્યા ધર !!! ચાહ ॥૯૬॥

ગભરાઈ અકળાઈ ન જાવુ, દુઃખ પડે તો રાખો ભાન,
ગભરાયાથી દુઃખ ન ટળતુ, હિંમત રાખી કર !! પ્રભુગાન ॥૯૭॥

ગૌ બ્રાહ્મણ લઘુ બાળને ગર્ભની,—હત્યાથી થાતુ મહાપાપ,
ગરીબ સાધુ ફકીર સંતની,—હત્યાનો છે નરકે જવાબ ॥૯૮॥

ગુણવણ ગુણઠાણુ નહી આવે, ગુણવણ કર્મકાંડ છે ફોક,
ગુણઠાણુપર ચડવા માટે, રાગ રોષ ને કામને રોક !!! ॥૯૯॥

ગુરૂએ ગોળી જ્ઞાનની મારી, ભક્તોનુ હણતા અજ્ઞાન,
ગુરૂના આશયો જેઓ જાણે, ગુરૂરૂપ થૈ બનતા ભગવાન. ॥૧૦૦॥

ઘાટ, ઘડાયા દેહાદિકના, તે સહુ પુદ્ગલના પર્યાય,
ઘાટ, સકળ પુદ્ગલના વિણસે, અઘાટ આતમ નહીં વિણસાય ॥૧૦૧॥

ગૃહિણી તે ઘર અન્ય ન ઘર છે, ઘરમા ગૃહીણીઓનુ રાજ્ય,
ગૃહિણીઓ ઘરમા પૂજાતી, લક્ષ્મીનુ ત્યા છે સામ્રાજ્ય ॥૧૦૨॥

ગોખણુપટ્ટી કરી કરોડો, શ્લોકો મુખપાઠે કરે કોય;
ગોખ્ખણુપટ્ટી વેદિયા ઢોરની,-પેઠે ત્યાં નહીં જ્ઞાન જ હોય. ॥૧૦૩॥

ગુન્હાઓ કર ! નહીં બીજાના, ગુન્હાનાં સહુ કારણ ત્યાગ ! ! !;
ગુન્હેગારો શિક્ષાઓથી, પામે છે ગુણ ને વૈરાગ્ય. ॥૧૦૪॥

ગુન્હેગારોને દે માફી, ગુન્હાનો કર ! ! પશ્ચાત્તાપ;
ગુન્હો થાતાં માફી માગી, પછીથી કર નહીં જૂલ્મો પાપ. ॥૧૦૫॥

ગોટાળા કર !! નહીં અતિલોભે, ગોટાળાથી રહે ન નીતિ;
ગરબડ જે અન્યાય દોષની, તેને ત્યાગો ધરી સુરીતિ. ॥૧૦૬॥

ગાંડા જેવા જગમાં ફરતા, અલમસ્તો કે મસ્ત ફકીર;
ગાંડાઓમાં કેક છે સંતો, પ્રસંગે પરખાતા ગંભીર. ॥૧૦૭॥

ગાંડા જેવા અવધૂતો કે, પ્રભુથી એકયપણે મસ્તાન;
ગાંડાઓમાં ગોત્યાથી તે, પરખાતા કે જે ગુણવાન. ॥૧૦૮॥

ગંભીર સાગર સરખા મસ્તો, બાહ્ય લક્ષણે નહીં પરખાય;
ગાંડો થઇ તે પાછળ લાગે, તે પણ ગાંડા જેવો થાય. ॥૧૦૯॥

ગાવે તેના શીર પર પ્રભુ છે, ધ્યાવે તેના દિલની પાસ;
ગાંડો થાય જે પ્રભુપર પૂરો, પ્રભુમય પોતે થાતો ખાસ. ॥૧૧૦॥

ગળું રેંસીને અન્યજીવોનું, અન્યજીવોનું પીને રક્ત;
ગન્દુ કરીને પાપે મનડું, બનીશ નહીં તું પ્રભુનો ભકત. ॥૧૧૧॥

ગંદકી, દુર્ગુણ વ્યસનની ભારી, ગંદકી, હિંસાદિક છે દોષ;
ગંદકી, અંતરની સહુ ત્યાગો, ધારો આતમ !! ગુણનો પોષ. ॥૧૧૨॥

ગંદો તે છે દુર્ગુણી દોષી, વ્યસની હિંસાનો કરનાર;
ગંદકી, મનની તજ્યા વિના તો, પવિત્ર કો નહીં નરને નાર. ॥૧૧૩॥

ગંધ, સુગંધ ને દુર્ગંધ એ છે, બેમાં જેને રાગ ન રોષ;
ગંદી, કાયા છતાં પવિત્ર જ, લોભ તજી ધાર્યો સંતોષ. ॥૧૧૪॥

ગ્રહણ ને ત્યાગ જે આહારાદિક, સર્વે જે વર્તે વ્યવહાર;
ગ્રહણ ત્યાગમાં નિઃસંગીને, નિષ્કામી તે પ્રભુ અવતાર. ॥૧૧૫॥

ગૂઢ રહસ્યો, ગુરુગમ જ્ઞાને, સમજો પામી ગુરૂ પસાય;
ગુપ્તમંત્રનાં રહસ્ય સમજો, ગુરૂગમે આશયો સમજ્યા જાય. ॥૧૧૬॥

ગુપ્ત શકિતયો રહી આતમમા, ગુરૂગમે તેનો કરો વિકાસ,
ગુપ્ત રહે નહી જ્ઞાનમા કોઇ, યોગ્યનો કરતા જ્ઞાની પ્રકાશ ॥૧૧૭॥
ગ ગાજલ સમ નિર્મલ ત્યાગી, સ તો પ્રભુના મસ્ત ફકીર,
ગ ગાને પણ પવિત્ર કરતા, સ ત પ્રકટ આતમ મહાવીર ॥૧૧૮॥
ગયો તો શુ ને રહ્યો તો શુ તે, કર્યું ન જેણે દાનને ધર્મ,
ગયો વખત પાછો નહી આવે, કરી લે આતમ !! સારા કર્મ ॥૧૧૯॥
ગુરૂ કર્યા વણ પ્રભુપદ નહીં છે, ગુરૂ કર્યા વણ સ્વર્ગ ન મોક્ષ,
ગુરૂતા, ગુરૂની સગુરા જાણે, નગુરાથી ગુરૂ રહે પરોક્ષ ॥૧૨૦॥
ગુરૂગીતા સ સ્કૃત ભાષામા, રચી સદ્ગુરૂનો લહી પસાય,
ગુરૂ રવિસાગર ગુરૂ સુખસાગર, ઉપકારી મહાસ ત સુહાય ॥૧૨૧॥
ગુજારે કર્મપ્રભુ તુજ, શિરપર, સુખ દુ ખ તે સહી લે સમભાવ,
ગુમાન કર નહીં સુખ સાપડતા, દુ ખ પડે મન શોક ન લાવ!! ॥૧૨૨॥
ગોશાળા સરખા જે શિષ્યો, ગુરૂદ્રોહી ગુણલોપી જેહ,
ગુણ સામો અવગુણ જે કરતા, દુર્ગતિમા બહુ ભમતા તેહ ॥૧૨૩॥
ગુ હલી તે ગુરૂના ગુણ ગાવા, ગુરૂભકિતનુ કરવુ ગાન,
ગુ હલી કરતા ગાતા ગુણ બહુ, અ તે પ્રગટે કેવલજ્ઞાન ॥૧૨૪॥
ગા ! ! ગુણરાગે, વૈરીગુણને, જ્યા ત્યા ગુણને દેખો ! ! ભવ્ય ?,
ગુણીના ગુણ ગાતા ગુણ પ્રગટે, ગુણીપણાના કર !!! કર્તવ્ય ॥૧૨૫॥
ગુણ બોલો શત્રુમા રહેલા, દુર્ગુણ, શત્રુનો નહીં બોલ ! !,
ગ ડુમાથી છતા ગુણો લે !!, ગુણોથી પ્રભુના દ્વારને ખોલ ॥૧૨૬॥
ગમખાઇ ગુણ લેતાં અન્યના, આત્મગુણો સઘળા પ્રગટાય,
ગણો !!! ગુણો દુર્ગુણ શ્યા નિજમા, ગહન વાત, ગુરૂથી સમજાય. ॥૧૨૭॥
ગુજાર ! જીવન પાપ રહિત નિજ, નિર્દોષે કર ! ! નિજ ગુજરાન,
ગબોળો કર ! નહીં અસત્ય બોલી, ગરીબનો બેલી ભગવાન ॥૧૨૮॥
ગુણી થવાને અપરાધીને, વખત આપ કે સુધરે તેહ,
ગુનેગારો સુધારવાને, જ્ઞાનબોધ આપો !! ગુણગેહ ॥ ૧૨૯ ॥
ગૌતમ ગણધર લબ્ધિધારક, વીરપ્રભુના શિષ્ય મહાન્,
ગૌતમ નામે કાર્યારંભે, મ ગલ થાવે બહુકલ્યાણ ॥ ૧૩૦ ॥

ગાદી તે ગુણ સત્કર્મોને, કરવાં ઠરવું સારા ઠામ;
ગાદી તે નિજ ફર્જથી સેવા, કરવી ભજવા આતમરામ. ॥ ૧૩૧ ॥

ગાયકવાડ સયાજીરાવ છે, ગાયકવાડી રાજ્ય નરેશ;
ગુણના માટે તેમને આપ્યો, વડોદરામાં સદ્ગુપદેશ. ॥ ૧૩૨ ॥

ગ્રહો નડે ત્યાં પુણ્ય પાપના,-ફલમાં નિમિત્ત કારણ તેહ;
ગ્રહજો આત્મગુણોને ભાવે, ગ્રહો નડે નહીં તેને એહ. ॥ ૧૩૩ ॥

ગુર્જરત્રા-ગુજરાત છે જાણો !!, ગુર્જર લોકોનું જ્યાં રાષ્ટ્ર;
ગુર્જર લોકનું રાજ્ય ગયા પછી, ગુર્જર નામે છે ગુજરાત. ॥ ૧૩૪ ॥

ગુર્જરત્રા ભૂમિનું પૂર્વે, બ્રહ્માવર્ત અને સૌરાષ્ટ્ર;
ગુણવંતુ હતું નામ રૂપાળું, ગુજરોથી થયું ગુર્જરરાષ્ટ્ર. ॥ ૧૩૫ ॥

ગુજરાતી ગંભીર દયાળુ, અતિથિ સેવામાં હુશિયાર;
ગુણો અને સત્કૃત્યોવાળા, ભક્ત વીરોથી છે રળિયાત. ॥ ૧૩૬ ॥

ગાંજયો જા નહિ ધૂર્તોથી જગ, ધૂર્ત ઠગો છે જગમાં અનેક;
ગાંજયો જા !! નાહ છલી કપટીથી, ગુણી થવાની ધારજે ટેક. ॥૧૩૭॥

ગુરખા શીખ સમ સ્વામીભક્ત થા !!, ગુણી થવા કર સંતનો સંગ;
ગુણી થવાને સંતની ક્ષણની,-સંગતિથી સુધરે નિજરંગ. ॥ ૧૩૮ ॥

ગાંધી, હિંદમાં સંતદૃષ્ટિએ, સ્વરાજ્ય,-ચળવળ ચલવે હાલ;
ગાંધી, ગુણાનુરાગને ધારે, કરી ભૂલ છંડે લહી ખ્યાલ. ॥ ૧૩૯ ॥

ગોપવ !! ગોપવાયોગ્ય તે સમજી, ગુપ્તિધારો ધરી ઉપયોગ;
ગો-હત્યારો છે મહાપાપી, ગોપવ !! કાયને થાય ન રોગ. ॥૧૪૦॥

ગોપાલ તે ઇન્દ્રિયોરૂપી,-ગાયો રાખે વશમાં જેહ;
ગોપાલ તે શ્રી કૃષ્ણ સરીખો, ગોવાલપદ જગ મોટું એહ. ॥૧૪૧॥

ગોવાળોની સેવાભક્તિ, કરવી દેશના ખરા તે ભક્ત;
ગોવાળોને રબારીઓ તે, ગાયો પાળે છે ગુણવંત. ॥ ૧૪૨ ॥

ગોપાલક ઘર ઘર હિંદુઓ, થાય તો તેથી સુખ ને શાંતિ;
ગોચરી કર !!! તું ગાયની પેઠે, નિર્દોષી વધે ધર્મની કાંતિ. ॥૧૪૩॥

ગરીબ પણ જાહેરમાં આવે, વિદ્યા ખંત પ્રયત્ને જાણ !!;
ગોલાઓ પણ બને સ્વામીઓ, ધન સત્તા પામીને જ્ઞાન. ॥ ૧૪૪ ॥

ગજનો દંત જે બાહિર નીકળ્યો, તે પાછો નહીં કરે પ્રવેશ,
ગજના દંત સમા વીરોના,-વચનો પાછા થાય ન લેશ. ॥ ૧૪૫ ॥
ગજબ કરીશ નહીં ગર્વે માનવાં, ગાજીશ નહીં ફૂલીને ફોક,
ગજુ જોઈને લેવું દેવુ, ગંજેરી થઇ ભૂક !!! ન પોક ॥ ૧૪૬ ॥
ગટપટ જૂઠી કરવી તજીદે, ગટર સરીખુ કર !!! નહી ચિત્ત,
ગઠિયો થા નહી પ્રાણાતે પણ, ગ્રન્થિ ત્યાગી બનો પવિત્ર ॥૧૪૭॥
ગડબડ ગોટો કર !!! નહીં કાર્યે, ગૃદ્ધિથી નહી મન નિર્લેપ,
ગજા ઉપરનું કાર્ય ન કરવુ, મોહરોગ છે મનનો ચેપ ॥૧૪૮॥
ગણ ગચ્છ સમાજ સંઘ એ શબ્દો, એકવાચ્યના વાચક જાણ !!!,
ગણીને બહુ વિચારી આગળ, પગલુ ભર !!! થા નહી નાદાન ॥૧૪૯॥
ગદ્ધાઈ, યૌવનના વિકારો, ગદ્ધામસ્તી છોકરવાદ,
ગાડાઈ અતિકામે સ્વાર્થે, તેનું ફળ છે દુ ખાસ્વાદ ॥૧૫૦॥
ગરણુ દુનિયાના મુખપર નહિ, દુનિયાનો અભિપ્રાય ન એક,
ગાયક વિદ્યા મન પ્રમોદી, ગાનથી રોગ ટળે છે અનેક ॥૧૫૧॥
ગળપણલોભે ફસાઇ જા !!! નહીં, ગળપણમોહે સાધ્ય ન ચૂક !!!,
ગળપણલોભે દેહારોગ્યમા, જાણીને પૂળો નહીં મૂક !!! ॥૧૫૨॥
ગમ લે ગીતાર્થગુરુને સેવી, જ્ઞાનીગમા સહુ સમા સુહાય,
ગબોળો કર !!! નહીં નિજ ફર્જેમા, કર્તવ્યોમા સમજે ન્યાય ॥૧૫૩॥
ગમગીની પ્રગટે પ્રભુમા ધર !!! ચિત્ત, તેથી માર્ગનો થાય પ્રકાશ,
ગમત બાલથી કરવી બૂરો, ગમારને થા ? જ્ઞાન વિલાસ ॥૧૫૪॥
ગમતુ જ્ઞાનથી નકકી કરવુ, ગમન કરો દુ ખમા પરદેશ,
ગમા રહે નહી ઘડપણમાહી, ગમે ન ઘડપણમા બહુ ક્લેશ ॥૧૫૫॥
ગમાર આગળ ગર્જ ન કહેવી, ગમાવવુ નહી ફોગટ વીર્ય,
ગમેતેમ કરી સંકટમાહી, રાખો !!! આતમનુ શુભ ધૈર્ય ॥૧૫૬॥
ગમ્ય જે જ્ઞાનમા ત્યા શુ ? શ્રદ્ધા, અગમ્યમા શ્રદ્ધા ઉપયોગ,
ગમ્ય જે બુદ્ધિએ ત્યા કરી ન, પ્રમાણમાથાકૂટી ભોગ ॥૧૫૭॥
ગજાવો આલમ સદુપદેશે, સર્વવિશ્વમા જેથી શાન્તિ,
ગરજુ, ગધેડા બન્ને સરખા, અજ્ઞાન સ્વાર્થે હોય અશાન્તિ ॥૧૫૮॥

ગરમાઇ તન ધન સત્તા ને, વિદ્યાની જ્યાં ત્યાં દેખાય;
ગરમાઇ જેને નહીં એવી,-દશા છતાં તે ભકત સુહાય. ॥૧૫૯॥
ગરમાવો જે આત્મજ્ઞાનનો, ભક્તિનો ત્યાં હોય છે પ્રાણ;
ગરમી જ્યાં નિજઆત્મગુણોની, આત્મ જીવનનાં ત્યાં છે ત્હાણ.॥૧૬૦॥
ગરાસ નભતો ગરમાઇ તક, માથું આપે રહે ગરાસ;
ગરાસીઓમાં હોય ન ગરમી, તો તે થાવે ગરીબ દાસ. ॥૧૬૧॥
ગરીબ જોરૂ સૌની ભાભી, ગરીબપરવર આશ્રય શ્રેષ્ઠ;
ગરમાવો તે શક્તિયો છે, તેવણુ માણસ ગરીબ હેઠ. ॥૧૬૨॥
ગરીબાઇમાં ગુણો જો આવે, પ્રભુની સેવા ભકિત થાય;
ગરીબ એવાના ઘરમાંહી, પ્રભુસંત જ્યોતિ ઉભરાય. ॥૧૬૩॥
ગરૂડ સરખા નિજજાતિની, સલાહે જગ મોટા કહેવાય;
ગિરૂવા નહીં જે નિજકોમોમાં, પરમાં મોટા બને શું થાય. ॥૧૬૪॥
ગર્જે પણ વરસે નહીં તેની, કિંમત જગમાં લેશ ન થાય;
ગાજે ને વરસે તે ગિરૂવો, પરાક્રમીમાં તેહ ગણાય. ॥૧૬૫॥
ગર્તમાં પડિયા ભ્રાંત મનુષ્યો, અજ્ઞાની દુષ્ટો જગમાંહ્ય;
ગર્થવિના સંસાર ન ચાલે, ગર્જે સારૂં ન્યાય ગણાય. ॥૧૬૬॥
ગ્રથિલ તે જગ નરને નારી, સત્ય અસત્ય ન સમજે જેહ;
ગાંડા ડાહ્યા જગમાં લોકો, પ્રસંગ પડે સમજાતા એહ. ॥૧૬૭॥
ગર્ભીણીઓ જે નારીઓ, તેઓને કષ્ટો નહીં આપ!!!;
ગર્ભિણીની સેવા કરતાં, દેશોદય ચડતીની છાપ. ॥૧૬૮॥
ગર્ભપાતનું પાપ છે મોટું, ગર્ભપાતથી જાય ન દુઃખ;
ગર્ભપાત કરનારીઓને, સ્વપ્નામાં પણ મળે ન સુખ. ॥૧૬૯॥
ગર્ભવાસ છે રાગ રોષથી, જ્ઞાને ટળતો ગર્ભનો વાસ;
ગર્ભની હત્યા કરનારાનું, અંતે જાતું સત્યાનાશ. ॥૧૭૦॥
ગર્ભ શ્રીમંતને ગરીબ કોમના,-દુઃખનો અનુભવ લેશ ન થાય;
ગર્ભ શ્રીમંતને ગરીબદશામાં, જીવંતાં બહુ દુઃખ જણાય. ॥૧૭૧॥
ગર્ભ શ્રીમંત થવું મહાપુણ્યે, ધની બનીને કરજે દાન;
ગર્ભાધાન પછીથી મૈથુન,-વર્જે ગૃહસ્થ જે ગુણખાણ. ॥૧૭૨॥

ગર્વી રહો નહીં જગ નરનારી, ગર્વ ગળ્યા જગ સહુના દેખા!!,
ગર્હિત કાર્ય ન કરજે ક્યારે, ગર્દ્ધપણાની દશા ઉવેખા!!. ॥૧૭૩॥

ગલત વિચારો માન ! ન મોહે, ગલબો જોઇ વિચારી જાણ!!,
ગલીચીવાળી જગ્યાને છડો, ગલીચીથી દુ ખોની ખાણ ॥૧૭૪॥

ગહન બાબતો ગુરુગમયોગે, હળવે હળવે સો સમજાય,
ગળકો-ઉમળકો સારો પ્રગટે, તે આચારે મૂકો ભાય ॥૧૭૫॥

ગળથુથીમા જ્ઞાન ને સેવા, ભક્તિ યોગને જ્યા પીવાય,
ગાજે ત્યા મહાપુરૂષો પ્રગટ્યા, સર્વશક્તિયો ત્યા ઉભરાય. ॥૧૭૬॥

ગળાનુ રક્ષણ સત્યે કરજે, ગળુ કપાતા રહે ન પ્રાણ,
ગળે ટુ પો ખાઇ નહીં મરજે, જીવતા ફરી ઇચ્છિત લ્હાણ ॥૧૭૭॥

ગળેપડુનો સ ગ ન કરજે, ગળેપડુ તુ થા !!! નહીં ભવ્યા;
ગળી ગળીને પાણી પીવુ, વિચારીને કરજે કર્તવ્ય ॥૧૭૮॥

ગાવુ જ્ઞાનીની આગળ કે, જેથી ગાનની કિંમત થાય,
ગાડા આગળ વાલો જેવી, અ ધને આરશી સમજો ન્યાય ॥૧૭૯॥

ગાત્ર ન શિથિલ થાય તે પૂર્વે, ધર્મ કરી લ્યો નરને નાર,
ગાત્રની મજબૂતાઇ કરજે, કસરત આદિથી નિર્ધાર ॥૧૮૦॥

ગાથાઓ શુભ શિક્ષામયી જે, ગોખીને બહુ સુખકર પાઠ,
ગાથાની કિ મત નહીં થાતી, દેખાતી શિવપુરની વાટ ॥૧૮૧॥

ગાફેલ ખત્તા ખાતો જ્યા ત્યા, ગાફેલ ગર્થ ગુમાવે ફોક,
ગાબડુ લેશ પડ્યુ નહીં સારૂ, ગભરામણથી મૂકા!! ન પોક ॥૧૮૨॥

ગાજરની કરી જેહ પપુડી, વાગે ત્યા સુધી તે વગાડા!!,
ગર્જ સરે નહીં ત્યારે ખાતા, લાગે નહીં જગ જોશો વાર ॥૧૮૩॥

ગાઢપ્રેમ, સ્વાર્થે ને ભેદ,-રહેતો નહીં મિત્રોમા જાણ!!!,
ગાયન આદિ સર્વકળાઓ, જાણો!!! થાઓ!!! પ્રગતિમાન્ ॥૧૮૪॥

ગાયત્રી, વૈદિક પૌરાણિક,-હિ દુઓનો મોટો મ ત્ર,
ગાનારાનુ રક્ષણ કરતી, સેવાભક્તિ એ મહાત ત્ર ॥ ૧૮૫ ॥

ગાયકવાડી રાજ્યમા પૂર્વે, ગણાતુ અન્યાયી અન્ધેર,
ગાયકવાડી રીતિ જ્યા ત્યા, પ્રસિદ્ધ નોકરશાહી લ્હેર ॥ ૧૮૬ ॥

ગાર્ગી પેઠે સ્ત્રીઓ વિદુષી, પૂર્વે ઘણી હતી જગ જાણ;
ગર્વિણી જ્યાં સ્ત્રીઓ ઘણી ત્યાં, નારી રાજ્ય વિલાસને માન. ॥૧૮૭॥
ગાર્ડની પેઠે ગૃહાવાસની,-ગાડીની કરજે સંભાળ;
ગૃહસ્થતા છે અર્થને કામે, ભોગે દાને જાતે નિહાળો!!. ॥ ૧૮૮ ॥
ગાવું બજાવવું તસ્કરવિદ્યા, એ છે સઘળા બુદ્ધિ ઉકેલ;
ગાયકને ગાંડાઓ ઠામે, જ્ઞાનવિના દુનિયા બગડેલ. ॥ ૧૮૯ ॥
ગાંગો ઘાંચી રાજાભોજની,-કથાનો સુણશો સહુ ઇતિહાસ;
ગિરિવર સમ દુઃખોમાં ધીરા,-બનશો રાખી પ્રભુ વિશ્વાસ. ॥ ૧૯૦ ॥
ગીતા-ભગવદ્ગીતા નામે, વૈદિક હિંદુઓમાં પ્રસિદ્ધ;
ગીતા મહાવીરગીતા નામે, જૈનોમાં છે જાણે સિદ્ધ. ॥ ૧૯૧ ॥
ગીની દેખી કન્યા વેચે, તેના સરખો કોઈ ન નીચ;
ગમગીનીને દૂર નિવારો!!!, સમજો નિજ આતમ શું ચીજ.॥૧૯૨॥
ગુજરાતી ભાષાની પ્રગતિ, ગુજરાતી સાહિત્યે થાય;
ગુજરાતી ભાષા બહુ મીઠી, કોમળ સંસ્કૃત પુત્રી સોહાય. ॥૧૯૩॥
ગુજાર! જીવન કરી ગુજરાનને, ન્યાય નીતિથી કર !!! ગુજરાન;
ગુજરી જવાની પહેલાં આતમ!!, કરી લે સેવા ભક્તિ જ્ઞાન. ॥૧૯૪॥
ગુજારો કર ! તું ગમે તે રીતે, ચોરી જારીવણ કરીને કર્મ;
ગુજારો સ્વાશ્રયી થઈને કરો તું, ગુજાર!!! સારૂં જીવન ધર્મ. ॥૧૯૫॥
ગુડાકેશની પેઠે નિદ્રા,-જીતી રહેશો જગ હુશિયાર;
ગુણલે ગુણદે કર!!! ગુણવૃદ્ધિ, ગુણીપણાનું જીવન ધાર !!!. ॥૧૯૬॥
ગુણકારકના ગુણને ગાજે, ગુણકારકપર કર !!! ઉપકાર;
ગુણાનુરાગી જીવો થોડા, ગુણજ્ઞ થોડા નરને નાર. ॥ ૧૯૭ ॥
ગુણનો બદલો વાળી જીવો !!!, ગુણ કરશો થઈને નિષ્કામ;
ગુણકારી સંઘરવું સઘળું, ગુણની આગળ ધૂળ છે દામ. ॥ ૧૯૮ ॥
ગુણકારી વિચાર ને કર્મો, ધારો !!! તેને નર ને નાર;
ગુણગ્રાહક થા !!! ઉન્નત થાવા, ગુગ્રુ છે સુખ શાંતિ આધાર. ॥૧૯૯॥
ગુણનો ચોર બનીશ નહીં ક્યારે, ગુણીયલ સારાં નર ને નાર;
ગુનેગારને શુદ્ધ થવાને, વખત આપજે દયાને ધાર !!!. ॥ ૨૦૦ ॥

ગુનેગારને મળે જો શિક્ષા, તો તેથી સૌ પાળે નીતિ,
ગુનેગાર ચોરો અપરાધી, દંડ્ય છે એવી નીતિ રીતિ ॥ ૨૦૧ ॥

ગુરૂમંત્ર લેઇ ગુરૂ કરીને, ચાલે તે સગુરા નરનાર,
ગેબી અવાજ જે પરામાં પ્રગટ્યા, પ્રભુ આતમ પયગામ તે સાર.॥૨૦૨॥

ગોખણિયા ખરૂં તત્ત્વ ન જાણે, ગોખણપટ્ટીમાં કંઈ સાર;
ગોખાવવું સ્વોન્નતિકર સાચું, ગોચરીથી જીવે અનગાર ॥ ૨૦૩ ॥

ગોઠડી, જ્ઞાનીઓની સુખકર, અજ્ઞાનીની દુઃખ કરનાર,
ગોથું ખા !!! નહીં દુર્ગુણી થઈને, ગોધનને ધારો નરનાર ॥૨૦૪॥

ગોબરૂં મન તન વચન ન શોભે, ગોબરૂં શોભે નહીં ઘરબાર,
ગોમૂત્રે ગોબરથી ઘરને, લીંપ્યાથી તે પવિત્ર ધાર ! ॥ ૨૦૫ ॥

ગ્રામને કાંટા સમ નરનારી, ગ્રામ નગર કંટક તે જાણુ!!!,
ગ્રામણી સારા જ્ઞાની જ્યાં છે, ત્યાં સુખ સંપત્ના છે લ્હાણું ॥૨૦૬॥

ગ્રેટબ્રીટનના ગુણ કર્મો જે, સારા તે ગ્રહશો નરનાર,
ગતિમય સક્રિય જીવનવાળા, થાતા સુખ શાંતિ નિર્ધાર ॥ ૨૦૭ ॥

ગરીબ જોરૂ સૌની ભાભી, ગરીબ છે સઘળાનો દાસ,
ગરીઓએ બાહ્યાંતર શક્તિ,-મેળવવી યુક્તિથી ખાસ ॥ ૨૦૮ ॥

ગરીબોની સેવા કરવામાં, પ્રગટે છે આતમ પ્રભુતાઇ,
ગરીબી વ્હાલી, પ્રભુભક્તિની, મારા મનમાં એહ સુહાઇ ॥૨૦૯॥

ગર્વ કરૂં નહીં દેહાદિકનો, શોક કરૂં નહીં પુદ્‌ગલમાંહ્ય,
ગરીબને પ્રભુ હું નહીં એવો, આતમ હું છું સ્વભાવમાંહ્ય ॥૨૧૦॥

ગુણપર્યાયમયી હું આતમ, અલખ અગોચર બ્રહ્મસ્વરૂપ,
ગુણ પ્રગટાવવા યત્ન કરૂં છું, ભજું છું ત્રણ્યભુવનનો ભૂપ ॥૨૧૧॥

ગુણો ન સઘળા મુજમાં પ્રગટ્યા, ગુણ પ્રગટાવવા ધારૂં ધર્મ,
ગુણપર્યાયની શુદ્ધિ કરવા, યત્ન કરૂં તેમ હણવા કર્મ ॥ ૨૧૨ ॥

ગુણાનુરાગે જે જે અંશે, જ્યાં જ્યાં ગુણ ત્યાં ધરૂં પ્રમોદ;
ગુણીના ગુણ ગાઉં ગુણરાગે, સર્વજીવોપર ધારૂં મોદ ॥ ૨૧૩ ॥

ગુણ ઉપકારો મુજપર કીધા, જેઓએ તેઓને પ્રણામ,
ગુણકારકનું ભલું ચહું છું, અનેક ઉપકારીનાં નામ ॥ ૨૧૪ ॥

ગુણુજ્ઞ થઈને ગુણ ગ્રહું છું, અવગુણ કોનો ગ્રહું ન લેશ;
ગુણોને દોષો બે છે સાથે, ગુણગ્રાહક ગુણ ધરૂં હમેશ. ॥ ૨૧૫ ॥
ગબ્બર જબ્બર કોઈ ન જગમાં, સદાકાલ રહેતા નિર્ધાર;
ગણુ !!! નિજમાંના ગુણ દોષોને, કષાયનો કર !!! ઝટ સંહાર. ॥૨૧૬॥
ગણ્યો ભણ્યો નહીં હજી હું પૂરૂં, પ્રગટ કર્યું નહીં કેવલજ્ઞાન;
ગરીબાઈ રહી ગુણવણ મુજમાં, પણ મુજ દિલમાં છે ભગવાન્. ॥૨૧૭॥
ગુણીઓની જે નિંદા કીધી, નિંદુ કરૂં છું પશ્ચાત્તાપ;
ગુરૂઓના સહુ ગુણ સંભારૂં, નિંદું ગર્હું સઘળાં પાપ. ॥ ૨૧૮ ॥
ગંભીરતા આદિ સહુ સદ્ગુણ, પ્રગટાવવાને કરૂં પુરૂષાર્થ;
ગુણોની પ્રાપ્તિ માટે ધર્મના,—સાધનનો સઘળો પરમાર્થ. ॥૨૧૯॥
ગ્રહવા ગુણોને દુર્ગુણ તજવા,—પ્રયત્ન કરૂં છું ને જ કરીશ;
ગુરૂપ્રતાપે પ્રભુ કૃપાએ, ટાળીશ દોષો રાગને રીસ. ॥ ૨૨૦ ॥

## ઘ

ઘઘ્ઘા ઘોર કર્મને વારો, રૂષિ, બાલક સ્ત્રી કરો ન ઘાત;
ગર્ભની હત્યા કરો ન ક્યારે, ઘારીસમ કરો મીઠી વાત. ॥ ૧ ॥
રાગને રોષથી સર્વજીવોનો,—ઘાત કર્યે નહી મળશે દેવ;
ઘઘ્ઘા ભણ્યો ત્યારે કહેવાશે, ઘટાટોપ તજો મિથ્યા ટેવ. ॥ ૨ ॥
ઘટઘટ વ્યાપક આતમ ઈશ્વર, અનંતજીવો બ્રહ્મ કથાય;
ઘૂણાક્ષર ન્યાયે માનવભવ, મળ્યો હવે ધર !!! મુક્તિ ઉપાય. ॥૩॥
ઘોડા ગાડી ઘર આદિ સહુ, તારાં અંતે તે ન થનાર;
ઘાણી વૃષભની પેઠે ચાલી, જરા નહી દૂરે જાનાર. ॥ ૪ ॥
ઘોરોમાંહી અસંખ્ય ઘલાણા, ધૂળની કાયા ધૂળજ થાય;
ઘડપણમાં પણ ગુણી થઈ આતમા!, પ્રભુને ભજ ક્યાં ગોથાં ખાય.॥૫॥
ઘોરને પૂજે મર્યા પછી જે, જીવંતાં તો દે નહીં માન;
ઘોરપૂજકો ગુણગ્રહણવણ, જગમાં જીવંતાં નાદાન. ॥ ૬ ॥
ઘોરકર્મ કરનારા જેઓ, જીવંતા તે નરક સમાન;
ઘોરકર્મીનો સંગ ન કરવો, વિરાગકારક ઘોર મશાણ. ॥ ૭ ॥

ઘેબર ઘારી દુગ્ધને પૂરી, મળતી સત્કર્મે તે જાણુ!!!,
ગાડી વાડી લાડી શાતા, પૂર્વે કરેલા પુણ્યપ્રમાણુ ॥ ૮ ॥
ઘટાટોપથી વળે ન કિંચિત્, ઘટાટોપ આડંબર ત્યાગ!!!,
ઘનવત્ ગાજે શું તું મિથ્યા, ગાફલ!! જ્ઞાને ઘટમાં જાગ!!! ॥૯॥
ઘડી ઘડી આતમ ઉપયોગે, પ્રભુનો ધરજે દિલ્મા રાગ,
ઘોરપરિષહ પ્રગટે ત્હોયે, પ્રભુસ્મરીને ઘટમાં જાગ!!! ॥ ૧૦ ॥
ઘહેલા તેઓ વિશ્વમાં સાચા, જ્ઞાનભક્તિ ને ભૂલ્યા ધર્મ,
ઘડપણુમાં પણ પ્રભુ ભજે નહીં, ત્યજે ન મરતા પાપના કર્મ ॥ ૧૧ ॥
ઘહેલો થા !!! ના આતમ ! મારા, ગુરૂજ્ઞાનથી પ્રભુ પ્રગટાવ!!!,
ઘેની થા!!! તું બ્રહ્મરસે ઘટ, જ્ઞાનને ધર્મે લોક જગાવ!!! ॥૧૨॥
ઘરેણા, આતમ ગુણો ગણીને, બાહ્યઘરેણા મોહ નિવાર !!!,
ઘેરો ઘાલી મોહને ઘેરો, દુનિયાને નહીં કરો ખુવાર ॥ ૧૩ ॥
ઘરબારી થઇ ત્યાગી સંતને, ગુરૂ અતિથિ સેવા ધાર!!!,
ઘરબારી પરમાર્થે સ્વાર્પણુ,-કરવામા રહેતો તૈયાર ॥ ૧૪ ॥
ઘટને ઘટરૂપે થાવામા, મુશ્કેલીઓ નડે અનેક,
ઘડાઓ ઘટની પેઠે આતમ !!, તેથી સ્વતંત્રતા સુખ ટેક ॥ ૧૫ ॥
ઘોડા જેવું મનને કરીને, મનઘોડાપર થાશો સ્વાર,
ઘોડો પાડીના દે માટે, ક્ષણે ક્ષણે રહેશો હુશિયાર ॥ ૧૬ ॥
ઘુરકા ઘુરકી શ્વાનની પેઠે, કરશો નહીં ઇર્ષ્યાએ કોય,
ઘસાય મરતા અનંતજીવો, ઇર્ષ્યાથી નક્કી એ જોય ॥ ૧૭ ॥
ઘાયલને તો ઘાયલ જાણે, દુખીનો છે દુખી જાણુ,
ઘાયલની સેવા કરવાથી, પુણ્યબંધ છે સત્ય પ્રમાણુ ॥ ૧૮ ॥
ઘાત કરો નહીં ક્રોધે સ્વાર્થે, ઘાતકની અંતે છે ઘાત,
ઘવાયા જે સદ્ગુરૂના જ્ઞાને, કરે પ્રભુનો તે સાક્ષાત્ ॥ ૧૯ ॥
ઘાચીની ઘાણીના વૃષભો, મન જાણે ચાલ્યો ગાઉ વીશ,
ઘાચી ઘાણી વૃષભની પેઠે, આતિમા ક્યારે ન રહીશ ॥ ૨૦ ॥
ઘેર ઘેર રોટી આશાએ, શ્વાન ભમે છે એવો ધાર !!!,
ઘેર ઘેર વ્યભિચારી કામુક, કુતરપેઠે ખાતો માર ॥ ૨૧ ॥

ઘેટા જેવા ગરીબ થાવું, ક્ષેત્ર કાલ અનુસારે ભવ્ય !
ઘેટામાંથી પણ ગુણ લેવા, ઉપયોગે સર્વે કર્તવ્ય. ॥ ૨૨ ॥
ઘર ઘર ગામો ગામને શહેરે, ઓળખાણો કર !!! ધરી ઉપયોગ;
ઘસાઇ જાતાં પરમાર્થે તું, પામીશ પરભવ ઉત્તમભોગ. ॥ ૨૩ ॥
ઘંટીમાં દાણા પીલાતા, જાણીને વૈરાગ્યે ચાલ !!!;
ઘંટી કાળની ચાલે વસમી, શીલુડા સરખા ધર્મને ઝાલ. ॥ ૨૪ ॥
ઘોરપરિષહ ઉપજે તોપણ, સત્યમુક્તિના પન્થે ચાલ !!!;
ઘણાઓ પાછળથી અનુસરશે, દુઃખ પડે હિંમત નહિં હાર!!!. ॥૨૫॥
ઘૃત છે ગાયને ભેંસનું બળપ્રદ, ગૌ આદિની જગને જરૂર;
ઘૃત છે વિષ્ણુદૈવત સાચું, ઘી વણ ભોજનમાં નહીં નૂર. ॥ ૨૬ ॥
ઘેંશ છે છાશની શરીર સુખકર, ગરીબને ઘેર ઘેંસને છાશ;
ઘેંસથી શરીરનું આરોગ્ય જ, ઘેંશથી જીવન શાંતિ વિલાસ. ॥૨૭॥
ઘોંચ પરૂણો કોને ન કયારે, વિના પ્રયોજન ઘોંચ ન ભવ્ય !!;
ઘોષ કરો સાચાનો જ્યાં ત્યાં, ઉત્સાહે કરશો કર્તવ્ય. ॥ ૨૮ ॥
ઘમંડ રાખો !!! નહીં શકિતનો, તુજથી અન્યો ઘણા મહાન્;
ઘમંડ શો ? ગાગરનો જાણો!!!, સાગર આગળ દિલમાં આણ. ॥૨૯॥
ઘડીઘડી ઘડિયાલો વાગી, સમજાવે છે આતમ ચેત !;
ઘડી કરતાં પણ પાઘડી તુજને, સમજાવે છે કરી સંકેત. ॥ ૩૦ ॥
ઘોર ન કર!!! તું પેટની અંદર, નર પશુ પંખીનું પી રક્ત;
ઘાલઘુસણિયો સ્વાર્થે થા નહીં,થા!!! નહીં વ્યભિચાર આસક્ત.॥૩૧॥
ઘંટાકર્ણ મહાવીર મોટા, બાવનવીરોમાંહી ગણાય;
ઘંટાકર્ણમહાવીરમંત્રે, સર્પવિષ જ્વર ભૂત પલાય. ॥ ૩૨ ॥
ઘોર છે જંગલ મોહવૃત્તિનું,-તેને જ્ઞાને કાપી નાખ !!!;
ઘોરકર્મી લોકો પણ સન્તની,-સંગે થાતા દિલમાં પાક. ॥ ૩૩ ॥
ઘરડા ઘરડી ડોશીઓ છે, અનુભવી બહુ ઘરની માંહ્ય;
ઘર તે સારૂં જ્યાંની ઘરડાં, વસતાં અનુભવી સુખ છાંય. ॥ ૩૪ ॥
ઘરડાંને ગાંડાં કહે, તે ઘર દુઃખી થાય;
ઘરડાંના અનુભવ ગ્રહે, તે ઘર લક્ષ્મી ભરાય. ॥ ૩૫ ॥

ઘરડા ઘોડા વાળતા, માત પિતા ગુરૂ વૃદ્ધ,
ઘરઠાની સેવા કરો, થાશો તેથી સમૃદ્ધ ॥ ૩૬ ॥
ઘરાક, સાચવ ધરી પ્રામાણ્યને, ઘરાકનું કર!!! સારૂં ભવ્ય!,
ઘરાકી વૃત્તિમાં જો નીતિ, પ્રગટે થાશે સત્કર્તવ્ય ॥ ૩૭ ॥
ઘેટા જેવા નમ્ર બનો દિલ, બનો શૌર્યથી સિંહસમાન,
ઘાટા પાડ્યે વળે ન કાંઈ, કાર્ય કરતા થશો મહાન્ ॥ ૩૮ ॥
ઘોડાપર તો વાનર બેસે, ઘોડેસ્વારો થતા શું થાય,
ઘોડા જેવા પ્રભુના બંદા, થાતા સઘળા દુઃખો જાય. ॥ ૩૯ ॥
ઘડાઓ ગુરૂની સેવાથી શુભ, ગુરૂસેવા વણુ સત્ય ન જ્ઞાન,
ઘડાઓ દુઃખ ને શિક્ષાઓથી, ઘડાઓ ત્યારે થશો મહાન્ ॥૪૦॥
ઘડાયલા જે ઘણા અનુભવે, તેની લેજે સત્ય સલાહ,
ઘડાયલાની સંગે રહેતા, ટળે સ્વચ્છંદી દુર્ગુણ દાહ ॥ ૪૧ ॥
ઘાટ ઘડાયા દેહાદિકના, તે સહુ પુદ્‌ગલના પર્યાય,
ઘાટ સહુ પુદ્‌ગલના વિણુસે, અઘાટ આતમ નિત્ય સુહાય ॥ ૪૨ ॥
ઘાચી ઘાણી વૃષભની પેઠે, અન્ધા થઈ શું ફરતા ફેર,
ઘાટ ઘડો શું મોહે નવ નવ, આતમ ! સમજો તો સુખ લ્હેર ॥૪૩॥
ઘંટ વગાડી આતમ!! કહું છું, ધર!! સદ્‌ગુણ કર!! સારા કૃત્ય,
ઘંટ વાગીને સત્ય જણાવે, પાપો કર!!! નહીં છંડ અસત્ય ॥૪૪॥
ઘોર વિપત્તિ આવી પડે પણ, સત્યથકી પલભાર ન ચૂક!!,
ઘણાઓ તુજને પછી અનુસરશે, મરતા મૃત્યુ મોહને મૂક!! ॥૪૫॥
ઘા ઙરજે નહીં વિના વિચારે, નિજરક્ષાર્થે યોગ્ય છે ઘાવ,
ઘા કરતા પહેલા ગમ ખાજે, ઘાથી ઘાનો વળે ન દાવ ॥ ૪૬ ॥
ઘાને ખાવો ઘાને દેવો, ગૃહસ્થલોકોની છે નીતિ,
ઘા ખાઈને ગુણુ કરવો શુભ, ત્યાગી સંતોની છે રીતિ ॥ ૪૭ ॥
ઘરેણા પહેરે ગુણુ નહીં આવે, વધે નહીં કિંમત મોટાઈ,
ઘરેણા સ્થાવર મિલ્કત અર્થે, પ્રસંગે વ્યાપારે હિતદાઇ ॥ ૪૮ ॥
ઘેંશને છાશે આરોગ્ય જ છે, છાશની ઘેંસથી જીવે લોક,
ઘેંશ સરીખો નમ્ર તું બનજે, જ્ઞાન ધ્યાનમાં મનને રોક!! ॥૪૯॥

ઘેરો ઘાલી મોહ શત્રુપર, ચાર બાજુથી મોહને ઘેર !!!;
ઘેંન ન મોહનું આવવા દેજે, આત્મપ્રભુની પ્રગટે મ્હેર. ॥ ૫૦ ॥
ઘાલઘુસણિયો થા !! નહિ જ્યાં ત્યાં, જ્યાં ત્યાં મુખ મનડું નહીં ઘાલ !!!;
ઘારી જેવો મીઠો થઇને, મુક્તિપન્થમાં વેગે ચાલ !!. ॥ ૫૧ ॥

ઘડપણમાં એક પુત્રનું મૃત્યુ, બાલકની માતાનો નાશ;
ઘાતથી પતિનું મરણ જુવાન જે, પત્ની દુઃખ પામે બહુ ખાસ. ॥૫૨॥
ઘ્રાણેન્દ્રિય, ઘોડાની તીક્ષ્ણ, ગૃધ્રતણી ચક્ષુ બળવાન;
ઘાતકની હિંસાવૃત્તિને, જૈનમુનિમાં દયા પ્રધાન. ॥ ૫૩ ॥
ઘર તે સ્વર્ગ સમું જ્યાં નીતિ, રમતાં આગણે હર્ષે બાળ;
ઘરડાં ગુણીની સેવા ભકિત, દયા દાન જ્યાં ધર્મે ખ્યાલ. ॥ ૫૪ ॥
ઘર તે સ્વર્ગસમું જ્યાં ઘરમાં, સર્વે હળીમળી સંપી ખાય;
ઘૃણા નહીં જ્યાં લેશ પરસ્પર, એક બીજામાટે અર્પાય. ॥ ૫૫ ॥
ઘર તે નરક સમું જ્યાં કલેશને, નિંદા કુસંપને અન્યાય,
ઘરડાંઓની થાય ન સેવા, સ્વાર્થે છાની ગાંઠ કરાય. ॥ ૫૬ ॥
ઘર તે નરકસમું જ્યાં ઘરણી, બાલક હાયથી પાડે બૂમ;
ઘરમાં દુર્ગુણ વ્યસને કજીયા, અજ્ઞાન, સાચો બોધ જ્યાં ગુમ. ॥૫૭॥
ઘર તે મશાણ સરખું જાણો !, અતિથિસેવા દયા ન દાન;
ઘેલછા સ્વાર્થે પાપ અનીતિ, ગુણી વૃદ્ધનું નહીં સન્માન. ॥૫૮॥
ઘટતું કરવું ઘટતું વદવું, નિત્ય જે આતમઘર સંભાળ !!;
ઘરમેળે કજીયાને પતાવો, ઘરમોહ્યું નિર્બલ નિર્ધાર. ॥ ૫૯ ॥
ઘર્ષણ, શોકને ચિંતા ભયથી, દેહાદિકનું થાતું જાણ !!!;
ઘસારો પડતીનો અટકાવો, ઘાલમેલ સ્વાર્થે છે માન. ॥ ૬૦ ॥
ઘાલમેલીયો થા નહીં ક્યારે, નેક ટેકથી વર્તન ધાર !!;
ઘાલ ઘુસણિયાની ન પ્રતિષ્ઠા, ઘીસમી તનમાં શક્તિ સાર. ॥ ૬૧ ॥

ઘુવડ સરીખું જીવન તજીને, ગરૂડ સમું નિજજીવન ધાર !!!;
ઘુંટણે પડજે માતપિતાના, ગુરૂના દેવના જગજયકાર. ॥ ૬૨ ॥
ઘૂમજે પ્રતિદિન સત્કાર્યોમાં, પરમાર્થોમાં થઈ હુશિયાર;
ઘૂસજે પરમાર્થી કાર્યોમાં, ઘેટા સમ ગરીબાઇ વિચાર. ॥ ૬૩ ॥

ઘેલાની સંગે નહિ રહેવું, ઘેલાને નહીં જ્ઞાન લગાર,
ઘેલા, જ્ઞાન વિનાના લોકો, દેશ કોમ પડતી કરનાર ॥ ૬૪ ॥

ઘોડાની કિંમત છે ઝાઝી, ઘોડા ગુણકારી પશુ જાણુ !!!,
ઘોડા, પુરૂષ જે સાડા ત્રણ છે, તેમાંહી તે ગણાય માન ॥ ૬૫ ॥

ઘોઘાટો કર !!! નહીં નકામા, ઘોઘાટોથી વિણસે કાજ,
ઘોંઘાટો જ્યાં કરવા ઘટે ત્યાં,-કરવા સમજી રહે જ લાજ ॥ ૬૬ ॥

ઘાટા અસભ્યરીતે પાડે, અસભ્યરીતે બોલે બોલ,
ઘાટ ન તેનો સારો શોભે, અઘાટ આતમ દ્વારને ખોલ!!! ॥૬૭॥

ઘાટ ઘટે શું નવનવ ઘટમાં, ઘડી પછી અણધાર્યું થાય,
ઘડી પછીની ખબર પડે નહીં, સમજી પ્રભુને સંતો ધ્યાય ॥ ૬૮ ॥

ઘડીઘડીના ઘડિયાલા વાગે, ચેતાવે વાગીને તેહ,
ઘટ ઘરબારો મૂકી જાવું, ચેતો લોકો રહે ન દેહ ॥ ૬૯ ॥

ઘોરોપસર્ગો આવે પૂર્વના,-કર્મોદયથી ભોગવ !! એહ,
ઘોર બનીને, કર્મની સામો, લડ !! સમભાવે બની વિદેહ ॥ ૭૦ ॥

ઘોર તપસ્વી બ્રહ્મચારી થા !! ઘોરની સામો થા !!! તું ઘોર,
ઘેન તું આત્મસમાધિયોગે, પામી થાજે ચિન્ન અઘોર ॥ ૭૧ ॥

ઘનવત્ ગાજી વરસો આતમ !, જીવોના સહુ તાપ શમાવ!!!,
ઘોર છે આતમ અતિદયાળુ, સાપેક્ષાએ મનમાં લાવ ॥ ૭૨ ॥

ઘરડું બાળક બન્ને સરખા, બેને પતાવી કરવી સેવ,
ઘડપણ બાલપણું પ્રથમ અંતની, સામ્યદશામાં મેવો દેવ ॥ ૭૩ ॥

ઘરના આગણે આવેલાનો, યથાયોગ્ય કરવો સત્કાર,
ઘરમાં રહેવું નિરાસક્તિથી, ગૃહસ્થધર્મનો ધરી અધિકાર ॥૭૪॥

ઘરને કરવા ગામોગામે, શહેરો શહેરે સ્નેહી ધાર !!,
ઘરના છિદ્ર રહસ્યને પરની,-આગળ કહેવા નહીં લગાર ॥ ૭૫ ॥

ઘરની વાતો યોગ્યની આગળ, કહેવી આત્મસમો જે હોય,
ઘોર ન ખોદો વિના વિચારે, પોતપોતાની મેળે કોય ॥ ૭૬ ॥

## ( ङ )

ઙકું:। ઉંઘને દુર્વ્યસનોથી, રહેશો દૂરે શિવસુખ કાજ;
દોષ ભૂલ પોતાની દેખો !!!, ટાળો !!! તેથી શિવસુખ રાજ્ય. ।।૧।।
ઙકું:। ભણ્યા ત્યારે કહેવાશો, ધારો સત્યાચાર વિચાર;
અનંત આતમશક્તિયોને, પ્રગટાવો પ્રેમે નિર્ધાર. ।। ૨ ।।

## ( च )

ચચ્ચા ચતુરાઇથી વર્તો !!, ચારે વિકથા દૂર નિવાર;
દાન શીયલ તપ ભાવના, ચારે ધર્મને ધારણ કર !! ઝટવાર. ।। ૧ ।।
ચચ્ચો ભણ્યો ત્યારે કહેવાશે, ચારિત્રી થાશો નિર્ધાર;
ચર્ચા ખોટી તજી વિવાદો, ચોરી તજી પાળો !!! આચાર. ।। ૨ ।।
ચિંતા ચીતા સરીખી બાળે, મન તન શક્તિ ટાલણહાર;
ચાડી ચુગલી કરતાં દોષી, બનતાં સમજો નરને નાર. ।। ૩ ।।
ચોવીશ તીર્થંકર જિનવરની,-સ્તુતિ કરવી આવશ્યકકર્મ;
ચોવીશ તીર્થંકર ભક્તિથી, આતમમાં પ્રગટે છે શર્મ. ।। ૪ ।।
ચંડાલો પણ સાત્ત્વિકગુણને, સાત્ત્વિક કર્મે બ્રાહ્મણ જોય;
ચંડાળોના ગુણકર્મોથી, બ્રાહ્મણ પણ ચંડાળ જ હોય. ।। ૫ ।।
ચક્રવર્તી ઇન્દ્રો સરખા પણ, દુર્ગુણ દુષ્કર્મે દુ:ખપાત્ર;
ચતુર વિવેકી સદ્ગુણી સુખિયા, નગ્ન યદિ કર માટી પાત્ર. ।। ૬ ।।
ચીનની ચડતી જ્ઞાનોદ્યમથી, સદ્ગુણ સંપે થાવે બેશ;
ચતુરાઇ ચારિત્રથી ચડતી, દુર્ગુણથી પડતી જ્યાં ક્લેશ. ।। ૭ ।।
ચંડરૂદ્ર આચાર્યના શિષ્યે, ક્ષમા અને ધાર્યો સમભાવ;
ચિત્તને જોડયું આતમમાંહી, કેવળજ્ઞાની થયા સ્વભાવ. ।। ૮ ।।
ચારિત્રી જે નરને નારી, તેના ચરણે નામું શીર્ષ;
ચક્રી ઈન્દ્રથકી પણ મોટો, ચારિત્રી જ્યાં રાગ ન રીસ. ।। ૯ ।।
ચોરી કરે તે ચોર છે જગમાં, ચોરો સર્વે કરતા પાપ;
ચોરીથી મહાદુ:ખો પ્રગટે, વધે ચિત્ત ચંચળતા તાપ. ।। ૧૦ ।।
ચેત !! તું મૃત્યુ પૂર્વે આતમ, પછીથી થાય ન પશ્ચાત્તાપ;
ચેતીને મન ધર્મને ધારો, ચિત્તમાં રાખો ત્રિભુવનબાપ. ।। ૧૧ ।।

ચતુરાઈ ચૂલે તુજ પડશે, ચેત ! નહીં તો જાણજે જીવ,
ચાર ઘડીનુ ચાદરણુ છે, થા ! નહિ મોહવશે તુ કલીબ ॥ ૧૨ ॥

ચાર સજીવિની ઔષધી સરખી, ધર્મ ક્રિયાને ચેતન !! ધાર,
ચેતન ચેતો ઝટપટ મૂકી, માનવ ભવ ફોગટ નહિ હાર ॥ ૧૩ ॥

ચાકરી કરતા ભાખરી મળતી, ચાકરના ગુણ સાચા જાણ !!!,
ચાકરી કીધી સાધુ સતની, નિષ્ફળ જાય ના નિશ્ચય માન ॥ ૧૪ ॥

ચાકર થાતો તે પ્રભુ થાતો, સાચી ચાકરી કરતો જેહ;
ચાકરી કર !! ગુરૂદેવની ભાવે, તેથી થાઇશ ગુણગણગેહ ॥ ૧૫ ॥

ચૌટુ રાજ્યસભા પડિતગણ, સગે ચતુરાઇની વૃદ્ધિ,
ચાર ચતુર જન સલાહ પૂછી, કાર્ય કરે તે પામે સિદ્ધિ ॥ ૧૬ ॥

ચાહ જો તુજને સદ્ગુણ વરવા, ચા, પીવાની ઇચ્છા ત્યાગ !!!,
ચાહ જો સાત્વિક ગુણ કર્મોની, 'ચાહ' વ્યસનથી દૂરે ભાગ ॥૧૭॥

ચોરની મા કોઠીમા મુખડુ,–ઘાલી રૂવે જાણ ન થાય,
ચોરી જારી છાના પાપો, કરનારા છાના દુખ પાય ॥ ૧૮ ॥

ચારે બાજુ ધર્મ વિચારો, વ્રત સદ્ગુણથી મનને ઘેર,
ચિત્તને વશમા કરીને આતમ!!, વર્તો પ્રગટે મુક્તિ લ્હેર ॥ ૧૯ ॥

ચોપટ ખેલી કર્મને જીતી, કરી વિજય ઝટ પામો મુક્તિ,
ચોકીદારો ત્હારા સદ્ગુણ, પ્રગટાવો એ ધર્મની યુક્તિ ॥ ૨૦ ॥

ચણોઠી કનકથકી તોલાતી, હલકી પડી કર્યું કાળુ મુખ,
ચતુર જનની અનત કિંમત, મૂઢને તેથી છે મન દુખ ॥ ૨૧ ॥

ચાલો આતમ!! પ્રભુને મળવા, ધારી ચોલ મજીઠસમ રગ,
ચોપડા ચોપડીમાથી ગુણ લે, પ્રભુના પ્રેમે આત્મ અભગ ॥૨૨॥

ચોકાશી કરી તજી પ્રમાદો, ચિત્તમા પરમેશ્વરને ધાર!!!,
ચઢ!! ઝટ મુક્તિ નિસરણીપર, ચૂક ન કરજે ચિત્ત લગાર ॥૨૩॥

ચૌટામા મિસરી વેરાણી, લઘુ કીડીઓ ખાતે ખાય,
ચતુર મોટો હાથી ન ખાવે, લઘુતા વિનયે સર્વ પમાય ॥ ૨૪ ॥

ચાવડા વનરાજે ગુજરાતમા, શીલગુણી સહાયથી થાપ્યુ રાજ્ય,
ચાવડા વશ તેનાથી જાહેર, ચાપે થાપ્યુ નિજ સામ્રાજ્ય ॥૨૫॥

ચૂપ રહીને કર !! શુભ કાર્યો, સારાં થાતાં જગ જાહેર;
ચણ્યા મહેલ પડતા તે અંતે, મનમોહે વર્તે અંધેર. ॥ ૨૬ ॥

ચડતી લક્ષણુ, પુણ્યનાં કાર્યો, ન્યાય સંપ ઉદ્યોગ ઉમંગ;
ચઢતા ભાવને જ્ઞાનપ્રવૃત્તિ, ન્યાયીજીવન પ્રેમ અભંગ. ॥ ૨૭ ॥

ચડતી લક્ષણુ, તે ગુણીસંગતિ, ભૂલ દોષનો પશ્ચાત્તાપ;
ચડતી લક્ષણુ, સત્ય પ્રમાણિક,-પણું અને તજવાં સહુ પાપ. ॥૨૮॥

ચડતીમાં નિજ ભૂલ ટળાતી, પડતીમાં નહીં ભૂલ જણાય;
ચઢતી થવાની હોય તો ભૂલને, દેખી તેને દૂર કરાય. ॥ ૨૯ ॥

ચક્ષુવડે દેખીને ચાલો !!!, ચક્ષુનો કર સદુપયોગ;
ચક્ષુમાં અગ્નિ નહીં ધારો, અતિદેખે ચક્ષુમાં રોગ. ॥ ૩૦ ॥

ચક્ષુ શક્તિ બળવાન્ છે તેની, જેની વીર્યની રક્ષા બેશ;
ચક્ષુનો ઉપયોગ નિયમસર, કરે તેને નહીં ચક્ષુક્લેશ. ॥ ૩૧ ॥

ચક્ષુથી જે રાત્રે ન વાંચે, દેહવીર્યનો કરે ન નાશ;
ચક્ષુનો કુદ્રત્ રીતિએ, કરે ઉપયોગ તે અંધ ન ખાસ. ॥ ૩૨ ॥

ચોમાસાના ચાર માસમાં, જૈન ત્યાગી રહેતા એક ઠામ;
ચાતુર્માસી તપ સંયમમાં, ગાળે ભજે પ્રભુનું નામ. ॥ ૩૩ ॥

ચોરી થાતી કામને ક્રોધે, હાસ્ય ભયે સ્વાર્થે જગમાંહ્ય;
ચોરી તજતાં અનેક પાપો, તજાય છે ચોરી દુઃખછાંય. ॥ ૩૪ ॥

ચોરી કરતાં હિંસા જૂઠું,-આદિ અનેક પાપો થાય;
ચોર બને છે નિર્દય હિંસક, દુર્વ્યસની કરતો અન્યાય. ॥ ૩૫ ॥

ચોરનું ધન ચંડાલો ખાતા, ચોરનો નહીં જગમાં વિશ્વાસ;
ચોરનું મનડું ક્ષણુક્ષણુ પલટે, શાંતિનો નહીં તેને શ્વાસ. ॥ ૩૬ ॥

ચિંતામણિ સમ નરભવ પામ્યો, નરભવ મળે ન વારંવાર;
ચિંતામણિ કરતાં તે અનંતો,-મોટો મોહે ફોક ન હાર !!. ॥ ૩૭ ॥

ચીલેચીલે ચાલ્યા જાતા, સાધારણુ અબ્જો નરનાર;
ચાલો મૂકી ગમે ત્યાં ચાલે, અસાધારણુ કોઈક ધાર !!!. ॥ ૩૮ ॥

ચારે બાજુએથી મુજમાં, પ્રભુનો પ્રગટો !! સત્ય પ્રકાશ;
ચાહું એવું પલપલ પ્રેમે, પ્રભુમયજીવન તે સુખ ખાસ. ॥ ૩૯ ॥

ચન્દ્રને સૂરજ બે ઉપયોગી, પોતાના સ્થાને સર્વે મહાન્,
ચોકીદારને રાજા બન્ને, નિજકર્તવ્યે શ્રેષ્ઠ પ્રમાણ ॥ ૪૦ ॥
ચોરી કરવી ચેતન વારો, ચોરીથી થાતા બહુપાપ,
ચોરનો કોઈ ધણી નહીં જગમા, ક્ષણક્ષણ ચોરના મન સતાપ ॥૪૧॥
ચોરી ત્યજતા અન તપાપો,-ત્યાગ્યા એવો નિશ્ચય ધાર!!,
ચોરીથી ઠામીજ જન થાતો, પરભવમા દુર્ગતિમેમાન ॥ ૪૨ ॥
ચૂક ! ન ચેતન ! ! ! અવસર પામી, ચતુરાઈથી કર જે કાજ,
ચૂક ન પડવા દે જે કિચિત્, માનવભવનુ ખો નહીં રાજ્ય ॥ ૪૩ ॥
ચિત્ત ચપલતા ત્યાગી ચેતન !! સર્વકાર્યમા ધર ચતુરાઈ,
ચાહે તેને ચાહી લે તુ, ગુણપ્રગટ્યાની દેખ નવાઇ ॥ ૪૪ ॥
ચ ડાલો જે ક્રૂરને નિર્દય,-જન, મારી નહીં ધોવે હાથ,
ચેતીને ચાલો તેઓથી, નહીં ચેતો તો થશો અનાથ ॥ ૪૫ ॥
ચાણાકયનીતિ કલિયુગમાહી, જાણી વર્તે જે નરનાર,
ચ ડાલોથી બચે છે તેઓ, યુગપ્રમાણે નીતિ સાર ॥ ૪૬ ॥
ચાર પ્રકારે નીતિ સમજો, ચારપ્રકારે સમજો ધર્મ,
ચારપ્રકારે વર્ણો સમજો, ચારપ્રકારે સમજો કર્મ ॥ ૪૭ ॥
ચારપ્રકારે કષાય સમજો, ચારપ્રકારે કર્મનો બ ધ,
ચારપ્રકારે ધ્યાનને સમજો, ચેતના પ્રગટાવો નિર્બન્ધ ॥ ૪૮ ॥
ચઉદ પ્રકારે વિદ્યા જાણો, ભજો તીર્થ કર ચોવીશ દેવ,
ચારપ્રકારે સ ઘને જાણી, દ્રવ્યભાવથી કરશો સેવ ॥૪૯॥
ચ ડકોશિયો નાગ ભય કર, પ્રતિબોધ્યો મહાવીરે જાણ,
ચ ડરૂદ્રના શિષ્યે સમતા,-ધારી પામ્યો કેવલજ્ઞાન ॥ ૫૦ ॥
ચકોર ચાહે યથા ચ દ્રને, તથા પ્રભુને ચાહો ભવ્ય !!,
ચરિત્ર વાચો સત્પુરૂષોના, બહાદૂરીનાં કર !! કર્તવ્ય ॥ ૫૧ ॥
ચરિત્ર વાચો તીર્થ કરના, સતા સતીના ગુણ કરનાર,
ચરિત્ર વાચી નિજચારિત્રને, પ્રગટાવો આતમ ! નિર્ધાર ॥ ૫૨ ॥
ચાલાકી કર ! નહી ગુરૂ સાથે, માત પિતા વિશ્વામી સાથ,
ચાલાકી જ્યા ઘટે ત્યા સારી, બાકી બાવળીયાથી બાથ ॥ ૫૩ ॥

ચોલ મજીઠ સમ ધર્મ રંગ જો, લાગ્યો અંતરમાં શુભ સત્ય;
ચોરાશીલક્ષ જીવયોનિનું,-ભ્રમણ કર્યાનું નાસે કૃત્ય. ॥ ૫૪ ॥

ચાળા અન્યના પાડ ન મૂરખ !!, ચાળા પાડે થાય અનર્થ;
ચબાવલાની ટેવ તજી દે, જેથી સરે નહીં સાચો અર્થ. ॥ ૫૫ ॥

ચાબૂકથી ઘોડાઓ વશમાં, અંકુશથી હસ્તિ વશ થાય;
ચતુરાઇથી મનુષ્ય વશમાં, વિનયે ગુરૂજન વશ થઇ જાય. ॥ ૫૬ ॥

ચાંદાં ખોળ ન કાગડો થઇને, ખોળે તો તું નિજનાં ખોળ !!!;
ચાંદાં નિજનાં સઘળાં ટાળી, બીજાને હિતશિક્ષા બોલ !. ॥ ૫૭ ॥

ચાવીચાવીને ધીમેધીમે, અન્ન ને ભોજન ખાવું જાણ !!!;
ચાવી ધીમેધીમે ખાતાં, ભોજન પચતું નિશ્ચય માન !. ॥ ૫૮ ॥

ચંચળ કર નહીં મન વચ કાયા, દુષ્ટકામ લોભે લલચાઇ;
ચળ નહીં ધર્મપ્રમાણિકતાથી, વિપત્તિ પડતાં મન ગભરાઇ. ॥૫૯॥

ચળ નહીં પરીષહો પ્રગટ્યાથી, ચળ નહીં ઉપસર્ગોથી લેશ;
ચળ નહીં વ્રત ગુણ નીતિ નિયમથી, અંતે તેથી ટળશે કલેશ. ॥૬૦॥

ચાલ !!! તું જોઈ જોઈ તપાસી, લાભ હાનિનો કરી વિચાર;
ચાલ તું જ્ઞાની સલાહ લેઇ, સત્યાસત્યનો કરી નિર્ધાર. ॥૬૧॥

ચાલ સુધારો !! આતમ ! નિજની, સર્વ કષાયો કરશો દૂર;
ચપલ ન બન ગંભીરતા ધર ! મન, ગંભીરતાથી સુખ ભરપૂર. ॥૬૨॥

ચોખ્ખાસમ નિજમનને ચોખું,-રાખ !!! કષાયો કાઢી દૂર;
ચાંદની સમ નિજ આતમ ઉજવલ,-કર !! ઝટ મોહથી લડીને શૂર. ॥૬૩॥

ચમાર તું છે ચામડી રૂપના,-મોહે ભોગે અન્તર જાણ !!!;
ચમાર એવો જ્યાં સુધી તું, ત્યાં સુધી તું દુઃખી મહાન. ॥૬૪॥

ચાતકને જેમ ચંદ્રથી પ્રીતિ, પ્રભુથી પ્રીતિ તેવી ધાર !!!;
ચાર અનુયોગજ્ઞાનને કરજે, રાગ દોષનો કર !!! પરિહાર. ॥૬૫॥

ચુંબન કરજે સંતચરણને, જેથી પ્રગટે સેવા ભક્તિ;
ચિત્ર હૃદયમાં ધરજે સંતનું, પ્રગટે આત્માનુભવ શક્તિ. ॥૬૬॥

ચીડ થતી ઝટ તજી દે આતમ !!, ચીડાવવાનો સ્વભાવ ત્યાગ !!!;
ચીડથી ક્રોધાદિક પ્રગટે છે, રાગીઓનો નાસે રાગ. ॥૬૭॥

ચીન અફીણથી બન્યુ પરાધીન, અફીણાદિક વ્યસનોને ત્યાગ!!,
ચીને દુર્ગુણથી કરી પડતી, ચીવટ રાખી અંતર જાગ !!! ॥૬૮॥
ચીવટથી સહુ કાર્યો કરવાં, ચીવટથી પ્રગટે ચતુરાઈ,
ચીવટથી ભૂલો સહુ ટળતી, ચીવટથી ટળતી નબળાઇ ॥૬૯॥
ચિહ્ન ઉદય ને અસ્તના જૂદા, અંતરમા ઉત્સાહને શોક,
ચિહ્ન ઉદયના ઉમંગ સ્ફૂર્તિ, પડતીમા અંતરમા પોક ॥૭૦॥
ચૂંટી ખણીને શિક્ષા આપે, માતપિતા ગુરૂ શિક્ષક જાણ !!,
ચીડાઈ જા ! ! ના તેના ઉપર, ચપટી પણ દે શિક્ષા દાન ॥૭૧॥
ચેન પડે છે જ્ઞાની સંતને, પ્રભુના ગુણ ગાવામા બેશ,
ચેન પડે છે મોહીઓને, વિષયોમા પ્રગટાવે ક્લેશ ॥૭૨॥
ચેન પડે જો આતમધ્યાનને, સમાધિમા તો મુક્તિ થાય,
ચેન ત્યા મનડુ ઠરતુ નક્કી, સદ્દગુણ ચેન ધરો ! ! હિત લાય ॥૭૩॥
ચેટકરાજા વ્રત ગુણધારી, મહાવીર પ્રભુના મામા બેશ,
ચેટકે યુદ્ધમા નીતિ ધારી, ક્ષત્રિયટેકને ધરી હમેશ ॥૭૪॥
ચૌટે ચૌટે કર ! ! નહી દેવુ, ફરી ન જાજે બોલી બોલ,
ચૌટામા ચતુરાઈ ન શીખ્યો,-તો માનવ છે ફૂટયો ઢોલ ॥૭૫॥
ચઉદશીયો પંચાતી થાતા, ન્યાયનીતિ પ્રામાણ્યને ધાર !!,
ચારગતિમા ભ્રમવુ ત્યાગો!!, તો પંચાતી છો સુખકાર ॥૭૬॥
ચિંતા ચિતાથકી પણ મોટી, પળપળ લોહી વીર્યને ખાય,
ચિંતા મન તન શક્તિ હરતી, જુવાન પણ ઘરડો થઈ જાય ॥૭૭॥
ચિંતા શોકથી નબળાઈ બહુ, રોગઅધિકતામૃત્યુ થાય,
ચિંતાથી ચતુરાઈ ટળતી, ચિંતાથી મનડુ મુઝાય ॥ ૭૮ ॥
ચિંતાથકી બે ઘડીમા બળવુ, ચિંતાથી નિત્ય બળવુ થાય;
ચિંતા ટળતી જ્ઞાને ધ્યાને, વૈરાગ્યે ચિંતા વિણસાય. ॥ ૭૯ ॥
ચિંતામણિથી અનંતગુણ જે, અધિક નરભવ પામ્યો બેશ;
ચિંતા શોકમાં ગાળ !! ન આતમ ! ટાળી દે સહુ કર્મના ક્લેશ ॥૮૦॥
ચોરી જારીવણ બીજા શુભ,-કાર્યો કરતા લજ્જા ત્યાગ!!;
ચતુર વિવેકી આતમ !! ચેતો!!, ધરી લે ગુણીજનોપર રાગ ॥૮૧॥

ચારિત્રે રહેવું નિજધર્મ છે, ચારિત્રીને કરૂં પ્રણામ;
ચારિત્રી સમ કોઇ ન મોટો, તદ્દશ્રે તુચ્છ છે પદવી દામ. ॥ ૮૨ ॥
ચારિત્ર જ તે મન વચ કાયથી, રાગ રોષને પાપનો ત્યાગ;
ચારિત્ર જ તે આત્મગુણોમાં, રમવું ચારિત્રે ધર !! રાગ. ॥ ૮૩ ॥
ચારિત્ર જ તે સદાચારને, સદ્ગુણ ધરવા દુર્ગુણ ત્યાગ !!;
ચારિત્ર જ તે આત્મસ્વભાવમાં, સ્થિરતા ત્યાગ અને વૈરાગ્ય. ॥૮૪॥
ચાર શરણ તે અરિહંત સિદ્ધને, સાધુ કેવલીભાષિતધર્મ;
ચાર શરણ કરી જૈનધર્મને,—પાળે નાસે આઠે કર્મ. ॥ ૮૫ ॥
ચોરની પલ્લિસમ તે ગચ્છ છે, ગીતાર્થસૂરિવાચક નહિં જ્યાંય;
ચારપ્રકારે શિક્ષા નહીં જ્યાં, પંચાચારને વ્રત નહીં ત્યાંય. ॥૮૬॥
ચૂંક તે અંતરશલ્યની દુઃખકર, માયાત્યાગે નાસે ચૂંક;
ચૂંકવ !! કર્મોદયને જ્ઞાને, સમભાવે ગુરૂમંત્રને ફૂંક !!. ॥ ૮૭ ॥
ચોરાશી લખ જીવયોનિમાં, અનંત સંબંધે અનંતવાર;
ચતુરજીવ ભૂલી અથડાયો, ચેતી લે !! આતમ ! આ વાર. ॥ ૮૮ ॥
ચુડેલ તે છે કામની વૃત્તિ, ચુડેલ સહુ જીવોને ખાય;
ચુડેલ તેની સામું ન દેખે, જે આતમ ગુણ ધ્યાનને પાય. ॥ ૮૯ ॥
ચેતન લક્ષણ દર્શન જ્ઞાનને, ચારિત્ર જ છે અનંતવીર્ય;
ચેતન આપ સ્વભાવે રમશો, અંતર્ ઉપયોગે ધરી ધૈર્ય. ॥ ૯૦ ॥
ચેતન ચેતો નરભવ પામી, આઠ કર્મને વેગે ટાળ !!;
ચંદ્ર સરીખો શીતલ થા !! દિલ, ચિત્તને આત્મપ્રભુમાં વાળ !!. ॥૯૧॥
ચાનક સરખી કોઇ ન શક્તિ, ચાનક સમ નહીં મંત્ર ને તંત્ર;
ચાનક લાગે તે નર ચેતે, ચાનક સઘળા કાર્યનું યંત્ર. ॥ ૯૨ ॥
ચાનક લાગી તે જન ચેત્યા, ચાનક લાગે ત્યાં છે શક્તિ;
ચાનક લાગે ગુરૂશિક્ષાથી, તો પ્રગટે છે સેવા ભક્તિ. ॥ ૯૩ ॥
ચંદ્રપ્રભુનો અનંતગુણનું,—સ્મરણ કરીને થાશો ચંદ્ર;
ચાનક અંતરગુણની લગાવો !!!, તેથી પ્રગટે સઘળાં ભદ્ર. ॥ ૯૪ ॥
ચિદાનંદ કૃત ગ્રન્થ સ્વરોદય,—વાંચી ગુરૂગમે કરશો જ્ઞાન;
ચિદાનન્દમય આત્મપ્રભુ છે, સર્વધર્મમય તે છે જાણ !!. ॥ ૯૫ ॥

ચડ !! ગુણસ્થાનકનિસ્સરણિપર, મોક્ષમહેલમા શીઘ્રપ્રવેશ !!,
ચડતા પ્રમાદથી નહીં પડજે, ચૂક ત્યા જાણો !! રાગ ને દ્વેષ ॥૯૬॥
ચે ચે પેચે ચપચપ તારી,-મૂકી પ્રભુમા પ્રેમ લગાવ !!,
ચોકીદાર-ઉપયોગ કરીને, આત્મપ્રભુને પ્રેમે જગાવ !! ॥૯૭॥
ચકલા સરખી પ્રવૃત્તિમાહી, ચ ચલતા ધારીને ચાલ !!,
ચામડીલોગે ચામડીયાની, વૃત્તિકર્મને વેગે ટાળ !!. ॥૯૮॥
ચક્ર અન તા જન્મ મરણના, કીધા કર્મે અન તવાર,
ચતુરાઇ જો હોય તો સાચી, કર્મને જીતી કર !! ઉદ્ધાર !! ॥૯૯॥
ચડતા પણ પડવાનુ થાતા, પડીને પાછો ચડતો જેહ,
ચતુરાઈ તેની છે સાચી, ચૂકી પાછો સુધરે તેહ ॥૧૦૦॥
ચામાચીડિયા જેવા થઈને, ઘરમા ભરાઈ રહો ન ભવ્ય !!;
ચરતો ફરતો તેહ ધરાતો, ચાતુર્યે કરશો કર્તવ્ય ॥૧૦૧॥
ચાપલાવેલા ચબાવલાની,-વૃત્તિને નિજ વશમાં રાખ !!,
ચારે બાજુ પૂર્ણ તપાસી, ઉપયોગે કથવુ તે ભાખ !! ॥૧૦૨॥
ચારે બાજુ ઘોર વિપત્તિ, સંકટ પડના પ્રભુ દિલ ધાર !!,
ચતુર વિવેકી જનની સલાહે, વર્તશો અ તર્ધ્વનિ આધાર ॥૧૦૩॥
ચપ્પણિયુ લેઈ માગી ખાવુ, ચાટમા ખાવુ સારૂ જાણ !!;
ચોરીનુ ધન કન્યાવિક્રય,-ધન ખાવુ તે વિષ્ઠા માન !! ॥૧૦૪॥
ચાટલો કરવા લક્ષ્મી આવે, કપાલ ધોવા ત્યારે જાય,
ચાહીને મળવા આવે આપે,-ત્યારે ભૂત્રે એવો ગણાય ॥૧૦૫॥
ચ દનસમ શીતલતા જેની, પરાક્રમી જે સૂર્ય સમાન,
ચતુર સુજન સદ્ગુરૂને સેવો !!, જ્ઞાનને આપે ગુરૂ તે જાણ !! ॥૧૦૬॥
ચેતો ચેતો વ્હાલા મારા આતમા, પલપલ પ્રભુનુ સ્મરણ કરો
દિલમાહ્ય જો,
ચેતો આતમ વૈરાગ્યે અ તવિષે, ચેત્યા તે પ્રભુ પામ્યા શીતલ છાયજો
ચેતો ચેતો વૈરાગ્યે નિજ આતમા ॥૧૦૭॥
ચેતો ચેતન !! પ્રભુ ભજીલો !!, રાગ રોષને છ ડો કામ,
ચાલો !! પ્રભુના પન્થમા આતમ !!, છ ડો સહુ માયાના ધામ.॥૧૦૮॥

ચાલો !! આતમ !! આગળ પ્રભુની,-વાટે બીજું મૂકી સર્વ;
ચાલ પકડ !! તું જિનોની ભાવે, દુનિયાનો છંડી દે !! ગર્વ.॥૧૦૯॥

ચોરી-દર્શન જ્ઞાન ચરણતપ, આતમ !! કરીને પરણો મુક્તિ;
ચાહીને કરી ચોરી એવી, મુક્તિવધૂ પરણી લે સૂક્તિ. ॥૧૧૦॥

ચાહના કર !! તું પ્રભુની સાચી, બીજી ચાહના દૂર નિવાર !!;
ચાહ ખરો પ્રભુનો મન ધારી, વિષયવાસનાચાહને વાર !!. ॥૧૧૧॥

ચાહી લે !! તું પરમેશ્વરને, ચાહી લે !! તું સેવા શક્તિ;
ચાહી લે !! તું સર્વનું સારૂં, ચાહી લે !! તું સાચી નીતિ.॥૧૧૨॥

ચાહના અનેક સુખને માટે, દીધી ભોગવ્યા સઘળા ભોગ;
ચાહના પુદ્ગલની સહુ જૂઠી, ચાહો અંતરૂ આનંદ યોગ. ॥૧૧૩॥

ચાકર થા !! તું પ્રભુનો ભાવે, સર્વજીવરૂપ પ્રભુની સેવ;
ચોખ્ખા ચિત્તે કર !! મુજ આતમ, આપોઆપ થશે તું દેવ. ॥૧૧૪॥

ચારદિવસનું ચાંદરણું છે, ચેતી શકે તો જલ્દી ચેત !!;
ચંડાલો તુજ મનમાં રહેતા, દૂર કર્યાથી શિવસંકેત. ॥૧૧૫॥

ચક્રવર્તી ને ઇન્દ્ર છે તે જન, જેમાં પ્રગટ્યો જ્ઞાનાનન્દ;
ચકમક જ્ઞાનસમો નહીં કોઇ, મનચકડોળના વિચિત્ર ફન્દ. ॥૧૧૬॥

ચકલેચકલે ચરિત્ર સારૂં, ખોટું લોકોથી પરખાય;
ચરિત્ર સારૂં તે છે સારો, ધન સત્તાનું મહત્ત્વ નાંહ્ય. ॥૧૧૭॥

ચકોર થઇ તું આત્મપ્રભુરૂપ,-ચંદ્રથી સાચો કરજે પ્યાર;
ચક્રવ્યૂહ તે સંયમ શક્તિ, અંતરૂમાં સમજે સુખસાર. ॥૧૧૮॥

ચટકમટકથી વળે ન કાંઇ, ચટકી લાગે ચેતે તેહ;
ચટકો લાગે ત્યારે શક્તિ, પ્રગટે જાણો !! નિશ્ચય એહ. ॥૧૧૯॥

ચટપટી જેને આત્મપ્રભુની,-પ્રાપ્તિ માટે લાગી જાણુ !!;
ચટપટ તે કરતો યુક્તિએ, પામે અંતે શિવ નિર્વાણ. ॥૧૨૦॥

ચાનકવણુ નહીં મનુષ્ય કોઇ, જ્યાં ચાનક ત્યાં પ્રગટે શક્તિ;
ચડસાચડસી ધાર્મિક સારી,-જેથી પ્રગટે આત્મોત્ક્રાંતિ. ॥૧૨૧॥

ચઢતાને ચડતાં દૃષ્ટાંતો,-લેવાનું મનમાં થઇ જાય;
ચડતીવિના જખ પડતી થાવે, પડતાં દૃષ્ટાંતો ગ્રહવાય. ॥૧૨૨॥

ચકચકથી જે સારૂ હશે તે, કૃત્રિમ કર્યો ટળશે ચળકાટ,
ચકચકાટ ન છાનો રહેતો, ભલે હોય દિવસ કે રાત . ॥૧૨૩॥
ચકચુર થઈને આત્મગુણોમા, સત્કાર્યો કર !! ભૂલી અન્ય,
ચકચૂથ કર !! નહીં નકામી, પ્રગટાવો !! આતમ !! ચૈતન્ય ॥૧૨૪॥
ચક્ર તેજ ગુણ હાનિ વૃદ્ધિ, અતરૂગુણનુ સમજો સાર;
ચક્રવ્યૂહ જે મોહનુ તેને,–ભેદો પામો !! શાતિ અપાર ॥૧૨૫॥
ચક્ષુ અમૂલ્ય છે તેનુ રક્ષણ, કરશો પ્રેમે નરને નાર,
ચક્ષુ છતા અધા કામાન્ધો, અતે દુ ખો લહે અપાર. ॥૧૨૬॥
ચઢાઇ કરીને મોહસૈન્યપર, આતમ જિતનિશાન ચઢાવ !!!,
ચઢ !! ઉત્તરગુણસ્થાનક પરતુ, ચઢતા પરિણામે મન લાવ ॥૧૨૭॥
ચઢાઉના કબ્જમા મન નહિ, ચઢાચઢી સારી કર !! ભવ્ય ?,
ચઢાવ !! આતમ !! ગુણસ્થાનકપર, તારૂ મુક્તિ છે કર્તવ્ય ॥૧૨૮॥
ચઢાવવા લોકોને જ્યા ત્યા, સન્માર્ગે પર કર !! એ કાજ,
ચડાવવા નહિ ઉન્માર્ગોપર, સભાળી લે !! તારો ચાર્જ ॥૧૨૯॥
ચઢાવો કરજે બહુ વિચારી, અન્યથી ચઢિયાતો થા !! ભવ્ય ?,
ચઢિયાતો થયો ગુરૂભક્તિથી, અર્જુનથી પણ જગ એકલવ્ય ॥૧૩૦॥
ચણતર પાયાથી શુભ ચણજે, મહેલચણ્યો પડી જાય ન જાણ !!,
ચણાવડે જીવે જગલોકો, ચતુરાઇ ત્યા સાચુ જ્ઞાન ॥૧૩૧॥
ચતુર્વર્ગનુ ચારે વર્ણો,–સાધન કરીને સાધે ધ્યેય,
ચાર વેદ ભણે ચતુરાઇવણ, જગલોકોમા નહીં આદેય ॥૧૩૨॥
ચતુરશિરોમણિ તે છે જગમા, મોહથકી પામે નહીં હાર,
ચતુરશિરોમણિ તે છે જગમા, દુર્ગુણોને કાઢે બહાર ॥ ૧૩૩ ॥
ચપળાઇ, સારા માર્ગે શુભ, આત્મોન્નતિ પરહિત કરનાર,
ચપેટા સદ્ગુણ શિક્ષાઓના,–ખાવે તે પામે નહિ હાર ॥ ૧૩૪ ॥
ચમત્કાર જ્યા ત્યા સહુ નમતા, ચમત્કાર ઘર આતમ ! જાણ !!,
ચમત્કૃતિ ગુણ પ્રગટે તે છે, અચરિજ દોષોમા નહીં માન ॥ ૧૩૫ ॥
ચરક સુશ્રુત વૈદકગ્રન્થો, ભણવાથી રોગો સમજાય;
ચરખો ફેરવે પેટ ભરે તે,–ચર્ચાથી શાન્તિ નહીં થાય ॥ ૧૩૬ ॥

ચરણકમલ સેવો ગુરૂદેવનાં, સંતોના ચરણોને સેવ !!;
ચરિત તારૂં શુદ્ધ કરે તો, આપોઆપ બને તું દેવ. ॥ ૧૩૭ ॥

ચર્ચ કે મસ્જીદ મંદિરમાંહી, જ્યાં ત્યાં આતમશુદ્ધયા મોક્ષ;
ચર્ચાદિમાં દુર્ગુણ દ્વેષે, લોકોને છે મોક્ષ પરોક્ષ. ॥ ૧૩૮ ॥

ચરાચર જગમાં જીવ અનંતા, સત્તાએ પ્રભુરૂપ ભરેલ;
ચાહો તેને આત્મપ્રભુસમ,—તેથી પ્રગટે પ્રભુ ઉકેલ. ॥ ૧૩૯ ॥

ચર્ચાપત્રમાં સારૂં ખોટું, સત્યાસત્યને કૃત્યાકૃત્ય;
ચર્ચાપત્રીઓમાં એવું, સમજી સારાં કરવાં કૃત્ય. ॥ ૧૪૦ ॥

ચલણ ન સારૂં નિજપરનું ત્યાં, પ્રગટે દુઃખ દાવાનલ જોર;
ચળવળ વણ નહીં પ્રગતિ કોની, ઠરે નહીં ગુરૂવિદ્યાચોર. ॥૧૪૧॥

ચલાયમાન થાવું નહિ ક્યારે, સદ્‌ગુણ પરમાર્થોથી ભવ્ય !!;
ચાલાકોની કપટકલાથી, બચવું કર !! અવસર કર્ત્તવ્ય. ॥ ૧૪૨ ॥

ચલાવ તારી સહુ ફર્જોને, જીવન તારૂં ધર્મ ચલાવ !!;
ચલાવી લેજે અવસર આવ્યું, ચલિત થવાના કર !!! નહિં ભાવ. ॥૧૪૩॥

ચાલો સદ્‌ગુણ સત્કાર્યોમાં, ચાલો !! પ્રભુના દેશમાં જીવ ?;
ચાલો !! આતમ આત્મોપયોગે, જેથી જીવ બને છે શિવ. ॥૧૪૪॥

ચશ્માં આંખની આગળ જેવાં—તેવું દૃશ્ય આંખે દેખાય;
ચશ્માં રાગને રોષનાં છંડી, જોતાં જગમાં સત્ય જણાય. ॥ ૧૪૫ ॥

ચસકી જા !! નહિં ભમાવ્યો ભોળા, ચસકવું જૂઠાથી શ્રેષ્ઠ;
ચસકો લાગ્યો જેને જેનો, તેમાં તે વર્તે છે ઠેઠ. ॥ ૧૪૬ ॥

ચહેરો નહિં જે લખ્યું તે સારૂં, ચહેરો દેખી પાડો કામ;
ચહેરાથી ઓળખાતા લોકો, ચામમાં મુંઝો !! નહિ સુખકામ.॥૧૪૭॥

ચળકસળક ચળકાવો નિજગુણ, સાચાનો સ્થિર છે ચળકાટ;
ચળકે સદ્‌ગુણી સંતો જગમાં, ચળવળથી છે ઉન્નતિ વાટ. ॥૧૪૮॥

ચળી જશો નહીં દુર્ગુણ વ્યસને, ચળેલની સંગતને ત્યાગ !!;
ચંગ જો મન તો પ્રભુ છે પાસે, ચંગીનો વ્યસનોમાં રાગ. ॥૧૪૯॥

ચંચળ મનમાં ધૈર્ય ન પ્રગટે, ચંડાળો નર્કોમાં જાય;
ચંડાળો મહાપાપી હિંસક, દુર્ગુણી દુષ્ટો તે કહેવાય. ॥ ૧૫૦ ॥

ચ દનસમ શીતલતા જેની !!, ક્ષમા દયાથી તે છે ચ દ્ર;
ચ દ્ર ને ભાનુ સમ થા !! આતમ, પૃથ્વીસમ થા !! પ્રગટે ભદ્ર ॥૧૫૧॥

ચ દ્રની ચાદની સરખા સ તો, જ્યા ત્યા કરે અ ધારે પ્રકાશ,
ચંદ્ર રવિને ગ્રહણુ છે તેવુ, જગમા ગોટાઓને ખાસ ॥ ૧૫૨ ॥

ચ પાતા ગફલત કરનારા, અસાવધ જગમા નરનાર;
ચૂકે તે ચ પાતા લોકો, જગમા રહે ન જે હુશિયાર ॥ ૧૫૩ ॥

ચાટજે બહુ વિચારીને તુ, બોલ્યુ પાછુ ચાટે મૂઢ,
ચાટુ તથ્યને પથ્ય તે વદવુ, અ તરનુ એ સમજે ગૂઢ ॥ ૧૫૪॥

ચાઠુ નાકે પડયુ ન શોભે, મુખડુ જાણો !! નરને નાર,
ચાઠુ નાક ઉપર જારીને, ચોરી કર્મ છેજ, નિર્ધાર ॥ ૧૫૫ ॥

ચાડિયો થા !! નહીં ચાઢન થઇને, કરો જગત્મા સહુ ઉપકાર,
ચાડી, ઇર્ષ્યાળુ પાપીના,–પાપકર્મનો છે જ પ્રકાર ॥ ૧૫૬ ॥

ચાડી, નિર્ભ જનનુ લક્ષણુ, ચાડિયો બહુનો દુશ્મન થાય,
ચાડિયાવૃત્તિ કદિ ન સારી, સમજે ત્યાગે તે સુખ પાય ॥ ૧૫૭ ॥

ચાતકની જેમ મેઘથી પ્રીતિ,–તેવી તુ પ્રભુ ઉપર ધાર !!,
ચાતુરી ત્યારે તારી સાચી, અન્યથા ચાતુર્યે ધિક્કાર ॥ ૧૫૮ ॥

ચાપમી પણ છે હદમા સારી, હદની બાહિર કરો ન કોઇ,
ચાપગીયુ મન પ્રસ ગે સારૂ, નહીં તો દુ ખકર જાણો !! જોઇ ॥૧૫૯॥

ચાબૂક, સાનની સમજુઓને, ચાબૂક ઘટે તે ગૌને હોય,
ચામભોગી જે અતિ તે મૂઢા, આમ ચોરો–જન દુ ખી જોય ॥૧૬૦॥

ચામડીર ગને રૂપમા મોહી, તેને, મળે ન આતમસ્વાદ,
ચામરસે પ્રભુ રસ નહીં મ ગતો, ચામનો રસ તે પશુ ઉન્માદ ॥૧૬૧॥

ચારિત્ર જો સારૂ તો ઝુપડી, ઘરમા વસવાથી સુખ થાય,
ચારેગમથી કરી વિચારો, કાર્ય કરે તે દુ ખ ન પાય ॥ ૧૬૨ ॥

ચાર્વાકો નાસ્તિક પાખ ડી, પુણ્ય પાપ માને નહી તેહ,
ચાર્વાક જડવાદીઓ જગમા, પાપકર્મભય લહે ન એહ ॥ ૧૬૩ ॥

ચાલવુ સારી રીતે ફરવુ,–જેથી આતમશુદ્ધિ થાય;
ચાલાકી ધરી ચાલે તેઓ, ચાલાકોથી ફસી ન જાય. ॥ ૧૬૪ ॥

ચાવીથી જેમ તાળું ઉઘડે, તેવી સહુ ચાવીઓ જાણ !!;
ચાવીઓ, ગુરૂગમથી મેળવો, સર્વકાર્યની ચડતી માન !!.॥ ૧૬૫ ॥
ચાહકને નિષ્કામે ગાજે, શુદ્ધપ્રેમ તે ચાહ છે સત્ય;
ચાહના, પ્રભુની ધર નિજ દિલમાં, ચાલણી સરખું ચિત્ત અસત્ય.॥૧૬૬॥
ચાળવવાથી સર્વપ્રવૃત્તિ, આપે શાંતિ ચઢતી એથ;
ચાળા પાડ ના કોના ક્યારે, ચાળા પાડે પ્રગટે ક્લેશ ॥ ૧૬૭ ॥
ચિઠ્ઠી સારી સૌને પ્યારી, ચિઠ્ઠી ચાકરપર શો ? રોષ;
ચિત્રકળાદિ સર્વકળાઓ, જીવનકેન્દ્રે છે સંતોષ. ॥ ૧૬૮ ॥
ચિદાનંદમાં મસ્તીલા જે,–તેને જગની નહીં પરવાહ:
ચિદાનંદસમ, દુનિયામાંહી, કોઈ નહીં છે મોટો ચાહ. ॥ ૧૬૯ ॥
ચિરંજીવી, ફલ દુગ્ધાહારી, તક્રાહારી નર ને નાર;
ચિરંજીવતા યોગી લોકો, રોગશોકવણ વિશ્વમઝાર. ॥ ૧૭૦ ॥
ચિન્હ જે સુખને દુઃખનાં તે તો,–આગળથી જ્ઞાને સમજાય;
ચિત્તમાં અન્તરૂધ્વનિ જણાવે, અંતરૂજ્ઞાન થકી તે જણાય ॥૧૭૧॥
ચિંતન કરાને અનુભવજ્ઞાનને, મેળવતા તે જ્ઞાની થાય:
ચિંતન માટે ચિત્તમહત્તા, મોક્ષાર્થે છે ચિત્ત સહાય. ॥ ૧૭૨ ॥
ચિચીયારી જ્યાં દુઃખીઓની,–પડે ત્યાં સન્તો દોડી જાય;
ચીસ જ્યાં દુઃખની ત્યાં છે પડતી, સર્વ દેશમાં સમજો ન્યાય. ॥૧૭૩॥
ચીઢ તે તનમનની નબળાઈ, ચીઢ તે આતમની નબળાઈ;
ચીઢ છે સારી ખોટી જગમાં, પ્રશસ્ય ચીઢથી છે સબળાઈ. ॥૧૭૪॥
ચીત્કારો જ્યાં જૂલ્મે થાતા, ખૂન થતાં થાતા ચિત્કાર;
ચતુર હોયતો ચેતી લેજો, ત્યાં પ્રગટે છે હાહાકાર. ॥ ૧૭૫ ॥
ચીનગારી નાની તેમાંથી, પ્રજળે મોટા ભડકા થાય;
ચીલો જે સદ્ગુણ સત્કર્મનો, ચાલજે તેમાં દુઃખો જાય. ॥ ૧૭૬ ॥
ચીસ પડે ત્યાં વારે જાવું, આત્માર્પણ કરી કરવી સ્હાય;
ચુકાદો પૂરૂં સમજી કરવો, અન્યથા ભૂલે પાપો થાય. ॥ ૧૭૭ ॥
ચુડેલ છે વ્યભિચારીનારી, ચુડેલથી પ્રગટે છે દુઃખ;
ચુડેલ છે વ્યભિચારી નારી,–વૃત્તિ. તેથી નાસે સાચું સુખ. ॥૧૭૮॥

ચુસ્તમસ્ત જે જૈનો તેઓ, આતમશુદ્ધિ કરે અપાર,
ચુસ્ત બનો !! તો સદ્ગુણમાહી, બનશો સારામા નિર્ધાર. ॥ ૧૭૯ ॥
ચુક જે છાની આવે તેની, ચૂકો ટાળી દૂર નિવાર ! !,
ચૂક ભૂલ દોષો તે ચૂક છે, સમજીને ઝટપટ તે ટાળ ! ! ॥ ૧૮૦ ॥
ચુથાચુથ ન કરશો કોની, ચુથાવાની ટેવ નિવાર ! !,
ચૂકવ ! ! કર્મોદયરૂપ દેવુ, સમભાવી થૈને નિર્ધાર ॥ ૧૮૧ ॥
ચૂપ રહે જ્યા ઘટે ત્યા આતમ !!, ચુપકીથી કર !! સારા કામ,
ચૂપચાપથી સત્કાર્યો પણ,-જાહેર થાતા કર્યા તમામ ॥ ૧૮૨ ॥
ચૂર્ણ જે સુખકર દુ ખહર સારૂ, તન મનમાટે લેજે તેહ,
ચૂરો ! ! ચેતન અન્યજીવોના, દુ ખો એ છે ધર્મ સુરેહ ॥ ૧૮૩ ॥
ચેટક, સતોનો થાવામા, કોટિ દુ ખ સહીને ચાલ ! !,
ચેતવણી સારી સહુ કરજે, દુર્ગુણ ચેપમા ધર !! નહી પ્યાર ॥૧૮૪॥
ચેલો તે જે આતમતાબે, મનને કરીને ચાલે તેહ,
ચેલી તે મનોવૃત્તિ સારી, ધર્મમાર્ગમા વર્તે એહ ॥ ૧૮૫ ॥
ચેષ્ટાઓ છ ડી દે ખોટી, ચેષ્ટાખોરપણાને ત્યાગ !!,
ચે ચિ કર !! નહીં ખોટી રીતે, ચૈત્યમા પ્રભુથી કરજે રાગ ॥૧૮૬॥
ચોકમા જાહેર સારૂ સભ્યને, ઉપયોગી સૌથી વખણાય,
ચોકસાઇથી કાર્ય જે કરતા, પાછળથી નહીં ખત્તા ખાય ॥૧૮૭॥
ચોકીદારી, ચતુરાઇની, મૂઢોથી નહીં ચોકી થાય,
ચોખ્ખાઇ ધર!! ચોકખુ કર!! સહુ,ચોખવટથી નહીં છે અન્યાય ॥૧૮૮॥
ચોખા ભાતથી લોકો જીવે, ચોખો કરતો પરોપકાર,
ચોટલી હિ દુઓની નિશાની, ચોટલો નારીનો શણગાર ॥૧૮૯॥
ચોતરે ચોતરે ચતુરજનો નહીં, ચોપટસમ સ સારને ખેલ ! !,
ચોપડા ચોપડી ભણી ગણીને, મોહની બાજી પડતી મેલ!! ॥૧૯૦॥
ચોપાનિયા સારા ને ખોટા, વિવેકથી વાચો !! નરનાર,
ચોરો શાહુકારો જગમા,-સમજી વર્તો ! ! લહો ન હાર ॥૧૯૧॥
ચોરાશીલખ જીવયોનિમા, ભટકયો જીવ !! અનતીવાર,
ચોલ મજીઠસમ પ્રભુની ભક્તિ, વૈરાગ્યે ભમવાનુ વાર ! ! ॥૧૯૨॥

ચોવટિયાઓ સારા ખોટા, સમજ્યાવણુ વિશ્વાસ ન રાખ ! !;
ચોવટમાં તું સભ્ય રીતિથી, યુક્તિથી વાણીને ભાખ ! !. ॥૧૯૩॥

ચોવીશ તીર્થંકરો અનાદિ, કાલથી પ્રગટ્યા થશે અનંત;
ચોવીશ તીર્થંકર મુક્તિને,–ઉપદેશે છે સન્ત મહન્ત. ॥૧૯૪॥

ચોળાચોળ ઘણી નહીં સારી,–જેમાં અંતે કાંઇ ન સાર;
ચોળી માર્ગ છે દુર્ગુણીઓનો, ચોંકવું તે નબળાઇ ધાર !!. ॥૧૯૫॥

ચૌદપૂર્વની વિદ્યા જાણે, જ્ઞાની સાચો તે કહેવાય;
ચૌદભુવનમાં માનવ મોટો, પ્રભુનો પ્રતિનિધિ તે થાય. ॥૧૯૬॥

ચૌદમું રત્ન છે અજ્ઞાનીને, દુષ્ટોને હિતનું કરનાર;
ચ્યુત થશો નહીં સત્કર્મોથી, ચ્યુત થાતાં પડતી નિર્ધાર. ॥૧૯૭॥

ચાહે તે કર ! ! જગમાં સારૂં, ચાહે તે કર ! ! ધર્મનું કાજ;
ચાહીને કર ! ! સંતની સેવા, ચાહે તેવું પ્રગટે રાજ્ય. ॥૧૯૮॥

ચારભેદ છે નીતિયોના, નૈતિકશાસ્ત્રે ભાખ્યા ભેદ;
ચાણક્યે કલિયુગ અનુસારે, નીતિશાસ્ત્ર રચ્યું છે વેદ ! !. ॥૧૯૯॥

ચારપ્રકારે નીતિ જાણી, વર્તે છે જગ નર ને નાર;
ચતુરાઇથી વ્યવહારે તે, ઉન્નતિ પામે છે જયકાર. ॥૨૦૦॥

ચારપ્રકારે ધર્મ કહ્યો છે, ચારપ્રકારે જાણો ! ! વેદ;
ચારપ્રકારે ધર્મને ધારી, ટાળું સઘળા ભવના ખેદ. ॥૨૦૧॥

ચા, પીવાથી શરીરહાનિ, ચા, પીવાથી લાભ ન થાય;
ચા, પીવાની ટેવ નિવારો ! !, દેહારોગ્ય જ તેથી સુહાય. ॥૨૦૨॥

ચંદ્રપ્રભુ તીર્થંકર દેવા, આઠમા જિનવર છે સુખકાર;
ચંદ્રની પેઠે શીતલતાપ્રદ,–ગાવું ધ્યાવું દુઃખ હરનાર. ॥ ૨૦૩ ॥

ચંદ્રસમો ઉજ્વલ થા ! ! આતમ !!, શાંતિ શીતલતા પ્રગટાવ ! !;
ચંદ્રસરીખો શાંતસ્વભાવી, થૈને તું પ્રભુપદ પ્રગટાવ !!. ॥ ૨૦૪ ॥

ચારે ભાવના ભાવો !! આતમ !, અનંતભવનાં નાસે કર્મ;
ચારે ભાવના ભાવો !! ભાવે, અનંત આનંદ પ્રગટે ધર્મ. ॥ ૨૦૫ ॥

ચારે ભાવના ભાવો આતમ ! !, ચાર પ્રકારે ધ્યાવો ધ્યાન;
ચતુર્ગતિને છેદો આતમ !!, ચારકષાયો છે દુઃખખાણ. ॥ ૨૦૬ ॥

ચારપ્રકારે આર્તધ્યાન છે, ચારપ્રકારે રૌદ્ર વિચાર ! !,
ચારે પાયા, ધર્મધ્યાનના, શુકલધ્યાનના ચાર છે સાર ॥ ૨૦૭ ॥
ચારગતિમા કર્મે ફરવુ, ધર્મે ચતુર્ગતિનો અ ત,
ચતુરાઈ ધર ! ! પ્રભુ મળવાને, ગાવો !! પૂજો !! સાચા સ ત.॥૨૦૮॥
ચુસ્ત બની જા ! ! પ્રભુવિશ્વાસી, કોઇનુ કાઈ લેશ ન ચોર ! !,
ચતુરાઇ પ્રભુ મળવા માટે, જાણી સમજી થા !! નહિ ઢોર ॥૨૦૯॥
ચતુર્ગતિના દુ ખો હરવા, ચાર શરણુને ભાવે ધાર ! !,
ચારશરણુને અ ગીકરતા, ચતુર્ગતિ નહીં છે સ સાર ॥ ૨૧૦ ॥
ચતુર બનીને ચૂક !! ન ચેતન !!, કરીશ નહિ તુ લેશ પ્રમાદ,
ચતુરાઇમા મોહ પ્રવેશે,-તો પ્રગટે છે બૂરા વાદ ॥ ૨૧૧ ॥
ચૂક !! ન આતમ !! પ્રભુસ્મરણુને, પલપલ દિલમા પ્રભુ સભાર ! !,
ચતુરાઇ તારી તબ જાણુ, યદા કરે તું દુ ખસહાર !!! ॥ ૨૧૨ ॥
ચપળાઇ સૌ મોહની માયા, ચ ચળતા છે મનના ખેલ,
ચતુરબનીને મોહને મારો !!, કર !! તુ પરમાતમથી ગે લ ॥૨૧૩॥
ચોર બનીશ નહિ સ્વાર્થે ક્યારે, ઉપકારીનો થા ! ! નહિ ચોર,
ચાડી ચુગલી નિ દા ત્યાગો !!, મિથ્યા કર !! નહિ શોરબકોર ॥૨૧૪॥
ચૌટામા મિસરી વેરાણી, કીડીઓ પ્રેમે તે ખાય,
ચ ચળતાને માન નહિ ત્યા, આતમરામ પ્રભુ પ્રગટાય ॥૨૧૫॥

## છ.

છછછા છ'ડો !! છોકરવાદી, છેતરશો નહીં અન્યને લેશ,
છળ કપટ કરશો નહીં ક્યારે, છાના પાપ ન કરશો દ્વેષ ॥ ૧ ॥
છાના દુર્ગુણ પાપો કીધા, પ્રગટ થતા જગમા નિર્ધાર,
છછછા ભણ્યા ગણ્યા કહેવાશો, છળ ત્યાગે જગમા જયકાર ॥ ૨ ॥
છોકરવાદી કરવી છ ડો !!, છાશવડે જગ બહુ જીવાય,
છાશથી આરોગ્ય સુખની આશા,-સમજીને વર્તો જગમાહ્ય ॥ ૩ ॥
છોકરવાદે ન છાશ પીવાતી, છેતરપીંડીથી નહીં સુખ,
છીનાળુ છાનુ રહેતા પણ, અ તરૂ પ્રગટે રોગ ને દુ ખ ॥ ૪ ॥

છાનું રાખો !! સત્યને ત્હોયે, પ્રગટે કોટિ ઉપાય કરંત;
છાનાને દેખે સર્વજ્ઞો, સત્ય ન છાનું સમજો !! સંત. ॥ ૫ ॥

છાતી કાઢી છેલછબીલા,-બનીને છાકો !! નહીં લવલેશ;
છાણુના કીડાસમ ક્ષણુમાં,-મરશો અણુધાર્યા લહી ક્લેશ. ॥ ૬ ॥

છાયામિષે દેહની સાથે, કાળ ભમે છે ચેતન ચેત !!;
છોગાળા રઢીયાળા ચાલ્યા, મૃત્યુના છૂપા સંકેત. ॥ ૭ ॥

છાશને વનસ્પતિ ફલ ખાતાં, શીયલવ્રતથી શતાયુ થાય;
છાશ ખરી અહો શક્રને દુર્લભ, છાશથી લાંબુ આયુ સુહાય. ॥ ૮ ॥

છંડો !! દુર્ગુણ દુરાચારને, છંડો !! છાના નિજના દોષ;
છાના રહે ન દુર્ગુણ સદ્ગુણ, આતમ ! સદ્ગુણથી નિજ પોષ !!. ॥૯॥

છેતર !! નહીં તું અન્યને સ્વાર્થે, ધૂર્તોથી વંચાવું ન લેશ;
છેતરનારા મીઠા બોલા, તર્કી કળાથી કરતા પેશ. ॥ ૧૦ ॥

છાક ધરે શું સત્તાધનનો, વિદ્યા યૌવનનો શો ? છાક;
છાક કરે શું ? રૂપ કુટુંબનો, અંતે સઘળું થાશે ખાક. ॥ ૧૧ ॥

છાક કરે શું જો ઈતિહાસને, ત્હારા જેવા ગયા અસંખ્ય;
છાક ન છાજ્યો કૈસર ઝારનો, સમજે તો તુજ સમ નહીં રંક. ॥ ૧૨ ॥

છાપ પાડજે સારી ત્હારી, પહેલાંથી ધારી ચારિત્ર;
છાપ પડી જે સારી તેથી, સહાય કરનારાઓ મળંત. ॥ ૧૩ ॥

છૂપું રાખજે મનમાં સારૂં, યોગ્યની આગળ અંતર્ ખોલ !!;
છૂપી વાતો કર !! નહીં જાહેર, લાભ જાણીને છૂપું બોલ !!. ॥૧૪॥

છેક તે સાચો ટેક ન છંડે, સાચું જૂઠું સમજે સર્વ;
છોશ નહીં નીચાથી સારી,-વિદ્યા લેતાં ત્યાગે ગર્વ. ॥ ૧૫ ॥

છાયામિષથી દેહની સાથે, કાળ ફરે છે નજરે દેખ !!;
છાયા તારા દેહના જેવી, અનુકરણ કરનારી પેખ !!. ॥ ૧૬ ॥

છાર ઉપર લીંપણ નહીં થાતું, અયોગ્યને નહીં પ્રભુ પરખાય;
છારના સરખી મિથ્યાબુદ્ધિ,-છંડે પ્રભુપ્રતીતિ થાય. ॥ ૧૭ ॥

છંછેડાતા સર્પની પેઠે,-ક્રોધે એવા નર ને નાર;
છાણુના કીડાની પેઠે,--જન્મ ગ્રહે છે વારંવાર. ॥ ૧૮ ॥

છાપે નામને છબી આવ્યાથી, વળે ન તારૂં આતમ !! કાય,
છપાઓ સદ્ગુરુથી પ્રભુભાવે, પ્રભુરૂપે જીવો જ્યા ત્યાય. ॥૧૯॥

છુમતર ધાગા દોરા સહુ, માયા નાટકના છે ખેલ,
છોલાસમ જડવિષયો છડી, આત્માનદે અતરૂ રેલ. ॥ ૨૦ ॥

છાના સતો ઘણા રહ્યા જગ,-જિજ્ઞાસુઓ કરતા શોધ,
છુપાયલા સતો છે મોટા, જાહેર સતથી થાતો બોધ. ॥ ૨૧ ॥

છેકાછેકી ચેરચેરા, લેખમા કરવું સારૂં ન ભવ્ય !!,
છબરડો વાળ ન લખાણુમાહી, સમજી લેવુ સત્કર્તવ્ય ॥ ૨૨ ॥

છંછેડો નહીં !! સતી યતિને, સાપને ક્રોધીને કે કાળ,
છછેડાયો ન ક્રોધે કોપર, દુશ્મનપર પણ ધરજો વ્હાલ. ॥ ૨૩ ॥

છતી શક્તિયો, તન મન ધનની,-વિદ્યાની વાપર !! પરહેત,
છતી શક્તિને ગોપવ !! નહિં મન !!, પ્રભુમાટે શક્તિ સકેત ॥૨૪॥

છોરૂ કછોરૂ થાય કદાપિ, તથાપિ, માત ન થાય કુમાત,
છોરૂ થઈ દુનિયામા રહેજે, છોરૂ સમ ગણ !! સહુ જીવજાત ॥૨૫॥

છત્રપતિયો મરી ગયા બહુ, છત્રપતિ થાતા નહી સુખ,
છત્ર ધરાવે એવાઓને, આશા તૃષ્ણાથી બહુ દુખ ॥ ૨૬ ॥

છત્રપલગમા સુઇ રહેતા જે, મીઠા ભોજન ખાતા જેહ,
છાનામાના ઘોરમા સૂતા, ગયા મશાણુમા જાણો !! તેહ ॥ ૨૭ ॥

છાનામાના સતસભામા, રહીને સાભળ !! સતનો બોધ,
છતા થતા જ્યા ત્યા સતોને, દાતારો વીરો મહાયોધ ॥ ૨૮ ॥

છળાઇ જા !! નહિ ધૂર્તજનોથી, છળીને અન્યોને નહીં માર !!,
છળબળ કળ વળ પ્રસગે ધર્મના,-રક્ષણુમાટે પ્રશસ્ય ધાર !! ॥૨૯॥

છળ નહીં શોભે શૂરાસતને, છળ છે આતમની નબળાઇ,
છીનાળુ ઢાકયુ નહીં રહેતુ, ટળે છીનાળે કીર્તિકમાઈ ॥ ૩૦ ॥

છાણુનુ ઘેબર કદિ ન બનતુ, પશુઓ જ્યા ત્યા થાતુ છાણુ,
છાણુ પણુ ઉપયોગી જગમા, છાણે ધાન્યાદિક બળ જાણુ !! ॥૩૧॥

છક છકાટ છે અધુરામાહી, પૂરાઓ કદિ નહિ છલકાય,
છકેલને ખત્તા બહુ વાગે,-ત્યારે સમજી ગુણુને પાય ॥ ૩૨ ॥

છક્કડ સાન સમી નહિં કોઇ, જેથી સુધરે આતમરાજ;
છક્કડ સમજપણાની જેને,-લાગે તે પામે સુખરાજ્ય. ॥ ૩૩ ॥

છચોક સજ્જનતાનાં કાર્યો,-છુપાવ્યા જેવું નહીં છે કાંય;
છછરૂ માણુસ છલકાતું ઝટ, છોકરવાદીથી સુખ નાંહ્ય. ॥ ૩૪ ॥

છટકી જાય ન મનડું એવું,-કર !! નિશ્ચયથી ચેતનરાય;
છટાદાર ભાષણ કરવાથી, શ્રોતાઓ અંજાઇ જાય. ॥ ૩૫ ॥

છણુજે જ્ઞાને સત્યવિચારો, સત્યાસત્યનો કરી વિવેક;
છત ગુણુની તો જ્યાં ત્યાં પૂજા,-સતાપણાની ધારો !! ટેક. ॥ ૩૬ ॥

છૂપાવ્યા દોષો ન છુપાતા,-ઘાલો !! જો તેને પાતાળ;
છૂપાતા રહેતા નહીં શૂરા,-બૂમ પડે ઉઠે તત્કાલ. ॥ ૩૭ ॥

છમાસી તપ પંચમ આરામાં, હજી પણુ જૈનો કરતા દેખ !!;
છર કરવાથી શકિત ઘટતી, છરમાં અજ્ઞપણું છે પેખ !!. ॥ ૩૮ ॥

છાતી કાઢી નિર્મળ રાખી, જગમાં ફર્જ અદા કર !! ભવ્ય !!;
છાનાં જાહેર સઘળાં કાર્યો,-કરજે મોક્ષાર્થે કર્તવ્ય. ॥ ૩૯ ॥

છાનું કોઇ ન પ્રભુથી જગમાં, છપાવ !! સત્ય વિચારાચાર;
છાપવું દિલમાં પ્રભુમય જીવન, એજ છે તુજ સારૂં અવધાર. ॥૪૦॥

છાયા પુરૂષની ત્રાટકયોગે, સિદ્ધિ થાતાં કાલે જ્ઞાન;
છાયા યંત્ર અસલની ઘટિકા, છાંડો !! મિથ્યા માયા માન. ॥૪૧॥

છિન્નભિન્ન શકિતયો થાતી, કુસંપ ઇર્ષ્યા વૈરે જાણુ !!;
છિંડીરાજ એ બે ભેદે છે,-માર્ગ તે સમજી મનમાં માન. ॥ ૪૨ ॥

છાંયડી વખત વખતની જૂદી, છિંક તે સારી ખોટી જાણુ !!;
છીપમાં અવસરે મોતી પાકે, અવસરે શોભે લગ્ન ને કાંણુ ॥૪૩॥

છૂટે છે જ્ઞાનીઓને સારી, અજ્ઞાનીને દુઃખકર થાય;
છુટા બાંધ્યા બન્ને સારા, ખોટા સાપેક્ષિક કહેવાય. ॥ ૪૪ ॥

છૂટો થા !! દુર્ગુણુ વ્યસનોથી, છૂટકારો છે મોહથી શ્રેષ્ઠ;
છીંકણી સારી ને બૂરી છે, પ્રભુથી છેટા તે સહુથી હેઠ. ॥ ૪૫ ॥

છેટે રહેજે દુર્જન શઠથી, છેડવું નહીં સારૂં કો કાલ;
છેતરનારા જગમાં ઝાઝા, કંચનકામિની છેતરનાર. ॥ ૪૬ ॥

છેદાવુ મોહે જગ થાતુ, શુદ્ધાતમ નિજ નહી છેદાય,
છેલબટાઉ બનો !! ન આતમ ! છેલાણીને શાતિ ન ક્યાંય. ॥ ૪૭ ॥

છોકરવાદ છે મોહે સૌને, મોહ તજે નહીં છોકરવાદ,
છોકરા છોકરી પ્રભુ બાળક છે, પ્રભુભાવે સેવે આલ્હાદ ॥ ૪૮ ॥

છોછ તે સાચી દુર્ગુણની છે, છોશ તે વ્યસનોની કર !! દૂર,
છોટુ મોટુ કોઇ ન જગમા, દેખાતા ઘટ પ્રભુનુ નૂર. ॥ ૪૯ ॥

છોગાળા કૈ થયા ચાલતા, કૈ કૈ ચાલે નજરે દેખ !!,
છોગાળો ઈશ્વર અવિનાશી અતરૂમા વર્તે છે પેખ !! ॥ ૫૦ ॥

છોરૂ કછોરૂ થાય કદાપિ, માતા કદિ ન થાય અમાત,
છોરૂની માતા છે દેવી, માતા સ્નેહનો થાય ન પાત ॥ ૫૧ ॥

છેવટનુ પરિણામ શુ થાશે, પહેલાથી તસ કરો !! વિચાર,
છેલબટાઉ બનતા પૂર્વે, જો !! તારી શક્તિ આધાર ॥ ૫૨ ॥

છેલાઇથી વળે કશુ નહીં, મોક્ષ જવામા કર !! સહેલાઈ,
છોડો !! નહીં સાચુ તેને જગ, જૂઠાથી નહીં સત્ય વડાઇ ॥૫૩॥

છેડો કોનો ઠેઠ સુધીનો, લે !! નહીં ખોટી રીતે ભવ્ય !!,
છેડો જેનો પકડો તેનુ, ઠેઠ સુધીનુ કર !! કર્તવ્ય ॥ ૫૪ ॥

છૂટી જા તુ સર્વપાપથી, સર્વ દોષ કરવાથી છૂટ !!,
છુટા છેટી કર પ્રભુમા રહી, કર !! નહી જૂઠી માથાકૂટ ॥ ૫૫ ॥

છાપાછાપી ચર્ચા કર્ચા, મર્ચા થી કૈ વળે ન ચેન,
છાપ ખરી પ્રભુ ભક્તિની ઘટ, પ્રગટે તો સુખની છે ઘેન ॥ ૫૬ ॥

છછુદરને જો સાપ ખાય તો, મરે ને છંડે તો તે અન્ધ,
છછુદર સમ છે મોહની વૃત્તિ, ગ્રહણ ત્યાગમા તસ એ ધધ ॥૫૭॥

## જ.

જજના જૂઠને જારી છડો !!, જાણો !! સત્ય ધર્મની વાત,
જપો અરિહત આદિ નવપદ, જૂલમ તજી થાશો રળિયાત ॥ ૧ ॥

જનજો ભણ્યો ગણ્યો કહેવાશે, રાગ રોષ જીત્યાથી બેશ,
જૈન બની જિન થાશો ભાવે, સર્વદુખના ટળશે કલેશ ॥ ૨ ॥

જગમાં જીવંતા તે જાણો !!, મર્યા છતાં પણ જશ ધરનાર;
જીત્યા જેણે દુર્ગુણ દોષો, દુઃખીઓની કીધી વ્હાર. ॥ ૩ ॥
જીવંતા તે મરેલ જાણો !!, દુર્ગુણ પાપીનો અવતાર;
જેનો ન ઇચ્છે જેનું જીવતર, દુનિયાને દુઃખી કરનાર. ॥ ૪ ॥
જગમાં જીવ્યો તેહ કથાતો, જેણે જીત્યા રાગ ને રોષ;
જડમાં સુખની બુદ્ધિ ત્યાગી, આત્મમાં સુખ ધાર્યું સંતોષ ॥ ૫ ॥
જડસમ કોટિવર્ષનું જીવતર, હિંસાદિકથી જીવન જાય;
જગમાં પત્થરથી પણ હલકું, એવું જીવન નિષ્ફલ થાય. ॥ ૬ ॥
જગમાં જે પરમાર્થે જીવ્યો, અન્યજીવોનાં ટાળ્યાં દુઃખ;
જગમાં જીવી જિનપદ પામ્યો, દેહવિના તેને છે સુખ. ॥ ૭ ॥
મન ઇન્દ્રિય વિષયોને જીતે, ટાળે સર્વથા રાગને રીસ;
જિન જિનવર આતમ તે થાતો, કેવલ જ્ઞાનવડે જગદીશ. ॥ ૮ ॥
જગ જીત્યાથી ટળે ન દુઃખો, મન જીત્યાથી ટળતું દુઃખ;
જીતે મોહને તે પ્રભુ પામે, પ્રગટાવે આતમમાં સુખ. ॥ ૯ ॥
જગડુશાહે દુકાળમાંહી, જીવાડ્યા પશુ જનો કરોડ;
જીવંતા તે મર્યા છતાં પણ, જગમાં જેની મળે ન જોડ. ॥ ૧૦ ॥
જગત્ ભગતનો મેળ મળે નહીં, જગમાં કર્મથકી અવતાર;
જગની માયા સુખ પડછાયા, દુઃખ ભરેલો છે સંસાર. ॥ ૧૧ ॥
જૈનોમાટે જૈનોપનિષદ્, જૈનગીતા સંસ્કૃત રચી સાર;
જિન ધાતુ પ્રતિમા લેખોને, બે ભાગોમાં યોજ્યા સ્ફાર. ॥ ૧૨ ॥
જૈનોની પ્રાચીન અર્વાચીન, ઐતિહાસિક રચના બેશ;
જૈનોની પ્રગતિ માટે તે, કરી બતાવ્યા શુભ સન્દેશ. ॥ ૧૩ ॥
જૈનસૂત્રમાં મૂર્તિપૂજા,-નિબંધ સંક્ષેપે લખ્યો બેશ;
જેનામાં મધ્યસ્થપણું છે,-તે સમજીને ટાળે ક્લેશ. ॥ ૧૪ ॥
જૈનધર્મ ને ખ્રીસ્તિધર્મનો,-મુકાબલો નામે શુભ ગ્રન્થ;
જૈન ને ખ્રીસ્તિના સંવાદે, રચ્યો ગ્રન્થ સમજાવ્યો પન્થ. ॥ ૧૫ ॥
જીવન્મુક્તો નિર્લેપે કાર્યો કરે, જીવન્મુક્તિ નિર્મોહી સમભાવજો;
જીવંતાં મુક્તિસુખ અનુભવ મેળવો, મોહ મરંતાં વૈકુંઠ જીવતાં દાવજો.
જીન્મુક્ત દશા મેળવશો જ્ઞાનથી. ॥ ૧૬ ॥

જૈનધર્મ જગમા છે અનાદિ, જૈનધર્મની આદિ ન અંત,
જીતે જેઓ દ્રવ્યભાવથી, શત્રુઓને જૈન મહંત. ॥ ૧૭ ॥
" જીતે તે " જૈનો કહેવાતા, દુર્ગુણ દુર્બલતાજ કુટેવ,
જીતે કર્મ શયતાનને જેઓ, જૈનો જે તે કરે શુભસેવ. ॥ ૧૮ ॥
જન્મની સાથે જરા મરણ છે, જોબનમાહી ધર્મ સધાય,
જરા પ્રગટતા શકિત વિણસે, ધર્મકર્મમા અશકિત થાય ॥ ૧૯ ॥
જોબનવયમા ધર્મ ન સાધ્યો, જરામા કયાથી સાધી શકાય,
જોબનવયમા ધર્મ કરી લ્યો !!, પાછળથી પસ્તાવો થાય ॥ ૨૦ ॥
જરા અવસ્થા આવ્યા પૂર્વે, આતમ !! તારૂ કરી લે !! કાજ,
જરામા જરી ન શકિત ચાલે, પામી લે !! પ્રભુનુ સામ્રાજ્ય ॥૨૧॥
જરા અવસ્થા આવ્યા પૂર્વે, આતમ !! જ્ઞાનથી જલ્દી ચેત !!,
જરા અવસ્થા મિષથી ત્હારા,-ઉપર કાલ ઝપાટા દેત ॥ ૨૨ ॥
જંજાળો જે જૂઠી તેમા,-જકડાઇ કયા હારે ધર્મ,
જાગ !! જાગ !! આતમ વૈરાગ્યે, કરી લે !! સાચા ધર્મના કર્મ ॥૨૩॥
જાણી જોઈ ભૂલ !! ન આતમ !!, જગ મૃત્યુને ધર્મે જીત !!,
જાણી જોઇ ધર્મ કરી લે !!, પલ પણ કર !! નહીં મોહે વ્યતીત ॥૨૪॥
જે જીતે છે સહસ્રયોધને,-તે પણ જીત્યો નહીં કહેવાય,
જીત્યો તે જે મોહને જીત્યો, બીજાઓ હાર્યા કહેવાય ॥ ૨૫ ॥
જીત્યો નહીં જે કામ ક્રોધને, માયા લોભને તે છે કલીબ,
જીત્યો જગને પણ તે હાર્યો, જેણે પાડી મોહની રીવ ॥ ૨૬ ॥
જીત્યો સાચો તે કહેવાતો, મોહને જીતી બન્યો જે શાન્ત,
જીત્યા પાપીઓ પણ હાર્યા, ચક્રી તોપણ તે છે ભ્રાન્ત ॥ ૨૭ ॥
જીતો !! મોહને આતમ દેવા, મોહથી પામો !! લેશ ન હાર !!,
જીતો !! મનને જ્ઞાને ધ્યાને, સમભાવે સ્વાતંત્ર્યને ધાર !! ॥ ૨૮ ॥
જીન જે સાત્વિક તે છે સુખકર, રાજસ તામસ જીતછે જૂઠ,
જીતી જીનત્વ પામો !! આતમ !!, જગમા તુણ ન બનશો રૂઇ ॥૨૯॥
જેવુ ઝાકળ ઝાંઝવા પાણી, તેવુ તન ધન જૂઠુ જાણ !!,
જેવુ જબોનુ ફૂલવુ તેવું, જડ લક્ષ્મી પ્રભુતાને માન ॥ ૩૦ ॥

જેઓ પ્રમાદી તેઓ મૂવા, પ્રમાદ વણ જીવંતા સંત;
જોઇ વિચારી આગળ ચાલો !!, ભૂલો નહીં તે છે મતિમંત. ॥૩૧॥
જેવું સંધ્યા વાદળ વિજલી,–ચમકારો તેવું છે દેહ;
જોહુકમી કોનાપર કરવી, ચેતે તે તો બને વિદેહ. ॥ ૩૨ ॥
જેઓ ક્રોધી કામી કપટી, લોભી માની તેઓ બાલ;
જટા વધારે રાખને ધારે, જ્ઞાન વિના બાળકની ચાલ. ॥ ૩૩ ॥
જેનું છે પરિણામ ન સારૂં, જેનાથી દુઃખો પ્રગટાય;
જેથી રહે ન શાંતિ સુખ તે,–પાપકર્મ જગમાં કહેવાય ॥ ૩૪ ॥
જેના રાગ ને રોષ ટળ્યા છે, જેનામાં નહિ વૈર કપાય;
જિન અર્હન્ પ્રભુ દેવ બને તે, મારને જીતી મુક્તિ પાય. ॥ ૩૫ ॥
જેઓ પાપે જીવે ઝાઝું, તેઓનું જીવન નહીં શ્રેષ્ઠ;
જેઓ ધર્મે જીવે બે દિન, તેઓ આગળ અન્યો હેઠ. ॥ ૩૬ ॥
જેમ પોતાને સુખદુઃખ થાતું,–તેવું અન્યોને જગ થાય;
જાણી એવું અન્યોને દુઃખ,–દેવાનું તજ !! કાર્ય સદાય. ॥ ૩૭ ॥
જેમ ઘટે તેમ સૌની સાથે, હળીમળીને આગળ ચાલ !!;
જગમાં ક્યાંયે બંધાવું નહીં, જોર જૂલ્મને દૂરે ટાળ !!. ॥ ૩૮ ॥
જેણે જન્મી પ્રભુને જોયા,–તેનો જન્મ સફલ છે જાણ !!;
જેણે રાગ ને રોષને ટાળ્યો,–તે જીવંતો છે ભગવાન. ॥ ૩૯ ॥
જેનામાં ઉત્સાહ ને શ્રદ્ધા, શુદ્ધપ્રેમ ને પરોપકાર;
જીવદયા ને સત્ય ને સેવા,–તે પામ્યો જગ પ્રભુનું દ્વાર. ॥ ૪૦ ॥
જીવ્યો તે જગમાંહી જેણે, નામરૂપનો ત્યાગ્યો રાગ;
જીવંતો તે આત્મસ્વરૂપે, જેણે કીધું સઘળું ત્યાગ. ॥ ૪૧ ॥
જીવંતી બાહ્યાંતર સઘળી,–શક્તિયોને ઝટ પ્રગટાવ !!;
જિન થાવાને જન્મ છે ત્હારો, ધ્યેયાદર્શ એ તારૂં ધ્યાવ!!. ॥ ૪૨ ॥
જીભમાં અમૃત જીભમાં ઝેર છે, જીભમાં માન અને અપમાન;
જીભમાં સ્વર્ગ ને નરક છે જાણો !!, જીભમાં દુર્ગતિ સદ્ગતિ જાણ!!. ૪૩
જીભમાં મિત્રો જીભમાં દુશ્મન, જીભમાં વસતું સુખ ને દુઃખ;
જીભથી કરને આંખે ફળને, દેખો !! જીભમાં શાંતિ ભૂખ. ॥ ૪૪ ॥

જીભથી મરવુ જીભથી તરવુ, જીભથી રોગ અને આરોગ્ય,
જીભમા ચડતી પડતી જાણો !!, જીભથી યોગ અને છે ભોગ ॥ ૪૫ ॥

જન્મ્યો તે જાણો !! જગમાહી, જેથી થાતો ધર્મોદ્ધાર;
જેથી વશને દેશકોમની, ચડતી વિશ્વોન્નતિ પ્રચાર ॥ ૪૬ ॥

જન્મ્યો તે જાણો !! જગમાહી,-જેથી લોકો પામે શાન્તિ,
જન્મ જરાના દુ ખો ટાળે,-જેથી થાતી વિશ્વોત્ક્રાન્તિ ॥ ૪૭ ॥

જૂલ્મી ઘાતક કોમો સ્હામે, બળ કળ બુદ્ધિ વાપરનાર,
જીવે છે કોમો જગ એવી, સાત્ત્વિક શક્તિને ધરનાર ॥ ૪૮ ॥

જનનીસમ વાત્સલ્ય ન કોનુ, જનનીનો મોટો ઉપકાર,
જનની તે જગમાતા દેવી, સહેતી સ તતિના અપકાર ॥ ૪૯ ॥

જનની જગમા સ્વર્ગથી મોટી, જગમા જનની સ્નેહ અપાર;
જનનીના ખોળામા સ્વર્ગો, જનની હાથો, પ્રભુ અવતાર ॥ ૫૦ ॥

જનનીનો પ્રતિબદલો વળે નહીં, જનની દેવી માતા સત્ય;
જનનીની સેવા ભક્તિથી,-પ્રભુ ભક્તિના સફળા કૃત્ય ॥ ૫૧ ॥

જનનીને નિત્ય પાયે પડવુ, જનનીમા સહુ તીર્થ સમાય;
જનનીની નિષ્કામે સેવા,-ભક્તિથી પ્રભુ ઘટ પ્રગટાય ॥ ૫૨ ॥

જનનીપ્રેમને કોઈ ન પહોચે, જનનીસ્નેહનો થાય ન અ ત,
જનનીસ્નેહને જનની જાણે, જનક ગુરૂને સેવો !! સ ત ॥ ૫૩ ॥

જનની જનક સદ્ગુરૂને દેવનો,-પ્રત્યુપકાર ન વાળે કોઈ,
જનનીને દુ ખ ઠપકો ગાળો,-દેતા અ તે રહેશો રોઈ ॥ ૫૪ ॥

જનનીનો ઉપકાર વળે નહીં, જીવતી દેવી છે માત,
જનનીની સેવાભક્તિથી,-પુણ્યબ ધ ફળ થાતિ સાત ॥ ૫૫ ॥

જૈનો જે સમકિતને પામે, જ્ઞાનને ધારે જે ચારિત્ર,
જૈનધર્મ તે જગત્ ધર્મ છે, સર્વજીવોને કરે પવિત્ર ॥ ૫૬ ॥

જૈનો તે સહુ સદ્ગુણ ધારે, જ્ઞાનને ભક્ત્યા કરે સુકૃત્ય,
જગજીવોના હિતને માટે, અહિ સાને પાળે સત્ય. ॥ ૫૭ ॥

જૈનો જેઓ ગૃહસ્થ ત્યાગી, જીવનનુ ધારે આદર્શ,
જૈનો જેઓ સ ઘ ચતુર્વિધ, સેવામા ધારે બહુ હર્ષ ॥ ૫૮ ॥

જૈનો જેઓ પરમાતમપદ, વરવાનું ધરતા મન ધ્યેય;
જયણા, કરતા સર્વજીવોની,-ધારે જ્ઞાનાદિ આદેય. ॥૫૯॥
જૈનો જેઓ તન મનવાણી, આતમ શકિત કરે પ્રકાશ;
જીતે દુર્ગુણ પામે સદ્ગુણ, જૈનો તે જગજીવે ખાસ. ॥૬૦॥
જૈનધર્મ તે વિશ્વધર્મ છે, દયા અહિંસા જ્યાં છે મુખ્ય;
જગમાટે જે જીવ્યું જાણે, અંતરૂમાં પ્રગટાવે સૌખ્ય. ॥૬૧॥
જૈનો તે સમકિતી જ્ઞાની, ભકત યોગી સેવા કરનાર;
જગને આત્મસમું માનીને, પ્રભુમયજીવને જે જીવનાર. ॥૬૨॥
જૈનધર્મનાં શાસ્ત્રો સુણવાં, ગુરૂગમે વાંચી પામો !! જ્ઞાન;
જડ જેવા રહે તે નહીં જૈનો, શૂરા જૈનો જીવે જાણ. ॥૬૩॥
જૈનો જે મિથ્યામતત્યાગે, આતમને કરતા ભગવાન્;
જગમાં જાહેર જોરે જીવે, બળબુદ્ધિ કલ બહુ ગુણવાન્. ॥૬૪॥
જૈનધર્મમાં જ્ઞાન ને ભકિત, ઉપાસના વૈરાગ્ય ને ત્યાગ;
જૈનધર્મ તે રાગ દ્વોષને,-તજવા ગુણ ગ્રહવા ઘટ જાગ!!. ॥૬૫॥
જૈનધર્મ તે અનંત ગુણને, શકિતયોને કરે પ્રકાશ;
જૈનધર્મ સમજ્યા નહીં જેઓ,-તે જૈનો નિર્બળ દીન દાસ. ॥૬૬॥
જૈનધર્મમાં સાપેક્ષાએ, સઘળાં દર્શન ધર્મ સમાય;
જૈનતત્ત્વનું જ્ઞાન કરે જે, તેને એવું દિલ સમજાય. ॥૬૭॥
જૈનધર્મ પ્રગટાવ્યો જેણે,-એવા તીર્થંકર ચોવીશ;
જૈનધર્મના સ્થાપક અરિહંત, તીર્થંકર પ્રણમું જગદીશ. ॥૬૮॥
જૈનધર્મ છે સર્વજીવોમાં, આતમને જાણે ભગવાન્;
જૈન તે સાચો જગમાં પ્રભુમાં,-જીવ્યું જાણે થઈ ગુણવાન્. ॥૬૯॥
જૈન તે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને, શૂદ્રના ગુણ કર્મે જીવંત;
જીવે બાહિર્ અંતર્ શકત્યા, આત્મગુણો પ્રગટાવે મહંત. ॥૭૦॥
જૈનો ઘરબારી ને ત્યાગી, જીતે દુર્ગુણ રાગ ને રોષ;
જગજીવોને સત્તાએ જૈન,-જાણી કરતો ગુણનો પોષ. ॥૭૧॥
જગજીવોને આત્મસમા ગણી, જગજીવોની સેવા ભકિત;
જૈન નિજશકિત અનુસારે, કરતા પ્રગટાવે સહુ શક્તિ. ॥૭૨॥

જૈન શાસ્ત્ર ગુરૂ દેવને માને, જૈનો તે જગમા કહેવાય,
જૈનધર્મશાસ્ત્રોને ગુરૂવણ, જૈનો જીવે નહીં કદાય ॥ ૭૩ ॥
જૈનો સાધો !! જ્ઞાન ને દર્શન,—ચારિત્ર સદ્ગુણ સત્કૃત્ય,
જૈનો જીવો !! દ્રવ્ય ભાવથી, સર્વજીવોને કરો !! પવિત્ર ॥૭૪॥
જૈનસંઘનુ જીવન પ્રગતિ, શક્તિ ધર્મનુ સાચુ મૂલ,
જૈનશાસ્ત્રની સત્ય હયાતી,—તેને આગળ કર !! નહી ભૂલ ॥૭૫॥
જૈનશાસ્ત્રને જૈનસંઘથી, જૈનધર્મ જગમા જીવંત,
બેની હયાતીથી છે જાણો !!, જૈનધર્મ રક્ષા ગુણવંત ॥૭૬॥
જુઓ સાભળો સુંઘો ચાખો!!, સ્પર્શો જ્ઞાન કરો નિર્લેપ,
જગમાં પ્રભુપદ પામવા જીવો !!, મનમા ધરો !! નહીં મોહનો ચેપ ૭૭
જ્યોતમા જ્યોતિ મળે તે શકિત, નૂરમા નૂર મળે તે યોગ,
જ્યોતિમા જ્યોતિ મળે તે સમાધિ, શબ્દભિન્ન અર્થૈકયે પ્રયોગ ૭૮
જે જે અંશે દયાદિ સદ્ગુણ, પ્રગટે તે અંશે છે ધર્મ,
જે જે અંશે વિરાગવૃદ્ધિ, તે અંશે નાસે છે કર્મ. ॥૭૯॥
જે જે અંશે વ્રત ગુણ પ્રગટે, થાય તે અંશે આતમશુદ્ધિ,
જે જે અંશે મોહ ટળે છે, તે અંશે પ્રગટે ગુણબુદ્ધિ ॥૮૦॥
જાહેરમા કર્યો સહુ લોક, જાહેર યોગ્ય તે કર !! જાહેર,
જાહેરમા કરવા જેવુ નહીં, શુભ કરતા સુખની લ્હેર ॥૮૧॥
જામીન આપી !! બનો ન જૂઠા, સાચાના થાશો જામીન,
જૂઠાના જામીન નહિ થાશો, નહીં તો અંતે થાશો દીન. ॥૮૨॥
જીવે જગમા શકિતમંતા, થાતો નિર્બલલોકનો નાશ,
જીવવામાટે સર્વપ્રકારે, શકિતયોની જરૂર ખાસ ॥૮૩॥
જાણી લોક પડે જે કૂપમા, તે સમ જગમા મૂર્ખ ન કોઈ,
જાણી દેખી ભૂલ સુધારે, કદિ ન તે રહેનો જગરોઈ ॥૮૪॥
જર્મન હાર્યું બ્રિટીશ જીત્યુ, બ્રિટીશ બળ કળ બુદ્ધિમંત,
જગમાં બળ કળ સંપને શકિત, જ્ઞાને જીવે છે ગતિમંત ॥૮૫॥
જગમા જીતને હાર છે કર્મે, કર્મ પ્રમાણે સુખ દુ:ખ થાય;
જીનો દુર્ગુણરૂપી શત્રુ,—તો પછી કોઈ ન જીતી જાય ॥૮૬॥

જન્મભૂમિ ને જનની એ બે, સ્વર્ગ થકી બે છે જ મહાન;
જન્મભૂમિ ને જનની સેવા,-ભક્તિ કરતાં પ્રભુપદ જ્ઞાન. ॥૮૭॥

જગ સહુ ફરીને જન્મભૂમિમાં, આવે ત્યારે આનંદ થાય;
જગનો છેડા જન્મભૂમિ-ઘર, લૌકિક દૃષ્ટિએ એ ન્યાય. ॥૮૮॥

જીવનમાટે અન્ન ને પાણી, અગ્નિ વાયુ ને આકાશ;
જીવનમાટે વસ્ત્ર ને ઔષધ, વિદ્યા જ્ઞાન ને શક્તિ સુવાસ. ॥૮૯॥

જીવનના ઉપયોગી પૃથ્વી, સૂર્ય ચંદ્રને તમઃ પ્રકાશ;
જીવન ઉપયોગી વસ્તુનું, જ્ઞાન કરો !! નહીં રહો ઉદાસ. ॥૯૦॥

જૈનસૂત્રમાં મૂર્તિપૂજા,-નામે ગ્રન્થ રચ્યો હિતકાર;
જગમાં ઉપયોગી તે જીવે, મૂર્તિ મંદિર આદિ ધાર !!. ॥૯૧॥

જાત મહેનત કરી કાયા પોષે, સ્વાશ્રયે જીવે જે નરનાર;
જાત મહેનતથી સ્વતંત્ર તેઓ, જગમાં એવો છે વ્યવહાર. ॥૯૨॥

જંબુસ્વામી ચરિત્ર વાંચો !!, પ્રગટે છે વૈરાગ્ય ને ત્યાગ;
જગમાં વિષને અમૃત બે છે, અમૃત પી વિષને દૂર વાર !!. ॥૯૩॥

જગમાં ખાડા ટેકરા સરખા, જગમાંથી ખેંચો !! શુભ સાર;
જગમાં જન્મ્યો પ્રભુપદ લેવા, ધ્યેયાદર્શને દિલમાં ધાર !!. ॥૯૪॥

જ્યાં સુધી જગમાં જીવન છે, ત્યાં સુધી જીવોમાં કલેશ;
જીવવામાટે આહારાદિક,-અર્થે થાતા જાણ !! હમેશ. ॥૯૫॥

જીવોને છે જીવન કલહો, જીવે છે જીવોથી જીવ;
જીવવામાટે જીવન કલહે, પરસ્પરે વર્તે છે સદીવ. ॥૯૬॥

જીવવામાટે દેહજીવનથી, ભોજન જલ ઉપયોગનાં કૃત્ય;
જીવો કરતા રાગ રોષને, કામે ધર્મી સમજો સત્ય ॥૯૭॥

જૂલ્મ કરો !! નહીં જોરને પામી, તન ધન સત્તાનું શું જોર;
ઝડપે આવી કાલ અચાનક, તારૂં ત્યાં નહીં ટકશે તોર. ॥ ૯૮ ॥

જનક જનની સ્નેહ વાત્સલ્યનો,-મહિમા જગમાં અપરંપાર;
જન્મથકી જનની ઉપકારી, જીવંતી દેવી નિર્ધાર. ॥ ૯૯ ॥

જૂઠથકી જગજીવો ભરિયા, સૌ માને પોતાનું સત્ય;
ઝઘડા ટંટા પક્ષાપક્ષી, કરતા જીવો પાખંડકૃત્ય. ॥ ૧૦૦ ॥

જનની જનક ઉપકારી બહુ છે, જનની જગની અબા માત,
જનની જનકની સેવાભક્તિ, કરતા સતાનો ગુણ ખ્યાત ॥ ૧૦૧ ॥
જીવો જીવે છે જીવોથી,-જડથી ભાખ્યુ શાસ્ત્ર મઝાર,
જીવો જે મબળા તે જીવે, નબળા પામે જગમા હાર ॥ ૧૦૨ ॥
જીવોને ઉપગ્રહ સદા છે, જીવોનો અજીવોનો જાણુ !!,
જીવો જીવે ઉપગ્રહોથી, ઉપગ્રહો તે યજ્ઞ પ્રમાણુ ॥ ૧૦૩ ॥
જીવો નિષ્કામે પરમાર્થે, જીવે તે પ્રભુભક્ત છે સન્ત,
જગને આતમ માની જીવે, વર્તે તે પ્રભુરૂપ મહન્ત ॥ ૧૦૪ ॥
જૈનધર્મ છે સર્વજીવોની,-ઉન્નતિકારક સુખ કરનાર,
જૈનધર્મી જગમાટે જીવે, સ્વપરોન્નતિ કાર્યો કરનાર ॥ ૧૦૫ ॥
જૈનધર્મમા સર્વધર્મનુ, સાપેક્ષે સહુ સત્ય સમાય,
જૈનધર્મ એવો જે જાણે,-સમજે તે પ્રભુરૂપે થાય ॥ ૧૦૬ ॥
જગમા સૌને દેખો !! જાણો !!, જગમાથી ગ્રહો સાચુ કૃત્ય,
જગમા સત્ય ગ્રહો!! સૌમાથી, જગમા વર્તે સત્ય અસત્ય ॥૧૦૭॥
જીવતા પણ તેહ મરેલા, મૃત્યુભયે જે બને ગુલામ,
જૂલ્મ સહે જે બકરી પેઠે, બોળે જે નિજકુળનુ નામ ॥ ૧૦૮ ॥
જીવતા પણ તેહ મરેલા, સુણે ન દુ ખીનો પોકાર,
જોન્જૂમથી અન્ય સતાવે, જમ જેવા બનતા નિર્ધાર ॥ ૧૦૯ ॥
જીવતાં પણ તેહ મરેલા, પરતત્ર બની જીવે જેહ;
જીવવા માટે જૂલ્મ કરે બહુ, પાપે પોષે નિજની દેહ ॥ ૧૧૦ ॥
જીવતા પણ તેહ મરેલા, બળ કળ બુદ્ધિ શક્તિહીન;
જીવતા જશ જે નહીં પામ્યા, જે જીવે પાપી આધીન ॥ ૧૧૧ ॥
જીવવામાટે મોહ ધરીને, ચતુતાએ થય દુષ્કૃત્ય,
કરતો દેશ સ્વજન ને ધર્મનો,-દ્રોહ કરે નહીં પાળે સત્ય ॥૧૧૨॥
જીવતા તે મર્યા છતા પણ, ગરીબ દુ ખીને દીધા દાન;
જીવોનાહિતમાટે તન ધન, અર્પ્યા જેણે પ્યારા પ્રાણ ॥ ૧૧૩ ॥
જીવતો પણ તેહ મરેલો, ધર્મસઘ દ્રોહી મહાપાપ,
જન્મભૂમિ ને દેશનો દ્રોહી, સતી સાધુના લીધા શાપ ॥ ૧૧૪ ॥

જીવંતા પણ તેહ મરેલા, ધર્મથી જીવ્યા નહીં નર જેહ;
જીવંતા તે મર્યા છતાં પણ, જેણે કીધો ધર્મનો દેહ. ॥ ૧૧૫ ॥

જાગંતા તે ધર્મી સજ્જન, જ્ઞાનભક્તિ સેવા ધરનાર;
જાગંતા પણ તેહ ઉંઘતા, અજ્ઞાની દુર્ગુણી નરનાર. ॥ ૧૧૬ ॥

જાગંતા ધર્મીજન સારા, ધર્મકૃત્ય કરતા ઉપકાર;
જાગંતા પાપીજન ભૂંડા, હિંસક ચોરાદિક અવતાર. ॥ ૧૧૭ ॥

જાગંતા સમ્યગ્દૃષ્ટિજન, મિથ્યાજ્ઞાની ઉંઘ્યા જાણ !!;
જાગ્યા તે સાચા પ્રભુપ્રેમી, દયાવંત સદ્ગુણની ખાણ. ॥૧૧૮॥

જાગ્યા યોગી સાધુ સન્તો, ભક્તો વીરો દાની ફકીર;
જાન પરાર્થે આપી જીવે, દેશને ધર્મોદ્ધારક વીર. ॥૧૧૯॥

જન્મે ત્યારે વાજાં વાગે, પૂર્વપુણ્યનો ઉદય તે જાણ !!;
જયંતી જેની મરણ પછી તે, જન્મ્યા આ જગમાંહી પ્રમાણ ॥૧૨૦॥

જન્મ્યા જગમાં તેઓ સાચા, જન્મ મરણનો પામે પાર;
જગમાં મૃત્યુ પછી સહુ પૂજે, અરિહંત જેવા સુખકાર. ॥૧૨૧॥

જન્મ ધરીને હિંસાદિકમાં, પાપે રહેતા જે આસક્ત;
જન્મ્યા પણ તે મરેલ જાણો !!, પરજીવોનાં પીતા રક્ત. ॥૧૨૨॥

જાડુ કાઢે પણ સદ્ગુણી જે, સત્કર્મી ઉંચાં નરનાર;
જાજરૂં વાળે નીચ ન માનવ, દુર્ગુણી પાપી નીચ છે ધાર !!. ॥૧૨૩॥

જાજરૂં વાળે માતાદિકનું, તે છે સેવા ભક્તિ ધર્મ;
જરીક માતાદિકની સેવા,—કરતાં પ્રગટે પુણ્યનાં કર્મ. ॥૧૨૪॥

જામા ગ્રહવા તજવા જેવા,—તેમાં નહીં જેમ હર્ષ વિષાદ;
જામા દેહના લેવા તજવા, જ્ઞાનીને ત્યાં નહીં ઉન્માદ. ॥૧૨૫॥

જોર વિના જીવાતું ન જગમાં, જોરથા જર જોરૂ રક્ષાય;
જોરથી જમીન જીવન રક્ષા, જોરે ન્યાય જગતમાં થાય. ॥૧૨૬॥

જોરૂ જમીનને જર માટે જગ, જ્યાં ત્યાં મારામારી થાય;
જર જમીનને જોરૂ ત્યાગે, યોગી તે પ્રભુરૂપ સુહાય. ॥૧૨૭॥

જરા અવસ્થા પહેલાં ચેતી, આતમ કરજે પ્રભુનું ધ્યાન;
જરા દશામાં ધર્મનાં કૃત્યો,—થાતા નહીં કર સાચું જ્ઞાન. ॥૧૨૮॥

જંગમ તીર્થ તે સંઘ ચતુર્વિધ, પ્રભુ તે વૈરાટ સ્વરૂપ,
જંગમ તીર્થની સેવા ભક્તિ, કરતા આતમ થાવે ભૂપ ॥૧૨૯॥
જડીબુટ્ટીનું જ્ઞાનકર્યાથી, નિજ પરનું કલ્યાણ કરાય,
જાણી બૂજી ભૂલ કરે તે, પછીથી ભારે ખત્તા ખાય ॥૧૩૦॥
જાણ્યુ જગમા તેનુ સાચુ, વારે જે મન રાગને રોષ,
જમના ફંદામા ન ફસાતો, અંતરમા ધારે સંતોષ ॥૧૩૧॥
જેલ તે સાચી દુર્ગુણની છે, દુરાચારની સાચી જેલ,
જેલ તે દુશ્મનના થવુ નોકર, મોહે જેલ છે મોટા મહેલ ॥૧૩૨॥
જેલ તે વ્યસનાધીન થવુ છે, પરનારી વેશ્યાનો સંગ,
જૂઠને હિંસા ચોરી જારી, જૂલ્મ અનીતિ દુષ્ટની સંગ ॥૧૩૩॥
જેલ તે જૂલ્મી તાબે રહેવુ, રાગ રોષના થવુ ગુલામ,
જાણી જોઈ કુસંપ કરવો, પરાધીન જીવનનુ ઠામ ॥૧૩૪॥
જયણાએ સહુ કર !! શુભકાર્યો, ધર્મની માતા જયણા જાણ !!,
જયણા ઉપયોગે કરવાથી,–અબંધ આતમ થાય પ્રમાણ ॥૧૩૫॥
જીવના જોખમે સાહસ કરતા, જગમા રાખે તેઓ નામ,
જોખમ ખેડ્યાવણ નહીં સિદ્ધિ, જોખમ ખેડે તે લહે દામ ॥૧૩૬॥
જારકર્મથી વિષ્ણુ સરખા,–થયા જગતમા શાલિગ્રામ,
જારકર્મથી તન ધન દેશને, રાજ્યનો નાશ છે રહે ન હામ ॥૧૩૭॥
જન્મ વખતે જન્મોત્સવ થાતા, એતો પૂર્વના પુણ્યપ્રતાપ
જન્મ વખતે ઘરમા રોકકળો, પૂર્વપાપથી એ સંતાપ ॥૧૩૮॥
જન્મ જયંતી મહોત્સવ થાતા, એતો પૂર્વભવોની કમાઇ,
જયંતી જેની મૃત્યુકાલે, આ ભવની છે ધર્મકમાઈ ॥૧૩૯॥
જન્મે મરેછે અસંખ્યજીવો, નજરે અનુભવ કરીને દેખ !!,
જન્મ પછી મરીને નહી જન્મે, સત્ય જન્મ એનો જગ પેખ !! ॥૧૪૦॥
જાહેરમાં હિંમત નહીં જેની, જાહેર સારૂ કરે ન કાજ,
જન્મ્યા પણ જગલોકે ન જાણ્યા,–એવાથી નહીં સુખ સામ્રાજ્ય ॥૧૪૧॥
જાણી જોઇને મરતા જેઓ,–વાર્યા છતા ન માને શીખ,
જન્મ્યા એવા મરેલ જાણો !!, શક્તિ ખોઈ જે માગે ભીખ ॥૧૪૨॥

જોરૂ જમીન જર કુટુંબ દેશને, કોમનું રક્ષણ કરે તે મર્દ;
જોર વિના નહીં જગ જીવાતું, મર્દનાં જાણે મર્દો દર્દ. ॥૧૪૩॥

જગમાં જીવી જશ નહીં પામ્યો, કર્યું ન સ્વપરોન્નતિશુભકર્મ;
જમીન તેણે ભારે મારી, પરોપકારે ન સમજ્યો ધર્મ. ॥૧૪૪॥

જેઓનો ઉપકાર ગ્રહીને, જીવે છે તેઓને રક્ષ !!!;
જેઓ તુજને નિત્ય સહાયી, તેઓના પ્રાણો નહીં ભક્ષ !!!. ॥૧૪૫॥

જૂઠું બોલ ન પ્રાણ જતાં પણ, કામક્રોધથી જૂઠું ન બોલ!!;
જૂઠાનો વિશ્વાસ ન પડતો, નિર્ભયતાથી સાચું બોલ !!!. ॥૧૪૬॥

જૂઠું ન બોલો લોભે સ્વાર્થે, માને કપટે જૂઠ ન ભાખ !!;
જૂઠું બોલ ન જૂઠું કર !! નહીં, સત્યવાદીની શાખને રાખ !!. ॥૧૪૭॥

જૂઠું ન બોલો !! કીર્તિ મહત્તા,—રક્ષણકાજે નર ને નાર;
જૂઠાથી આતમબલ ઘટતું, જૂઠાનું નહીં તેજ લગાર. ॥૧૪૮॥

જૂઠમાં પાપ વસે છે ભારે, ધંધાર્થે નહીં જૂઠું બોલ !!;
જૂઠ તે પાપને સત્ય તે ધર્મ છે, જ્ઞાને એની કિંમત તોલ. !! ॥૧૪૯॥

જૂઠું બોલી જૂઠું કરીને, જીવવું તેમાં પ્રભુ ન પાસ;
જૂઠાનો જ્યાં ત્યાં જગમાંહી, કોઇ નહીં રાખે વિશ્વાસ. ॥૧૫૦॥

જૂઠો યદ્યપિ આ ભવમાંહી, પૂર્વપુણ્યથી સુખીઓ થાય;
જૂઠો તદ્યપિ અંતે દુઃખી, વા પરભવમાંહી દુઃખી થાય. ॥૧૫૧॥

જાડાથી કદિ ડરી ન જાવું, કૃશથી કરો !! વિચારી શુદ્ધ;
જાડા મેદ થકી જે લોકો, નબળાઇ ત્યાં દેહ ન શુદ્ધ. ॥૧૫૨॥

જોરાવર તે મન ઇન્દ્રિયો,—વૃત્તિયોને વશ કરનાર;
જોરાવર તે અન્યાયોને, જૂલ્મથી સૌને બચાવનાર. ॥૧૫૩॥

જોરાવર તે તન મન બળ ને,—સદુપયોગમાં વાપરનાર;
જોર પશુબલ સિંહાદિમાં,—એવા બળથી ફૂલ ન થનાર. ॥૧૫૪॥

જીર્ણવસ્ત્રપેઠે કાયાનું,—બદલાવું સ્વોન્નતિને હેત;
જીર્ણ તનુ બદલાતું ભાવી, પ્રગતિ હેતે છે સંકેત. ॥૧૫૫॥

જીર્ણને ત્યાગે નવીન પહેરે, પહેરનારો નહીં બદલાય;
જાણી એવું મૃત્યુ કાલે, જ્ઞાની, ભીતિ શોક ન પાય. ॥૧૫૬॥

જડવાદીઓ જગમા ઇશ્વર, આતમ કર્મ ન માને એહ,
જડ દેહાદિકમા સુખ માને, ભૌતિક ઉન્નતિ માને તેહ ॥૧૫૭॥

જડવાદીઓ જગમા જબરા, દેશભૂમિ ધન સત્તાવાન્,
જડવાદીઓના જૂલ્મોના,-સામા ઉભા રહેવુ જાણુ ॥ ॥૧૫૮॥

જડવાદીની શક્તિ સઘળી,-તેનાથી લહીએ નહી હાર,
જડવાદી કરતા શક્તિમત,-ચેતનવાદી હોય એ ધાર ॥ ॥૧૫૯॥

જડવાદી પેઠે ધર્મીઓ, ખીલવે સર્વપ્રકારે શક્તિ,
જડ ભોગોમા મુઝાતા નહી, કરતા શક્તિયોને વ્યક્ત ॥૧૬૦॥

જડવાદીઓ પુણ્યપાપને, માને નહી તે નરક ને સ્વર્ગ,
જડવાદીઓ કરતા જબરા, આત્મવાદીઓ લે અપવર્ગ ॥૧૬૧॥

જડવાદીઓ હિસા જૂઠુ,-આદિ પાપમા ડર નહી ખાય,
જય કરે જે દુર્ગુણ જીતી, આત્મવાદીઓ તે કહેવાય ॥૧૬૨॥

જયને અતે આત્મવાદીઓ, જગમા પામે છે નિર્ધાર,
જડ ચેતનની શક્તિયોનો,-શુભ ઉપયોગ કરે સુખકાર. ॥૧૬૩॥

જીંહાથી ઉપયોગી વદજે, જીભથી લે નિર્લેપે સ્વાદ,
જીભ જો વશમા તો નહી રોગો, નહી દુ:ખને મિથ્યાવાદ ॥૧૬૪॥

જીભલડી છે સ્વર્ગ નરકને સુખદુ ખનુ કારણ દિલધાર ॥,
જીભલડી જીવાડે મારે, જીભને જીત્યો 'જૈન' તે ધાર ॥ ॥૧૬૫॥

જીભલડીથી પુણ્યો પાપો, થાતા એવુ નિશ્ચય જાણુ ॥,
જીભલડી જેના વશ નહી તે, જીવ તો મડદુ જ પિછાણુ ॥ ॥૧૬૬॥

જીભલડીથી માન ને કીર્તિ, જીભલડીથી હુડધૂત થાય,
જીભલડી વશ તે જીવ તો શાતિ તુષ્ટિ પુષ્ટિ પાય ॥૧૬૭॥

જીભલડી ઉપયોગે વાપર ॥ જીંહાથી કર ॥ સારા કાજ,
જીભ અમૂલ્ય છે જગમા જાણો ॥, જીંહાએ ચાલે સામ્રાજ્ય ॥૧૬૮॥

જરા જરામા ઉકળી જા ॥ નહી, જોયામા પણ ભૂલો થાય,
જો ॥ નિજભૂલોને કાર્યોને, જોઇ વિચારી આપો ॥ ન્યાય ॥૧૬૯॥

જોર જો યૌવનને વશ રાખો ॥, જોર જો વીર્યનુ રક્ષણ થાય,
જબરા જીવે નબળા મરતા, બાહ્યાંતર જોરે જીવાય ॥૧૭૦॥

જોરાવર તે આતમ જાણું, તોડે જે મન મોહનું જોર;
જોરાવર તે છે જગ સાચો, ચલવે નહીં અનીતિ તોર. ॥૧૭૧॥

જોર કરે નહીં પાપકૃત્યમાં, વ્યસનોમાં નહીં વાપરે જોર;
જારી ચોરીમાં નહીં જોરને,-વાપરે તેનું સાચું તોર. ॥૧૭૨॥

જુવાની વિદ્યા ધન સત્તા,-યોગે જોરથી જુલ્મો થાય;
જોરથી જૂલ્મો પાપો કરે નહીં, જોરાવર તે સત્ય ગણાય. ॥૧૭૩॥

જીવુંછું હું પ્રભુના માટે, પ્રભુમાં રહી પ્રભુથાવા કાજ;
જીવુંછું મન વચ કાયાથી,-પવિત્ર લેવા શિવસામ્રાજ્ય. ॥૧૭૪॥

જીવુંછું આત્મિકસુખ લેવા, પરોપકારી કાર્યો હેત;
જીવુંછું જગજીવોના હિત, માટે સ્વાર્પણ કરી સંકેત. ॥૧૭૫॥

જીવું છું હું નિજાત્મશુદ્ધિ,-કરવા અન્યના હિતને કાજ;
જીવીશ જબતકતબતક ધર્મનું, પ્રગટાવીશ સાચું સામ્રાજ્ય. ॥૧૭૬॥

જંબૂસ્વામી ચરિત્ર વાંચો !!,-જેમાં સાચો છે વૈરાગ્ય;
જેણે જંબૂચરિત્ર વાંચ્યું,-તેને પ્રગટે જ્ઞાન ને ત્યાગ. ॥૧૭૭॥

જેનાથી તુજ જીવ્યું જાતું,-તેના માટે આપો !! જાન;
જેનું લીધું તેને દેવું, તેમાં શું કરવો અભિમાન. ॥૧૭૮॥

જે આપે છે તે તો લે છે, લેવું દેવું રહસ્ય ઓર;
જયો પરાજયમાં થઈ સાક્ષી, વર્તે તો તું બને ન ઢોર. ॥૧૭૯॥

જૂઠું અંતે ગમે તે રીતે, ગમે તે કાલે જૂઠ ગણાય;
જૂઠાનું બલ સદા રહે નહી, જૂઠાવ્યવહારે દુઃખ થાય. ॥૧૮૦॥

જેમાં તેમાં સમજ્યા વણ તું, માર !! ન માથું સત્યને ધાર !!;
જાહેર ખાનગીમાં પ્રભુમાં રહી, કર !! કર્તવ્યાચારવિચાર. ॥૧૮૧॥

જક પકડીને જૂઠી રીતે, જક્કી થાતાં થાય ન કાજ;
જકડો નહીં ગરીબોને જ્યાં ત્યાં, કર્મે છે અપકીર્તિ લાજ. ॥૧૮૨॥

જગતભવાડો જેથી થાવે, તેવા કામોથી થા !! દૂર;
જગત ભગતને બને ન ક્યારે, સમજે જ્ઞાની જગ મશહૂર. ॥૧૮૩॥

જડતા તે અજ્ઞાન દુરાગ્રહ, જડતા તે આલસને જાણ !!;
જડતા તે છે નવરા રહેવું, જડતા તે છે સ્વાર્થને માન. ॥૧૮૪॥

જડતાથી મન તનની અશક્તિ, જડતાથી નહિ બુદ્ધિ વિકાસ,
જડતાથી પ્રગતિ નહી સારી, જડતાથી સહુશક્તિ વિનાશ ॥૧૮૫॥
જગન્નાથ તે આત્મપ્રભુ છે, ઘટ ઘટ તનુદેવલ વસનાર,
જગન્નાથપુરી-તનુ મન છે,-જાગ્રત્‌દશા હૃદયમાં ધાર !!. ॥૧૮૬॥
જગબંધુ છે જગન્મિત્ર છે, જગત્પિતા છે આતમદેવ,
જગત્ વ્યષ્ટિથી તનુ છે નિજનુ, જગપતિની જ્ઞાને છે સેવ ॥૧૮૭॥
જગત્ માન્ય છે પ્રકાશી આતમ, જ્યા ત્યા જાગ્રત્ આતમ જાણુ !!,
જગ્યા ન નામ ઠામ ઠેકાણુ,-એવો આતમપ્રભુ પિછાણુ !! ॥૧૮૮॥
જાગી પહેલા સત્યજ્ઞાનથી, પછીથી જગજીવોને જગાડ !!,
જગાડે શું જે ઉંઘેલાઓ, જાગ્રત્‌ને લાગે ન બગાડ !! ॥૧૮૯॥
જાગ્રત્ કરજે સર્વલોકને, નામરૂપનો તજી અહંકાર,
જ્યા ત્યાં પ્રભુરૂપે થઇ જીવો, અહંપણુવણુ ફર્જને ધાર !! ॥૧૯૦॥
જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ છે, સેવાભક્તિ જ્ઞાનપ્રકાર;
જણીયા વેરા અન્યધર્મીપર, જૂલ્મ અનીતિના આચાર ॥૧૯૧॥
જટા વધારે તે નહીં જોગી, ગુણોને ધારે જોગી જાણુ !!,
જટા વડઆદિ વૃક્ષોની,-તેથી તે નહીં જોગી પ્રમાણુ ॥૧૯૨॥
જટાજૂટ ધરવાથી તેમજ, કાન ફડાવે મળે ન દેવ,
જન્મ મરણુ ટાળે તે જોગી, મોહની સઘળી તજે કુટેવ ॥૧૯૩॥
જઠરાગ્નિ જો તીવ્ર બને તો, પત્થર સરખુ પણુ પચી જાય,
જઠરાગ્નિથી આરોગી તન, યોગશક્તિયો વધતી જાય ॥૧૯૪॥
જડભરતોથી કલિયુગમાંહી, ધર્માદિક રક્ષણુ નહીં થાય,
જડભરતો તો નિજને તારે, પરને તારી શકે નહીં ન્યાય ॥૧૯૫॥
જડમૂળમાંથી નાશ થયો તો,-તે પાછુ નહીં કદિ પ્રગટાય,
જડકર્મોને આતમચેતન !!,-કર્મનાશથી જન્મ ન થાય ॥૧૯૬॥
જણાવવુ અન્યોને સારૂ, જેથી તેઓ લહે સુખ શાન્તિ;
જતન કરો મન વાણી તનનુ, વીર્ય જતનથી વધતી કાન્તિ. ॥૧૯૭॥
જનતાની સહુ સારી પ્રગતિ,-કરવામાં નિજ જીવન હોમ !!,
જનતામા પ્રભુને પ્રગટાવો !!, શ્રદ્ધા રાખો !! રોમે રોમ ॥૧૯૮॥

જનપદ ધર્મો જનપ્રવાદો, સઘળાનું કર !! સમ્યગ્જ્ઞાન.
જન્મ ધરીને જાણો !! સઘળું, જ્ઞાનીમાં જાણો !! ભગવાન્. ॥૧૯૯॥

જનરલ થા !! તું મન ઇન્દ્રિને,-તનનો વૃત્તિનો જગ બેશ;
જાતનો જનરલ તે જગ જનરલ, થાતાં નાસે સઘળા કલેશ. ॥૨૦૦॥

જગજનરંજન કરવામાટે,-થતી મનોવૃત્તિને વાર !!;
જનસમુદાયનું નામરૂપના,-મોહ વિના કર !! સહુ સુખકાર. ॥૨૦૧॥

જગહિતેચ્છુ જે નિષ્કામે, પ્રભુમાં અર્પાઇ તે થાય;
જગમાં તે છે પ્રભુપ્રતિનિધિ સમ, પ્રભુસ્વરૂપે તેહ સુહાય. ॥૨૦૨॥

જનાનખાનું અંતરૂમાંહી, સદ્‌વૃત્તિયોનું કરી! બેશ;
જનાનખાનું ઘટમાં સમજે, તે વ્યભિચારી થાય ન કલેશ. ॥૨૦૩॥

જનાબ થાવું સ્વાત્માર્પણથી, સદ્‌ગુણી પરમાર્થી છે જનાબ;
જનાબ સંતો યોગી શૂરા, જેનો પડતો સારો દાબ. ॥૨૦૪॥

જનાવરો સરખા તે લોકો, વ્યભિચારી જૂલ્મી મહાપાપ;
જનાવરો સરખા જે ભોગી, આપે અન્યોને દુઃખ તાપ. ॥૨૦૫॥

જનુની થાતાં વિચાર કરજે, સન્માર્ગોમાં સારૂ જનુન;
જનુની દોષે પાપો કરતો,-હારે તે કીધું સહુ પુણ્ય. ॥ ૨૦૬ ॥

જનોઇથી વૈદિક પૌરાણિક, હિંદુકોમનું છે ઓળખાણ;
જનોઇ તે સદ્‌ગુણ નીતિની, મનુષ્યમાત્રનું લક્ષણ જાણ!!. ॥ ૨૦૭ ॥

જનોઇ ઘાલે ગુણ નહીં ધારે, ધરે ન નીતિ ધર્માચાર;
જનોઇ ઘાલે કરે ન ભકિત, બને ન તે સદ્‌ગુણી નિર્ધાર. ॥ ૨૦૮ ॥

જન્મચરિત્રો સત્પુરૂષોનાં, સતીઓનાં વાંચો !! નરનાર;
જન્મની શાથે સૌને સુખ દુઃખ, કર્મે પ્રગટે છે નિર્ધાર. ॥ ૨૦૯ ॥

જન્માંતરૂમાં સુખદુઃખકારણ, આજ જન્મનાં પુણ્ય ને પાપ,
જન્માંતરૂમાં આજે જેવું,-કરશો તેવુ લેશો છાપ ॥ ૨૧૦ ॥

જન્માંધો પણ ભકતયોગીઓ, જ્ઞાનીઓ બનતા નિર્ધાર;
જન્માંધો કરત મહાઅન્ધા, અજ્ઞાની જે નરને નાર. ॥ ૨૧૧ ॥

જન્મોતરી લખ્યું તે સહુ જાણી, બનો !! ન વિશ્વાસી નરનાર;
જન્મની સાથે સારો ઉદ્યમ, સદ્‌ગુણમાં સુખનો આધાર. ॥ ૨૧૨ ॥

જપ છે બાહિરૂઅંતરૂ ભેદે, જપ સરખો નહીં યજ્ઞ મહાન,
જપ જે જય ૐ અર્હં મહાવીર, પ્રગટે અંતરૂ સાચું જ્ઞાન ॥૨૧૩॥

જપ છે તમ રજ સાત્ત્વિકભેદે, નિષ્કામે છે સારો જાપ,
જપતપ, જ્ઞાનીઓને મુક્તિ,-અર્થે થા!! તો ટાળે પાપ ॥ ૨૧૪ ॥

જપ જે સાત્ત્વિકભાવે કરવો, તે છે સહુયજ્ઞોથી શ્રેષ્ઠ,
જપ જે પરાનો પ્રભુ પ્રગટાવે,-તેની આગળ બીજા હેઠ ॥ ૨૧૫ ॥

જપમાળાથી જાપ જપેને, મનડું ભટકે ચારે કોર,
જપ જે ફોનોગ્રાફના જેવા, ટળે ન તેથી પાપ કઠોર ॥ ૨૧૬ ॥

જફા કરો નહીં ધર્મીઓને, દુઃખ દેવાનું ફળ છે દુઃખ,
જબરજસ્તીથી અનીતિપાપો,-પ્રગટે નાસે સ્વર્ગનું સુખ ॥૨૧૭॥

જબાન સાચી તો સહુ સારૂં, જબાની સાચી સુખદાતાર,
જવાબ આપો !! સત્ય ભરેલા,-તેથી પ્રભુ મળતા નિર્ધાર ॥૨૧૮॥

જબેહકર જે શયતાનવૃત્તિ,-ને કે જેથી પાપ ન થાય,
જબેહકર કુબુદ્ધિને તું, જેથી ઘટમાં પ્રભુ પ્રગટાય ॥ ૨૧૯ ॥

જબ્બર થાવું શુભશક્તિથી, જબરાઓથી જગ જીવાય,
જર જમીનને જોરૂ રક્ષણ, નિજરક્ષણ, જબરાથી થાય ॥ ૨૨૦ ॥

જભ્ભો પહેરે એટલા સર્વે,-સારા ન્યાયી નહીં ગણાય,
જભ્ભો જે સદ્ગુણ સત્કર્મી,-તે જયાં ત્યાં શાંતિ ઉભરાય ॥૨૨૧॥

જમડાથી બીવે શું આતમ ?, દુષ્ટવૃત્તિયો તે જમ જાણ !!,
જમ તે મનનો મોહને પાપો,-વારો !! તો નહીં નરકનું સ્થાન ૨૨૨

જમડા તે નિજદુષ્ટવિચારો, પાપકૃત્યને સમજી ટાળ !!,
જેનું મન છે આત્મપ્રભુમાં,-તેને જમભીતિ ન લગાર ॥ ૨૨૩ ॥

જેઓ ખર્ચ કરીને જમણો, નાતો કરતા તેહ ગમાર,
જમણું જે આવકના અનુસારે, કરતા તે સમજુ નિર્ધાર ॥ ૨૨૪ ॥

જમણું ડાબું અંગ જે નિજનું, તેનો કરવો સદુપયોગ,
જમદૂતો છે દુષ્ટવિચારો, ટાળી થાઓ !! મુક્તિયોગ્ય ॥ ૨૨૫ ॥

જમાત સારી સદ્ગુણી જ્ઞાની,-તો તેથી વર્તે સુખશાન્તિ,
જાનમાલ રક્ષક તે રાજા, જેથી પ્રજાની વધતી કાન્તિ ॥ ૨૨૬ ॥

જમાને આવક પ્રતિદિન થઈ શી ?, દ્રવ્યભાવથી તેને જાણ !!;
જમવું આનંદી થઈ સ્વચ્છને,–તેથી સાત્વિક પ્રગટે જ્ઞાન. ॥૨૨૭॥

જમાવ આવે સૌને મેળે, પ્રતિષ્ઠા લોકોમાંહી જમાવ !!;
જમાવવું સારૂં શુભ માર્ગે, કર !! એવો બુદ્ધિવર્તાવ. ॥ ૨૨૮ ॥

જરા જરામાં તપી જવું નહીં, સારૂં પરહિત કરવું જરીક;
જરૂરી કાર્યો સારાં કરતાં,–પરની ધરવી લેશ ન બીક. ॥ ૨૨૯ ॥

જલાશયો ગંદા નહીં કરવાં, રક્ષો !! જલાશયોના ઘાટ;
જલોદર આદિ રોગનાં કારણ,–સમજી તજતાં શાંતિ સાત ॥૨૩૦॥

જવાબદાર જીવો સઘળા છે, નિજકર્મોના જગમાં જાણ !!;
જવાબદારી નિજશિરપર છે, કૃત્યાકૃત્યની મનમાં માન!!. ॥૨૩૧॥

જવુંને આવવું કર્મપ્રમાણે, સર્વજીવોનું જ્યાં ત્યાં થાય;
જે જે ઉપાયે આત્મશુદ્ધિકર,–તે તે કરજે ધરીને ન્યાય. ॥૨૩૨॥

જહાલ થા !! ના શાંતકાર્યમાં, જહાલ ઉપર ભમતો કાલ;
જહાલ થાવું વિના વિચારે,–અધર્મમાર્ગે તે દુઃખકાર. ॥૨૩૩॥

જંખના પાપી તે સહુ તજજે, ધાર્મિકજંખના કરવી બેશ;
જંખવાણા પડતા જૂઠાઓ, જગમાં વૈર કુસંપ ને ક્લેશ. ॥૨૩૪॥

જંગમ બાવાઓનું ટોળું,–દક્ષિણદેશમાં હિંદમાં જોય;
જંગમ સ્થાવર જીવો સઘળા, આત્મસમા દેખો!! સુખ હોય. ॥૨૩૫॥

જંગલમાં પણ મંગલ પ્રગટે, પૂર્વપુણ્યથી જ્યાં ત્યાં દેખ !!;
જંગલીજટ અજ્ઞાનીઓની,–પડતી પાપદશા છે પેખ !!. ॥ ૨૩૬ ॥

જંતુ વિદ્યા અભ્યાસી થા !!, સર્વજીવોનું કરજે જ્ઞાન;
જંદ અવસ્તા જરથોસ્થીનું, ધર્મનું પુસ્તક છે મન માન. ॥૨૩૭॥

જંપ છે આત્મિક સુખવાદીને, માને જે આતમમાં સુખ;
જંપ નહીં જડસુખવાદીને, જડભોગોમાં કેવલ દુઃખ. ॥ ૨૩૮ ॥

જંપાપાત ન કરજે ક્યારે, જીવંતાં કહિ મળશે શાન્તિ;
જાગતાને ભય દુઃખ ન પ્રગટે, ઉંઘમાં પ્રગટે છે બહુ ભ્રાંતિ. ॥૨૩૯॥

જાગરણ કરજે ધર્મ કાર્યમાં, આત્મજ્ઞાન તે જાગ્રત્‌ભાવ;
જાગતી જ્યોત છે વ્યકતશકિતયો, આતમની જલ્દી પ્રગટાવ!!.॥૨૪૦॥

જાગૃતિથી વચાય ન કોઈ, જાગરૂક સારા ધર્મી લોક,
જાગવા કરતા ઉંઘતા સારા,–પાપી લોકો પાડે પોક ॥ ૨૪૧ ॥
જાજરૂ જ્યાં માણસ ત્યાં થાતુ, અંતે જાજરૂ શરીર થાય,
જાણે સાપેક્ષાએ તેને, સઘળુ સમ્યક્‌પણે પ્રણમાય ॥ ૨૪૨ ॥
જાણુભેદુથી સાવધ રહેવુ, જાણે અજાણે ભૂલો થાય,
જાણુપણાનો ગર્વ ન કરનો, જાણે તે ભૂને કે ન્યાય ॥ ૨૪૩ ॥
જાતિ સ્વભાવ ટળે નહીં ક્યારે, જાતિ વેર ત્ય પ્રેમ ન હોય,
જાતે તપાસી કાર્યો કરવા,–જેથી ભૂલો થાય ન કોય ॥ ૨૪૪ ॥
જાત્યધનો અપરાધ ન ભારે, જે નહીં દેખી શકે પદાર્થ,
જાણ્યા છતા જે કરે કદાગ્રહ, લહે નહીં તે સુખ પરમાર્થ ॥૨૪૫॥
જાણ્યુ તેનુ સત્ય છે જેનુ,–મનડુ મોહે નહીં લેપાય,
જાણ્યુ તેનુ સત્ય છે જેનુ, સદ્વર્તન સાચુ વર્તાય ॥ ૨૪૬ ॥
જાથુકનુ જે ધર્મનુ ભાતુ, તે ધારી લે તારી સાથ,
જુવાનીમા સત્કર્મો કર !!, ભજ !! તુ દિલમા ત્રિભુવનનાથ ॥૨૪૭॥
જાદુ, પ્રભુની સેવા ભકિત, સર્વ જાતના પરોપકાર,
જાદુ મંત્રોનુ ઘર આતમ, જાદુગર આતમ નિર્ધાર ॥ ૨૪૮ ॥
જાનની રક્ષા કરવી વિવેકે, સૌને વ્હાલો છે નિજ જાન,
જાન સ્વપરને વ્હાલા લાગે, જાણી હર !! નહીં અન્યના પ્રાણ ॥૨૪૯॥
જીવજાન જે દોસ્તો સારા,–તે પણ અંતે ચાલ્યા જાય,
જગત્ મુસાફરખાનુ મોટુ, જીવો આવે જાય સદાય ॥ ૨૫૦ ॥
જાણુ પિછાણુ ન જેની તે પર, મૂકી દો નહીં ઝટ વિશ્વાસ,
જાણી પરિચય કરી વિશ્વાસી,–થાતા ખત્તા લહો ન ખાસ ॥ ૨૫૧ ॥
જાની માશુક પ્રિયા હૃદયમા,–શુદ્ધ બુદ્ધિ સાચી છે ધાર !!,
જાનિ સ્ત્રી સાથે નહીં આવે, પરભવમા જાતા નિર્ધાર ॥ ૨૫૨ ॥
જાપક થા !! તુ પરાપશ્યતી, ભાષામા પ્રભુ નામનો બેશ,
જાપતો રાખી મન ઇન્દ્રી પર,–ચાલો !! શિવપુર પ્રતિ હમેશ ॥ ૨૫૩ ॥
જાફત તે શુદ્ધપ્રેમથી દેવુ,–એવી જાફતથી શિવ થાય,
જાફત સદ્‌ગુણ લેવડ દેવડ, આત્મૈકયે જ્યા સુખ પ્રગટાય ॥ ૨૫૪ ॥

જામવું સદ્ગુણ સત્કૃત્યોથી,-નીતિ વિવેકથી ધારી ટેક;
જામીનગીરી અંતરૂપ્રભુની,-લેવી પ્રગટાવીજ વિવેક. ॥ ૨૫૫ ॥

જાયા, આતમશુદ્ધ પરિણુતિ, જેનો થાય ન કદિ વિયોગ;
જાયો વિવેક ને જાયી સુમતિ, અંતરૂ કુટુંબનો સંયોગ. ॥ ૨૫૬ ॥

જારમાં જૂઠ ને ધૂર્તતા વાસો, જારમાં છે શયતાન પ્રવેશ;
જારકર્મમાં પાપ અનીતિ, જૂઠપ્રેમ દુઃખો બહુકલેશ. ॥ ૨૫૭ ॥

જારકર્મીનું તન મન નબળું,-હડકાયા કૂતર સમ તેહ;
જારકર્મથી જાન ખુવારી,-ઘસાઇ જાતો સબળો દેહ. ॥ ૨૫૮ ॥

જારિણીની પ્રીતિ નહીં સાચી, જારીમાં સહુ પડતી બીજ;
જારી ચોરીથી જે અળગા,-પામે આત્મપ્રભુની રીઝ. ॥ ૨૫૯ ॥

જાલમ સાથે કામ પડે તો,-શૂર બનીને સાચવ ! ! ધર્મ;
જાલી સાથે કળ બળ બુદ્ધિ, યુક્તિથી વર્તી કર ! ! કર્મ. ॥ ૨૬૦ ॥

જાવક આવક હીસાબ ચોખ્ખો,-રાખી લેવું દેવું સર્વ;
જાવક આવક વિવેક જાણી, ખર્ચ કરો !! તજી જૂઠો ગર્વ. ॥૨૬૧॥

જાસુસ કર ! ! નિજ આત્મોપયોગને, જેથી દૂર રહે શયતાન;
જાસુસી કરી જેણે મોહની, ઉપર તે પામે ભગવાન્. ॥ ૨૬૨ ॥

જાસો પાપના માર્ગે ન સારો, જાસો થઇને મોહ હરાવ ! !;
જાસો બાહ્યથી પાપે પૂરો, તજી દે તેને દિલ પ્રભુ લાવ !!. ॥૨૬૩॥

જાસ્તી કર ! ! નહીં અનીતિ જોરે, નિજપર જાસ્તીથી શું ? થાય;
જીવો નિજ સમ જાણી સઘળા, જાસ્તી તજ મન લાવી ન્યાય. ॥૨૬૪॥

જાસ્તી કમી નહીં લેવું દેવું, લેવા દેવામાં ધર ! ! ન્યાય;
જાહેરમાંહી સત્યતા શોભે, જાહેરાતમાં ન્યાયાન્યાય. ॥ ૨૬૫ ॥

જોહુકમીમાં પ્રેમ ન ભક્તિ, જોહુકમીમાં સત્તા જોર;
જોહુકમીમાં નીતિ અનીતિ, અનર્થનું જામે છે તોર. ॥ ૨૬૬ ॥

જાળ છે સારી નઠારી જગમાં, જ્યાં ત્યાં દેખો ! ! જગમાં જાળ;
જાલંધર તે મોહ છે મોટો, તે જીતે જીતી જંજાલ. ॥ ૨૬૭ ॥

જાળવણીથી સઘળું સારૂં, જાળાં ઝાંખરાં, મનથી કાઢ ! !;
જાલીમ લોકના પ્રપંચ પાખંડ, ષડ્યંત્રોને જ્ઞાને વાઢ !!. ॥ ૨૬૮ ॥

જાળીયો બારીઓ રાખો !!,-મનઘરમા આવે પરકાશ,
જાળુ કાઢો દૂરે જ્ઞાને,-મનમાહી પ્રગટેલુ ખાસ ॥ ૨૬૯ ॥
જાખી આત્મપ્રભુની આવે, કાઢો !! મનમાંથી ઝાખાશ,
ઝાખુ તે મનમોહી પાપી, મોહજાળમા બૂરો વાસ ॥ ૨૭૦ ॥
જાણુક સરખુ ધૂર્ત છે મનડુ, કપટ સ્વાર્થથી જગમા જાણ !!,
જિકર કરો!! નહીં અનીતિ સ્વાર્થે, જિગર સુધારો !! મળે ભગવાન.॥૨૭૧॥
જિગીષા સારી સત્કાર્યોમા, જિજ્ઞાસા ધરી નવનવુ જાણ !!,
જિગીષુ થા !! ના સ્વાર્થે મોહે, જિગીષુ થૈ મારો !! શયતાન ॥૨૭૨॥
જિત મળ્યાથી ફૂલી જા !! નહીં, ગુણસત્કાર્યોથી જગ જીત !!,
જીતીને જીતાડો સૌને, મોહહણ્યામા જીતની રીત ॥ ૨૭૩ ॥
જીતે દુર્ગુણ દુષ્કૃત્યો જે,-જગમા તે જૈનો કહેવાય,
જીતે જગમા દ્રવ્યભાવથી, જૈનો જગમા જીવ્યા જાય ॥ ૨૭૪ ॥
જિદ કરવાથી જીત ન થાતી, થાતી તો તે વિણસી જાય,
જી જી કરીને વિનય પ્રેમથી,-વર્તે તે જય પામે સ્હાય ॥ ૨૭૫ ॥
જ્યાફત આપો !! ગુણ શિક્ષાની, શુદ્ધપ્રેમની જ્યાફત આપ !!,
જીવાઇ આત્મગુણોથી થાતી, જીવાઈ કોની નહીં ઉત્થાપ !! ॥૨૭૬॥
જીવાડવા અન્યોને પ્રેમે, જીવોમા પ્રભુ માની બેશ,
જીવો સત્તાએ સૌ પ્રભુ છે, જાણી કોને !! દે નહી કલેશ ॥ ૨૭૭ ॥
જિંદગી જોને તપાસી તારી, જીવનને તુ ધર્મે સુધાર !!,
જિષ્ણુ થા!! મોહોદય મારી, અનીતિથા જીવન નહીં હાર!! ॥૨૭૮॥
જીજી કરી મોટાની સાથે, વિનય પ્રેમ સેવાથી વર્ત !!
જીરણ તનુ થાવાની પૂર્વે, કર્તવ્યો કર !! થઇને મર્દ ॥ ૨૭૯ ॥
જીરવવી વિદ્યા સત્તાને, લક્ષ્મી શક્તિને તજી ગર્વ;
જીર્ણોદ્ધાર કરો !! સહુ શુભનો, આતમસમ દેખો !! જગ સર્વ.॥૨૮૦॥
જગજીવન પ્રભુનો વિશ્વાસી, થયો જ જેણે ત્યાગ્યા પાપ,
જગજીવન પ્રભુરૂપ બન્યો તે, અન્યને કરતો નહીં સંતાપ ॥૨૮૧॥
જીવિતદાન સમ દાન ન કોઈ, અભયદાન જગ માહી શ્રેષ્ઠ;
જીવાડો મરતાને ભાવે, તેની આગળ અન્ય છે હેઠ ॥ ૨૮૨ ॥

જીવદયા સમ ધર્મ ન કોઇ, જીવંતો છે દયાનો ધર્મ;
જીવનનાં સાધન સહુ રક્ષો ! !, જીવન ગાળો ! ! કરી સત્કર્મ. ॥૨૮૩॥

જીવનદોરી ધર્મ છે સારો, જીવનદોરીને સંભાળ ! !;
જીવતો નર જગમાં સુખ પામે, નિજ જીવનને કદિ ન રાસ ! !. ॥૨૮૪॥

જીંહ્વાને શુભ કાર્યમાં વાપર ! !, કર ! ! નહીં તેનો દુરૂપયોગ;
જીમૂતથી જીવે છે જીવો, અજીર્ણ મૂલ જ અનેક રોગ. ॥ ૨૮૫ ॥

જીવેજાન ગણુ સર્વજીવોને, સર્વજીવોનું હિતકર બેશ;
જુગારખાનું દુર્ગુણ સ્થાનક, જુગારથી પ્રગટે છે કલેશ. ॥ ૨૮૬ ॥

જૂત્તાં ખાતાં સાન ન પાવે, તે છે મૂર્ખોનો શિરદાર;
જુદાઇ જ્યાં છે કુદ્રત્‌થી ત્યાં, એકતા થાવે નહીં લગાર. ॥ ૨૮૭ ॥

જુહારો જિનવરનાં ચૈત્યોને, આતમને જિન કરવા હેત;
જેઠમાસ છે સર્વમાં મોટો, વૃષ્ટિ ઉપયોગે સંકેત. ॥ ૨૮૮ ॥

જોખમ કો'ને કર ! ! નહીં ક્યારે, જોખમહેતુ વિચારી ચાલ ! !;
જોખમકારકથી રહે સાવધ, સરખી જોડે આનંદ ખ્યાલ ॥ ૨૮૯ ॥

જોડાઓ શુભ કાર્યમાં આતમ ! !, નિષ્કામે કર ! ! આત્મપ્રકાશ;
જોડા પહેરી ચાલો ! ! આગળ, જગમાં કાંટા બહુ ચોપાસ. ॥૨૯૦॥

જ્વરનુ મુખ્ય છે કારણ મોટું, કુમલ છે કુપિત તે જાણો ખાસ;
જ્વરાદિમાં ઉપવાસ છે સારો, જ્વરાંકુશે છે જ્વરનો નાશ. ॥ ૨૯૧ ॥

જ્વાળા શીત છે જગમાં જ્યાં ત્યાં, હેતુ અહેતુ સુખ દુઃખમાંહ્ય;
જ્વાલામુખી તે મનમાં ઈર્ષ્યા,–ટળે રહે નહીં દુઃખો ક્યાંય. ॥૨૯૨॥

જ્યાં ત્યાં સજ્જન દુર્જન લોકો, જ્યાં ત્યાં ભૂતોને છે જીવ;
જ્યાં ત્યાં પિંડમાં જેવું તેવું, બ્રહ્માંડે જાણો ! ! જ સદીવ. ॥ ૨૯૩ ॥

જૂલ્મી હિંસક ધર્માન્ધક જગ, ધર્મીકોમો વર્તે જ્યાંય;
જોરાવર ને બળ કળવાળા,–ધર્મીઓથી ત્યાં જીવાય. ॥ ૨૯૪ ॥

જૂલ્મ અનીતિમાં નહીં ધર્મજ, હિંસા જૂલ્મે ધર્મ ન સત્ય;
જૂલ્મ કરે જે ધર્મના નામે, હિંસા કરે ત્યાં અધર્મકૃત્ય. ॥ ૨૯૫ ॥

જૂઠો ધર્મ જગતમાં એ છે,–જેમાં હિંસા જૂલ્મની વાત;
જૂઠો ધર્મ તે જેમાં મિથ્યા,–મોહ વિધર્મીઓની ઘાત. ॥ ૨૯૬ ॥

જૂઠો ધર્મ તે વિધર્મીઓનો, ધર્માંધે જ્યા થાતો ઘાત,
જૂઠને પાખંડ ધર્મમોહથી,–કરવાની વૃત્તિ જ્યા ખ્યાત ॥ ૨૯૭ ॥
જૂઠા ધર્મી નાસ્તિકોનો,–ધર્માંધક થઇ કરો!! ન નાશ,
જગમા જૂઠા સાચા ધર્મી,–સૌને જીવનની છે આશ ॥ ૨૯૮ ॥
જબરાઇથી જૂલ્મ અનીતિ, કરી વિધર્મી ઉપર ત્રાસ,
જગમા અન્યને સ્વધર્મી કરતા, પાપ અનીતિ જાણો!! ખાસ ॥૨૯૯॥
જોર જૂલ્મ હિંસાદિક દોષે,–સ્વધર્મીઓની કરે જે વૃદ્ધિ,
જગમા સાચો ધર્મી ન તે છે, કરે ન તે નિજ આતમશુદ્ધિ. ॥૩૦૦॥
જ્યા ત્યા સર્વજીવોના હિતમા, મન કાયાને વાપર!! બેશ,
જ્યા ત્યા દયા ને સત્યથી ધર્મ છે, ચોરીજારી તજે ન કલેશ ॥ ૩૦૧ ॥
જ્યા ત્યા પરહિત પરોપકારે, જીવવુ તે છે ધર્મનુ સ્વર્ગ,
જ્યા ત્યા હિંસા જૂઠ ને ચોરી, જારીનુ જીવન છે નર્ક ॥ ૩૦૨ ॥
જ્યા ત્યા થાતા જૂલ્મ નિવારો!!, અત્યાચારો થતા નિવાર!!,
જ્યા ત્યા જગમા દયા સત્ય ને, શુદ્ધપ્રેમનો કરો પ્રચાર!! ॥૩૦૩॥
જ્યા ત્યા જગમા નીતિ પ્રચારો!!, પ્રપંચવાળી નીતિ ત્યાગ!!;
જ્યા ત્યા સૌના કલ્યાણોની,–પ્રવૃત્તિયોમા લેવો ભાગ ॥ ૩૦૪ ॥
જ્યા ત્યા દેશ વર્ણ ને ધર્મના,–નામે દ્વેષ ને ભેદ નિવાર!!,
જ્યા ત્યા પ્રભુને મનમા ધારો!!, દેશ કાલ અનુસારે ચાલ!! ॥૩૦૫॥
જ્યા ત્યા જગમા દુર્ગુણ વ્યસનો, પ્રગટેલાને બોધે વાર!!,
જ્યા ત્યા જીવોને નિષ્કામે, રક્ષો!! ધરી સારા આચાર ॥ ૩૦૬ ॥
જ્યા ત્યા જગનેસ્વર્ગ સમુ કર!!, સ્વાર્થે અનીતિ જૂલ્મ ન ધાર!!,
જેનુ તેનુ સારૂ કરવુ, નબળાને સબળાથી ઉગાર!! ॥ ૩૦૭ ॥
જીવનનો હક્ક સર્વજીવોનો, સર્વખંડમા એક સમાન,
જબરાઇથી અનીતિ જૂલ્મે,–લેશો નહીં અન્યોના પ્રાણ ॥ ૩૦૮ ॥
જીવન નિર્દોષી પ્રભુમય શુભ, પાપીજીવને જીવવુ નર્ક,
જીવન નર્ક સમુ ટાળીને,–નિજ જીવનને કરજે સ્વર્ગ ॥ ૩૦૯ ॥
જીવુ પ્રભુપદ વરવા માટે, જીવુ જીવોના હિતકાજ,
જીવુ જાગી જગજીવોને,–જગાડવા લેવા પ્રભુરાજ્ય. ॥ ૩૧૦ ॥

જીવું પ્રભુમાં રહીને જાગ્રત,-ભાવે કરવા આતમશુદ્ધિ;
જીવું જીવોને મુજ આતમ,-સરખા ધારી આતમ બુદ્ધિ. ॥ ૩૧૧ ॥

જીવું મોહનો ક્ષય કરવાને,-પ્રગટાવવાને કેવલજ્ઞાન;
જીવું હું આતમને ધ્યાને, કરવાને પરમાતમ જાણ. ॥ ૩૧૨ ॥

જીવન મારૂં જગહિત કરવા,-શુદ્ધાતમ થાવા નિર્ધાર;
જીવું આયુષ્ય યોગે-તેમાં, સમભાવે રહેણી સુખકાર. ॥ ૩૧૩ ॥

જાણ્યું અનુભવ્યું લખ્યું ગ્રન્થમાં,-તેમા ભૂલ ચૂક જે હોય;
જનતા તેહ સુધારી લેજો, ભણ્યા ગણ્યા પણ ભૂલે જોય. ॥ ૩૧૪ ॥

જાણ્યું તેહ પ્રકાશ્યું ભાવે,-એમાં જે કંઇ લાગે સત્ય;
જનતા તેને ગ્રહશો જ્ઞાને, પરમાર્થે કીધું છે કૃત્ય. ॥ ૩૧૫ ॥

જનતા આગળ માફી માગું, ગ્રન્થાદિકમાં કરી જે ભૂલ;
જગમાં જાહેર જીવન મારૂં,-સઘળું નહીં સૌને અનુકૂલ. ॥ ૩૧૬ ॥

જાગંતી જાતિ જગ જીવે, ઉંઘંતી પામે છે હાર;
જાગતી જાતિ તેને કહીએ, બાહ્યાંતરૂ શક્તિ ભંડાર. ॥ ૩૧૭ ॥

જનતાને અનુકૂલ આવે તે,-ધર્મો જગમાંહી ફેલાય;
જનતાને અનુકૂલ જે ધર્મ ન,-સાચો પણ જગ સંકોચાય. ॥ ૩૧૮ ॥

જાહેરમાં જીવી ન શકે તે, ભીરૂ અજ્ઞાની નાદાન;
જગમાં તેનું નામ રહે નહીં,-જેઓમાં જડતા અજ્ઞાન. ॥ ૩૧૯ ॥

જીવન શક્તિયો જ્યાં ઉલ્લસે, તે જાતિયો જગ ફેલાય;
જીવન શકિતયો જ્યાં ઉલ્લસે, તે ધર્મો જીવંત સુહાય. ॥ ૩૨૦ ॥

જીવનપ્રદ બાહ્યાંતરૂ સઘળી,-શક્તિને પ્રગટાવે જેહ;
જીવે તે લોકો જગમાંહી,-એવા જૈનો બનો !! સુદેહ. ॥ ૩૨૧ ॥

જીવનશક્તિયો બાહ્યાંતરૂ, પ્રગટાવે તે જીવ્યા જાય,
જીવનશક્તિવણ બહુ જાતિ, જગમાં હારી દુઃખી થાય. ॥ ૩૨૨ ॥

જીવો ! ! જીવનશક્તિયોથી, મડદાં થઇને નહીં જીવાય;
જીવ્યું ઢોર સમું તે ગુલામી,-જીવન જગમાંહી જ ગણાય. ॥ ૩૨૩ ॥

જીવવું જાગવું મરણ પછીથી, આતમનું નિજજ્ઞાને થાય;
જીવન જ્ઞાનાનન્દ છે આંતર, બાહ્યજીવન નિમિત્ત ગણાય. ॥ ૩૨૪ ॥

જીવનના સહુ સૂત્રો જાણો !!, જીવતજાતિ લક્ષણ ધાર,
જીવીને જીવાડો સૌને, જાગી અન્યોને જ જગાડ !! ॥ ૩૨૫ ॥

જીવવુ પ્રભુમા રહી પ્રભુભાવે, પ્રભુમા રહીને જગમા જીવ !!,
જીવો એવુ કે જેથી તુ, જીવતો જગ બને જ શિવ ॥ ૩૨૬ ॥

જીવન નિર્દોષી તુજ સારૂ આત્મશુદ્ધિનુ જે કરનાર,
જીનવરરૂપ થાવાને માટે, ત્હારો જન્મ છે જગનિર્ધાર ॥ ૩૨૭ ॥

જન્મ છે તારો જીન થાવાનો, જન્મ છે તારો પ્રભુપદ હેત,
જીવનગાળો ધર્મે સઘળુ, મોક્ષદશાના એ સ કેત ॥ ૩૨૮ ॥

જીવો !! વિશ્વજીવોના માટે, સૌના જીવ્યામાંહી જીવ !!,
જગમા જીવવુ મોક્ષાર્થે શુભ,-જેથી આતમ થાવે શિવ ॥ ૩૨૯ ॥

જીવોની રક્ષાર્થે જીવો !!, સકલજીવોની કરજે સેવ,
જીવોદિલમા પ્રભુને રાખી,-તો તુ આતમ થાવે દેવ ॥ ૩૩૦ ॥

જગજીવોની જયણા પાળો !!, જીવદયા સમ કોઈ ન ધર્મ,
જીવદયામા જૈનધર્મ છે, સર્વધર્મનો એ છે મર્મ ॥ ૩૩૧ ॥

જીવદયાવણ ધર્મ નહિ છે, જીવદયાથી થાવે મોક્ષ,
જગજીવોના દુ ખો ટાળો !!,-તેથી રહે ન પ્રભુ પરોક્ષ ॥ ૩૩૨ ॥

જગજીવોના સ કટ હણશો, સ્વાર્થભેદના તજીને કલેશ,
જગજીવોના રોગો ટાળો !!,-તેથી આન દ હોય હમેશ ॥ ૩૩૩ ॥

જેવુ નિજનુ જીવન વ્હાલુ,-તેવુ અન્યજીવોનુ જાણુ !!,
જાણી એવુ પ્રભુને મળવા, દયા કર તા છ ડો પ્રાણુ ॥ ૩૩૪ ॥

જીવવુ સર્વજીવોને વ્હાલુ, મરવામા સૌને છે દુ ખ,
જીવાડો !! જગજીવોને સૌ, દયાધર્મમા પ્રગટે સુખ ॥ ૩૩૫ ॥

જીવોને મારો !! નહિ ક્યારે, પશુપ ખીના રક્ષો !! પ્રાણ,
જીવોને નિજજીવના જેવા, જાણી વર્તો !! દયો !! સુખદ્દહાણુ ॥૩૩૬॥

જીવોની રક્ષા કરવામા,-સમાઈ જાતા સઘળા ધર્મ,
જીવદયા ત્યા સર્વધર્મ છે, સર્વધર્મનો એ છે મર્મ ॥ ૩૩૭ ॥

જીવોની જયણા કરવામા,-ઉપયોગે પ્રગટાતો ધર્મ,
જીવદયા કર !! દ્રવ્યને ભાવે, નાસે જેથી સઘળા કર્મ ॥ ૩૩૮ ॥

જીવદયા કર !! વ્હાલ ધરીને, સર્વજીવોની હિંસા ત્યાગ !!;
જીવદયાથી પુણ્ય વધે છે, જ્ઞાનધ્યાન પ્રગટે વૈરાગ્ય. ॥ ૩૩૯ ॥

જીવદયાવણ ધર્મ નહિં છે, જીવદયાવણ છે નહિં ત્યાગ;
જીવદયામાં સેવા ભક્તિ, જીવદયામાં પ્રભુનો રાગ. ॥ ૩૪૦ ॥

જીવદયામાં ભક્તપણું છે, જીવદયામાં જ્ઞાન ને ધ્યાન;
જીવદયાને જેહ કરે નહિં, હિંસક તે જાણો !! શયતાન. ॥ ૩૪૧ ॥

જીવદયાવણ મુક્તિ મળે નહિં, પ્રભુકૃપા પણ મળે ન લેશ;
જીવદયાવણ સ્વર્ગ મળે નહિં, જીવદયાવણ દુઃખ હમેશ. ॥૩૪૨॥

જગજીવોનું યથાશક્તિથી,-ભલું કરવામાં દયા સમાય;
જગજીવો જ્યાં આત્મસમા છે,-ત્યાં પ્રભુની પ્રીતિ પ્રગટાય. ॥૩૪૩॥

જીવો આત્મસમા જ્યાં ભાસ્યા,-ત્યાં આતમ પ્રભુરૂપ સુહાય;
જીવદયા ત્યાં સત્યધર્મ છે, દયાવિના નહિ ધર્મ ગણાય ॥ ૩૪૪ ॥

જગજીવોનાં દુઃખો કાપો !!, દયાધર્મ એ દિલમાં લાવ !!;
જીવદયાના સર્વે ભેદો, જાણી તે દિલમાં પ્રગટાવ !!. ॥ ૩૪૫ ॥

જોતાં જોતાં ચાલી ગયા બહુ, જોડીલા તુજ નજરે પેખ !!;
જન્મ્યા તે તો મરતા નક્કી, જાણી મિથ્યાભાવ ઉવેખ !!. ॥૩૪૬॥

જેની છે ઉત્પત્તિ જગમાં,-તેનો અંતે થાય વિનાશ;
જગમાં ઉત્પત્તિ વ્યય ધ્રુવતા, સર્વતત્ત્વમાં જાણો !! ખાસ. ॥૩૪૭॥

જડવસ્તુથી આતમ ન્યારો; ચિદાનંદમય આતમદેવ;
જગમાં સૌનો જ્ઞાતા આતમ, સમ્યગ્જ્ઞાને સમજી સેવ !!. ॥૩૪૮॥

જગજીવોને હણો !! ન ક્યારે, હણાવશો નહિં દઈ સંતાપ;
જીવોને પીડો !! નહિં ક્યારે, જીવને દુઃખવવામાં પાપ. ॥ ૩૪૯ ॥

જીવો એકેન્દ્રિયાદિ સૌ, પંચેન્દ્રિ પર્યંત તે જાણ !!;
જીવો સાથે અનંત સગપણ, અનંત વેળા કીધાં માન !!. ॥૩૫૦॥

જાણ્યું દેખ્યું ન્યારૂં જે સૌ, પોતાનું તે કદી ન થાય;
જાણી એવું આતમ ચેતો, પુણ્ય ધર્મ સાથે સુખદાય. ॥ ૩૫૧ ॥

જાવું આવવું ભવમાં સૌને, દેહો વસ્ત્ર પરે બદલાય;
જાણી એવું આતમ ચેતો !!, જ્ઞાની દેહમાં મોહ ન પાય. ॥૩૫૨॥

જાવાદે !!! મિથ્યા સૌ વાતો, એક પ્રભુનું ધરજે ધ્યાન,
જોઈલે !! અંતરૂ સુખ ર્‍હાડ, મૂકીદે !! મમતા ને માન ॥૩૫૩॥
જૂઠાથી જીવો નહિ છેતર !!, જોડીલાને કરજે સહાય,
જોડીલાને જગાડ!! આતમ!!, જબરાથી જગમા જીવાય ॥ ૩૫૪ ॥
જબરો થા !! તું સ્વાર્પણ યોગે, મરવાની ભીતિને વાર ! !,
જૂલ્મીઓને નમ્ર બનાવો !!, દુર્ગુણ દોષો હરિ નિર્ધાર ॥ ૩૫૫ ॥
જૂલ્મીઓથી ડરી ન જાવું, જૂલ્મીઓના જૂલ્મો વાર !!,
જૂલ્મો કરો!! નહિ પ્રાણાંતે પણ, જૂલ્મમા હિંસા પાપ અપાર ॥૩૫૬॥
જૂઠાણું નભતુ નહિ લાંબુ, જૂઠાણાથી માન હણાય,
જૂઠાણાથી પ્રતીત ટળતી, જૂઠાણાથી શાન્તિ ન થાય ॥ ૩૫૭ ॥
જૂઠાણાથી વિશ્વાસી નહી, જૂઠાણાથી પાપની વૃદ્ધિ,
જૂઠાણું તજવાથી નક્કી, વધતી આતમગુણની વૃદ્ધિ ॥ ૩૫૮ ॥
જૂઠાણાથી લાભ મળે પણ, અંતે હાનિ ખહુલી થાય;
જૂઠી મોહની બાજી સઘળી, જૂઠાણું જીતે સુખ થાય ॥ ૩૫૯ ॥
જાહેરમા જૂઠું ને સાચુ, જાહેરમા છે પુણ્ય ને પાપ,
જાહેરમા છે ઝેર ને અમૃત, જાહેરમા શાંતિ સંતાપ ॥ ૩૬૦ ॥
જાહેર છે જ્ઞાનીને સઘળુ, છાનું નહિ જ્ઞાનીને કોઈ,
જાણી એવું પાપ કરો!! નહિ, પાપે અંતે રહેશો રોઈ ॥ ૩૬૧ ॥
જાણી ને જૂઠું નહિ કરજે, જાણીને ચેતન !! નહિ ભૂલ !!,
જાણીને વિષને નહિ પીજે, જૂઠામા ચેતન ! નહિ ફૂલ !! ॥ ૩૬૨ ॥
જાણીને જે પાપ કરે તે, જગમાહી મોટો નાદાન,
જાણીને જે પાપ કરે નહિ, તેનું જાણો !! સાચું જ્ઞાન. ॥ ૩૬૩ ॥
જગજીવોના જાન બચાવો !!, અભયદાન મોટું કહેવાય;
જગજીવોના શુભમા જીવો !!,-એ જીવ્યું ઉત્તમ કહેવાય ॥૩૬૪॥
જગમા દુખીજીવોને તું, આપ !! દિલાસો લાવી પ્રેમ,
જગમા દુખીજીવો ઉપર,-સદા ધાર!! તું સાચી રહેમ ॥૩૬૫॥
જૂઠી જગના જે જંજાળો, તેમા લેશ ન આતમ ! ! રાચ ! !,
જૂઠી સ્વપ્ના જેવી બાજી, એક પ્રભુનો ધર્મ છે સાચ ॥ ૩૬૬ ॥

જબરા સાથે નબળાઈથી, રહેવાથી મરવાનું થાય;
જબરા સાથે જબરાઈથી, રહેવાથી જગમાં જીવાય. ॥ ૩૬૭ ॥
જે કાલે જે ક્ષેત્રે કરવું, યોગ્ય તે કર !! સમજીને સત્ય;
જે આવશ્યક કરવું ઘટે તે, કરજે સાચું ધાર્મિક કૃત્ય. ॥ ૩૬૮ ॥
જેની સાથે મેળ મળે નહિ, જેની સંગે પ્રગટે દુઃખ;
જેની સંગે રહે ન શાંતિ,-તેથી દૂર રહંતાં સુખ. ॥ ૩૬૯ ॥
જોર કરીને જૂલ્મ કરો !! નહિ, જોરાવર થઇ તજ !! અન્યાય;
જોરાવરથી નબળાઓને,-માર્યાથી નિજ જોર હણાય. ॥ ૩૭૦ ॥
જોરને વાપર !! સારા માર્ગે, ધર્મકર્મમાં વાપર !! જોર;
જોર કરીશ નહિં પાપ ક્રિયામાં, જેથી પ્રગટે શોર બકોર. ॥૩૭૧॥
જોરને વાપરજે નહિં પાપે, જોર બળે નહિં બાંધો !! પાપ;
જોરથી જૂલ્મ અનીતિ કરતાં, જોરથી વધતા બહુ સંતાપ. ॥૩૭૨॥
જોડીલાથી ઝેર ન કરજે, જોડીલાપર કર !! નહિં ખેદ;
જોડીલાને સહાય આપો !!, જોડીલાથી કરો !! ન ભેદ. ॥ ૩૭૩ ॥
જંગમ સ્થાવર તીર્થને પૂજો, જનની જનક તે તીરથ જાણ !!;
જંગમતીરથ સદ્‌ગુરૂવર છે, સદ્‌ગુરૂ માન કરો !! ગુણખાણ. ॥૩૭૪॥
જંગમતીરથ જનની મોટી, દુઃખવ !! નહિં જનનીદિલ લેશ;
જનની માટે અર્પાઇ જા !!, જનનીના હરવા સૌ ક્લેશ. ॥ ૩૭૫ ॥
જેણીએ નવમાસ લગી બહુ,-દુઃખો વેઠ્યાં આણી ભાવ;
જગમાં જનનીસમ નહિં મોટું, જનની સેવાના લે લ્હાવા!. ॥૩૭૬॥
જનની જનકને સેવો !! ભાવે, જગમાં મોટો તસ ઉપકાર;
જંગમતીરથ પ્રથમ એ બે છે, ઉપકારીમાં એ શિરદાર. ॥ ૩૭૭ ॥
જનની જણજે ભકતને દાતા, ધર્મમાર્ગનો જણજે શૂર;
જનની જણજે ધર્મી બાલક,-જેથી વધતું જગનું નૂર. ॥ ૩૭૮ ॥
જનનીના દુર્ગુણ નહિં જોવા, જનનીના દોષો નહિં બોલ !!;
જનનીના સ્હામું નહિં બોલો !!, જનનીનાં છિદ્રો નહિં ખોલ!!. ૩૭૯
જનનીના ઉપકારને દેખો !!, જનનીને દેશો નહિ ગાળ;
જનની પ્રભુના જેવીમોટી, તેની આગળ રહેજે બાળ. ॥૩૮૦॥

જોઇને નિશ્ચય કર !! તારો, દેહથકી ન્યારો તુ નિત્ય,
જોઇ લે !! તુ સ્વરૂપ તારૂ, ધ્યાને આતમ કરો !! પવિત્ર ॥ ૩૮૧ ॥
જાગીલે !! તુ સમકિત જ્ઞાને, પલપલમા અતરૂમા જાગ !!,
જુદો છે પુદ્ગલથી આતમ !!,-કર !! પોતાનો પોતે રાગ ॥ ૩૮૨ ॥
જાગતો આતમ છે સુખિયો, જાગતાને કાળ ન ખાય,
જાગે આત્મસ્વભાવે સતો, જન્મ મરણને તે નહિ પાય ॥ ૩૮૩ ॥
જો !! તુ તારા ગુણુને દોષો, દોષોને દેખી કર !! દૂર,
જ્યોતિ જ્યોત જગાવો !! આતમ !!, અસખ્યપ્રદેશી છો ભરપુર ૩૮૪
જાગો !! આતમ !! પલપલ જ્ઞાને, થાઓ !! પરમાતમ જગશુદ્ધ,
જાગીને ઉઘો !! નહિ આતમ !!, ગુણુપર્યાયને કરશો શુદ્ધ ॥ ૩૮૫ ॥
જીતો !! આતમ !! મોહમલ્લને, વાઞ્છિત સુખ પામો !! ભરપૂર,
જીતો !! આતમ !! કષાયને ઝટ, આતમનુ પ્રગટાવો !! નૂર ॥ ૩૮૬ ॥
જાણ્યુ તારૂ સફળુ માનુ, મોહવૃત્તિને કરતા દૂર,
જીત કરી ટયો !! મનની ઉપર, જગમાહી થાસો મશહૂર ॥ ૩૮૭ ॥
જીનો !! આતમ !! યોગાભ્યાસે, ધ્યાન સમાધિને પ્રગટાવ !!,
જાણ્યો આતમ !! તો સૌ જાણ્યુ,-એવો નિશ્ચય મનમા લાવ !! ૩૮૮
જાણી ભૂલ કરો !! નહિ આતમ !!, જાણી માયામા નહિ ડૂલ !!,
જોજે ન્યારૂ જડથી નિજને, તનધન સત્તાથી નહિ ભૂલ !! ॥૩૮૯॥
જાણ્યુ તારૂ લેખે આવે, રાગરોષમા જો !! નહિ લેપ,
જાણી ધર્મ કરો !! ઝટ આતમ !!, લાગવા દે !! નહિ કર્મનો ચેપ ૩૯૦
જુઓ !! સાભળો !! કાર્ય કરો !! સૌ, પણ અતરૂમા થા !! નિસગ,
જોનારો તુ સાક્ષી ભાવે,-વર્તે તો નહિ કર્મનો રગ ॥ ૩૯૧ ॥
જાણો !! જાણવા યોગ્યજ સઘળુ, દેખવા યોગ્યજ દેખો !! સર્વ,
જાણી બૂઝી પડો !! ન પાછા, કર્તાપણાનો ધરો !! ન ગર્વ ॥ ૩૯૨ ॥
જુગાર છડો વિવેક ધારી, જુગારથી પ્રગટે બહુ પાપ,
જુગારથી સ્થિર મન નહિ રહેતુ, જુગારથી બહુલા સતાપ ॥૩૯૩॥
જુગારીનુ મનડુ બહુ ચચળ, જુગારીમા પ્રગટે છે દોષ,
જુગારીમાથી સદ્ગુણુ ટળતા, જુગારીને છે નહિ સતોષ ॥ ૩૯૪ ॥

જુગારી છે પાખંડી મોટો, જુગારીનું જૂઠું છે જોર;
જુગારીઓને જેહ સુધારે, તે સંતોનું સાચું તોલ. ॥ ૩૯૫ ॥

જંજાળોમાં જકડાઈને, પ્રભુભજનને લેશ ન ભૂલ !!;
જોતાં જોતાં દુનિયા બાજી, અંતે દેખાશે સૌ ધૂળ. ॥ ૩૯૬ ॥

જોતાં જોતાં ચાલ્યા કેઈક, જોતાં જોતાં કેઈક જાય;
જોનારા પણ જોતાં જાશે, જન્મ્યા એ તો જરૂર જાય. ॥ ૩૯૭ ॥

જોને તારી આંખ ઉઘાડી, જોડીયા તુજ ચાલ્યા જાય;
જાવું પડશે સૌને અંતે, મોહ ધરીને શું મલકાય. ॥ ૩૯૮ ॥

જોયું સઘળું ચાલ્યું જાતું, સ્વપ્નાની બાજીસમ જાણ !!;
જોતાં કેઈક ઘલાણા ભૂલે, અનેક બાળ્યા દેખ !! મશાણ. ॥ ૩૯૯ ॥

જોતાં ચસમાં પહેરી શું મહાલે, રોફ થશે તારો સૌ ફોક;
જાગી જોને પ્રભુ ભજી લે !!, મરતાં અંતે પડતી પોક. ॥ ૪૦૦ ॥

જગમાં જન્મીને તે હાર્યો, જે પામ્યો નહિં સમ્યગ્જ્ઞાન;
જગમાં જન્મીને તે હાર્યો, કર્યું ન જેણે પ્રભુનું ધ્યાન. ॥૪૦૧॥

જગમાં જન્મીને તે હાર્યો, જેણે કીધા રાગને રોષ;
જગમાં જન્મીને તે હાર્યો, જેણે કીધો પાપનો પોષ. ॥૪૦૨॥

જગમાં જન્મીને તે હાર્યો, વ્યભિચારનાં કીધાં કર્મ;
જગમાં જન્મીને તે હાર્યો, જેણે ન ધાર્યો પ્રભુનો ધર્મ. ॥૪૦૩॥

જગમાં જીત્યાં તે નરનારી, જેણે ટાળ્યાં રાગને રોષ;
જગમાં જીત્યા તેઓ સાચા, જેણે કીધાં સત્યનાં પોષ. ॥૪૦૪॥

જીતેલા પણ હાર્યા તેઓ, કામવૃત્તિના બન્યા ગુલામ;
જીતેલા પણ હારેલા તે,- જે પામ્યા નહી સદ્ગુણ ઠામ ॥૪૦૫॥

જીતેલા પણ હારેલા તે, કષાયથી જીતાયા જેહ;
જગ જીપક પણ તેહ ગુલામો, મોહ ફંદમાં ફસીયા તેહ. ॥૪૦૬॥

જગને જીતે શસ્ત્રોથી જે,- તેઓની જીતોમાં હાર;
જગને જીતે વૈરાગ્યે જે, તેઓ જીનવર છે જયકાર. ॥૪૦૭॥

જીતકર્યાવણ મોહના ઉપર, દુનિયા જીત ન પામી જાય;
જીત્યાવણ મનની માયાને, કોઈ ન શાન્તિ સુખડાં પાય. ॥૪૦૮॥

જીત્યાવણુ રાગાદિ દોષો, કોઇ કરે નહીં સાચી જીત,
જીતે જે પાપાદિક દોષો, સત્યજીતની પૂર્ણ પ્રતીત ॥૪૦૯॥
જીતે મન ઇંદ્રિને જેઓ, નામવાસના જીતે જેહ,
જ્યાં ત્યા તે શિવ શાંતિ પામે, પવિત્ર કરતો મન વચ દેહ ॥૪૧૦॥
જેની જીતમા હિંસા પાપો, જૂલ્મ અને બહુલા અન્યાય,
જીત્યા તે જગમા નહીં જાણો !!, હાર્યા લોકોસુખિયા થાય ॥૪૧૧॥
જેની જીતમા દયાદિ ધર્મો, નિત્ય સત્ય અને છે ન્યાય,
જેની જીતમા હિંસાદિક નહી, સત્ય જીત તે સુખકર થાય ॥૪૧૨॥
જેની જીતમા પરોપકારો, સર્વજીવના દુ ખ વિનાશ;
જગમાહી જીત્યો તે સાચો, માનો !! ક્ષાયિક લહ્યો પ્રકાશ. ॥૪૧૩॥
જેની જીત છે સ્વાર્થના કામે, અન્યજીવોને થાવે દુ ખ,
જગમા એવી જીત છે જૂઠી, નિજ પરને જેથી નહીં સુખ ॥૪૧૪॥
જુસ્સો વાપર !! ધર્મમાર્ગમા, અધર્મમા વાપર !! નહીં લેશ,
જુસ્સો વાપર !! મોહને હણવા, જુસ્સો વાપર!! હણવા ક્લેશ ॥૪૧૫॥
જુસ્સો વાપર !! ભૂલને ત્યજવા, ગુણ વૃદ્ધયર્થે વાપર !! જોર,
જુસ્સો સારો ચઢે ન જેને,—તે ગુસ્સાથી થાતો ઢોર ॥૪૧૬॥
જુસ્સાવણુ નહીં કાર્યો થાતા, જુસ્સાથી મરદાઇ ગણાય,
જુસ્સાવણુ માનવ છે નબળા, બીકણુ બનીને ખાત્તા ખાય ॥૪૧૭॥
જુસ્સો સેવાભક્તિમાહી, ધર્મકર્મમા વાપર !! ભવ્ય !!,
જુસ્સાથી વિવેકે આતમ !!,—કર !! સઘળા સારા કર્તવ્ય ॥૪૧૮॥
જેના તેના બૂરામાહી, જુસ્સો વાપરવો તે પાપ,
જેના તેના બૂરામાહી, જુસ્સો વાપરતા સતાપ ॥૪૧૯॥
જેની તેની આત્મોન્નતિમા,—જુસ્સો વાપરતા છે ધર્મ,
જ્યારે ત્યારે આત્મોપયોગે,—જુસ્સો વાપરતા છે શર્મ ॥૪૨૦॥
જ્યા ત્યા સદ્ગુણુ સાચા જોવા, જ્યા ત્યા દુર્ગુણુ જોવા ટાળ!!,
જ્યા ત્યા પરહિતકાર્યો કરવા, પ્રભુમાર્ગમા બુદ્ધિ વાળ!! ॥૪૨૧॥
જ્યા ત્યા ઊપકારોને કરવા, દુર્ગુણોને કરવા દૂર,
જ્યાથી ત્યાથી સાચુ ગ્રહવુ, આત્માનદ વધે ભરપૂર ॥૪૨૨॥

જ્યાં ત્યાં આત્મસ્વભાવે રહેવું, જ્યારે ત્યારે આતમભાવ;
જેવા ભાવે પ્રભુને ધ્યાઇશ,–તેવા આત્મના મળશે લ્હાવ. ॥૪૨૩॥

જ્યારે ત્યારે આત્મસ્વભાવે,–રમવાથી મુક્તિ નિર્ધાર;
જ્યારે ત્યારે આત્મસ્વભાવે,–થાવું એવું નિશ્ચે ધાર !!. ॥૪૨૪॥

જ્યારે ત્યારે આતમની શુદ્ધિ,–પૂર્ણ કરીને બનીશ સિદ્ધ;
જરૂર એવો પ્રભુપદ વરવા,–નિશ્ચય કીધો પામીશ રિદ્ધ. ॥૪૨૫॥

જે જે યોગ્ય ઘટે તે જાળવ !!, સ્વાધિકારે જાળવ !! સર્વ;
જગમાં સ્વાધિકારે કર!! સહુ, ધર્મ કરંતાં ધર!! નહિ ગર્વ. ॥૪૨૬॥

જ્યાં ત્યાં જીવાતું બળ કળથી, બુદ્ધિ શકિતથી જીવાય;
જીવાતું શકિતયો પામી, અશકતથી જગ નહિં જીવાય. ॥૪૨૭॥

જીવન મંત્રો યંત્રો તંત્રો, સર્વથકી જગમાં જીવાય;
જીવન યોગ્ય જે આહારાદિક,–તેના ભોગ થકી જીવાય. ॥૪૨૮॥

જીવવું જગમાં સહેલું નહિં છે, નિર્બળ લોકો મરતા જાય;
જબરાઓ જીવે જીવાડે, એવો જગમાં કુદ્રત્ ન્યાય. ॥૪૨૯॥

જીવન શકિતયો સહુ મેળવ ! !, સહુના ઉપયોગે તે જોડ ! !;
જીવન શકિતયો જ્યાં નહિં છે,–ત્યાં અંતે છે માથાફોડ. ॥૪૩૦॥

જીવવું સૌના ઉપગ્રહોથી, સર્વજીવોને જ્યાં ત્યાં જાણ !!;
જીવવું સર્વજીવોના હિતકર,–એવું જીવવું દિલમાં આણ!!. ॥૪૩૧॥

જીવી જાણ્યા તે જગ જીત્યા, જીવંતાં જે મર્યા પ્રમાણ;
જગમાં મર્યા પછી પણ જીવતા, સંતો ઉપકારી ગુણખાણ. ॥૪૩૨॥

જગજીવોની વ્હારે ચઢવું, જગજીવોની કરવી સેવ;
જગજીવોના માટે જીવવું, થાવા સર્વજગત્ના દેવ. ॥૪૩૩॥

જગમાં અનંતજીવોના ત્હેં, અનંતભવ લીધા ઉપકાર;
જન્મી આતમ !! જગજીવોની,–રક્ષામાં નિજજીવન ગાળ !!. ॥૪૩૪॥

જબરાઓની સામે ટકવા,–જીવંતી શકિતયો ધાર!!;
જબરા થઇ સબળાની સાથે,–મૈત્રી ભાવે કર !! સહકાર. ॥૪૩૫॥

જીવવું પરમાતમપદ વરવા, જૈન બનીને થાવા જીન;
જીવવું આતમશુદ્ધિ કરવા, જીવવું મોહનું હરવા દૈન્ય. ॥૪૩૬॥

જીવનનો એ નિશ્ચય કીધો, પરમાતમપદ વરવા બેશ,
જીવીશ સાધ્ય એને વરવા,–મોહાદિના ટાળી કલેશ ॥૪૩૭॥
જીવવુ સર્વજીવોના શુભમા, પારમાર્થિક જીવન કહેવાય,
જીવે જેઓ ખાવા માટે,–એવુ પશુ જીવન કહેવાય ॥૪૩૮॥
જીવવુ તામસ્ ગુણુકર્મોથી, તામસ્ જીવન એ કહેવાય,
જીવવુ રાજસ્ ગુણુકર્મોથી, રાજસ્ જીવન એહ ગણાય ॥૪૩૯॥
જીવવુ પરમાતમપદ માટે, સાત્ત્વિક ગુણુકર્મોથી જેહ,
જીવવુ એવુ સાત્ત્વિક જાણો !!, જીવો એથી ગુણગણગેહ ॥૪૪૦॥
જીવે જે સાત્વિક ગુણકર્મે, તેઓ સાત્ત્વિકધર્મી ગણાય,
જીવવુ સાત્ત્વિક ગુણુકર્મોથી, એ પણ સાધનતા સમજાય ॥૪૪૧॥
જીવવુ મોક્ષાર્થે એ સાચુ, એવુ ધ્યેય ધરી મ્હે ચિત્ત,
જીવવુ એવી સાધ્યદૃષ્ટિએ, કરીને મનવચ દેહ પવિત્ર ॥૪૪૨॥
જુવાનીમા ધર્મ કરીલે!!, જરામા મનડુ રહે ન સ્થિર,
જુવાનીમાહી જાળવ !! જોબન, સ કટ–દુ ખ સહી થા !! ધીર ॥૪૪૩॥
જુવાનીછે નદીરેલસમી જગ, ચ ચલ વાનર અશ્વ સમાન,
જુવાનીને જીત્યા જેઓ, નિર્દોષી જ્ઞાની ભગવાન્ ॥૪૪૪॥
જુવાનીના જોરને જાળવો!!, કાયાદિના વીર્યને રક્ષ !!,
જુવાનીમા બ્રહ્મચર્યથી, આત્મવીર બને છે દક્ષ ॥૪૪૫॥
જુવાનીમા સત્કાર્યો કરા!!, જુવાનીમા કામને વાર!!,
જુવાનીમા યોગ્યધર્મ કરા!!, ભૂલોથા જુવાની ન હાર ॥૪૪૬॥
જુવાનીમા મનપરકાબૂ,–ધરીને સારા માર્ગે ચાલો!!,
જુવાની પ્રભુપ્રાપ્તિ માટે,–જાણી પ્રભુમા મનડુ વાળ!! ॥૪૪૭॥
જુવાનીમા જૂતા ખા!! નહીં, દેવગુરૂને હાથ બે જોડ !!,
જુવાનીમા પાપની ટેવો,–ત્યજીને જૂઠી કર !! નહીં હોડ ॥૪૪૮॥
જુવાનીમા છાકી જા!! નહી, જુવાનીના મદને ત્યાગ!!,
જુવાની મહાપુણ્યે પામી,–દેવગુરૂપર ધરજે રાગ ॥૪૪૯॥
જુવાનીની સ્ટીમર તારી, ભવોદધિમા સીધિ ચલાવ!!,
જુવાનીમા ભવોદધિને,–પેલીપાર ઉતારો !! નાવ ॥ ૪૫૦ ॥

જરા અવસ્થા આવે જ્યારે, દિનક્ષિણુ માંદો થઇ જાય;
જોર ન જખરાઇ ત્યાં ચાલે, જ્યારે સામો કાલ જણાય. ॥ ૪૫૧ ॥

જેવી ભાવના તેવો તું છે, જેવી ભાવના તેવી સિદ્ધિ;
જેવો ધારીશ તેવો થાઇશ, પામીશ ધારીશ તેવી રિદ્ધિ. ॥૪૫૨॥

જેને જેવું રૂચે તેવું, મીઠું લાગે મનમાં જાણુ!!;
જેને જેવી દશા છે તેવું,—મીઠું લાગે રૂચે માન. ॥ ૪૫૩ ॥

જેને જેવું રૂચે તેવું, લાગે ઇષ્ટ કરે તે કાજ;
જેને જેવી યોગ્યતા તેવું, તેના મનમા છે સામ્રાજય. ॥ ૪૫૪ ॥

જેનું તેનું ભલું ઇચ્છવું જેનું તેનું કર!! હિતકાર;
જેના તેના સારામાંહી, પોતાનું પ્રભુનું સામ્રાજય. ॥ ૪૫૫ ॥

જૈનસૂત્રમાં મૂર્તિપૂજા, નામે ગ્રન્થ રચ્યો હિતકાર;
જગજીવોની પ્રીતિશુદ્ધિ, શ્રદ્ધા ભક્તિ વૃદ્ધિકાર. ॥ ૪૫૬ ॥

જાગતિજ્યોત છે જ્ઞાનની શક્તિ, જાગતિજ્યોત છે જીવતા સંત;
જાગતા જીવતા સંતો સેવો!!, ચિદાનંદ પ્રાકટ્ય કરંત. ॥ ૪૫૭ ॥

જડતા મોહ નિવારો !! દુઃખકર, જડતા તે અજ્ઞાન પ્રમાદ;
જડતા તે બહિરાત્મદશા છે, જડતા જૂઠા તર્ક વિવાદ. ॥ ૪૫૮ ॥

જડતાને અંધારૂ જાણો!!, ગુરૂગમજ્ઞાને જડતા ટાળ!!;
જડતા તે મિથ્યાત્વની બુદ્ધિ,—ટાળી આત્મજ્ઞાનને ધાર!!. ॥૪૫૯॥

જડતાથી પગ પગ દુઃખ—સંકટ, જડતાથી નહીં સુખ જણાય;
જડતા દુઃખનું કારણ જગમાં, જ્ઞાન થકી જડતા વિણસાય. ॥ ૪૬૦ ॥

જાળવો!! આતમ!! તન મન શક્તિ, જાળવો!! આતમ!! શક્તિ વૃન્દ;
જાળવો! કાયનું વીર્ય વિવેકે, વિષયવૃત્તિના ટાળો!! ફંદ. ॥૪૬૧॥

જાળવો! શરણાગત લોકોને, જાળવ!! વિશ્વાસીને ભવ્ય!!;
જાળવ!! ફરજો ત્હારી સઘળી, જીવતાં સુધી કર !!! કર્ત્તવ્ય. ॥૪૬૨॥

જાળવો!! સહાય માગે તેને, દુઃખીયોનો કર !! ઉદ્ધાર;
જાળવો! ન્યાયે સૌને શકત્યા, ધર્મમારગની રક્ષા ધાર !!. ॥૪૬૩॥

જૂનામાં ને નવીનમાંથી, સાચું સારૂં હોય તો ધાર !!;
જૂના નવાના પંથ કદાગ્રહે, સાચું ને સારૂં નહી હાર!. ॥ ૪૬૪ ॥

જીર્ણોદ્ધાર કરો !! સુક્ષેત્રનો, જીર્ણોદ્ધારે અનંત ધર્મ,
જીર્ણોદ્ધારે પુણ્ય અનંત, જીર્ણોદ્ધારના કર !! શુભ કર્મ ॥૪૬૫॥
જરા અવસ્થા આવ્યા પૂર્વે, જુવાનીમાં તું કરી લે !! ધર્મ,
જરા અવસ્થા જીર્ણ દશામાં, કરાય નહીં શુભ ધર્મના કર્મ ॥૪૬૬॥
જરા અવસ્થા દુઃખ ભરેલી, મન વચને કાય શિથિલ થાય,
જ્યાં ત્યાં ધર્મમાં સ્થિર નહીં મનડું, આમ શિથિલને ક્ષીણતા પાય ॥૪૬૭॥
જીવન યાત્રા કરીલે !! માનવ, આતમશુદ્ધિ કરવા કાજ,
જીવન યાત્રા કરીલે !! માનવ, પામવા મુક્તિનું સામ્રાજ્ય ॥૪૬૮॥
જીવન યાત્રા સમ્યગ્જ્ઞાનને ચારિત્રે કરવી એ શ્રેષ્ઠ,
જીવો !! આતમ !! શુદ્ધસ્વભાવે, કદિ ન પડશો તેથી હેઠ ॥૪૬૯॥
જીહ્વા મળતી અનંતપુણ્યે, જીભથી સાચું સારૂં બોલ !!,
જીહ્વાથી પાપો નહીં ઠગવા, જીહ્વાથી સાચું તે બોલ !! ॥૪૭૦॥
જીભલડીને રાખજે વશમાં, જીભલડીથી મોક્ષ સધાય,
જીભલડીથી સ્વર્ગ નરક છે, જીહ્વાસંયમ અતિ સુખદાય ॥૪૭૧॥
જીભલડીમાં ઝેરને અમૃત, જીભલડીમાં પ્રેમ ને દ્વેષ,
જીભલડીમાં મિત્ર ને શત્રુ, જીભલડીમાં શાન્તિ ને કલેશ ॥૪૭૨॥
જીભલડીમાં સ્વર્ગ સિંહાસન, જીભલડીમાં ફાંસી જાણું !!,
જીભલડીમાં સુખને સંકટ, જીભલડીમાં મરવું જાણું !! ॥૪૭૩॥
જીભલડી લવલવ કરતીને, લપલપ કરતી વશમાં આણું !!,
જીભલડીના વશમાં પડિયા, તે લોકો છે પશુ સમાન ॥૪૭૪॥
જીભને હલાવ !! સારા માર્ગે, રસમાં ફરતી વશમાં આણું !!,
જીભલડીથી ગા !! જીનવરને, સંતોનું કરજે ગુણગાન ॥૪૭૫॥
જીભલડીને ગોપવ !! જ્ઞાને, વચનસમિતિ ગુપ્તિ ધાર !!,
જીભલડીથી સ્વર્ગને સિદ્ધિ, અનંતપુણ્યે રસના ધાર !! ॥૪૭૬॥
જીભલડીને ધર્મમાં જોડો !!, પાપમાર્ગથી કરજો દૂર,
જીભલડીથી દે !! ઉપદેશો,—તેથી આત્મપ્રભુ છે હજૂર ॥૪૭૭॥
જીભલડી કાળી નહીં કરજે, મેલી કરજે કદિ ન ભવ્ય !!,
જીભલડી મળી મોક્ષને માટે, જીભલડીથી કર !! સત્કર્ત્તવ્ય ॥૪૭૮॥

જીભલડીનું મૂલ્ય ન થાતું, અનંતપુણ્યે મળતી તેહ;
જાણી એવું સાચું વદશો, જીભને કરશો ગુણગણગેહ. ॥૪૭૯॥
જીભને વાપરો !! સત્કાર્યોમાં, પાપમાં વાપરજે નહીં લેશ;
જીભથી ધર્મનાં વ્યાખ્યાનો દે !!, સર્વજીવોના ટાળો !! ક્લેશ. ॥૪૮૦॥
જીજી હાજી કર !! નહી પાપમાં, હાજી હા કર !! ધર્મમાં એશ;
જરા જરામાં ક્રોધી બન !! નહીં, જરી તરીમાં કર !! નહીં ક્લેશ. ॥૪૮૧॥
જકડાતો નહી જૂઠના માર્ગે, જંગી ભંગીનો સંગ નિવાર !! ;
જૂલ્મે થા !! નહી મોહે ક્રોધે, જૂલ્મીને જગમાં ધિક્કાર. ॥૪૮૨॥
જાવક આવક જોઇ વિચારી, વિવેકથી વાપરજે સર્વ;
જમા ઉધારના ખાતાં સરખાં,-કરીને ટાળો !! મોહનો ગર્વ. ॥૪૮૩॥
જબરાઓથી નબળાઓને, બળ કળ શક્તિથીજ જીવાડ !!;
જગમાં જૂલ્મીઓની સત્તા,-ભૂરી તોડી સત્ય લગાડ !!. ॥૪૮૪॥
જગમાં સર્વજીવોનું ક્યારે, એકમતો થયો થાય ન જાણ !!;
જગમાં સર્વજીવોના જુદા,-મતો થયા નહિં એકજ માન !!. ॥૪૮૫॥
જગમાં સર્વજીવોની સાથે, મૈત્રીભાવના પ્રેમે લાવ !!;
જગને સુખીયું કરવા માટે,-તારી સઘળી ફરજ બજાવ !!. ॥૪૮૬॥
જગજીવો છે કર્મે જુદા, સર્વની ન્યારી ન્યારી બુદ્ધિ;
જગજીવોનું ભલું ઇચ્છજે, કરજે ભવ્યજીવોની શુદ્ધિ. ॥૪૮૭॥
જેઓમાંહી શુદ્ધપ્રેમને, જ્ઞાનાનંદની જ્યોતિ જગાવ !!;
જગજીવો સહુ સુખિયા થાવે,-એવા ઉપદેશો પ્રગટાવ !!. ॥૪૮૮॥
જગજીવો છે વિચિત્રકર્મે, કોના ઉપર દ્વેષ ન ધાર !!;
જગજીવોના ઉપકારાર્થે,-તારૂં સઘળું છે નિર્ધાર. ॥૪૮૯॥
જગજીવોની જયણા ધારો !!, આતમસમ માનો !! સૌ જીવ;
જગજીવોમાં પ્રભુને દેખો,-તેથી વરશો અંતે શીવ. ॥૪૯૦॥
જીવવું અનંતજીવન વરવા, માનવભવનો એ ઉદ્દેશ;
જન્મી જીવો પ્રભુમય થઇને, રાગ રોષના ટાળો !! ક્લેશ. ॥૪૯૧॥
જીવો !! પ્રતિદિન અભિનવજ્ઞાને, આત્માનંદે જ્યોતિ જગાવ !!;
જગજીવોને ગણી નિજ સરખા,-તે પર કરૂણા ભાવને લાવ !!. ॥૪૯૨॥

જીવો !! કેવળજ્ઞાની થાવા, જન્મ જરા મૃત્યુ દુ ખ ટાળ !!,
જગલોકો જે રાક્ષસ સરખા,-તેઓની ચિત્તવૃત્તિ સુધાર !! ॥૪૯૩॥
જીવો જે પશુસરખા જગમા, રાક્ષસ સરખા લોકો જેહ,
જીવન તેઓના સુધારો !!, શુદ્ધજ્ઞાન આપીને સ્નેહ ॥ ૪૯૪ ॥
જીવ્યાનો ઉદ્દેશ ન જાણે, પશુસરખા તે જીવ્યા જાય,
જીવન એવુ સુખકર નહિ છે, રાગ રોષ જ્યા પ્રગટ જણાય ॥૪૯૫॥
જીવવુ પૂર્ણાનંદને માટે, આનંદે છે જીવન ઉદ્દેશ,
જીવસ્વભાવ છે એહવો, સુખાર્થે કરતો સઘળુ હમેશ ॥૪૯૬॥
જીવવુ અસખ્યપ્રદેશે નિજમા, શુદ્ધોપયોગે જીવવુ સત્ય,
જીવવુ એહવુ પ્રગટ થયુ તો, રહ્યુ ન કરવાનુ કંઈ કૃત્ય ॥૪૯૭॥
જગજીવોને નિજસમ દેખે, શત્રુ મિત્રમા જેહ સમાન,
જડ ચેતનમા જે સમભાવી, જીવતો તુ છે ભગવાન્ ॥૪૯૮॥
જીવવામાટે જડવસ્તુઓ, બાહ્યજીવન ઉપયોગી થાય,
જર જમીન અને જોરૂ એ સહુ, બાહ્યજીવનના હેતુ સુહાય ॥૪૯૯॥
જગ છે ષડ્દ્રવ્યોનુ બનેલું, જગત્ સત્ય છે તત્ત્વથી જાણુ !!,
જગને જૂઠુ કહેવુ એનો, વૈરાગ્ય દૃષ્ટિએ પ્રમાણુ ॥૫૦૦॥
જ્યા સુધી જડનુ આલબન,-લેવાથી જગમા જીવાય,
જડની ઉપયોગિતા તાવત્, જડવસ્તુઓ નિમિત્ત થાય ॥૫૦૧॥
જડ દેહાદિક સઘળા સાધન, આતમને ઉપયોગી જાણુ !!;
જડમા આસક્તિવણુ સઘળા, મોક્ષાર્થે હેતુ છે માન !! ॥૫૦૨॥
જગ છે જૂઠુ એવુ કહીને, પાપે નિજકાયા નહિ પોષ !!,
જગ છે જૂઠુ એવુ કહીને, રાગ રોષના ધરો !! ન દોષ. ॥૫૦૩॥
જગ છે જૂઠુ એવુ કહીને, વિશુદ્ધપ્રેમનો કર !! નહિ નાશ;
જગમા સ્નેહ ને જ્ઞાનવિનાના,-લોકો જાણો !! દુ ખી દાસ ॥૫૦૪॥
જગમા જ્યા સુધી છે શત્રુ,-મિત્રનો મનમાં છે ભાવ,
જગમા તાવત્ મૂર્તિપૂજા, જડ આલંબન છે સુખદાવ. ॥૫૦૫॥
જગમા જેને મિત્ર ન દુશ્મન, નહિ શુભાશુભ જડમાં ભાવ,
જડ ચેતનમા સમતા જેને,-તેને નહિ છે નિમિત્ત દાવ ॥૫૦૬॥

જ્યાં સુધી છે ખાવું પીવું, ત્યાં સુધી કર !! વપુથી કર્મ;
જ્યાં સુધી છે રાગને રોષની,–વૃત્તિ તાવત્ ધર !! મન ધર્મ. ॥૫૦૭॥

જ્યાં સુધી છે જીવવું જગમાં, તાવત્ તારી ફરજ બજાવ !!;
જીવન પવિત્ર નિર્દોષી તુજ, દયાદિ કાર્યોથી પ્રગટાવ !!. ॥૫૦૮॥

જ્યાં સુધી મનમાંહી શુભાશુભ,–વૃત્તિયોના પ્રગટે ભાવ;
જાણો તાવત્ નિમિત્ત કારણ, ઉપકારી છે ધર્મ પ્રભાવ. ॥૫૦૯॥

જીવવું પાપે કદિ ન સારૂં, ધર્મે જીવવું સુખકર બેશ;
જગજીવો છે બ્રહ્મસ્વરૂપી, આત્મસ્વભાવે દેખ !! હુમેશ. ॥૫૧૦॥

જ્યાં સુધી છે નાત જાતને, દેહાદિકનો રાગને રોષ;
જાણો !! તાવત્ જીવવું મોહે, સાત્વિકગુણથી જીવન પોષ !!. ॥૫૧૧॥

જેની તેની સાથે જગમાં, આત્મપ્રેમથી જીવન ગાળ !!;
જગજીવોના ઉપર પૂરૂં, આતમભાવે ધરવું વ્હાલ. ॥૫૧૨॥

જીત્તાં મારે દુર્જનલોકો, સદ્ગુણી લોકો પૂજે પાય;
જગમાં એવું જાણી આતમ !!, સાધો !! મોક્ષ તણોજ ઉપાય. ॥૫૧૩॥

જાહેરમાં કોઇ નિંદે પૂજે, કરો !! ન તેપર રાગને રોષ;
જાહેર જીવન ગાળો !! પ્રભુમય,–જેથી પ્રગટે શિવ સંતોષ. ॥૫૧૪॥

જ્વલંત શક્તિયો પ્રગટાવો !!, જ્વલંત શક્તિથી જીવાય;
જ્વલંત શક્તિ સ્વરાજ્ય ત્યાં છે, સમજુંને સાચું સમજાય. ॥૫૧૫॥

જગ છે ચેતન જડ બે તત્ત્વનું, જગ છે કાળ અનાદિ અનંત;
જગમાં જીવો !! જીવતા જડથી, ચેતનથી જાણો !! સતિમંત. ॥૫૧૬॥

જીવવું આંતર બાહ્યશક્તિથી, બાહ્યપદાર્થોથી જીવાય;
જીવન બાહ્ય છે આન્તર હેતુ, સમજે તે નહિં ખત્તા ખાય. ॥૫૧૭॥

જીવવું બાહ્યાભ્યંતર બળથી, એવો છે કુદરતનો ન્યાય;
જગની સહાયથી જીવે જીવો, જીવંત ધર્મ તે જૈન ગણાય. ॥૫૧૮॥

જીવો જીવે છે જીવોથી, અજીવ જડથી જીવે જાણ !!;
જડ અજીવ સહાયે જીવે, બાહ્યજીવનમાં એહ પ્રમાણ. ॥૫૧૯॥

જીવનસૂત્રો બાહ્યાભ્યંતર, જાણે તે જગ જીત્યો જાય;
જીવનસૂત્રો જે નહિં જાણે,–તેની હયાતી જગ ન રહાય. ॥૫૨૦॥

જીવન બાહ્યાભ્ય તર સઘળુ,-તેને વિશ્વ જીવાડે જેહ,
જગમા તેને હેતુ જાણો !!, આદરે શક્તિ પામે તેહ ॥૫૨૧॥
જીવવુ રત્નત્રયી ગુણ વરવા, વિશ્વજીવોની શુદ્ધિહેત,
જીવન એવુ પારમાર્થિક છે, સર્વજીવોનો શુભસંકેત ॥૫૨૨॥
જગવ્યવહારમા બળીયા રહેવુ, ધૂર્તોથી ધૂતાવુ ન લેશ,
જગમા આજીવિકા જીવન,-અનેક ઉપાયે ધરવુ બેશ ॥૫૨૩॥
જ્યોતિષવિદ્યાના ફળમાહે, એકાતે ધર !! નહિ વિશ્વાસ,
જ્યોતિષ જ્ઞાન છે બહુ ઉપયોગી, સાપેક્ષાએ જાણો !! ખાસ ॥૫૨૪॥
જ ગલમા રણમા ઘરમાંહી, સાગરમા જે રક્ષે ખાસ,
જગરક્ષક મહાપુણ્યપ્રભુની,-કૃપાવિશે ધરજે વિશ્વાસ ॥૫૨૫॥
જેવુ સ્પર્શવુ સુઘવુ સુણવુ, ખાવુ નિરાશક્તિએ જાણ !!,
જેને એવી યોગ્યતા આવી, નિર્લેપી યોગી તે મહાન્ ॥૫૨૬॥
જગમાહી નભની પેઠે તુ, અરૂપ માક્ષી થૈ કર !! કર્મ,
જગજીનોમા જ્યોતિ જગાવો!!, આત્મસ્વભાવ તે સત્યધર્મ ॥૫૨૭॥
જીવો જીવે, જીવો આશ્રયે, જીવોનુ જીવોથી રાજ,
જીવો શેઠ ગુલામો પરસ્પર, અજીવો જીવ બે જીવ સામ્રાજ્ય ॥૫૨૮॥
જયસિદ્ધિ છે પુણ્યોદયથી, પાપે અપમગલ પ્રગટાય,
જરૂર વાચો !! ધર્મના શાસ્ત્રો,-જેથી આત્મવિશુદ્ધિ થાય ॥૫૨૯॥
જરૂર સતની સગત કરશો, દેવગુરૂને જરૂર સેવ !',
જરૂર ધ્યાનસમાધિ કરશો, નિજઆતમમા પ્રગટે દેવ ॥૫૩૦॥
જરૂર જે આવશ્યકધર્મની,-કરણી તેને પ્રતિદિન ધાર !!,
જરૂર પાપથી દૂરે રહેજે, જરૂર ધર્મને ધર !! નિર્ધાર ॥૫૩૧॥

## (झ)

ઝઝઝા ઝાઝસમા ઝટ થાશો, તજીદો !! મિથ્યા ઝઘડાઝેર,
વૈર વિરોધો સઘળાટાળો !!, પ્રગટે આતમ !! સુખની લહેર ॥ ૧ ॥
ઝઝો ભણ્યોગણ્યો કહેવાશે, ઝાઝાથી કરશો નહી ઝેર,
દર્શનજ્ઞાન ચરણ પ્રગટાવો !!, વર્તો રહો !! નિજાતમ ઘેર ॥ ૨ ॥

ઝાંઝવાં સરખું જડવિષયોમાં, સુખની બુદ્ધિ થાતી ફોક;
ઝાંઝવા જલસમ જડભોગોથી, છેવટ પડતી મોટી પોક. ॥ ૩૧ ॥

ઝાંપડી ઝાંપડા દૂરે રહેતાં, પ્રભુભક્તોથી જ્યાં ત્યાં દેખ !!;
ઝાંઝી ને છે સઘળે આંધી, અનુભવ કરીને જ્યાં ત્યાં પેખ !!. ॥૩૨॥

ઝીકો દુર્ગુણોને નીચા, મોહવૃત્તિને ઝીકી માર !!;
ઝીકી દુષ્ટવિચારને મારો !!, તુચ્છ છે દુષ્ટો દુર્જન ધાર !!. ॥ ૩૩ ॥

ઝીલો આનંદ જ્ઞાનને પ્રેમે, પ્રભુભક્તિમા ઝીલવું શ્રેષ્ઠ;
ઝીલવું સારામાર્ગે સારૂં, શીખ ઝીલે તે પડે ન હેઠ. ॥ ૩૪ ॥

ઝુકાવો !! સદ્‌ગુણ સત્કાર્યોમા, ઝુકાવવું ઉપકારમાં બેશ;
ઝુઝાવજે નહીં લોકોને જગ, કલેશવૃત્તિનું ફળ છે કલેશ. ॥ ૩૫ ॥

ઝુરાપો કરતાં શક્તિ ઘટતી, થાય ન તેથી સારૂં કાજ;
ઝૂરીઝૂરી જીવવું ખોટું, ઝૂર્યાથી નહીં રહેતું રાજ્ય. ॥ ૩૬ ॥

ઝુલાવો !! આતમને પ્રભુ પ્રેમે, ઝુલાવો !! આનંદમાં નરનાર;
ઝુલો તે જ્ઞાનને નીતિનો શુભ, ઝુલો સદ્‌ગુણગણનો સાર. ॥ ૩૭ ॥

ઝુંટ ઝપટ મારીને અન્યનું,—લેશો નહીં જે દામને ચામ;
ઝુંટી ન લેશો અન્યનું જીવન, ઝુંટથી મળતો નહીં આરામ. ॥૩૮॥

ઝુંટી લેતાં અન્યની ભૂમિ, સ્ત્રી ધન સત્તાને ધરનાર;
ઝુંટી લેનારા છે દુષ્ટો, પાપી જૂલ્મી નરને નાર. ॥ ૩૯ ॥

ઝુંટ કરે નહીં તે છે ધર્મી, ભક્ત સંત આસ્તિક શિરદાર;
ઝુંટ વિના ઝુંપડીમાં વસતા, મુક્તિનું સુખ છે નિર્ધાર. ॥ ૪૦ ॥

ઝુંટાઝુંટ છે જગમાં જ્યાં ત્યાં, સ્વાર્થથી દુર્મતિએ જગમાંહ્ય;
ઝખનો ગલાગલ ન્યાય જગત્‌માં, નબળાનું બળિયાઓ ખાય. ॥૪૧॥

ઝુંટાઝુંટ થતી અન્યાયે, જોરથી જૂલ્મે સ્વાર્થે થાય;
ઝુંટાઝુંટ કરે નહીં સંતો, પ્રભુમયજીવને પ્રભુને પાય. ॥ ૪૨ ॥

ઝુંડ છે દુર્ગુણી ને સદ્‌ગુણીનું, ખોટું છે દુષ્ટોનું ઝુંડ;
ઝુંડ વધારે ગુણવણ હાનિ, પાપીઝુંડ તે ગંદુ ભૂંડ ॥ ૪૩ ॥

ઝુંડો દયાને સત્યનો પ્રેમે, ચઢાવો !! પ્રેમે નર ને નાર;
ઝુંડો ઝાલી આગળ ચાલો !!, દુર્ગુણ પાપનો કર !! સંહાર. ॥૪૪॥

ઝુંડો જે જૈનધર્મનો તેને,–જગમાં ફરકાવો !! જ્યાં ત્યાંય,
ઝુંડો અધર્મ દુર્ગુણ દોષનો,–તેની ત્યાગો ! ! ફુ ખની છાય. ॥૪૫॥
ઝૂકવું માતપિતા ગુરૂપાદે, રાજા સંતને કરો !! પ્રણામ,
ઝુંડ સરીખા કદાગ્રહીઓ, કરે ન જગમાં સારાં કામ ॥ ૪૬ ॥
ઝૂલો !! ઝુલાવો !!! શુદ્ધપ્રેમના,–હિંચોળે સૌને ધરી પ્રેમ;
ઝમને વારી શાંતિ ધારી, પ્રગટાવો !! ઘટ યોગને ક્ષેમ ॥ ૪૭ ॥
ઝેર તે હિંસા જૂઠું ચોરી, વ્યભિચાર દુર્ગુણ આચાર,
ઝેર તે દુષ્ટ વિચારો વ્યસનો, ક્રોધમાન ઈર્ષ્યા પ્રવિચાર ॥ ૪૮ ॥
ઝેર તે માયા લોભ અનીતિ, કામ મોહના દુષ્ટવિચાર,
ઝેર તે રાગને રોષ અહંતા, મિથ્યાબુદ્ધિના આચાર. ॥ ૪૯ ॥
ઝેર તે દુષ્ટકષાયપ્રવૃત્તિ, ઝેર તે કુસંગ કાળો કેર,
ઝેર તે મોહનું મનમાં વસવું, અજ્ઞાને વર્તે અન્ધેર ॥ ૫૦ ॥
ઝેર અનીતિ નાસ્તિકબુદ્ધિ, ધમાધમાએ જૂંમો થાય,
ઝેર તે શયતાનીયતવૃત્તિ, જોર થકી કરવો અન્યાય ॥૫૧॥
ઝેર તે મન તન પાપપ્રવૃત્તિ, દુષ્ટકામની પાપપ્રવૃત્તિ,
ઝેર તે ખોટી શિક્ષા દેવી, ઝેર તે બૂરા સ્વાર્થને ભીતિ. ॥ ૫૨ ॥
ઝેર તે બાહ્યાતર બહુભેદે, ઝેરને મારી ખાય તે પુષ્ટ,
ઝેર છે હવાને જલ બૂરાં તે, વિષસમ માનવ જાણો !! દુષ્ટ ॥૫૩॥
ઝાડો સાફ ન જેને આવે, તેને નળ મળ બંધનો દોષ;
ઝાડો સાફ તો અજીર્ણ મલ નહીં, મન આરોગ્ય છે તજતા રોષ. ॥૫૪॥
ઝાડુ કાઢે નીચ ન કોઈ, ચોરી જારી કરે તે નીચ;
ઝાડુ કાઢવું સેવા ધર્મે, સાપેક્ષે સારી સહુ ચીજ ॥૫૫॥
ઝોખો આવે તેની પૂર્વે, ધર્મભક્તિ ને કરી લે !! સેવ,
ઝોખો આવે તે પહેલાં તું, ભજી લે !! ભાવે જિનવર દેવ ॥૫૬॥
ઝાકળ બિંદુસમ આયુ છે, ટળતાં લાગે નહીં કંઈ વાર,
ઝેરી જીવન ગાળ !! ન આતમ !!, અમૃતરૂપી જીવન ધાર !! ॥૫૭॥
ઝેરીલાથી સાવધ થૈને, પ્રસંગ પડે વર્તો !! નરનાર,
ઝેરીલું માણસ છે અગ્નિ, ઝેરીનો વિશ્વાસ ન ધાર !! ॥૫૮॥

ઝેરીલા સર્પોસમ જેઓ,-તેઓથી ચેતીને ચાલ !!;
ઝેરીલાના પ્રેમમાં ઝેરી,-વૃત્તિનો પ્રગટે સંચાર. ॥૫૯॥

ઝોકાં ખા !! નહીં ધર્મ સુણંતાં, સત્કાર્યોને કરતાં તેમ;
ઝોકાં ખા !! નહીં જરૂરી કામમાં, ઝોકાં ખાતાં ન યોગને ક્ષેમ. ॥૬૦॥

ઝરો અનુભવ જ્ઞાનનો પ્રગટે, તો તે કદિય ન થાય વિનાશ;
ઝરણું સમતારસનાં પ્રગટયાં, આનંદ આપે કરે પ્રકાશ. ॥૬૧॥

ઝલક જે અંતરૂમાંહી પ્રગટી, જ્યાં ત્યાં પ્રસંગે થાય પ્રકાશ;
ઝવેરી તે જે આત્મપ્રભુરૂપ, હીરો પરખે સત્ય તે ખાસ. ॥૬૨॥

ઝળકારો પ્રભુધ્યાને પ્રગટે, તે પ્રભુ ઝાંખીનો ઝળકાટ;
ઝળકી ઉઠે આત્મપ્રભુજી, ટળતાં મોહતણો વળગાટ. ॥૬૩॥

ઝળહળો આતમ આપ પ્રકાશે, જડ ચેતન જગ કરો !! પ્રકાશ;
ઝળહળ અનંત જ્યોતિર્મય તું, તારામાં સત્યાનંદ ખાસ. ॥૬૪॥

ઝંખના પ્રગટી આત્મપ્રભુની, તો તેથી પ્રભુનો જ પ્રકાશ;
ઝાંખી પ્રભુની ઘટમાં થાતાં, આનંદ ઘટમાં પ્રગટે ખાસ. ॥૬૫॥

ઝાઝા સાથે બાથ ન ભીડો !!, ઝાઝા સાથે કરો !! ન વેર;
ઝાઝાથી ડરી જવું ન કયારે, ઝાઝામાં સાચું અન્ધેર. ॥૬૬॥

ઝાડોની વૃદ્ધિ રક્ષણથી, વૃષ્ટિ થાતી અનેક લાભ;
ઝાડો સંત સમા ઉપકારી, વૃક્ષો નહિ ત્યા વૃષ્ટિ અલાભ. ॥૬૭॥

ઝાડી છે ઉપયોગી જગમાં, ઝાડીનો કરવો નહીં નાશ;
ઝાડી જે દુર્ગુણ વ્યસનોની,-તેની ટાળો !! જ્ઞાને ખાસ. ॥૬૮॥

ઝોકાં ખા !! નહીં નવરો બેશી, ઝોકાં જ્યાં રસ પડે ન ત્યાંય;
ઝોકાં ખાઈ જીવન ગાળે,-તે સમજે નહીં જીવનમાંહ્ય. ॥૬૯॥

ઝાઝા મનુષ્યો સંપી એક્કો, કરીને કરતા અનેક કાજ;
ઝાઝા મનુષ્યો સત્કાર્યોમાં,-મળે તો તેથી શુભ સામ્રાજ્ય. ॥૭૦॥

ઝોળી સત્કાર્યોમાં સારી, ધર્માર્થે ઝોળી છે બેશ;
ઝોળી ન સારી અધર્મમાર્ગે,-જેથી વાધે પાપને કલેશ. ॥૭૧॥

ઝાઝા જ્ઞાની સંતની સેવા, ભક્તિ કરશો મન વચ કાય;
ક્ષણ પણ સાધુ સંગતિ થાતાં,-અનંતપાપો વિણસી જાય. ॥૭૨॥

ઝાંઝુ ભણ્યો ગણ્યો તે નક્કી, આતમજ્ઞાનને પામે જેહ,
આતમસમ સહુ જીવો જાણે, દયા દાન દમ ધારે જેહ ॥૭૩॥

# ટ

ટટ્ટા જડપુદ્ગલના સુખમાં, ટળવળવું તે દુઃખની ખાણ,
ટાળો !! દુઃખકર કામવિકારો, આતમમાં સુખ નક્કી જાણ !! ॥૧॥
ટાઢું ખાવું ટાઢી કમાણી, પરાધીન ખાવું જે ધન,
ટટ્ટા ભણ્યા ગણ્યા કહેવાશો, ન્યાયે વાપરતા મન તન ॥ ૨ ॥
ટટ્ટુ તારૂં શરીર સમજને, શરીર ટટ્ટુને સંભાળ !!,
ટાળી દે !! નબળાઇ સઘળી, કર !! ઝટ સત્યતણો ટંકાર ॥ ૩ ॥
ટેંટેં કરે શું પુદ્ગલ મોહે, સહન કરીને તડકો તાઢ,
ટટ્ટુ ચલાવો !! મુક્તિ વાટે, રાગ રોષ વૈરીને વાઢ !! ॥ ૪ ॥
ટોળું બકરાં હાથીઓનું, સિંહનું ટોળું હોય ન દેખ !!;
ટોળું નહીં પ્રભુ સંતોનું છે, અશક્ત શકત સ્વભાવે પેખ !! ॥૫॥
ટળવળતો જે પ્રભુને મળવા, ટાળે મનના રાગને રોષ,
ટળવળનો નહીં જગસુખમાટે, સ્વતંત્ર તે પામ્યો સંતોષ ॥ ૬ ॥
ટાઇમસર જે કરતો કાર્યો,-તે જગમાંહી થાય મહાન્,
ટાઇમસર જે કાર્ય કરે નહીં, શકિતમંત પણ પામે હાણ ॥ ૭ ॥
ટાઢ તાપને શરદી વેઠે, સહન કરે સંકટ તે શૂર,
ટાઢું ખાય જે પરનું કમાયું, શકિતપણાથી તે છે ક્રૂર ॥ ૮ ॥
ટીટોળીએ ઉદધિ ઉલેચવા, સાહસ જો તે કર્યું દૃષ્ટાન્ત,
ટીટોળી સરખા સાહસથી, કાર્ય કરો !! નહીં બનશો ભ્રાન્ત ॥૯॥
ટકટક વદ !! નહીં વિના વિચારે, ટકટકવું નહીં જ્યાં ત્યાં રાખ !!,
ટકવું સ્વાધિકારે સઘળા,-કર્તવ્યોમાં જૂઠ ન ભાખ !! ॥ ૧૦ ॥
ટકાવ કરવો મર્યાદાથી, અનેક સંકટ સહીને ભવ્ય !!,
ટકાવ કરીને યત્નોત્સાહે, કરજે તારાં શુભ કર્તવ્ય, ॥ ૧૧ ॥
ટકોર થાતાં સાવધ રહેજો, ટકોરથી ચેતીને ચાલ !!;
ટકોર સહીને ચેતે નહીં તો, તેના થાતા ભૂંડા હાલ ॥ ૧૨ ॥

ટકોરવું સમજુને સારૂં, ગમારને લાગે ન ટકોર;
ટક્કર ઝીલો સાવધ થૈને, ઉભો રહીને ફોરવ જોર. ॥ ૧૩ ॥

ટગુમગુ ચાલે એવાં બાળક, વય અભ્યાસે મારે દોટ;
ટગુમગુ ચાલકની હાંસીને,-કરવી નહીં કરતાં છે ખોટ. ॥ ૧૪ ॥

ટચકો લાગે થા !! નહીં ક્રોધી, ટચકાનું પ્રતિકૂલ કર !! બેશ;
ટચકા સારી રીતે સારા, ભૂંડા ટચકે મૃત્યુ કલેશ. ॥ ૧૫ ॥

ટટળાવો !! નહીં કોને કયારે, સ્વાશ્રયી થૈને રહો !! ટટાર;
ટડપડ છંડી દેવી ખોટી, ટણુક ન લાગે તેહ ગમાર. ॥ ૧૬ ॥

ટણુકો લાગે તો મન જાગે, સારી બાબતમાં તે બેશ;
ટણુકો ન લાગે સન્ત વા મૂઢને, ટણુકો એ પણ છે ઉપદેશ. ॥ ૧૭ ॥

ટપકિયું ટચકિયું છે પાપે, આયુષ્યનો આવે છે અંત;
ટપકું સમજે તેજ ન મુક્તિ, પામે સમજે જ્ઞાની સંત. ॥ ૧૮ ॥

ટપલી સારી શિક્ષા માટે, સમજે તેની ભાગે ભૂલ;
ટપલી મારવી ટપલી સહવી, ગુણ માટે મનમાં નહીં ફૂલ !!. ॥૧૯॥

ટમટમવું શુભ માટે સારૂં, આશાએ ટમટમવું થાય;
ટહેલ છે આશાથી જયાંત્યાં જગ, ટહેલ છે ઉપકારે સુખદાય. ॥૨૦॥

ટહેલવું નિર્દોષી તે સારૂં, વિશ્રામ શાંતિ અર્થે બેશ;
ટળવળવું પ્રભુપ્રાપ્તિ માટે, સદ્‌ગુણ માટે નાસે કલેશ. ॥ ૨૧ ॥

ટળી જતાં દુઃખો સહુ જગમાં, પુણ્યોદયથી ધર !! વિશ્વાસ;
ટંકારા તે શુભહિતકર છે,-કરવા આણીને ઉલ્લાસ. ॥ ૨૨ ॥

ટંકોટંક જે નિયમિત ખાતા, ખરી ભૂખ લાગે તે વાર;
ટકી રહે આરોગ્યે જગમાં, અતિખાવાથી રોગ અપાર. ॥ ૨૩ ॥

ટંટાખોરની સોબત બૂરી, ટંટાખોર સ્વભાવને ત્યાગ !!;
ટંટાકજીયા કલેશમાં રહેતાં,-દુઃખ છે જાણી મનમાં જાગ !!. ॥૨૪॥

ટાઢક કરવા મનને તનને, ઉપાય લેજે થૈ હુશિયાર;
ટાઢા ગુણ સુખ માટે થાતા, રોગહણે તે પણ નિર્ધાર. ॥ ૨૫ ॥

ટાઢું મનડું સારૂં ખોટું, સાપેક્ષાએ એમ કથાય;
ટાણું મળે ઝટ વાપર !! નાણું, સમજે તે નહીં ખત્તા ખાય. ॥૨૬॥

ટાપટીપ ઉપરથી કીધી,-પણુમાંહી જો વર્ત્તે પોલ,
ટાપટીપ એવી છે જૂઠી, જેવુ પોલુ જગમા ઢોલ ॥ ૨૭ ॥
ટાયલુ જે લખવુ ને વદવુ, ટાયલુ કર !! નહીં સત્યને ધાર !!;
ટહુકો કરજે સારા માટે, પરગજુના શિરપર છે ટાલ ॥ ૨૮ ॥
ટાળો મળતો આવે કર્મે, ભાવીભાવથી જાણો !! ચિત્ત,
ટાળો !! દુર્ગુણને ભૂલોને, કરવુ મનડુ ગુણે પવિત્ર ॥ ૨૯ ॥
ટાપુ ખાવુ અન્યજનોના,-હિતનેખાતર તેહ છે બેશ,
ટાપુટૈપુ કર્યું જે ભાવે, ફળ આપે છે ટાળી કલેશ ॥ ૩૦ ॥
ટિપ્પણુ કરીને નોધી શખો !!, સારા માટે કરીને યાદ,
ટિંખળ ટાળો !! જૂઠાં સઘળા, ટીંખળનો છે ભૂરો સ્વાદ ॥ ૩૧ ॥
ટીંખળી થાવુ કદિ ન સારૂ, ટિખળીની કિંમત છે ધૂળ,
ટીકાસારી ખોટી જગમાં, સારી ટીકાથી નહી ફૂલ !! ॥ ૩૨ ॥
ટીકા સત્યને હિતકર કરવી, દેશ કોમ હિતકારી જેહ,
ટીકા સદ્ગ્રન્થોપર કરવી, જીવ બને જેથી ગુણગેહ ॥ ૩૩ ॥
ટીકા કોની જૂઠી દુ ખકર,-કરવી તેનો કરજે ત્યાગ !!,
ટીકા સર્વજીવોની ઉન્નતિ,-માટે કરવી ધરી શુભ રાગ ॥ ૩૪ ॥
ટીકા મૈત્રી પ્રમોદ ભાવે, કર !! તુ સત્યની દૃષ્ટિ ધાર !!,
ટીકા સાપેક્ષાએ સારી, ખોટી ચિત્ત વિષે વિચાર !! ॥ ૩૫ ॥
ટીકાકર પોતાની પહેલી,-વિચાર !! કાર્યોપર સુખકાર,
ટીકા અભિપ્રાયો જે શુભાશુભ,-તેમા સમ રહી કાર્યને ધાર !! ॥૩૬॥
ટીકાકાર તુ બનવા પૂર્વે, સર્વપ્રકારનુ લેજે જ્ઞાન,
ટીકાકાર થવુ છે દુર્લભ, અભિપ્રાયે મુઝે નાદાન ॥ ૩૭ ॥
ટીટિયારો કરવો નહીં સારો, ટીપણી કરવી સારી ભવ્ય !!,
ટીપ તુ કરજે સત્યને હિતકર, ટીપના છે પરમાર્થે કર્તવ્ય ॥ ૩૮ ॥
ટીલુ મગલકારક કરવુ, ટીલુ ધર્મનુ ચિન્હ વિચાર !!,
ટીલા ટપકા બાહ્ય નિશાની, સદ્ગુણને અતરમા ધાર !! ॥ ૩૯ ॥
ટુંપો દે !! નહીં અન્યને સ્વાર્થે, ટુંપો દે !! ને લે !! નહીં પ્રાણ,
ટુંપો ખા !! નહીં મોહે કયારે, ખોટી રીતે કાઢ !! ન જાન. ॥૪૦॥

ટૂટ પડે જ્યાં મન નહીં મળતાં, ભિન્ન સ્વાર્થથી થાતી ટૂટ;
ટૂટ પડે છે મોહથી જ્યાં ત્યાં, ટૂટ ત્યાં ફૂટને લુંટાલુંટ. ॥ ૪૧ ॥

ટેકથી આત્મોન્નતિ છે નક્કી, સત્યધર્મની મૂક !! ન ટેક;
ટેકને જાળવ !! દુઃખો સહીને, અંતરૂમાં પ્રગટાવી વિવેક. ॥ ૪૨ ॥

ટેક ન છંડીશ સંકટ પડતાં, પ્રતાપરાણાએ ધરી ટેક;
ટેકીલો કહેવાયો જગમાં, જગમાં ટેકથી રહેતી નેક. ॥ ૪૩ ॥

ટેકો ગમે તે રીતનો લેઈ, જીવો જીવે છે નિર્ધાર;
ટેકાવણુ કો રહે ન ઉભું, ટેકો આશ્રય છે સુખકાર. ॥ ૪૪ ॥

ટેકો દેવો લેવો પરસ્પર, સર્વજીવોની ફૂર્જ છે એહ;
ટેકાથી વેલડીઓ ઉંચી, ચઢતી ઉભી રાખી દેહ. ॥ ૪૫ ॥

ટેકો સત્કાર્યોમાં દેવો, સર્વજીવોને હિત કરનાર;
ટેકા ટેકીથી જગ ચાલે, સર્વજીવોમાં એ વ્યવહાર. ॥ ૪૬ ॥

ટેંટાપણું નહીં સારૂં જ્યાં ત્યાં, અહિ પણ દરમાં સિદ્ધો થાય;
ટેવો ખોટી નિજમાં જે જે, કાઢો !! તેઓને હિતલાય. ॥ ૪૭ ॥

ટેંટાં થયા જે લોકો તેઓ, જીવવામાટે સ્વાર્થે ખાય;
ટેંટેં કરતાં વળે ન કાંઈ, પરાક્રમે સંપત્ ને ન્યાય. ॥ ૪૮ ॥

ટોક વિના નહીં કોઇ સુધરે, સૌને માથે સારી ટોક;
ટોકીને આતમ !! તું જ્ઞાને, મનને મોહમાં જાતું રોક !!. ॥ ૪૯ ॥

ટોકવું સન્માર્ગે છે સારૂં, ટોક્યાવણુ નહીં ટળતી ભૂલ;
ટોકવું સારૂં ખોટું જ્યાં ત્યાં, સારી ટોકનું છે નહીં મૂલ્ય. ॥ ૫૦ ॥

ટોટો આવે એવાં કાર્યો,-કરવાં નહીં કરીને જ વિવેક;
ટોણો મહેણાં સહીને ચેતન !!, કર્તવ્યોથી ધરજે ટેક. ॥ ૫૧ ॥

ટોળ કરતાં ખાદ ઘણી છે, નફ્ફો તેમાં નહીં લગાર;
ટોળ ન કરવી હાસ્યાદિની, ટોળિયો થાવામાં દુઃખ ભાર. ॥ ૫૨ ॥

ઠુંકો જો લાંબાની સાથે, હોડ કરે તો પામે હાણ;
ઠૂંઠ બજાવે મૂંગો ગાવે, આત્મજ્ઞાનથી એવું જાણ !!. ॥ ૫૩ ॥

ઠુંકારાથી આત્મસમાને, અંતરૂમાં નહીં રહેતું વ્હાલ;
ઠુંકારો નહીં કોઇને પ્યારો, કદિ ન દેવી અન્યને ગાળ. ॥ ૫૪ ॥

ટુક વખતમા જ્ઞાની થાવુ, એમા પૂર્વજન્મ સસ્કાર,
ટુકી સારી વાર્તાઓથી, સહેજે સમજે નરને નાર ॥૫૫॥
ટાળી દેવા દુર્ગુણ દોષો, ટાળી દેવા વ્યસનો સર્વ,
ટાળો !! જૂલ્મ અનીતિ રીતિ, ટાળો !! મિથ્યા પ્રગટ્યો ગર્વ ॥૫૬॥

## ઠ

ઠઠ્ઠા ઠાલી બોલે ન ફૂલો !!, આત્મજ્ઞાનવણુ પડિત ઠોઠ,
ઠારો !! આતરડી જીવોની, કલ્યાણે વાપરશો હોઠ ॥ ૧ ॥
ઠઠ્ઠો ભણ્યા ગણ્યા કહેવાશો, પરિહરતા સહુ જૂઠા ઠાઠ,
ઠાઠડી બધાતા પહેલા જીવ !!, પ્રભુને ભજીલે !! પહોરેજ આઠ ॥૨॥
ઠઠ્ઠા મશ્કરી કુટેવ ત્યાગો !!, ઠોઠ રહો !! નહીં મેળવો જ્ઞાન,
ઠગાઇ કરશો નહીં દુર્લોભે, ગુરૂનો ઠપકો માનો !! સાન ॥ ૩ ॥
ઠાઠ કરી ફૂલો !! નહીં ઠાલી, દુ ખીઓની આતરડી ઠાર !!,
ઠડી ગરમીમા સાધનથી, દુ ખીઓની લે !! સભાળ ॥ ૪ ॥
ઠાર્યા જેવા માત પિતા ગુરૂ,–તેવા ઠરશો પોતે ઠામ,
ઠરીને બેસે નહીં ગુરૂદ્રોહી, ઠીક નહીં જેના સહુ કામ ॥ ૫ ॥
ઠરેલ જનની સગતિ કરવી, ઠુઠાસમ માની ના થાવ !!,
ઠાઠડીમા બધાતા પહેલા, આત્મપ્રભુને પૂર્ણ જગાવ !! ॥ ૬ ॥
ઠાઠમાઠ લોકોના દેખી, ચેતન !! તેમા લેશ ન મુઝ !!,
ઠાઠમાઠથી થા !! નહી ઠોઠુ,–તેથી પડશે સાચી સૂઝ ॥ ૭ ॥
ઠોકર મારે અન્યોને જે,–તેઓ અતે ઠોકર ખાય,
ઠોઠુ થૈ અહકાર ન કરજે, ગર્વે ઠાઠા ભાગી જાય ॥ ૮ ॥
ઠઠુ ખાવુ તે બીજાની,–કમાણી ઉપર જીવવુ જેહ,
ઠઠુ ખાય ન સ્વાશ્રયી લોકો, આપકમાઇથી ધારે દેહ ॥ ૯ ॥
ઠાચમા રહો !! નહીં મિથ્યા માને, પોતાની જો કેટલી શકિત,
ઠામ દામને હામ વિના જગ, નહીં પોતાની વડાઇ વ્યકિત ॥૧૦॥
ઠઠારો ઠાલી સદા નભે નહી, સમજી લે !! સાચુ જે ઠીક,
ઠન્લે જવુ નિર્દોષ જગ્યામા, ધાર !! ન જૂઠી કોની બીક ॥ ૧૧ ॥

ઠગે ઠગારા લોક પ્રપંચી, ઠગાઓ !! નહી ધૂર્ત્તોથી ભવ્ય !!;
ઠગશો નહીં સ્વાર્થે અન્યોનું, ઠગાઇમાં નહીં સત્કર્ત્તવ્ય. ॥ ૧૨ ॥
ઠગારા અંતરૂમાંહી વસે છે, કામ ક્રોધ માયા અહંકાર;
ઠગારા દુર્ગુણ દુર્વ્યસનો છે, ચોરી જૂઠું ને વ્યભિચાર. ॥ ૧૩ ॥
ઠગાઇ અન્યોને છેતરવું, વિશ્વાસી થઇને નિર્ધાર;
ઠગાઈ પરની કરવી તજતાં, ઠગાય નહીં પોતે નરનાર. ॥ ૧૪ ॥
ઠકુરાઇ કાયાની તે છે, કાયાનું આરોગ્ય સુહાય;
ઠકુરાઈ તે મનની સાચી, સાચું મીઠું વચન વદાય. ॥ ૧૫ ॥
ઠકુરાઈ મનની તે જાણો !!, દયા દાન દમ સત્યને જ્ઞાન;
ઠકુરાઈ આતમની સાચી, કેવલદર્શન કેવલજ્ઞાન. ॥ ૧૬ ॥
ઠાકોર જે તે સ્વતંત્ર વર્તે, કરે નહીં જૂલ્મો અન્યાય;
ઠાવકા રહી દુર્ગુણ દુર્વ્યસનો,–ત્યાગી નીતિનું ધન થાય. ॥ ૧૭ ॥
ઠાકોર તે મન વાણી કાયા,–ઉપર કાબૂ રાખે જેહ;
ઠાઠમાઠ જૂઠા પરિહરતો, પવિત્ર રાખે મન વચ દેહ. ॥ ૧૮ ॥
ઠાકોર તે સાચું બોલે ને, ચોરી જારી કરતો ત્યાગ;
ઠાકોર તે વિનયીને વિવેકી, ગુણીજનોપર સાચો રાગ. ॥ ૧૯ ॥
ઠાકોર તે ઠકુરાઇ ધારે, ધરે ધર્મી આચાર વિચાર;
ઠપકો આપી મનને સુધારે, ખાનદાન જે છે દાતાર. ॥ ૨૦ ॥
ઠપકો મળે તેવું નહી કરવું, ઠોડુજી થઇ કર !! નહીં ગર્વ;
ઠેર ઠેર જગમાં ઘર કરજે, આત્મસમું જગ દેખો !! સર્વ. ॥૨૧॥
ઠગબાજી શયતાનની જ્યાં ત્યાં, લોકોને ઠગતો શયતાન;
ઠગબાજી કરી પેટ ન ભરવું, જીવંતા તે નરકનું સ્થાન. ॥ ૨૨ ॥
ઠગના વિશ્વાસી નહીં થાવું, ઠગની વૃત્તિ લેશ ન ધાર !!;
ઠગ્યા વિના નિજ આતમને કદિ, ઠગ થાતો નહીં સ્વયં વિચાર !!.॥૨૩॥
ઠગવિદ્યાથી લખવું વદવું, કરવું તેથી મળે ન સુખ;
ઠગવિદ્યામાં સુખની ભ્રાંતિ, અંતે તો છે દુઃખનું દુઃખ. ॥ ૨૪ ॥
ઠગ નહીં સ્વાર્થે ક્રોધે કપટે, માને લોકોને જ લગાર;
ઠગ્યાવિના નીતિથી જીવન, ગાળજે પ્રભુમાં ધારી પ્યાર. ॥ ૨૫ ॥

ઠઠ્ઠાબાજીમા નહીં સુખ છે, અનેક તેથી પ્રગટે કલેશ,
ઠઠ્ઠો કરતા ઠોકર ખત્તા,-ખાવા પડતા શાતિ ન લેશ ॥ ૨૬ ॥
ઠઠ્ઠાખોરની સ ગે રહેતા, ઠોકર વાગેને હલકાઇ,
ઠઠ્ઠા મશ્કરી કરવી ત્યાગો !!, પ્રગટાવો !! નિજમા પ્રભુતાઈ ॥૨૭॥
ઠાઠવેઠ નહીં જાય નકામી, નિષ્કામે કર અન્યની સેવ,
ઠાઠા ઠીઠી કરી શુ ? જીવે, પ્રગટાવો !! આતમને દેવ ॥ ૨૮ ॥
ઠઠારો જૂઠો લાભ ન આપે, શાંતિ સુખ આપે નહી લેશ,
ઠાઠમાઠ જૂઠા સહુ છ ડો !!,-જેથી પ્રગટે લેશ ન કલેશ ॥ ૨૯ ॥
ઠણુઠણુ અ તર પોલ પોલા, બાહિરનો જૂઠો ત્યા ઠાઠ,
ઠણુકો હુ ખનો ઘટમા પ્રગટે, તો માનવ છે જગમા કાષ્ઠ ॥ ૩૦ ॥
ઠપકો સહીને ભૂલ સુધારો, !! ઠપકો મળતા કરો !! ન ક્રોધ,
ઠપકો સમજીને છે સારો, મનમા પ્રગટાવે છે બોધ ॥ ૩૧ ॥
ઠમક ઠમક કરી ચાલે જેઓ, દુનિયામા શોભે મસ્તાન,
ઠમકારામા મુઝ !! ન મૂરખ,-કર !! અ તરમા આતમજ્ઞાન. ॥ ૩૨ ॥
ઠરડાવાથી નિજ અન્યોને,-લાભ થતો નહી જગમા લેશ,
ઠરવુ સદ્ગુણુ સત્કર્મોથી, જેથી સઘળા નાશે કલેશ. ॥ ૩૩ ॥
ઠરાવ સાચો મનમા ધારી, સાધો !! સહુ સારા વ્યવહાર,
ઠરીને તેથી બેસશો ઠામે, ઠરેલપણામા શાતિ સાર ॥ ૩૪ ॥
ઠસકાદાર બન્યાથી નહિ સુખ, ઠસકો ખોટો જલ્દી ત્યાગ !!,
ઠસાવી દે !! પ્રભુ પ્રીતિ સારી, આતમમાહી જ્ઞાને જાગ !! ॥ ૩૫ ॥
ઠ ડક જ્ઞાનને સમતાભાવે, થાતી તેથી પ્રગટે મુક્તિ,
ઠ ડક અન્તરની પ્રગટ્યાવણુ, સુધરે નહીં આતમની રીતિ ॥ ૩૬ ॥
ઠ ડીમા તનુ રક્ષણુ કરવુ, હવા વસ્ત્ર અગ્નિથી બેશ;
ઠ ડીમા ગરમીમા જ્ઞાને, ઉપયોગે નહિ તનુના કલેશ ॥ ૩૭ ॥
ઠ ડા પાડો !! વૈર વિરોધો, ઝઘડા યુદ્ધોને કકાસ,
ઠ ડા થાઓ !! ક્રોધ તજીને, ધરી મનમા પ્રભુનો વિશ્વાસ. ॥ ૩૮ ॥
ઠ ડા સાત્ત્વિક ગુણુકર્મોથી, તે છે ઠ ડા સાચા બેશ,
ઠ ડા જેઓ મોક્ષમાર્ગમા, તેઓના અ તરમા કલેશ ॥ ૩૯ ॥

ઠા છે પ્રભુ વિશ્વાસે પ્રેમે, સદ્વર્તનથી સૌને જાણુ !!;
ઠા નહીં ચંચલ મનથી કોનો,—જેમાં નાચે છે શયતાન. ॥ ૪૦ ॥

ઠાગો શુભ કાર્યોમાં સારો, પાપવૃદ્ધિમાં ભૂરો જાણુ !!;
ઠાગો કરજે સત્કાર્યાર્થે, ઠગીને લે !! નહીં અન્યના પ્રાણુ. ॥ ૪૧ ॥

ઠાઠડી માંહી કેક ઠરાણુા, મૈયતમાં કૈ ચાલ્યા જાય;
ઠાઠમાઠ પડી રહેતો અહિંયાં, કર્યું હાથે તે સાથે જાય. ॥ ૪૨ ॥

ઠામ ઠરે નહીં જૂઠા ચોરો, વ્યભિચારી જે નર ને નાર;
ઠામ ઠરે નહીં ઘણાનો દુશ્મન, લોકવિરૂદ્ધ ધરે આચાર. ॥ ૪૩ ॥

ઠામ ઠરે નહીં નિર્દય દુષ્ટો, ક્રૂરકામના જે કરનાર;
ઠામ ઠરે નહીં અજ્ઞાનીઓ, કામી લોભી નરને નાર. ॥ ૪૪ ॥

ઠામ ઠરે નહીં નગુરા નાસ્તિક, નિઃસ્નેહી નગુણા જે લોક;
ઠામ ઠરે પ્રભુ ભકતો સંતો, ઠરવા માટે મોહને રોક !!. ॥ ૪૫ ॥

ઠામો ઠામ કરો !! શુભ કાર્યો, ઉપકારો કરો !! ઠામો ઠામ;
ઠારો !! દુઃખીની આંતરડી, જગમાં નશ્વર ઠાઠ તમામ. ॥ ૪૬ ॥

ઠાકર જે અન્યોના થાતા, હામ દામ આપીને સ્હાય;
ઠાકર જે દુઃખીઓને પ્રેમે, જ્ઞાને દુઃખ ટાળી અન્યાય. ॥ ૪૭ ॥

ઠાર્યા તેવા ઠરશો નક્કી, દુઃખીની આંતરડી ઠાર !!;
ઠારક થાજે ગરીબ જનનો, મારીશ નહીં કોઈને ઠાર. ॥ ૪૮ ॥

ઠાલું બોલ !! ન ઠાલું લખ !! નહીં, ઠાલી કરજે નહીં કો વાત;
ઠાલાની કિંમત નહીં જગમાં, ઠાલી વાતે ન કો રળિયાત. ॥ ૪૯ ॥

ઠાવકાઈથી મનુષ્ય શોભે, નાત કોમમાં થાતું માન;
ઠાવકાઈ ત્યાં દુઃખ ટળે છે, ઠાવકાઇમાં છે સન્માન. ॥ ૫૦ ॥

ઠાવકો થા !! તું સઘળી વાતે, ઠાવકો થઈને કર !! ઉપકાર;
ઠાવકો ટપકાં મ્હેણાં સહતો, આત્મબળે જીતે સંસાર. ॥ ૫૧ ॥

ઠાવો મનુષ્ય જ્યાં ત્યાં સારો, ઠાગુ જ્યાં ત્યાં હડધૂત થાય;
ઠાંસ ખોટી તે તજવી સારી, નિજ ભૂલ ટાળે સુખને પાય. ॥ ૫૨ ॥

ઠીંગણાને ઉંચામાં સત્ત્વજ, ઠિંગા ઠોળી કલેશની માત;
ઠીકઠાક આચાર વિચારો,—શોભે તેથી થાય ન ઘાત. ॥ ૫૩ ॥

ઠુશથી સત્ય છે દૂરે જાણે, ઠુશથી જૂઠી થાય ખડાઇ,
ઠુશથી નિજનુ સત્ય ન શોભે, પ્રગટે છે તેથી હલકાઇ ॥ ૫૪ ॥
ઠેકડી જો ધૂળીની કરીએ, પગથી હણાતા શિરપર જાય,
ઠેકડી કોને ન વ્હાલી કયારે, ઠેકડી કરતા ઠીક ન થાય. ॥ ૫૫ ॥
ઠેકાણુ સારૂ તે કરવુ, ઠેકાણુ સારૂ સુખકાર,
ઠેકાણુાજ વિનાનો માણુસ, જ્યા ત્યા જગમા પામે હાર ॥ ૫૬ ॥
ઠેઠનુ સાધો !! પેટની સાથે, જાવો '' આતમ !! મુક્તિ ઠેઠ,
ઠેઠનો માણુસ તેથી ચેતો !!, જેથી પડો '' ન તેની હેઠ ॥ ૫૭ ॥
ઠેઠુ તારી પાછળ લાગ્યા, કામ ક્રોધ માયાને માન,
ઠેઠુ મનનો મોહ છે જાલીમ,-તેથી ચેતો !! ચતુર સુજાણુ ॥ ૫૮ ॥
ઠેરઠેર નહીં સતો જગમા, ઠેરઠેર નહી સારૂ હોય,
ઠેરઠેર નહી મિત્ર બધુઓ, ઠેરઠેર નહી શાતિ જોય ॥ ૫૯ ॥
ઠેલી દે !! અન્તરૂશત્રુને, ઠેલી દે !! જે દુષ્ટ વિચાર,
ઠેલી દે !! દુખકરને આઘો, હાલો શોભે નહીં આચાર ॥૬૦॥
ઠેસ ન મારો !' શુભ કાર્યોમા, પરોપકારી કાર્યો મહ્ય,
ઠેસ જયા વાગે ત્યા સાવધ થૈ, વર્તે રહે ન દુખની છાય ॥૬૧॥
ઠોકર ખાવન જ્યારે વાગે,-ત્યારે વીરસમો જન થાય,
ઠોકર કોને દેવી ન સારી, ઠોકર તે છે શિક્ષા ન્યાય ॥૬૨॥
ઠોકર શિક્ષક ગુરૂ શીખ જેવી, ચેતાવે છે ભૂલ નિવારી,
ઠોઠને ઠોકર વાગે ઝાઝી, ઠોકર તે ભૂલ દોષ વિચાર ॥૬૩॥
ઠોકો '' પ્રભુના દ્વારો પ્રેમે, ઉઘડે તેથી પ્રભુના દ્વાર,
ઠોકો '' નહી અન્યાયે કોને, ઠોકાવુ નહી સારૂ લગાર ॥૬૪॥
ઠોઠ તે ભણ્યા છતા નહી ગણિયો, ઠોઠ તે અજ્ઞાની કહેવાય,
ઠોઠ તે સાચુ સમજી ભૂલે, દુખ પડે પણુ વ્યસનો થાય ॥ ૬૫ ॥
ઠોઠ તે દુખના હેતુ સેવે, દુર્ગુણુ વાટે દોડયો જાય
ઠોઠ તે સત્ય અસત્ય ન જાણે, સમજે તે નહી ન્યાયાન્યાય ॥૬૬॥
ઠોઠ તે સેવા ભક્તિ ભૂલે, ઠોઠ તે પ્રભુને ભૂલે જેહ,
ઠોઠ તે વારવાર જે ભૂલે, રાખે નહી ગુરૂ પ્રભુનો સ્નેહ ॥ ૬૭ ॥

ઠોબારી તે ધર્મ ન સમજે, સદાચાર નીતિથી દૂર;
ઠોબારી તે પેટના માટે,-જીવે પાપ કરીને ક્રૂર. ॥૬૮॥
ઠોબલો માનવ તે કહેવાતો, જગમાં રણના રોઝ સમાન;
ઠોબારી તે ધર્માધર્મને,-જાણે નહીં પશુ સરખો જાણ!!. ॥૬૯॥
ઠાંસાબાજી તોફાનીનો, બદમાસોનો ધંધો જાણ!!;
ઠાંસાબાજી માંહી અનીતિ, ગુંડાઓનું કાર્ય પિછાન!!. ॥૭૦॥

## ( ड. )

ડફા ડોળ કરે શું મોહે, મોહે વળિયો દુઃખનો દાટ;
ડહાપણ દુનિયાનું છે મિથ્યા, ડહાપણ ધરજે ધર્મની વાટ. ॥ ૧ ॥
પાપકર્મમાં ડાહ્યો થાવા, ડાંડપણું ત્યાગો !! ઝટવાર;
ડફા ભણ્યો ત્યારે કહેવાશે, ડુબો !! નહીં ભવકૂપ મઝાર. ॥ ૨ ॥
ડફા કરશો નહીં જગ કયારે, ધર્મકર્મ કરતાં જગમાંહ્ય;
પાપકર્મથી ડરતા રહેશો,-તેથી મુકત થશો દુઃખ નાહિ. ॥ ૩ ॥
ડાટો !! જૂઠી નિન્દા વાતો, ડાળાં છંડી પકડો !! મૂળ;
ડાંડપણું કરશો નહીં કયારે, ડાહ્યા થઈ વર્તો !! તજ !! ભૂલ. ॥ ૪ ॥
ડાકડમાલે થતી ન ચડતી, ડંડાબાજી દૂર નિવાર!!;
ડુંટીના વિચારો પ્રગટે, તેહ પ્રમાણે વર્તન ધાર!!. ॥ ૫ ॥
ડોડી વનસ્પતિસમ શીતલ, થઈને તાપમાં જીવો !! ભવ્ય !!;
ડોળ સમા થઈ પરને ન ફોલો, ડોળ વિના કરશો કર્ત્તવ્ય. ॥ ૬ ॥
ડાકુ ઘાલો !! નહીં ચોરીમાં, ડહોળો !! નહિં નાહક પરમન;
ડાકુ જનની સંગ ન કરશો, ડાકુનું લેશો નહિ ધન. ॥ ૭ ॥
ડાઘ લગાડો !! નહીં કીર્તિમાં, ડાઘ લગાડો !! નહિ કુલ અંગ;
ડામાડોળ કરો !! નહીં નિજ મન, ડાકલું ઘાલે રહે ન રંગ ॥ ૮ ॥
ડામ કપાલે ચોરી જારીથી, ડાઘાડુઘી લખો !! ન લેખ;
ડાંગ ન મારો!! વિના વિચારે, ડીંગ ન મારો સાચું પેખ!!. ॥ ૯ ॥
ડોળીચું દુર્લભ દુષ્કાળે છે,ડફ ડબગરનો જગ ઉપયોગ;
ડોળા કાઢી ક્રોધ કરો!! નહી, ડોબા જેવા રહો !! ન લોક. ॥ ૧૦ ॥

ડુંગર દૂર થકી રળિયાળા, પાસે જાતાં છે પાષાણ,
દૂર થકી સહુ સારા લાગે, પરિચયથી ગુણદોષની જાણ ॥ ૧૧ ॥
ડરવું તો નહીં કાર્યને કરવું, કરવું તો નહીં ડરો !! લગાર,
ડરવું પાપના કર્મો કરતા, ડરવું નહીં ધર્મે નિર્ધાર ॥ ૧૨ ॥
ડાબા જેવા રહો ન મૂર્ખા, ડાકુઓની સોબત વાર !!,
ડાળો !! નહિ ધર્મીનાં દીલડા, કુતર્ક બુદ્ધિથી નર નાર. ॥ ૧૩ ॥
ડાંડી વેલડી દુષ્કાલે તે, મનુષ્યને બહુ મોઘી થાય,
ડાંડી ખાઈને કોળી લોકો, ગરીબ જીવે છે સુખમાંહ્ય ॥ ૧૪ ॥
ડાંડી ખાતા રોગો કેટલા,-ટળે છે વૈદ્યો બોલેબોલ,
ડાયર સરખા થશો ન નિર્દય, સત્યાસત્યનો કરશો તોલ ॥ ૧૫ ॥
ડામીસ તે અન્યાયી જૂઠ્મી, હિંસક જૂઠો ધૂર્ત ગણાય,
ડામીસ ચોર ને વિશ્વાસઘાતી, ખૂની વ્યભિચારી કહેવાય ॥ ૧૬ ॥
ડામ કપાળે જેને પડિયો, વ્યવહારે ડામિસ કહેવાય,
ડામીસ ગુપ્ત ઘણા લોકો છે, અન્યોનું ચોરીને ખાય ॥ ૧૭ ॥
ડાકણ જેને આત્મસ્વરૂપ થૈ,-તેને ડાકણથી નહીં ભીતિ,
ડામાડોળ રહે મન જેવું, ડાકણ તેના મનની વૃત્તિ ॥૧૮॥
ડખો ન ઘાલો !! સત્કાર્યોમા, ડગમગતું મનડું કર !! સ્થિર,
ડખલ થતી દૂરે કર !! જ્ઞાને, સત્યોપાયે થા !! તું વીર ॥૧૯॥
ડગમગવું શુભમા નહી સારૂં, ડગમગવાની વૃત્તિ ત્યાગ !!,
ડગોમગો ત્યા નિર્બલતા છે, સમજી નિશ્ચય બલથી જાગ !! ॥૨૦॥
ડગલું ભરજે પલપલ શુભમા, પાપે ડગલું ભર !! ન લગાર,
ડગલું ભરવું પહેલા સમજી, ડગલું ભરી પછી હિંમત ધાર !! ॥૨૧॥
ડગલું સારૂં ભર્યા પછીથી, શુભકાર્યે ડરવું ન લગાર,
ડગલું ભરજે જોઇ વિચારી, મોહનો કાદવ જગમા અપાર ॥૨૨॥
ડગવું નહીં રણયુદ્ધ ચઢતા, મોહને મારી જીતો !! યુદ્ધ,
ડગવું નહી શત્રુઓથી કદિ, શિક્ષકપર થાવું નહીં ક્રુદ્ધ ॥૨૩॥
ડગવું નહી મરતા પણ કયારે, સત્યધર્મથી નર ને નાર,
ડગવું નહીં ધૂર્તોના ડગાવે ડગી જાતા તે ખાવે હાર. ॥૨૪॥

ડગળી ખસી જાવા નહીં દેજે, કોટિ કોટિ કરી ઉપાય;
ડગળી ઠેકાણે રાખીને, કરજે તું નિજ પરનો ન્યાય. ॥૨૫॥

ડફાંસ મારે થાય ન કીર્તિ, ઉલટી સત્ય પ્રતિષ્ઠા જાય;
ડફાંસ મારે કાજ ન સિદ્ધે, આતમની શકિત વિઘટાય. ॥૨૬॥

ડમાક, મૂરખા આગળ શોભે, ડમાક મારે તે હેવાન;
ડમાકમાં અજ્ઞાનમાં જૂઠું, અધુરાપણુનું વર્તે ભાન. ॥૨૭॥

ડર !! નહીં કોથી સત્યપંથમાં, પ્રાણ જાય તો ભીતિ ન ધાર !!;
ડર !! નહીં કોનો ડરાવ્યો જગમાં, ડરકુને જ્યાં ત્યાં છે હાર. ॥૨૮॥

ડર !! નહીં ધર્મના માર્ગમાં વહેતાં, ડર !! નહીં જૂઠી વાતે લેશ;
ડર !! નહીં ફર્જ બજાવતાં કયારે, ડરતાં પડતા અનેક કલેશ. ॥૨૯॥

ડર !! નહીં દુનિયાના બોલોથી, ડર !! નહીં પરાભિપ્રાયે લેશ;
ડર તો કર !! નહીં કર તો ડર !! નહીં, સારામાટે શીખ છે બેશ. ॥૩૦॥

ડરકુમિયાં સમ ડર ખાવાથી, દુષ્ટોથી નિજ થાતી હાર;
ડરવાથી મરવાનું થાતું, મૃત્યુ અવશ્ય છે ડરને વાર !!. ॥૩૧॥

ડર !! નહીં ડરાવ !! નહીં અન્યોને, ડરામણાથી ડરી ન જાવ;
ડર !! ધરજે પાપોને કરતા, કે જેથી છે દુઃખના દાવ. ॥૩૨॥

ડરાવો તો પાપોથી ડરાવો !!, દુર્ગુણ દુર્વ્યસનોથી ડરાવ !!;
ડર ખાવો નહીં સત્ય દયામાં, ઇશ્વરનો પણ મનમાં લાવ !!. ॥૩૩॥

ડર નહીં માન પ્રતિષ્ઠાનો જગ, સંતોને ડર નહીં લગાર;
ડરે ન દુનિયાના અભિપ્રાયે, સર્વવાસના ત્યાગી વિચાર !!. ॥૩૪॥

ડર !! નહીં દયા ને સત્ય વદંતાં, ડરીને જૂઠું બોલ !! ન તોલ;
ડર !! નહીં મૃત્યુ આવે ત્હોયે, ડર્યા વિના સાચું જગ બોલ !!. ॥૩૫॥

ડર !! નહીં કીર્તિ પ્રતિષ્ઠા ભયથી, ડર !! નહીં યુદ્ધમાં કરી પ્રયાણ;
ડર્યાથી આઉખું આવી જાતાં, કોનો જગમાં બચે ન પ્રાણ. ॥૩૬॥

ડરીને હિંસા જૂઠ ન સેવો !!, ડરીને ચાલે દીનતા થાય;
ડરવાથી તન મનની શકિત,–ઘટતી ગુલામીપણું પ્રગટાય. ॥૩૭॥

ડર !! નહીં દુઃખના ડુંગર પડતાં, ડર્યા વિના નિજ ફર્જ બજાવ !!;
ડર્યા વિના કર્તવ્યો કરતાં, સ્વતંત્રતાના પ્રગટે લ્હાવ. ॥૩૮॥

ડરવુ દુર્ગુણ દુર્વ્યસનોથી, પાપોથી ડરીને જગ ચાલ !!,
ડરવુ ન પુણ્યના કાર્યો કરતા, ડરકુ કોમના છે બેહાલ ॥૩૯॥
ડર રાખો !! નહીં જમનો પણ કઇ, સત્યમા નિર્ભયતા સુખકાર,
ડરથી ડરની પર પરા છે, સાચાથી ડરતો ન લગાર ॥૪૦॥
ડરાવો !! નહીં અન્યોને મિથ્યા, દુશ્મનથી નહીં ડરો !! લગાર,
ડર !! નહીં પ્રભુની સેવા ભક્તિ, ધ્યાનમા રાખો !! પ્રભુઆધાર ॥૪૧॥
ડહાપણથી કર !! સારા કાર્યો, ડહાપણ ધારી જગમા ચાલ !!,
ડહાપણવણ જીવન પશુ સરખુ, ડહાપણથી છે સાચો પ્યાર ॥૪૨॥
ડહાપણ એજ છે કે જેથી નિજ, પરનુ હિત ઉપયોગી સધાય,
ડહાપણ એજ કે જેથી દુર્ગુણ, દુર્મતિ ઝટ દૂરે થઇ જાય ॥૪૩॥
ડખ ન રાખો !! વૈરનો કો'પર, ડખે ઝેરની વૃદ્ધિ થાય,
ડખ ધર્યાવણ શત્રુનુ પણ, કર !! સારૂ થઇને નિર્માય ॥૪૪॥
ડડાઈ ડાડોની સાથે, દુનિયામા કરતા નરનાર,
ડડાઈ નહી ડાડો સાથે, ત્યાગી સતની દશા છે સાર ॥૪૫॥
ડડાઈ દુર્બલની રહેણી, અન્યાયીની રહેણી જાણ !!,
ડડાઈમા સત્યનો ઘાત છે, ડડાઈમા છે બહુ હાણ ॥૪૬॥
ડાકડમાક ન જૂઠો નભતો, સાચાને નહીં ડાકડમાક,
ડાકડમાકને છડી આતમ !!, સાદાઇ ધરી થાવો !! પાક ॥૪૭॥
ડાકિયુ આશા તૃષ્ણાકામી, મન પોતાનુ છે નિર્ધાર,
ડાકિયુ મનડુ ગમે તે કરતુ, જ્યા ત્યા ભમતુ લહે ન સાર ॥૪૮॥
ડાખલુ તે શકાવાળુ મન, શકાવાળુ વિચારભેદ,
ડાખલુ વાઘરીઓજ વગાડે, ડાખલુ ઘાલે પ્રગટે ખેદ ॥૪૯॥
ડાગળી ઠેકાણે રાખીને, કરવુ તે કર !! આળસ ત્યાગ !!,
ડાગળી જેની ચસકી તેના, ઓર જાતના પ્રગટે રાગ ॥૫૦॥
ડાઘ લગાડો !! નહી ચારિત્રે, કીર્તિમા નહીં ડાઘ લગાડ !!,
ડાઘ લગાડો !! નહીં સારામા, ડાઘ પડ્યો તે દૂરે કાઢ !! ॥૫૧॥
ડાઘ ન પડવા દેજે કયારે, ન્યાય નીતિથી નાસે ડાઘ !!,
ડાઘ ન લખવામા-વદવામા,-કરવામા એવો ધર !! રાગ ॥ ૫૨ ॥

ડાચાબળિયો માનવ જીતે, સાચું બોલે ધરીને જ્ઞાન;
ડાચાબળિયા રહેણી વિનાના,-તે તો જગમાં છે હેવાન. ॥ ૫૩ ॥

ડાટ વળે છે વ્યસનો સેવ્યે, દાટ છે અનીતિ એ જગમાંહ્ય;
ડાટ છે મોહના કહ્યા પ્રમાણે, ચાલ્યાથી બહુ દુઃખની છાંય. ॥૫૪॥

ડાટ છે દુર્બુદ્ધિ પ્રગટ્યાથી, અતિ ભોગે છે દુઃખનો ડાટ;
ડાટ વળે છે અશક્તિયોથી, પાપોદયથી રહે ન ખાટ. ॥ ૫૫ ॥

ડાટ વળે છે નહિ સમજ્યાથી, રોગ રોપથી વળતો ડાટ;
ડાટ વળે નહિ સદ્ગુણુ પ્રગટે, સદ્વર્તનથી સુધરે ઘાટ. ॥ ૫૬ ॥

ડામીસ મન તે દુર્ગુણ ભરિયું, ડામીસ તન તે કરતું પાપ;
ડામીસ તે નિર્લજ્જ નફ્ફટને, ચોરની જેને પડી જગ છાપ. ॥૫૭॥

ડામીસને નહી ન્યાય ને નીતિ, સર્વપ્રકારે જેહ હરામ;
ડરાવે જે સજ્જનને કપટે, ઝુંટવી ખાતો અન્યના દામ. ॥ ૫૮ ॥

ડામીસને નહીં પ્રભુનો ભય છે, લુચ્ચાઈથી વર્તે જેહ;
ડામીસની શોબત કરવાથી, બગડે છે નિજનું મન દેહ. ॥ ૫૯ ॥

ડાંગથી તનનું રક્ષણ કરવું, અન્યાયે મારો !! નહીં ડાંગ;
ડાંગને ડહાપણથી વાપરવી, કે જેથી થાવું નહીં રાંક ॥ ૬૦ ॥

ડાંડની દોસ્તી કદિ ન સારી, ડાંડાઈથી સારૂં ન થાય;
ડાંડાઈથી પ્રભુ છે દૂરે, ડાંડાઇમાં હોય ન ન્યાય. ॥ ૬૧ ॥

ડાંડના વિશ્વાસી થાવાથી, મન વાણી કાયા દંડાય;
ડાંડનો સંગી ડાંડ ગણાતો, ડાંડને પાપ ઘણા બંધાય ॥ ૬૨ ॥

ડાંડમાં સદ્વર્તન નહીં રહેતું, ઘટે પ્રતિષ્ઠા આબરૂ જાય;
ડાંડપણું જો નિજમાં શું છે, શોધી કાઢો !! સુખ પ્રગટાય.॥ ૬૩ ॥

ડાંડિયા ટોળીમાં ન ફસાવું, ડાંડિયા ટોળીને દે !! દંડ;
ડાંડની સામા ઉભા રહીને, તોડો !! તેનું જૂઠ ઘમંડ. ॥ ૬૪ ॥

ડાંસ ને માખી મછર જંતુ, કાટે રોગ ફેલાવણ હાર;
ડાંસ ને મચ્છર થવા ન દેવા, ડાંસને જલ્દી દૂરે વાર !!. ॥ ૬૫ ॥

ડાંસ તે આધ્યાત્મિકદૃષ્ટિએ, ઈર્ષ્યાદ્વેષની છે બદબોઈ;
ડાંસ તે મન તન વચનની ભૂલો, દુઃખ છે તેથી સુખી ન કોઈ. ॥૬૬॥

ડિગળમા જૂઠાણુ ભારે, સત્ય વાતનો કઇ કલેશ,
ડિગળથી ડિગળીયા રીઝે, ડીંગલમા વર્તે છે ક્લેશ ॥ ૬૭ ॥

ડિગ જે મારે ગપ્પી લોકો, ડિગળીયા જગમા કહેવાય,
ડિંગો મારે તેઓ જૂઠા, ડિગ ન મારો !! તજો અન્યાય ॥ ૬૮ ॥

ડિડવાણુ તજ મન કાયા ને, વાણીથી જેથી સુખ થાય,
ડિડવાણુ ત્યા રહો !! ન ઉભા, સમજીને શિક્ષા સુખદાય ॥ ૬૯ ॥

ડુક્કર આધ્યાત્મિકદૃષ્ટિએ, અતિવિષયની કામના ટેવ,
ડુક્કર તે વ્યભિચારી મનડુ, દુર્ગુણની થાતી જે સેવ ॥૭૦॥

ડુક્કર તે અતિકામી મનડુ, ડુક્કર તે અતિકામનુ કાજ;
ડુક્કરપણુ વ્યસનોનુ જાણી, છંડો !! પામો !! સ્વર્ગનુ રાજ્ય ॥૭૧॥

ડુલવુ થાતુ પાપોદયથી, દુષ્ટબુદ્ધિથી ડુલવુ થાય,
ડુલવુ થાતુ જ્ઞાનવિના જગ, ડુલવુ થાતુ જ્યા અન્યાય ॥૭૨॥

ડુગળી પણ કોલેરા વખતે, કોલેરાનો કરે વિનાશ,
ડુગળી ફૂદીનો ને કપૂરના,-અર્કથી રોગ ટળે છે ખાસ ॥૭૩॥

ડુટીનો જે અવાજ ઉઠ્યો,-તેમા સત્ય ઘણુ પ્રગટાય,
ડુટીના આશીર્વાદોથી, બીજાનુ ભલુ વેગે થાય ॥૭૪॥

ડુટીથી જે નીકળે શાપો,-તેથી અન્યનુ ભૂડુ થાય,
ડુટીનાદ તે અતરૂધ્વનિ છે, આત્મપ્રભુ પયગામ ગણાય ॥૭૫॥

ડુટીના જે સત્યવિચારો, પશાપશ્યતી ભાષા જાણુ !!,
ડુટીના જે સત્યવિચારની !!,-સ્ફુરણા તે વેદો સુપ્રમાણુ ॥૭૬॥

ડૂથ ન પરની નિજની કાઢો !',-જેથી તનમન શક્તિ રખાય,
ડૂથથી હાનિ બળ ક્ષય પડતી, સમજી વર્તે તે સુખ પાય ॥૭૭॥

ડેરો હરાયા ઢોરને માટે, નફ્ફટ દુષ્ટને થાતી હેડ;
ડેરો તેજ ગુલામીપણુ છે, ડેરો દેહ અરિ છ છેડ!!! ॥૭૮॥

ડોટ દેઇને ધર્મકર્મમાં, આગળ ધસતા તેજ મહાન્,
ડોટ ન મારો !! પાપના પથે, દોટને મારો !! જ્યા કલ્યાણુ ॥૭૯॥

ડોડી વેલડી, ગરીબ ખાવે, આંખના કેટલા રોગો જાય;
ડોડીથી ગુજરાન કરે છે, ગરીબ લોકો શાંતિ પાય. ॥૮૦॥
ડોબા જેવા લોકો જગમાં, જ્યાં ત્યાં અશક્ત થઈ કૂટાય;
ડોબા જેવા મૂર્ખથી જગમાં,-શકતો આગળ નહીં જીવાય. ॥૮૧॥
ડોલું ખા !! નહીં પ્રમાદ ધારી, ડોલું તે ભૂલોને જાણુ !!;
ડોલી જા !! નહિ ભરમાવ્યાથી, ડોળ કર્યાથી મળે ન માન. ॥૮૨॥
ડોળ કરીને સત્ય ન હારો !!, જ્યાં ત્યાં જૂઠા કરો ન !! ડોળ;
ડોળ કર્યાથી પ્રતીતિ જાવે, ડોળ ત્યાં અંતરમાંહી પોલ. ॥૮૩॥
ડોળ કર્યાવણુ સાદાઇથી, વર્તતાં છે નહીં હલકાઈ;
ડોળઘાલુનો વિશ્વાસજ શ્યો ?, ડોળથી ટળતી નિજ પ્રભુતાઇ. ॥૮૪॥
ડોસા ડોસી ઘરડાંઓની,-સેવા કરવામાં છે ધર્મ;
ડોસા ડોસી સેવા કરતાં, ઘરમાં પ્રગટે સાચું શર્મ. ॥૮૫॥
ડોળ સરીખો જન દુઃખ પાતો, ડોળ મૂર્ખ રહેતાં દુઃખ થાય;
ડોળી માંદાની કે પ્રભુની, ડંડાબાજીમાં અન્યાય. ॥૮૬॥
ડોળિયું ઘીના જેવું જગમાં, ગરીબ લોકોને છે જાણુ !!;
ડોળિયું જીવનમાં ઉપયોગી,-જેથી જીવો ધારે પ્રાણુ. ॥૮૭॥
ડોસા ડોસી માદાઓની. અશક્તની સેવામાં ધર્મ;
ડોળ કરીશ નહીં જૂઠો સ્વાર્થે,-તેથી પ્રગટે પાપનું કર્મ. ॥૮૮॥
ડરાવવું તે હિંસા ભારી, ડરાવવા માંહી છે પાપ;
ડરાવ !! નહિં અન્યોને શસ્ત્રે, ડરાવવામાં છે સંતાપ. ॥૮૯॥
ડરાવ !! નહિં મૃત્યુ ભય દેઈ, ડરાવ !! નહિં દેઇને દુઃખ;
ડરાવવાથી કર્મબંધ છે, ડરાવ !! નહિં આપો !! જીવસુખ. ॥૯૦॥
ડર !! નહિં મૃત્યુ દેખી આતમ !!, ડરતાં મૃત્યુ થાય ન દૂર;
ડરવાથી જગ બચે ન કોઇ, ડરવાથી દુઃખ છે ભરપૂર. ॥૯૧॥
ડરતો તે કરતો નહીં સિદ્ધિ, પાપથી ડરી ડરીને ચાલ !!;
ડર !! નહિં મૃત્યુ ભયથી કિંચિત્, આપોઆપ સ્વરૂપ નિહાળ !!.॥૯૨॥
ડરીને ચાલો !! પાપથી જ્યાં ત્યાં, ડરાવ !! નહિં લોકોને લેશ;
ડરાવવાથી પાપ કરીશ નહિં, ડરાવવાથી કર !! નહિં ક્લેશ. ॥૯૩॥

## ॥ ઢ ॥

ઢક્કો ભણી ગણીને આતમ !!, ઢક્કા જેવા રહો !! ન ભવ્ય !!,
ઢાલના જેવી પોલ ધરો !! નહી, સદ્ગુણના કરશો કર્તવ્ય ॥ ૧ ॥
હુઢો સાચુ જૂઠુ ત્યાગો !!, કામી થશો ના જેવુ ઢાર,
ખાવુ ઉઘવુ ચારે સ જ્ઞા, મોહ તજી પામો !! પ્રભુ તોર ॥ ૨ ॥
ઢેડને ભ ગીથી તે નીચા, હિ સાદિક પાપો કરનાર,
ઢળી પડ્યા દુર્ગુણ વ્યસનોમા, ઢાકયા રહેતા નહી નરનાર ॥ ૩ ॥
ઢાલ સરીખા અન્યની મ્હાયે, થાતા તે માનવ છે ઢાલ,
ઢોર થકી પણ માનવ હલકો, કરે નહી જે પર ઉપકાર ॥ ૪ ॥
ઢ કાયા રહેતા નહિ દુર્ગુણ, દુરાચારથી ઢેડથી નીચ,
ઢાકો !! પરદોષોને માનવ !!, ઢળો !! સજ્જનની સ ગે ઉચ્ચ ॥ ૫ ॥
ઢોલ સરીખી પોળ ધરો !! નહી, દુર્ગુણી દોષી ફૂટા ઢોલ,
ઢમઢમ વાગી ઢોલ કહે છે, રહે ન છાની કયારે પોલ ॥ ૬ ॥
ઢીલ કરો !! નહી ધર્મકાર્યમા, ઢીલા થાઓ !! ન દુ ખ પડત,
ઢક્કા રહો !! ન આતમ !! જગમા, ઢક્કો એવો ભણશો સ ત ॥ ૭ ॥
હુઢાની કદિ પાન ન બનશે, ઢોગ ધતીંગનો કરશો ત્યાગ !!,
ઢાઢી સરખી ખુશામતીથી, નિર્બલતાનો લાગે ડાઘ ॥ ૮ ॥
ઢાકણી માહી પાણી ઘાલી, બૂડે બૂડથલ દુષ્ટ હરામ,
ઢાકયા રહેતા નહિ દાતારો, શૂરા રહેતા તેના નામ ॥ ૯ ॥
ઢાળો !! નહી પરનુ ઇર્ષ્યાથી, ઢ ગ ધરો !! નહી ફૂટા ઢોલ,
ઢાલા આતમ !! નિજ ઘર આવો !!, સમતા આન દે રસરોળ ॥૧૦॥
ઢચુપચુ મન ધરવુ ન ધર્મે, ઢચુપચુ મન મૃત્યુ સમાન,
ઢક્કો ઢોઠ ન રહેવુ સારૂ, ઢક્કાઓ જગમા નાદાન ॥૧૧॥
ઢળી જતા જે સત્યથી તેઓ, જ દી કરતા સર્વ વિનાશ,
ઢગવુ નહી કાઇ વિના વિચારે, ઢળવુ સત્યમા ધરી ઉલ્લાસ ॥૧૨॥
ઢ ગ ધડા વણ જન શુ શોભે, ઢ ગ ધડાવણ મોટી હાનિ,
ઢ ઢારોથી દળી જવુ નહી, સર્વજાતનુ રાખો !! જ્ઞાન ॥૧૩॥

ઢંઢેરો પ્રભુનો છે એવો, ન્યાય નીતિ ને ધર્મથી ચાલ!!;
ઢંઢેરો પ્રભુનો છે સાચો, દયા સત્ય આચારો પાળ!!. ॥૧૪॥

ઢાલ સમા સંતો ભકતો છે, ઢાલ સમા મિત્રો જગ જાણ!!;
ઢાલ સમા છે પરોપકારી, ઢાલ સમા બનશો રખવાળ. ॥૧૫॥

ઢાલ સમા શૂરાઓ સાચા, ઢાલ સમા રક્ષક કહેવાય;
ઢાલ છે સત્ય અહિંસા નીતિ, દાન ને ભકિત સાચો ન્યાય. ॥૧૬॥

ઢાલ સમી છે પ્રભુની ભક્તિ, ઢાલ સમું સાચું ચારિત્ર;
ઢાલ સમા છે ગુરૂ ઉપકારી,-જેથી આતમ થતો પવિત્ર. ॥૧૭॥

ઢાંકણુ સૌના શિરપર સારૂં, ઢાંકણુ તે જાણો!! રખવાળ;
ઢાંકણુ તે ગુરૂજ્ઞાની સંત છે, ઢાંકણુ જગનું ગુણુ છે ધાર!!. ॥૧૮॥

ઢાંકણુ જેને છે તેને જગ, આશ્રય ને મળતો આનંદ;
ઢાંકણુથી દોષો ઢંકાતા, ટળતા આપત્તિના ફંદ. ॥ ૧૯ ॥

ઢાંકો !! અન્યની કાળી બાજુ, ધોળી બાજુ જગમાં ઉઘાડ!!;
ઢાંક પીછોડો ગમે તે રીતે,-ઢીધો પણુ આવે છે બહાર ॥ ૨૦ ॥

ઢાંકયું પાપ તે નહીં ઢંકાતું, જ્યાં ત્યાં તેનો થાય પ્રકાશ;
ઢાંકયું સાચું રહે ન છાનું, જગમાં કુદ્રત્ એવી ખાસ. ॥ ૨૧ ॥

ઢીંચવું, વિવેકવણુ નહીં સારૂં, ઢીંચી ખાય તે થાય ખરાબ;
ઢીક ન મારો !! હાંસી કરીને, તેમાં છેવટ છે નહીં લાભ ॥ ૨૨ ॥

ઢીલુ મન તન કરી નહી ચાલો!!, ઢીલાથી નહીં કાર્યો થાય;
ઢીલ ન કરવી સત્કાર્યોમાં, ઢીલો જગમાં માર્યો જાય. ॥ ૨૩ ॥

ઢીલા રહેતાં અશક્તિ પ્રગટે, ઢીલાનો નહીં કોઇ સખાઇ;
ઢીલાને બહુ પાટુઆં વાગે, રહે નહીં સાચી મર્દાઇ. ॥ ૨૪ ॥

ઢીલો થા !! નહીં ભીતિધારી, દુઃખ પડેલાં સહેવાં સર્વ;
ઢીલા સ્વાર્થે અન્યાયે જે, બનતા તેનો મિથ્યા ગર્વ. ॥ ૨૫ ॥

ઢીલા મનતનથી જે લોકો, દુઃખ પડંતાં ભાગી જાય;
ઢીલા તેઓ બને ગુલામો, અન્યાયથી જીવી ખાય. ॥ ૨૬ ॥

ઢીલા તે જે સત્ય ન બોલે, બોલીને ફરી પાછા જાય;
ઢીલા તે જૂલ્મીથી દબતા, ભીતિના સામા નહીં થાય. ॥ ૨૭ ॥

ઢીલા નામર્દો જગમાહી, જગમાં જીવતા મડદાલ,
ઢીલા પોચા નસે ન જગમા, નામર્દો થાતા બેહાલ ॥ ૨૮ ॥

ઢીલાઓ મક્કમ નહીં રહેતા, ભાગી જેને પામે હાર,
ઢીલાઓ છે ઢોરથી નીચા, સત્ય શક્તિવણ ખાવે માર ॥ ૨૯ ॥

ઢીલા જે દુર્ગુણ વ્યસનોથી,–જીવતા તે મૃતક સમાન,
ઢીલા જે અજ્ઞાને મોહે,–તેઓ પશુ સરખા છે જાણ !! ॥ ૩૦ ॥

ઢીલા તેઓ ક્રોધે માને, માયાએ લોભે જગ થાય,
ઢીલાનુ નહીં રાજ્ય જગતમા, નબળાઓથી નહીં જીવાય ॥ ૩૧ ॥

ઢીલો થા !! નહીં સત્પથ જાતા, પાપથી ઢીલા લોકો થાય;
ઢીલાઓના સગી ઢીલા, ઢીલા અજ્ઞાની કહેવાય ॥ ૩૨ ॥

ઢીલાઓ તન મન વચ ધનનુ, રક્ષણ કરે ન ભાગી જાય,
ઢીલા ઘરબારી નહીં શોભે, તજ ઢીલાશને શક્તિ લાવ્ય !! ॥ ૩૩ ॥

ઢળી પડીશ નહિ પક્ષપાતથી, ઢળીશ !! નહીં જૂઠામા ભવ્ય !!,
ઢળી પડીશ નહિ નીચદશામા, ઉચ્ચ દશાના કર !! કર્તવ્ય ॥૩૪॥

ઢુંઢો !! સત્યને જ્યા ત્યા લોકો, ઢુંઢી શોધો કરો !! અનેક,
ઢુંઢો !! સત્યને નવનવ શોધી, પ્રગટાવો !! સાચોજ વિવેક ॥ ૩૫ ॥

ઢુંઢો !! જગને સુખ હિતકર સહુ, ઢુંઢો !! આત્મોન્નતિકર નેહ,
ઢુંઢો !! પરમેશ્વરને તનુમા, દેહ છતા પણ જેહ વિદેહ ॥ ૩૬ ॥

ઢખાળાથી પણ તે હલકા, પરનુ ચોરીને જે ખાય,
ઢખાળા સરખો તુ જૂઠો, હિંસક ચોર કરે અન્યાય ॥ ૩૭ ॥

ઢેડ છે દુર્ગુણી વ્યસની માણસ, ચામડી મોહે કરે કુકર્મ,
ઢેડ તે અન્તરમા જે નિર્દય, દુષ્ટ પ્રપંચી કરે ન ધર્મ ॥ ૩૮ ॥

ઢેડ ભંગી જે હલકી જાતિ, તેઓ જાતે નીચ ગણાય,
ઢેડપણુ ત્યા કર્મથકી છે, ધર્મ કરે દિલ ઉચ્ચ સુહાય ॥ ૩૯ ॥

ઢેડ છે અંતરમા વ્યભિચાર તે, અન્યજીવોનુ ચુસે રક્ત;
ઢેડ કજેતો દુર્ગુણનો છે, અંતર્ ઢેડપણે નહીં ભક્તિ ॥ ૪૦ ॥

ઢેડપણુ છે હિંસા પાપે, પવિત્રતા ત્યા કોઈ ન ઢેડ,
ઢેડપણુ છે પાપોથી જગ, અંતરમા ગુણગણને રેડ !!. ॥ ૪૧ ॥

ઢુકડો છે પ્રભુ નિર્મોહીને, મોહીને પ્રભુ છે બહુ દૂર;
ઢુકડો પ્રભુ છે પ્રભુપ્રેમીને, જ્ઞાનીપ્રભુ છો આપ જરૂર. ॥ ૪૨ ॥

ઢોલ વગાડી જણાવું નિજને, આતમ !! આપોઆપ ઉદ્ધાર !!;
ઢોલ વગાડી જણાવું નિજને, આત્મબળે મુક્તિ નિર્ધાર. ॥ ૪૩ ॥

ઢોલ વગાડી જગને જણાવું, મુક્તિ છે જગમાં જાહેર;
ઢોલ જણાવે સમજો મનમાં, પોલ તજો !! તો પ્રગટે લ્હેર. ॥ ૪૪ ॥

ઢોલકી વગાડો !! નહી જૂઠાની, ઢોલકી હાજી હાની વાત;
ઢોલકી જ્યાં બેઠા ત્યાં તેવી, થાતી તેથી નિજગુણ ઘાત. ॥ ૪૫ ॥

ઢોલા જેવો થા !! નહીં આતમ ! !, મોહ સંગથી ફૂટ્યો ઢોલ;
ઢોરના જેવું જીવન ગાળે, પોલ જો !! તારી દૃષ્ટિ ખોલ. ॥ ૪૬ ॥

ઢોલા જેવા ગાફલ મૂર્ખો, રહેવું નહીં પ્રગટાવો !! જ્ઞાન;
ઢીલો તું છે પ્રિયપ્રભુ ઘટ, સુમતિનો સ્વામી ભગવાન. ॥ ૪૭ ॥

ઢોળી નાખ !! ન સારૂં મળ્યું જે, ઈર્ષ્યાથી નહીં ઢોળી નાખ !!;
ઢોળી નાખ !! ન ભક્તિરસ ને, આતમરસને પ્રેમે ચાખ !!. ॥૪૮॥

ઢોંગ નભે નહિ સદા જગત્માં, ઢોંગથી આતમ નિજ વંચાય;
ઢોંગથી મળ્યું ન રહેતું પાસે, ઢોંગથી ક્ષણિક આનંદ થાય. ॥૪૯॥

ઢોંગથી સાચું શર્મ મળે નહીં, ઢોંગથી પોતે પ્રથમ ઠગાય;
ઢોંગ તે સાચાથી પણ અધિકો, મોહે તેમાં લાગે ન્યાય. ॥ ૫૦ ॥

ઢોંગીનું જીવન છે જૂઠું, ઢોંગ ત્યાં પ્રભુનો નહીં પ્રકાશ;
ઢોંગથી ઐક્ય ન પ્રભુની સાથે, ઢોંગમાં જૂઠી પ્રીતિ ખાસ. ॥ ૫૧ ॥

ઢોંગમાં હિંસા જૂઠું ચોરી, પક્ષપાત વિશ્વાસનો ઘાત;
ઢોંગમાં ઝેરને દુષ્ટાચારો, મનમાં મોહની જૂઠી વાત. ॥ ૫૨ ॥

ઢોંગમાં સ્વાર્થને વિષય મોહ છે, ઢોંગમાં પ્રગટે છે શયતાન;
ઢોંગ ત્યાં આતમ થાતો અંધો, ઢોંગી જીવો સહુ છે નાદાન. ॥૫૩॥

ઢોંગ છે પ્રભુનો મહા પ્રતિપક્ષી, મોહરૂપ તે કર્મ છે જાણ !!;
ઢોંગથી જીવતું નરક છે મનમાં, ઢોંગ વિના જીવે ભગવાન્ . ॥૫૪॥

ઢોંગ છે સ્વાર્થે લોભે કામે, ભયથી તૃષ્ણાથી જ્યાં ત્યાંય;
ઢોંગથી જીવ્યું મર્યા સમું છે, ઢોંગ ત્યાં સત્યનું ખૂન જણાય. ॥૫૫॥

ઢોંગથી આત્મપ્રભુ છે દૂરે, મોહ કરાવે ઢોંગ અનેક,
ઢોંગ તજે તે આપ પ્રભુ છે, ઢોંગ ત્યાં હોય ન સત્ય વિવેક ॥૫૬॥
ઢોંગીઓથી વિશ્વ ઠગાતુ, ધર્મ કર્મ આદિમા જોય,
ઢોંગીઓને મોહી દુનિયા, સ્વાર્થે પૂજતી અવલોય ॥૫૭॥
ઢોંગ પ્રથમ પોતાના છડો!!, રાખો !! જ્યા ત્યા સાચા રંગ,
ઢોંગ જે અંશે ટળે તે અંશે, આતમ ! ત્હારા સુધરે રંગ ॥ ૫૮ ॥
ઢોંગીઓને શું ? ધિક્કારે !!, તુ નિજમાથી ઢોંગ નિવાર !!,
ઢોંગ નિવારી સત્યની સન્મુખ,-થાતા પ્રગટે નહીં ધિક્કાર ॥ ૫૯ ॥
ઢોંગી જીવન અનેક ભવમા, ભૂતકાલના ઢોંગ વિચાર !!,
ઢોંગીઓને સુધારવાને, તુ પોતાને પૂર્ણ સુધાર !! ॥ ૬૦ ॥
ઢુંઢો !! દેખો !! ખુણે ખાચરે, સૂક્ષ્મ ઢોંગ પણ દૂરે કાઢ !!,
ઢોંગી કપટી થા !! નહી મોહે, જ્ઞાને ઢોંગના મૂળને વાઢ !! ॥૬૧॥
ઢોંગનો પિતા સ્વાર્થ છે પાપી, ઢોંગની માતા છે અજ્ઞાન,
ઢોંગનો પ્રાણ તે સુખની જૂઠી,-લાલચ એવુ કરજે જ્ઞાન. ॥ ૬૨ ॥
ઢોંગનો આશ્રય મન તન વચ છે, ઢોંગ તે અસંખ્ય પ્રકારે જાણુ !!,
ઢોંગથી લખ!! નહીં વદ!! નહીં કર!! નહીં, ઢોંગથી નિર્બલતા બહુ માન!!
ઢોંગથી સઘળા મોહી જીવો, પ્રભુને પણ છેતરવા જાય,
ઢોંગથી અન્યાયો બહુ જૂલ્મો, ઢોંગ તજ્યાથી શાંતિ થાય ॥ ૬૪॥
ઢોંગી પાખંડીઓ એ જે, ધર્મ શાસ્ત્ર નામે પાખંડ,
ઢોંગ કર્યા તેમા અજ્ઞાનને, ગગરોયનુ મોટુ બંડ ॥ ૬૫ ॥
ઢોંગી શાસ્ત્રમા હિંસા જૂઠુ, ચોરી જૂલ્મ અને અન્યાય,
ઢોંગીઓએ ધર્મના નામે, મોહને પૂજાવ્યો નિરખાય. ॥ ૬૬ ॥
ઢોંગ ધતૂરા પાખંડ ચાળા, ધર્મી નામે જ્યા ત્યા થાય;
ઢોંગીઓથી અજ્ઞાનીઓ, ફસાઈને બહુ દુઃખને પાય ॥ ૬૭ ॥
ઢોંગી જીવન વિષ જાણીને,-છંડી પવિત્ર આતમ !! થાવ !!,
ઢોંગી વિચારો પ્રવૃત્તિ સઘળી,-ત્યાગી પ્રભુમા લગની લગાવ!! ॥૬૮॥
ઢોંગ ન કિંચિત્ મનમા પ્રગટે,-એવો આતમ !! ઉપયોગ ધાર !!,
ઢોંગ ન કર !! તુ પૂજાવવાને, નિર્દોષી જીવન સુખકાર ॥ ૬૯ ॥

## ણ

ણુણુણુ નાના અણુથી થાશો, તજશો મિથ્યા સહુ અહંકાર;
જગમાં કોઈ સાથ ન આવે, સ્વપ્ન સરીખો સહુ સંસાર. ॥ ૧ ॥
નાના મોટા સહુને મરવું,-જાણી સઘળાં તજશો પાપ;
ણુણુણુ ભણ્યા ગણ્યા કહેવાશો, સમજી વર્તો !! આપોઆપ. ॥૨॥

## ત.

તત્તા નવ તત્ત્વોને જાણો !!, આતમ !! જડ એ જાણો !! તત્ત્વ;
આતમ !! સંવર નિર્જરા સેવો !!, આત્મગુણોનું પામો !! સત્ત્વ. ॥૧॥
તર્ક વિવાદો તકરારોથી, તરવારે લડવું છે પાપ;
તીર્થંકરને તીર્થને સેવો !!, જ્ઞાને ટાળો !! કર્મના તાપ. ॥૨॥
તત્તા ભણ્યા ગણ્યા કહેવાશો, ભવોદધિનું પામો !! તીર;
તારૂં આતમ !! તારી પાસે, રાગ રોષ તજતા મહાવીર. ॥૩॥
તત્ત્વમસિ તું આતમ પ્યારો, તૃષ્ણા દેહાધ્યાસ નિવાર ! ! ;
તર !! તું ભવસાગરને જ્ઞાને, પ્રભુથી તાલાવેલી ધાર !!. ॥૪॥
તમોગુણી બુદ્ધિને ભોજન, તીખું તમતમું જમવું વાર ! ! ;
તાલી ના દે !! મિથ્યા તારી, તાણાતાણ ન કરો !! તકરાર. ॥૫॥
તુષ્ટિ કરીએ મનની જ્ઞાને, પ્રેમે ગુરૂગમ સદ્બોધે;
તાતા માતા બનો !! ન જડના,-મોહે જ્ઞાની શિવ શોધે. ॥૬॥
તોફાનો તર્કટ નહીં કરશો,-જૂઠ તમાસા પરિહરશો;
તત્પર રહેવું તન મન શુદ્ધિ,-કરવા માટે સહુ કરશો. ॥૭॥
તીર્થંકર તે કેવલજ્ઞાની, અઢાર દોષ રહિત ભગવાન્;
તીર્થને સ્થાપે ચોત્રીશ અતિશયી, ચોવીશ તીર્થંકર ગુણખાણ. ॥૮॥
તીર્થ તે જંગમ સાધુ શ્રમણી, શ્રાવક શ્રાવિકા નિર્ધાર;
તરીએ જેથી તે છે તીર્થજ, જ્ઞાનાદિ ગુણી નરને નાર. ॥૯॥
તરીએ દુઃખનો સાગર જેથી, તીર્થ અને તે તારણહાર;
તાલાવેલી તરવા માટે, લાગે તો સુખ છે નિર્ધાર. ॥૧૦॥
તાલાવેલી પ્રભુની સાથે, લાગે તો જગ પડે ન ચેન;
તડફડતો પ્રભુ મળવા માટે-,તેને પ્રગટે સુખની ઘેન. ॥૧૧॥

તાજો તે જેને નહીં દુર્ગુણ, દુ ખોની પીડા ન લગાર,
ત્યાગી તે જેને મન મોહ ન, રાગ રોષ ત્યાગે સુખ સાર ॥૧૨॥
તપ ઉપવાસથી મન તન ઉપર, આતમનો પડતો શુભ દાબ,
તપથી આયુષ્ય લાબુ મનની,-ઈચ્છાઓ પર રહેતો કાબુ ॥૧૩॥
ત્યાગ તે દુર્ગુણ દુષ્ટ કર્મનો, રાગ રોષનો ત્યાગ તે ત્યાગ,
ત્યાગ તે ધર્માર્થે સહુ સ્વાર્પણ, ત્યાગ તે સત્યને દિલ વૈરાગ્ય. ॥૧૪॥
ત્યાગ તે પચમહાવ્રત ધરવા, તજવા ધન કામિની ઘરબાર,
ત્યાગ તે નિષ્કામે સહુ કરણી, મોક્ષાર્થે આચાર વિચાર ॥૧૫॥
ત્યાગ તે કામાદિક વૃત્તિનો, અ તરથી કરવો પરિહાર,
ત્યાગ્યા વણુ વિષયાદિક વાસના, વેષ ક્રિયાએ ન ત્યાગ વિચાર ॥૧૬॥
ત્યાગ તે અશુભ વિચારાચારનો, અશુભ કષાયોનો છે ત્યાગ,
ત્યાગી અ તરમા જરી દેખો ! !, મનમા છે વૈરાગ્ય કે રાગ ॥૧૭॥
ત્યજ !! મનની ચિ તાઓ સઘળી, ત્યજ !! મનમા પ્રકટયો જે શોક,
ત્યજ !! દુષ્ટોનો સ ગત ભૂરી, દુ ખ ટળે નહીં પાડે પોક ॥૧૮॥
ત્યજ !! તૃષ્ણાના દુષ્ટ વિચારો, ત્યજ !! જૂઠી મમતાની વૃત્તિ,
ત્યજ !! કુમિત્રની સ ગ નઠારી, ત્યાગો !! અધર્મની પ્રવૃત્તિ ॥૧૯॥
ત્યજ !! તુ ગૃહસ્થ ત્યાગદશામા, ગૃહસ્થ ત્યાગદશા અહ કાર,
ત્યજ !! તુ પરની આશાઓથી,-ગુલામી ઈચ્છાનો ભ ડાર ॥૨૦॥
ત્યજ !! તુ જૂઠી સાક્ષી દેવી, સ્વાર્થલાભને મારી લાત,
ત્યજ !! તું અધર્મ પાપના કાર્યો, ત્યજ !! તું પરની જૂઠી વાત ॥૨૧॥
ત્યજ !! તુ વૈરીઓના વૈરને, તજ !! તુ પ્રભુવણુ જડ જગ સર્વ,
ત્યજવુ ભૂરૂ જે જે અશે, તે અશે કર !! નહીં મન ગર્વ ॥ ૨૨ ॥
તૃષ્ણાના ત્યાગે તુ ત્યાગી, ત્યાજ્યનો અ તર વર્તે ત્યાગ,
તૃષ્ણાથી ઉભરાતા જીવો, કરતા જગમા દ્વેષ ને રાગ ॥ ૨૩ ॥
તૃષ્ણાઓને અશુભ માર્ગથી,-કાઢી પરમાર્થોમા વાળ !!,
તૃષ્ણાઓને સારા માર્ગે,-વાળી પછીથી તૃષ્ણા ટાળ !! ॥ ૨૪ ॥
તૃષ્ણાઓને સ્વપરધર્મના, માર્ગોમા વિવેકે વાળ !!,
તૃષ્ણા, સેવા ભક્તિ માર્ગે, સારી સન્માર્ગોમા ભાળ !! ॥ ૨૫ ॥

તૃષ્ણાસાગર તરે તે ત્યાગી, સંતો ભક્તો ને મસ્તાન;
તૃષ્ણાસાગરમાં જે ડૂબે, તેઓ મોહી છે અજ્ઞાન. ॥ ૨૬ ॥

તૃષ્ણાનો કદી પાર ન આવે, નભ થકી તૃષ્ણા અનંત;
તૃષ્ણાવણ સહુ સંગી છતાં પણ, ત્યાગી યોગી આતમ સંત. ॥૨૭॥

તૃષ્ણા ઈચ્છા આશા વાસના, મોહ પરિણતિ રૂપ અનેક;
તૃષ્ણાથી કદિ શાંતિ ન સુખ છે, જડ સુખ તૃષ્ણા ખરી ટેક. ॥૨૮॥

તૃષ્ણા જેવો તાપ ન જગમાં, તૃષ્ણા જેવું દુઃખ ન હોય;
તૃષ્ણા સર્વ પ્રકારની ત્યાગો !!, આતમ અનંત શાંતિ હોય. ॥૨૯॥

તૃષ્ણા વણ આજીવિકા માટે, ગ્રહણ ત્યાગ જે બાહ્યમાં થાય;
તેમાં નિર્લેપી થઈ આતમ, સત્ય ત્યાગને પામી સુહાય. ॥ ૩૦ ॥

તક ન જવાદે !! આવી સારી, તક ચૂકે માનવ પસ્તાય;
તક ચૂકે તે ચૂકે સઘળું, તક સાધે તે જયને પાય. ॥૩૧॥

તકતકતું જ્યાં તેજ ત્યાં સઘળું, તકતકવું જગ પુણ્યે થાય;
તકતામાં શું જોવે મુખને, ન્યારો તું પ્રતિબિંબથી ન્યાય. ॥૩૨॥

તકરારોથી થાય ન શાંતિ, જૂઠી વાતે શી ? તકરાર;
તકરારોથી દૂરે રહેતાં, ન્યાયે શાંતિ મળે નિર્ધાર. ॥૩૩॥

તકરારો જે યોગ્ય તે કરવી, જેથી ખોટી ટળે તકરાર;
તકરારીથી કામ પડે તો, બળબુદ્ધિથી છે જયકાર. ॥૩૪॥

તકલાદીની કિંમત જૂઠી, તકલાદી અંતે વિણસાય;
તકલીફ વેઠી અન્યાયીના, જૂલ્મો ટાળો !! ધારી ન્યાય. ॥૩૫॥

તકસીર ભૂલો જે જે થાતી, તેનું કારણ સમજી વાર !!;
તકસીર પડતાં શુદ્ધ બનીને, આગળની પ્રગતિ નિર્ધાર. ॥૩૬॥

તકાદો કર !! ઉપયોગી ન્યાયી, નિજ પરને જેથી હિત થાય;
તકાદો કર !! નિજ સ્વાધિકારે, તેમાં કર !! નહીં કંઇ અન્યાય. ॥૩૭॥

તકાસવું નહીં પરનું બૂરું, અન્યોનું નહીં વિત્ત તકાસ !!;
તકાસતો જે પરનું બૂરું, તેઓ અંતે પામે નાશ. ॥૩૮॥

તક્ર છે શક્રને મહા દુર્લભ જગ, તક્રથી અનેક રોગો જાય,
તક્રથી આરોગી નરનારી, તક્રથી અનેક લાભ જણાય. ॥૩૯॥

તખ્ત તે ન્યાય પરાક્રમ નીતિ, દયા સત્યને પરોપકાર,
તખ્ત તે શાંતિ શુદ્ધ પ્રેમને, સદ્‌ગુણને રૂડા આચાર ॥૪૦॥

તખ્ત તે સત્ય પ્રકાશની શક્તિ, ક્ષમા સરલતા હિતના કૃત્ય,
તખ્ત તે સાત્વિક ગુણ કર્મોથી, એવુ તખ્ત તે જીવતુ સત્ય ॥ ॥૪૧॥

તજવીજ કર તુ આન હાથેં, સારી બાબતની ધરી વ્હાલ,
તજી દેજે જૂઠુ લાગે તે, તજ ! ! કુટેવને દેવી ગાળ ॥૪૨॥

તજવુ ગ્રહવુ સાપેક્ષાએ, સારૂ ખોટુ જ્યા ત્યા થાય,
તટસ્થ થઈને સત્ય વિચારો !!, તટસ્થ થઈને આપો ! ! ન્યાય ॥૪૩॥

તટસ્થ સાક્ષી થઈને જગમાં, ચલાવ ! ! ઉત્તમ શુભવ્યવહાર,
તટસ્થ થઇને સ્વાધિકારે, કર્તવ્યો કર ! ! થઈ હુશિયાર ॥૪૪॥

તટસ્થ થઇને નિજ મન તનના,-કર્તવ્યોમા સત્ય તપાસ ! !,
તટસ્થ થઈને નિરહ ભાવે, કાર્યો કર ! ! ધારી શિવ આશ ॥૪૫॥

તટસ્થ થઇ નિજ સારૂ ખોટુ, તપાસી આગળનુ કર કાજ,
તટસ્થ થા ! ! નિર્લેપ સુજ્ઞાની, પામો ! ! શુદ્ધાતમસામ્રાજ્ય ॥૪૬॥

તટસ્થ ને ગુણુ ને જે ભૂલો, નિજમા તે સહેજે દેખાય,
તટસ્થ કર્તા છતા ન કર્તા, તટસ્થ થા ! ! આતમ ! ! પ્રભુરાય ॥૪૭॥

તડપક્ષોમા તટસ્થ રહીને, તડફડ ખોટી જે તે ત્યાગ ! !,
તડોની એકતા કરવી સંપે,-એવા કર્તવ્યે જગ જાગ ! ! ॥ ૪૮ ॥

તડકાવો નહી અન્ય જનોને, નિજ શક્તિના જોરે લેશ,
તડકાવવાનુ કાર્ય છે ખૂરૂ, તેથી પ્રગટે બૂરા કલેશ ॥ ૪૯ ॥

તડકો છાયલો વારાફરતી, આવે ને તે પાછો જાય;
તડકા છાયલા જેણે વેઠયા, તેને ઘણા અનુભવ થાય ॥ ૫૦ ॥

તડકો છાયલો બે ઉપયોગી, સૌના સ્થાને સહુ છે બેશ,
તડકો છાયલો બે શિક્ષક છે, શિક્ષા દે ટાળો ! ! સહુ કલેશ ॥ ૫૧ ॥

તડતડાટ ન કરવો ક્રોધે, તડતડાટે કાર્ય ન થાય,
તડપડ ખોટી જૂઠી છડો !!, તડપડ કરતા કાર્ય હણાય ॥ ૫૨ ॥

તડફડવુ પાપોદયથી છે, તેથી દુઃખ અશાંતિ અપાર,
તડફડાટ ન કરો !! નકામો, સમતાએ દુઃખ સહો એ સાર ॥ ૫૩ ॥

તડભડ બોલે બીજાઓ પર, સારી ખોટી લાગણી થાય;
તડભડ બોલ !! ન ગમ ખાઈને,–બોલે કાર્યની સિદ્ધિ સુહાય. ।।૫૪।।

તડાકિયો થા ! ! નહીં જગમાંહી, તડાકા જૂઠા બોલ ન બોલ ! !;
તડાકા માર્યે વળે ન કાંઈ, ઉલટો ઘટતો નિજનો તોલ. ।। ૫૫ ।।

તડાકો મારો ! ! નહીં કો કાળે, વિચારીને સાચું તે બોલ ! !;
તથ્ય પથ્ય હિતકર વાણીને, વિચારીને બોલે છે તોલ. ।। ૫૬ ।।

તણાવું હદની બહાર ન સારૂં, તણાઇને કર ! ! નહીં કાજ;
તણાવું નહીં શકિતની બાહિર, તણાઈ જાતાં રહે ન લાજ. ।। ૫૭ ।।

તત્ક્ષણ ધર્મનાં કાર્યો કરવાં, તાબડતોબ કરો ! ! પરમાર્થ;
તગાદો કર ! ! નહીં વિના વિચારે, અન્યઘાત ત્યાં બૂરો સ્વાર્થ. ।।૫૮।।

તત્ત્વને જાણો ! ! ગુરૂગમે જલ્દી, તત્ત્વજ્ઞાનમાં વસ તું સત્ય;
તત્ત્વજ્ઞાની સાક્ષાત્ પ્રભુ છે, કેવલજ્ઞાની ભાખે સત્ય. ।। ૫૯ ।।

તત્ત્વજ્ઞાનમાં ફેર પડે નહીં, ત્રણ્યકાલમાં નહીં બદલાય;
તત્ત્વજ્ઞાન તે બે દુ ચારની, ગણુતરી સરખો સાચો ન્યાય. ।। ૬૦ ।।

તત્ત્વજ્ઞાનની કરો ! ! પરીક્ષા, બુદ્ધિ અનુભવ ગમ્ય તે સત્ય,
તત્ત્વજ્ઞાનથી તત્ત્વો સાચાં, જણાતાં થાતાં સાચાં કૃત્ય. ।। ૬૧ ।।

તત્ત્વજ્ઞાનથી ધર્માચારો, મોક્ષાદિકની સિદ્ધિ થાય;
તત્ત્વ ફરે નહીં ફરે ક્રિયાઓ, આચારો પરિવર્તન પાય. ।। ૬૨ ।।

તત્ત્વ છે બે નવ સાત પ્રકારે, કેવલજ્ઞાની ભાખ્યાં સાર;
તત્ત્વજ્ઞાનપર જૈનધર્મનો, પાયો સાચો છે આધાર. ।। ૬૩ ।।

તત્ત્વજ્ઞાનીઓ શ્રુત કેવલિયો, ગીતાર્થ સૂરિવર જગ જયકાર;
તત્ત્વજ્ઞાની છે સર્વ પ્રકારના, જ્ઞાનીઓમાંહી શિરદાર. ।। ૬૪ ।।

**तत्त्वमसि** મહા વાકયને સમજે, અનેકાન્ત દૃષ્ટિએ જેહ;
**तत्त्वज्ञानी** તે સમ્યગ્ દૃષ્ટિ, સર્વ કદાગ્રહ રહિત છે તેહ. ।। ૬૫ ।।

તત્પર રહો ! ! નિજ કાર્યમાં આતમ ! !, તત્ત્વજ્ઞાનથી કર ! ! કર્તવ્ય;
તડાકા માર્યે વળે ન કાંઇ, કરવામાં સાર જ છે ભવ્ય ! !. ।। ૬૬ ।।

તપના અસંખ્ય ભેદો જાણો !!, બાહ્યાભ્યંતર તપ બહુ ભેદ;
તપ કરવું જે કાળે ઘટે જે,–તે કર !! જેથી નાસે ખેદ. ।। ૬૭ ।।

તપ તે જેથી ચિત્તની શુદ્ધિ, મોહાદિક વૃત્તિનો નાશ,
તપ તે દુષ્ટેચ્છાઓ તજવી, તપ તો દુ ખે ધર્માભ્યાસ ॥ ૬૮ ॥

તપ તે વૃત્તિયોને દમવી, તપ તે દુષ્ટ ધ્યાનનો નાશ,
તપ તે મોક્ષાર્થે શુભ કરણી,–કરવી કરવા જે ઉપવાસ ॥ ૬૯ ॥

તપ તે જેથી કર્મો તપતા, રાગ રોષનો થાય વિનાશ,
તપ તે સર્વેચ્છાઓ ઉપર, કાબુ મૂકવો યોગ્ય તે ખાસ ॥ ૭૦ ॥

તપ તે ક્રોધને માનને હણુવો, માયા લોભનો હણુવો જેહ,
તપ તે વિષયની વૃત્તિ હણુવી, દુષ્ટપ્રવૃત્તિ હણુવી તેહ ॥ ૭૧ ॥

તપ તે દુર્ગુણ વ્યસનો તજવાં, તપ તે લેવુ પ્રાયશ્ચિત્ત,
તપ તે વિનય ને સેવા ભકિત, ધ્યાન કે જેથી ચિત્ત પવિત્ર ॥ ૭૨ ॥

તપ તે મન વચ કાયની બૂરી, પ્રવૃત્તિયોને તજવી તેહ,
તપ તે ધર્મના શાસ્ત્રો ભણુવા, ધર્મક્રિયાઓ પ્રશસ્ય જેહ ॥ ૭૩ ॥

તપ તે મનને વશ કરી વર્તવુ, તપ તે પાપી વાછા ત્યાગ,
તપ તે જડમા સુખબુદ્ધિથી,–રાગને તજવો ગુણુ વૈરાગ્ય ॥ ૭૪ ॥

તપ તે ધાર્મિક પારમાર્થિક સહુ, કાર્યો કરવા સહીને દુ ખ,
તપ તે સેવા ભકિત ધ્યાનમા,–રહેતા સહેવી તૃષાને ભૂખ ॥ ૭૫ ॥

તપ તે દયા ને સત્ય અહિસા, દમ સયમ સાચુ ચારિત્ર,
તપ તે દેહની મૂર્છા ત્યજીને, નિર્લેપી ને થવુ પાવત્ર ॥ ૭૬ ॥

તપસ્વીઓ એવા ત્યાગીઓ, તેઓની કર!! પ્રેમે સેવ,
તપ ને પરહિત માટે સ્વાર્પણુ, કરતા આતમ પ્રગટે દેવ ॥ ૭૭ ॥

તપસ્વીઓની સેવાભક્તિ, કરવામા અર્પાઈ જાવ !!,
તપસ્વીઓને પ્રસન્ન રાખો !!, લ્યો !! સેવાનો ભાવે લ્હાવ ॥ ૭૮ ॥

તપસ્વીઓ જે જ્ઞાની ધ્યાની, પરોપકારી ત્યાગી શ્રેષ્ઠ,
તપસ્વીઓની આગળ બીજા, પામર જીવો છે સહુ હેઠ ॥ ૭૯ ॥

તપસ્વીઓ જે જે અંશે જો, તે તે અંશે તે સુખકાર,
તપસ્વીઓને નિષ્કામે જે, સેવે તે પામે ભવપાર ॥ ૮૦ ॥

તપસ્વી થા !! આતમ !! નિષ્કામે, યથાયોગ્ય તપ સાધન સાધ્ય,
તપ સાધન છે, મોક્ષ ધ્યેય છે, એ દૃષ્ટિએ તપ આરાધ્ય ॥ ૮૧ ॥

તપાસીને કર્તવ્ય કરો ! ! સહુ, શત્રુ મિત્રની કરો !! તપાસ;
તપાસ રાખી આગળ ચાલો !!, તપાસીને રાખો !! વિશ્વાસ. ॥૮૨॥

તપાસવું સહુ સૂક્ષ્મદૃષ્ટિથી, તપાસ ત્યાં નહીં નાશીપાસ;
તપાસ જાતે જેહ કરે તે, પામે છે જય સુખ શિવ ખાસ. ॥ ૮૩ ॥

તપગચ્છ ખરતરગચ્છ આદિ સહુ, ચોરાશી ગચ્છો કહેવાય;
ત્યાગી જૈન શ્વતાંબર એ સહુ, તત્ત્વજ્ઞાનમાં ભેદ ન થાય. ॥ ૮૪ ॥

ત્યાગી તે જેણે મનમાંથી, કામેચ્છાનો કીધો ત્યાગ;
ત્યાગી તે જેણે શિવ હેતે, ધાર્યો અંતરમાં વૈરાગ્ય. ॥ ૮૫ ॥

ત્યાગી તે જે મોહને ત્યાગ્યો, વાર્યા સઘળા વિષય કષાય;
ત્યાગી તે જે પંચ મહાવ્રત,-ધારી નિષ્કામી થઇ જાય ॥ ૮૬ ॥

ત્યાગી તે જે જગહિત કરવા, તન ધન મનને અર્પે પ્રાણ;
ત્યાગી તે જે આત્મસ્વભાવમાં,-ધ્યાનવડે થાવે મસ્તાન ॥ ૮૭ ॥

ત્યાગી તે જે સર્વ શુભાશુભ,-પરિણામોની પેલી પાર;
ત્યાગી તે જે અધર્મ ત્યાગે, પ્રશસ્ય ધર્મને આચરનાર. ॥ ૮૮ ॥

ત્યાગી તે જે જડ વિષયોમાં, સુખ બુદ્ધિનો કરતો ત્યાગ;
ત્યાગી તે જે સર્વ શુભાશુભ,-વાસના ત્યજી પામે વૈરાગ્ય. ॥ ૮૯ ॥

તબીબી ધંધો જનહિતકારી, તબીબ જગ ઉપયોગી થાય;
તનુ રક્ષણ કરવા ઉપયોગી, તબીબી જ્ઞાન ગ્રહો હિત લાય. ॥ ૯૦ ॥

તબિયત સારી તો સહુ સારૂં, તબિયત પર સૌનો આધાર;
તબિયત રાખો !! સારી સમજી, તનમન શક્તિ વૃદ્ધિસાર. ॥ ૯૧ ॥

તમ અજવાળું કુદ્રતી એ છે, ઉપયોગી જગને હિતકાર;
તમ પ્રકાશ એ નિયમિત રૂપે, જગની સેવા કરે સુખકાર. ॥ ૯૨ ॥

તમા ન જેને તે છે ત્યાગી, તમા વિના જગજીવન કોય;
તમા મોટી મહાત્માને જગમાં, મહાત્માથી ન્યારા તે હોય. ॥ ૯૩ ॥

તમા ગમે તે પ્રકારની છે, કોને કોઇને કોને કોય;
તમાથી જીવો સઘળા પરસ્પર, સહાયથી જીવે છે જોય. ॥ ૯૪ ॥

તમા વિનાના જેઓ જગમાં, નિઃસ્પૃહ ત્યાગીઓ કહેવાય;
તો પણ તેઓ પ્રભુની ગરજે, તમા ધરે તેમ તનુની સ્હાય. ॥ ૯૫ ॥

તમા વિનાનુ કોઈ ન જગમા, તમાથી જીવાતુ જગ જાણુ !!,
તમાઓ સારી ધર્માર્થે ને,-પરોપકારી મનમા આણુ !! ॥ ૯૬ ॥

તમા દેહ મન આત્મપ્રભુની, દેહાદિક જીવનની ધાર !!,
તમા ધરીને આગળ જાતા, તમા ટળે જીવ મુક્ત થનાર ॥ ૯૭ ॥

તમામ વિદ્યા ને કલાને જાણો !!, તપાસો અ તરમા છે મહાન,
તમાચો માર !! ન ગુસ્સો લાવી, તર્કટ નહી ત્યા સાચુ જ્ઞાન ॥૯૮॥

તર્કબુદ્ધિથી સત્ય તપાસો !', તર્કથી અવળી બુદ્ધિ ન ધાર !!,
તર્કનો દુરૂપયોગ ન કરવો, શુષ્ક તર્કનો કર !! પરિહાર ॥ ૯૯ ॥

તરકટી થઈને તરકટ કર !! નહીં, તરકટ કરતા લાગે પાપ,
તરકટ ષડ્યન્ત્રો રચનારા, પરભવમા પામે સ તાપ ॥ ૧૦૦ ॥

તૃણ મણિમા સમભાવી જેઓ, સમાન જેને રત્નને ધૂળ,
તૃષ્ણા નહીં જડની જેઓને, એવા સ તોનુ નહી મૂલ ॥ ૧૦૧ ॥

તરછોડી દે !! દુષ્ટ વિચારો, બૂરાઓની સોબત તેમ,
તરછોડી દે !! જેથી હાનિ,-દુ ખ પડે તેને સ્વયમેવ ॥ ૧૦૨ ॥

તરતો થાઇશ શુદ્ધ વિચારે, સન્માર્ગે મન ધર !! વિશ્વાસ,
તરવું વા મરવુ નિજથી છે, સમજી તરવા, ધર !! ઉલ્લાસ ॥ ૧૦૩ ॥

તરફડતો થા !! પ્રભુને માટે, સઘળા પાપો દૂર નિવાર !!,
તરફડ એવી પ્રભુની પ્રગટે,-તો પ્રભુ મળશે નિશ્ચય ધાર!! ॥૧૦૪॥

તરફડીઆ ક્યા જડ સુખ આશા,-ધારીને મારે છે ભવ્ય !!,
તરફડ !! તાલાવેલી લગાવી, કર !! પ્રભુ પ્રાપ્તિનુ કર્તવ્ય ॥૧૦૫॥

તરફદારી પક્ષપાતથી,-જૂઠી કર !! નહીં સત્ય વિચાર,
તરફદારી સાચી કરવી, સારામા તરફેણને ધાર !! ॥ ૧૦૬ ॥

તરબોળ થઈજા !! પ્રભુભક્તિમાં, રહે ન જેથી જગનુ ભાન,
તરલપણુ છ ડીને આતમ !!, કર !! પ્રભુભક્તિરસનુ પાન ॥૧૦૭॥

તરવારે છે રાજ્ય જગતમા બાહ્ય રાજ્યમાં શસ્ત્રો હોય,
તરવારે છે સાચુ ખોટુ, પુણ્ય પાપ બે સાથે જોય ॥ ૧૦૮ ॥

તરસને ટાળો !! સારી સઘળી, પાપી તરસને અગટી વાર !!,
તરસ શુભાશુભ જાણી જ્ઞાને, તરસ છીપાવો !! થઈ હુશિયાર ॥૧૦૯॥

તરસ્યાને ઝટ પાણી પાજે, ભૂખ્યાને દે !! અન્નનું દાન;
તરસ્યાંઓને જલ આદિથી, સહાય કરે પામો !! ભગવાન્. ॥ ૧૧૦ ॥

તરંગ સારા જૂઠા જગમાં, પુણ્ય પાપના જાણુ !! તરંગ;
તરંગ કરે તો સારા કરજે, જેથી વાધે આતમરંગ. ॥ ૧૧૧ ॥

તરંગી સારા માર્ગે સારો, તરંગી પાપના પન્થે ખરાબ;
તરંગીઓ મનમાં આવે તે,-કરતા જુવે ન લાભાલાભ. ॥ ૧૧૨ ॥

તરાપ માર!! ન પરધન સ્ત્રીપર, તરાપ પાપી ! સઘળી ત્યાગ!!;
તરાપો ધર્મના માર્ગનો કરીને, ભવયાત્રામાં જ્ઞાને જાગ !!. ॥૧૧૩॥

તર્કનાં સઘળાં શાસ્ત્રો જાણો !!, તર્કબાજ પામે નહીં હાર;
તર્ક વિતર્કે જ્ઞાનની વૃદ્ધિ, તર્ક શકિત છે મન આહાર. ॥ ૧૧૪ ॥

તર્જન કર !! નહીં અન્યને જૂઠું, તર્જનથી નહીં થવાય શ્રેષ્ઠ;
તર્જન તાડન બૂરી રીતે, કરવાથી દુઃખો છે ઠેઠ. ॥ ૧૧૫ ॥

તલપ તે લાગી જેને જેની,-તેને તેવણુ ગમે ન લેશ;
તલપ તે ધર્માર્થે છે સારી, બૂરી તલપે પ્રગટે કલેશ. ॥ ૧૧૬ ॥

તલપ જે વ્યસનોની દુર્ગુણની, દુષ્ટેચ્છાઓની તે ટાળ !!;
તલપ જે કુટેવોની તેને,-ટાળી શુભ ગુણને અજવાળ !!. ॥ ૧૧૭ ॥

તલપ જે સર્વના સારા માટે, તલપ જે આત્મોન્નતિને હેત ;
તલપ જે પરોપકારો કરવા, તલપ જે પામી શુભ સંકેત. ॥૧૧૮॥

તલપાપડ થઇજા !! પ્રભુ મળવા, તાલાવેલી તલબ લગાવ !!;
તલસ !! પ્રતિપલ પ્રભુગુણ વરવા, નિજભૂલોને શોધી હઠાવ !!.॥૧૧૯॥

તલસ !! નિજાતમ ! પ્રભુભકિતમાં, આત્મસુખાર્થે તલસો !! ભવ્ય !!;
તલસ તું સેવા ભકિત કરવા, આત્મશુદ્ધિ એ છે પ્રાપ્તવ્ય. ॥૧૨૦॥

તલ્લીન થા !! શુભ કર્તવ્યોમાં, દુષ્ટેચ્છાઓ વારી દૂર;
તલ્લીન થા !! તું પ્રભુના ધ્યાને, અનુભવો પ્રભુ હજારાહજુર. ॥૧૨૧॥

તવાઈ જા !! નહીં દુષ્ટેચ્છાએ, તવાઇ જા !! નહીં કરીને શોક;
તસ્કરનો વિશ્વાસ ન કરવો, રણમધ્યે શું પાડવી પોક. ॥ ૧૨૨ ॥

તહ સહુ શુભ બાબતના કરવા, તહનામા કર !! સારાં બેશ;
તહનામા એવા નહીં કરવા, પાછળથી પ્રગટે જ્યાં કલેશ. ॥૧૨૩॥

તહોમત મૂક ! ! ન દ્વેષે લોભે, સ્વાર્થે અન્યાયે જ લગાર,
તહોમત મૂક !! ન શત્રુ ઉપર, તહોમતનું ફળ કડવું ધાર !! ॥૧૨૪॥
તહોમતનુ પ્રતિફળ છે તહોમત, તહોમત દીધે થાય ન શાન્તિ,
તહોમત નિજ પર આવ્યા સહેવા, તહોમત વૈરનું કાર્ય છે ભ્રાન્તિ ॥૧૨૫॥
તહોમતદાર ન કોને કહેવો, વિના વિચારે કહેતા પાપ;
તહોમત જૂઠા દેવાથી અરે, અન્યભવે પ્રગટે સ તાપ ॥ ૧૨૬ ॥
તત પકડ !! નહી જૂઠો હઠથી, સાચા તતમા હઠ !! નહી લેશ,
તતીવાઓ સારા ખોટા, પ્રગટાવે છે સુખ ને કલેશ ॥ ૧૨૭ ॥
તંત્રોના છે અનેક ગ્રન્થો, અનેક જાતના તંત્રો જાણ !!,
તસ્કર વિદ્યા પણ તંત્ર જ છે, તંત્રો સુખ દુખકારક માન !! ॥૧૨૮॥
તંત્રો મંત્રને યંત્ર થકી પણ, કલિયુગમા ચઢિયાતા જાણ !!,
તંત્રોનો પાપે ઉપયોગ જે,—કરે તે પામે નહિ શિવઠાણ ॥૧૨૯॥
તંત્રી થાજે સત્કાર્યોમા, પરમાર્થોમા થૈ હુશિયાર,
તંત્રી પ્રથમ તુ તનમનનો થૈ, પોતાની બાજી નહીં હાર !! ॥૧૩૦॥
તંબુનો તનુરૂપે જો નિજ, સાત ધાતુનો બન્યો છે બેશ,
તાર છે તેના વિચારવાળા, વગાડ !! પ્રભુ ભક્તિમા હમેશ. ॥૧૩૧॥
તાક !! ન કાનુ બૂરૂ કયારે, તાકીદે કર !! સારા કાજ,
તાકત અનુસારે કર !! કાર્યો, તાકતથી છે નિજ સામ્રાજ્ય ॥૧૩૨॥
તાણુ તે સન્માર્ગે સારૂ, પાપ માર્ગમા ખોટુ જાણ !!,
તાણુ જ્યા સમજે ત્યા સારૂ, તાગામા નબળાઈ પ્રધાન ॥ ૧૩૩ ॥
તાગડધિન્ના કર !! નહીં મૂર્ખા, જૂઠી મલાહે લેશ ન ચાલ !!,
ત્યાગી દે !! તુ જૂઠ પ્રપચો, તોફાનીનો જૂઠો પ્યાર ॥ ૧૩૪ ॥
તાજી શકિત તાજી વિદ્યા, તાજુ છે સૌને સુખકાર;
તાજાપાસે અન્યો આવે, તજાથી કરતા સહુ પ્યાર ॥ ૧૩૫ ॥
તાજુબ થા !! નહીં દરયો દેખી, તાજુબી જો નિજની માંહ્ય,
તાડ સમો માને નિજ ઉચો, પણ ગુણ વણ ઉચો ન સુહાય ॥૧૩૬॥
તાડુકો કરી મોહ હઠાવો !!, દુખકારક છે રોગની તાણ,
તાણુતાણી ખોટી તજવી, દુરી જાવે એવુ ન તાણ !! ॥ ૧૩૭ ॥

તાન લગાવો ! ! સત્કાર્યોમાં, પરમાર્થોમાં તાન લગાવ ! !;
તાન લગાવો !! પ્રભુ ભજનમાં, અંતરૂ આત્મ પ્રભુને જગાવ !!. ॥૧૩૮॥

તાન માનને જ્ઞાનને દાને, સાને ગાને શક્તિ જગાવ ! !;
તાનથકી સન્માન જગતમાં પ્રભુતાને મળે આનંદ લ્હાવ. ॥૧૩૯॥

તાપને ઠંડક બે ઉપયોગી, નર નારીની પેઠે જાણુ ! !;
તરણિ શશી બે જગ ઉપયોગી, નિજ નિજ સ્થાને સહુનું માન. ॥૧૪૦॥

ત્રિવિધ તાપથી મુક્ત થવાને, ગુરૂ સંતોના પગલે ચાલ ! !;
તાપ ત્રયના નાશથી મુક્તિ, તાપ હરે તે તાપસ ધાર !!. ॥ ૧૪૧ ॥

તાપીનદી પર સુરત નગરી, જૈનોનું તે પવિત્ર ધામ;
તાપી નર્મદા સાબરમતીનદી, ગુર્જર ભૂમિમાં સુખઠામ. ॥ ૧૪૨ ॥

તાબુત કરતા મુસ્લીમો જગ, હસન હુસેનની યાદી હેત;
તાબુત સરખા જડ જે રહેતા, તેના હાનિકર સંકેત. ॥ ૧૪૩ ॥

તાબે માત પિતાના રહેવું, ગુરૂ તાબે રહી લેવું જ્ઞાન;
તાબે રહેવું ઉચ્ચ વડીલના,-જેથી પ્રગટે સારી સાન. ॥૧૪૪॥

તાબેદારી સુખ હિતકારક, પ્રગતિકારક કરવી બેશ;
તાબેદાર ન બનશો ક્યારે, મોહાદિકના પ્રગટે ક્લેશ ॥ ૧૪૫ ॥

તાબેદારી ખોટી તજવી, સારી તાબેદારી ઉઠાવ !!;
તાબેદારી ન કદિયે વ્હાલી,-કોઇને લાગે સમજો ! ! દાવ. ॥ ૧૪૬ ॥

તાબો યોગ્યને સ્વોન્નતિ સુખકર, તેને ત્યાગી બનો ! ! ન દીન;
તાબો ખોટો દુઃખકર તજવો,-જેથી આતમ બનતો હીન ॥૧૪૭॥

તામસી પ્રકૃતિ ગુણ કર્મો,-કરતાં માનવ નીચ ગણાય;
તાર પ્રેમનો પ્રભુની સાથે,-લગાવ !! જેથી સુખ પ્રગટાય. ॥૧૪૮॥

તારક તીર્થંકર સૂરિવર જે, ભવોદધિના તેને પૂજ ! !;
તારકની શ્રદ્ધા ભક્તિથી, તરવાની ઝટ પડતી સૂઝ. ॥ ૧૪૯ ॥

તારણ દેવ ગુરૂ સંતોની, ધર્મની સેવા ભક્તિ બેશ;
તારતમ્ય સહુ વાતનું સમજો,-જેથી નાસે મિથ્યા ક્લેશ. ॥૧૫૦॥

તરો ! ! આપ ને અન્યને તારો ! !, મોહે થશો નહીં તારાજ;
તારા મૈત્રક શુદ્ધ પ્રેમ જ્યાં,-ત્યાં નહીં વિષય ભોગ સામ્રાજ્ય. ॥૧૫૧॥

તારીફ નિજની સુણી ન ફુલો !!, સુણી નિન્દા નહીં કરશો ક્રોધ,
મ્હારૂં મારૂં જગ સહુ મિથ્યા, કરજે પ્રભુનો સાચો બોધ ॥૧૫૨॥
તાર્કિક શાબ્દિક વિદ્યાઓના, ઝઘડે કરશે ન આવે સાર,
તારી ઉન્નતિ તારા હાથે, સ્વાશ્રય ગુણોવડે છે ધાર !! ॥૧૫૩॥
તાલાવેલીના ઉત્સાહે, ધારેલા કાર્યો સહુ થાય,
તાલાવેલી પ્રભુમાં લાગે, આત્મ પ્રભુ પ્રગટી પરખાય ॥૧૫૪॥
તાલીમ લે !! મનતનું શક્તિકર, તાલીમ લેને થા !! હુશિયાર,
તાલીમબાજ બની શુભ કરશો, દુરૂપયોગ ન કરો !! લગાર ॥૧૫૫॥
તાલેવંત બની જે પરને, આપે દાન કરે ઉપકાર,
તાલેવંત ખરો તે જગમાં, પરમાર્થે ધન વાપરનાર ॥૧૫૬॥
તાવ પ્રગટતાં લંઘન કરવું, તાવી કરજે સત્યનો ખ્યાલ;
તાવીજ સાચું વિનય પ્રેમને, કર્તવ્યો કરવાનું સાર ॥૧૫૭॥
તિતિક્ષા ધરીને સર્વ લોકની,-સાથે મળીને કર !! શુભકાજ,
તિતિક્ષા જેણે સાચી ધારી, તે પામ્યો આતમ સામ્રાજ્ય ॥૧૫૮॥
તિરસ્કાર કરવો નહીં કોનો, દુર્ગુણ દોષો છે જ ખરાબ,
તિરસ્કાર કરવા પૂર્વે તું, નિજ દોષોનો ઉત્તર આપ !! ॥૧૫૯॥
તિલકાદિક છે ધર્મના ચિન્હો, તીર્થ છે સદ્ગુરુ વૃન્દનું ઠામ,
તીડોથી ખેતીને હાનિ, તીર્થની યાત્રા છે ગુણ ધામ ॥૧૬૦॥
તીર્થ તે દુ ખોદધિથી તારે, તરીએ જેથી તીર્થ છે એહ,
તીર્થ તે સાધુ સાધ્વી શ્રાવક, શ્રાવિકા સંઘ ચતુર્વિધ જેહ ॥૧૬૧॥
તીર્થ સમ્યગ્ શ્રુત શાસ્ત્રો છે, જૈનાગમ ગ્રન્થો સુખકાર,
તીર્થ તે સમ્યગ્ મતિ શ્રુતજ્ઞાની, સંઘ સદા જગમાં હિતકાર ॥૧૬૨॥
તીર્થ તે વિદ્યાજ્ઞાનને શક્તિ, સમ્યગ્ દર્શનને ચારિત્ર,
તીર્થ તે સંયમ ધ્યાન સમાધિ, તરીએ જેથી તીર્થ પવિત્ર ॥૧૬૩॥
તીર્થ તે સત્યાચાર વિચારો, ગૃહસ્થ ત્યાગી ધર્મ સહાય;
તીર્થ તે વ્રત તપ જપ નિયમાદિક,-જેથી આતમ શુદ્ધિ થાય ॥૧૬૪॥
તીર્થ તે સદ્ગુરુ શુભ કાર્યો સહુ, જ્ઞાનાનન્દ છે તીર્થ મહાન;
તીર્થને સ્થાપે તે તીર્થંકર, વીતરાગ કેવલી ભગવાન ॥૧૬૫॥

તીર્થની યાત્રા સેવા ભકિત, રક્ષાર્થે કરો ! ! સહુ કુર્બાન;
તીર્થને સેવી તીર્થંકર રૂપ, ભવ્યજનો થાતા કુર્બાન. ॥૧૬૬॥

તીર્થને તીર્થંકર નિજ આતમ, સત્તાએ છે કરશો વ્યક્ત;
તીર્થ સ્વરૂપી આતમ કરવો, તીર્થંકરના બનીને ભક્ત. ॥ ૧૬૭ ॥

તુચ્છ ન મન તન વાણી રાખો !!, તુચ્છ બનો !! નહીં ક્યારે ક્યાંય;
તીવ્ર સ્વભાવ તે શુભમાં સારો, તીવ્રતા ખોટી તજો !! દુઃખદાય.॥૧૬૮॥

તુચ્છકારો !! નહીં જેને તેને, મન મળ્યા વણુ પડતી તૂટ;
તૂટ પડે ત્યાં સ્નેહ રહે નહીં, સ્વાર્થેર્ષ્યાએ જ્યાં ત્યાં ફૂટ. ॥૧૬૯॥

તુતંગ નલે નહીં લાંબુ ક્યારે, તુતંગથી નહીં કોઈ મહાન્;
તુર્ત તજો !! નિજ ભૂલો દોષો, તુર્ત કરો !! શુભ કાર્યો ધ્યાન. ॥૧૭૦॥

તુર્યાવસ્થામાંહી આવી, તુર્યાતીત થવું ભગવાન્;
તુર્યાતીત દશામાં આતમ !!, પ્રભુ ચિદાનંદ સ્વયં પિછાન !!. ॥૧૭૧॥

તુષ્ટ રહો !! સુખદુઃખ સંયોગે, તુષ્ટ રહો !! મળ્યું તેમાં ભવ્ય !!;
તુષ્ટ રહો !! જે બને છે તેમાં, તુષ્ટ બની કરવાં કર્તવ્ય. ॥ ૧૭૨ ॥

તુષ્ટિ શાંતિ પુષ્ટિ એ ત્રણુ, જેને હોય તે પ્રભુ સમ જાણુ;
તુલ્ય તે ઈન્દ્રાદિથી જાણો !!, પ્રગટાવો !! ત્રણુને સુખખાણુ. ॥૧૭૩॥

તુલસી રોગને હરતી હિતકર, તુલસી ચાહ તનુ હિતકર થાય;
તુંબી, સંયમની કરી આતમ, ભવોદધિ તર !! સુખ પ્રગટાય. ॥૧૭૪॥

તુંહી તું આતમ છે પરમાતમ, तत्वमसिसोऽहं કર !! ધ્યાન;
તૃણુ મણિ પર સમભાવ પ્રગટતાં, આતમ તે પ્રગટે ભગવાન્. ॥ ૧૭૫॥

ત્રીજા પુરૂષની પેઠે સાક્ષી, થૈને વર્તો ! ! નરને નાર;
તૃપ્ત બનો !! આતમ !! અનુભવમાં, તૃષ્ણા ક્ષયથી સુખ નિર્ધાર. ॥૧૭૬॥

તેજ પ્રગટ કર !! મન તન વચમાં, પ્રગટાવો !! આતમનું તેજ;
તેજ તે જ્યોતિ બ્રહ્મશકિત તે, સાચી સુંડી સત્ય અવેજ. ॥ ૧૭૭ ॥

તેજસ્વી નહીં છાનો રહેતો, દાટ્યો પણુ બાહિર પ્રગટાય;
તેજી સહે નહીં ટુંકારો કદિ, સહે ન ચાબુક એ છે ન્યાય. ॥ ૧૭૮ ॥

તેડો ગુરૂસંતોને ઘરમાં, ગુણુ સુખકર ગ્રહવી તેનાત;
તેલ વિના કોઈ ભાવ ન પુચ્છે, તેવડથી શોભે છે જાત. ॥ ૧૭૯ ॥

તૈયારી કરી આગળ ચાલો !!, સર્વ વાતમા રહો !! તૈયાર,
તોછડાઇ કરવી નહી ક્યારે, તોટો પડે તે કાર્ય નિવાર !! ॥૧૮૦॥
તોડને કાઢી આગળ ચાલો !!, તોડ જોડથી શાતિ થાય,
તોપ ને કુસુમ સમા શુભ કાર્યે, ધર્મે થાવુ પાપ પલાય, ॥ ૧૮૧ ॥
તોફાનો તજ !! તોર તજી દે !!, તોબા થાય રહો !! નહી ત્યાંય,
તોબા જૂલ્મો સામે ઉભા,-રહીને મેળવો !! શકતે ન્યાય ॥૧૮૨॥
ત્યાજ્યને છડો !! ગ્રાહ્યને પકડો !!, ત્રસ્ત બનો !! નહી પડે વિપત્તિ,
ત્રાસ જૂલ્મને હિંસા ટાળો !!, પ્રગટાવીને સઘળી શક્તિ ॥૧૮૩॥
ત્રિશકુ જેવી દશા ધરો !! નહી, ત્રેવડ રાખી ઘર !! વ્યવહાર,
ત્રિવિધ તાપને ટાળો !! તુર્તજ, ત્રાગાની રૂઢિને વાર !! ॥ ૧૮૪ ॥
તદુરસ્તી ઈચ્છુ સર્વની, સુકૃત્યથી વાધો !! આરોગ્ય;
તદુરસ્તી ધર્મીઓને, સુકૃતથી થાતી શુભ યોગ ॥ ૧૮૫ ॥
તપાસ કરીને ગુણુ દોષોને, દિલથી દોષો કરવા દૂર,
તાલાવેલી દિ મા લાગી, પ્રગટાવુ અતરમા નૂર ॥ ૧૮૬ ॥

## થ

થથ્થા થાકી જશો ન ધર્મે, ધર્મ કરો !! ઝટ છડો !! પાપ;
થિરતા રાખો !! આતમ ધર્મે, ધર્મે મનડુ વેગે થાપ !! ॥ ૧ ॥
થથ્થા એવુ ભણે ગણે તે, થાતો સ્વયં પ્રભુ ભગવાન્,
શુશુને પામે નહીં એવુ, આચરતા થાતો બળવાન્ ॥ ૨ ॥
થાકી જા !! નહીં દાનને દેતા, થાકી જા !! નહિ કરતા ધર્મ,
થાકી જા !! નહીં વિદ્યા ભણતા, થાક ખાઇ પાછુ કર !! કર્મ ॥૩॥
થોડામાથી થોડુ દેવુ, લેવુ થોડામાથી અલ્પ,
થુ દી ગળી ન જઇએ ક્યારે, શુ કો !! નહીં શુભસ્થાને સ્વલ્પ ॥૪॥
થડને પકડો !! ડાળા છડી, સર્વાચારના મૂળને જાણુ !!,
થરથરવુ નહીં ભયના માર્યા, થાકને લેપ સુધારો !! પ્રાણુ ॥ ૫ ॥
થાગ ન આવે શાસ્ત્રોનો કદિ, કદિ ન આવે મનનો થાગ,
થાગ ન આવે દરયોનો કદિ, પરમેશ્વરમા ધર !! ઝટ રાગ ॥ ૬ ॥

થાગ ન આવે દુનિયાનો કદિ, પ્રભુમાંહી ઝટ મનડું વાળ !!;
થાકલો ખાઈ પુનઃ પુનઃ નિજ,-કર્તવ્યોમાં ધરજે વ્હાલ. ॥ ૭ ॥

થાથા થાબડી દુનિયામાંહી, જ્યાં ત્યાં ઘટે ત્યાં તેવી થાય;
થાથા થાબડી જૂઠ ખુશામત, તજે તે ચોખ્ખો પાળે ન્યાય. ॥ ૮ ॥

થાથા થાબડી ધર્મમાં સારી, સારા કાર્યોમાં હિતકાર;
થાથા થાબડી પાપકાર્યમાં, નઠારી પાપની વૃદ્ધિકાર ॥ ૯ ॥

થાકયા પાકયાને વિશ્રાંતિ, આશ્વાસનને આપો !! સ્હાય;
થાકયા પાક્યાનો પ્રભુ બેલી, પુણ્ય પ્રભુ મદદ કરે સુન્યાય. ॥ ૧૦ ॥

થવાનું હોય તે થતું જે ભાવી, ફારફેર તેમાં નહીં થાય;
થવાનું હોય તે થયા કરંતુ, સમભાવે જો !! સહજે ન્યાય ॥ ૧૧ ॥

થવાનું હોય તે થાતું નક્કી, નિમિત્ત તેવાં મળતાં જાય;
થાય તે થાવા દે !! સાક્ષીએ, જો એવો છે પ્રભુનો ન્યાય ॥ ૧૨ ॥

થયું તેની યાદીને છંડી, થાય છે તેમાં ધર !! સમભાવ;
થશે જે તેની ચિંતા કર !! નહીં, કર !! નિષ્કામે કરણી દાવ. ॥૧૩॥

થાય છે જે તેમાં તું સાક્ષીએ, સમભાવે રહી કર !! કર્તવ્ય;
થાય છે તેમાં હર્ષ શોકવણુ, વર્તજે વ્હાલા આતમ ભવ્ય !!. ॥૧૪॥

થવાનું તે કદિ થતું ન મિથ્યા, પુરૂષાર્થ કર !! ઘટે તે યોગ્ય;
થનાર આશે તેમાં આતમ!!, ઉપયોગે રહી કર્મો ભોગ!!. ॥ ૧૫ ॥

થાપણુ મૂકી કોની ન ઓળવ !!, બની પ્રમાણિક જીવન ગાળ !!;
થાપણુ ઓળવતાં દુનિયામાં,-મર્યા સમો જગમાં નિજ ભાળ !!. ॥૧૬॥

થાપણુ ત્હારી તારી પાસે, 'ધર્મકૃત્યની રહે સહાય;
થાપણુ એવી ઓળવ !! નહીંકો, પરભવ માંહી કરે સહાય. ॥૧૭॥

થોડા ભોજનમાંથી થોડું ગરીબને તું ભાવે આપ !! ;
થોડું દાન કર્યાથી પ્રેમે, મુક્તિ પામીશ મનમાં છાપ!!. ॥ ૧૮ ॥

થાતું હોય જો સારૂં કોનું, તો તેમાં તું આપ !! સહાય;
થાતાં 'સારાં કાર્યો તેમાં,-સહાય કરતાં પુણ્ય જ થાય. ॥ ૧૯ ॥

થરમામિટર અંતરૂ મન છે, અંતરૂ દષ્ટિથી તે દેખ !!;
થંડક આંતર શાંતિ સુખ છે, દુઃખો ટળતાં મુક્તિ પેખ !!. ॥ ૨૦ ॥

થાપ મારીને ભોળાઓને, છેતરવાથી લાગે પાપ,
થાનક પામી બળ સત્તા છે, ખરાબ થાનકમા સતાપ ॥ ૨૧ ॥
થિયોસોફી આદિ મડલ જે, સાપેક્ષે તેમા જે સત્ય,
ઠીક સત્ય તે ગ્રહવુ જ્ઞાને, કરવુ આતમ શુદ્ધિ કૃત્ય ॥ ૨૨ ॥
થુ ક છે પ્રાણીઓ જીવે છે, થુ ક છે જીવન રસ હિતકાર,
થુ ક ટળતા મૃત્યુ થાતુ, થુક છે જીવન પુષ્ટિ કાર. ॥ ૨૩ ॥
થુકો !! નહીં કોનાપર દ્વેષે, નકામુ લેશ ન થુક ઉડાડ !!,
થુક ઉડાડે કાર્ય સરે નહી, થુથુ અર્થ છે તિરસ્કાર ॥ ૨૪ ॥
થેકડો માર !! ન વિના વિચારે, થેકડા મારવો ઘટે ત્યા માર !!,
થેલી રાખ !! તુ સભાળીને, નહીં આઘાતર ચોરનો પાર ॥૨૫॥
થોડુ બોલો !! ને ગમ ખાવો !!, થોડી શિક્ષાને બહુ માન !!,
થોથા પોથા ખપ નહી આવે, ખપમા આવે દિલનુ જ્ઞાન ॥ ૨૬ ॥
થોભાવો !! નહી સારા કાર્યો, શુભ કાર્યોમા વિઘ્ન ન નાખ ! !,
થોભાવો !! દુષ્ટોના પાપી,-કાર્યોને સમજીને ભાખ !! ॥ ૨૭ ॥
થોભો !! નહી સત્કાર્યો કરતા, બૂરૂ કરતા થોભી જાવ ! !,
થોભાવી દો !! દુષ્ટ વિચારો, કરી શુભ થોડુ લેજે લ્હાવ ॥ ૨૮ ॥
થોભાતુ નહી પૂર નદીનુ, થોભે નહી ભક્તિનુ પૂર,
થોભાતુ નહી આયુષ્ય ખૂટયુ, થોભેનહી સતીયોના શૂર ॥ ૨૯ ॥
થ ડા બને ન શૂરા ભકતો, સન્તો સતીઓ જગ હિતકાર,
થ ડા જેઓ શાત સ્વભાવે, તેઓના ધન્ય છે અવતાર ॥ ૩૦ ॥
થ ડા જેઓ પ્રમાદ યોગે, તેઓ મડદા સરખા જાણુ ! !,
થ ડા સારા ખોટા જાણો !!, સાપેક્ષાએ કરશો જ્ઞાન ॥ ૩૧ ॥
થાકી જા !! નહીં દાનને દેતા, થાકી જા !! નહીં કરતા સેવ,
થાકી જા !! નહીં ગુરૂભકિતમાં, થાક તે ખેદની બૂરી ટેવ ॥ ૩૨ ॥
થોડુ પણ જે ધર્મ કર્મ છે, થોડી સેવા ભક્તિ જ્ઞાન,
થોડી એ સહુ મુકિત માટે, થાતુ અ તે અવસ્ય જાણુ !! ॥ ૩૩ ॥
થોડુ થોડુ પુણ્ય કરતા, વધીને મોટુ થૈ જાય,
થોડુ થોડુ પાપ કરતા, વધીને દુ:ખને દેતુ ન્યાય ॥ ૩૪ ॥

## દ.

દદ્દા દયા સમો નહીં ધર્મ છે, દયા વિષે સહુ ધર્મ સમાય;
દયા વિષે છે દેવનો વાસો, દયાધર્મનું મૂળ કથાય. ॥ ૧ ॥
દયાદાનદમથી દુઃખ ટળતું, આતમ પોતે થાવે દેવ;
દાને વેર શમે છે સઘળાં, દમથી નાસે દુર્ગુણ ટેવ. ॥ ૨ ॥
દુઃખથી દીનપણું નહીં ધરીએ, દુર્વ્યસનોના બનો !! ન દાસ;
દુર્ગતિ ટાળો !! દયા કરીને, દુર્બુદ્ધિને છંડો !! ખાસ. ॥ ૩ ॥
દદ્દા ભણ્યા ગણ્યા કહેવાશો, મનદુર્ગુણના કરશો દૂર;
દુઃખી દીનની દયા કરો !! શુભ, પામો !! મનવંછિત ભરપૂર ॥૪॥
દારૂપાન ન કરશો ક્યારે, દુર્મતિને ઝટ દેશો દંડ;
દોડી દોડી સંતને સેવો !!, દુર્ધ્યાનોને વેગે છંડ !!. ॥ ૫ ॥
દેશદ્રોહ અને ગુરૂદ્રોહથી, સર્વ પ્રકારે રહેશો દૂર;
દુનિયામાં નિઃસંગે રહેવું, પ્રગટાવો !! આતમ સુખપૂર. ॥ ૬ ॥
દૂર થશો નહીં દેવગુરૂથી, દયાળુ થાશો નરને નાર;
દ્વેષ કરો !! નહીં દગો કરો !! નહીં, દુઃખી સહાય કરો !! ને દયાળ. ॥૭॥
દેહ છતાં શુદ્ધાતમ જ્ઞાને, વિદેહભાવે જીવે જેહ,
મરણ જીવનની પેલી પારે, થયો પ્રભુ સુખ સત્યનો ગેહ. ॥ ૮ ॥
દુઃખીનું જે દર્દ ન જાણે, દુઃખીઓની કરે ન સહાય;
દયા વિનાના એવા લોકો, જીવંતા મુવેલા જણાય. ॥ ૯ ॥
દાતારોનાં અમર નામ છે, કંજુસ જનનાં રહે ન નામ;
દાનીનું દિલ દરિયા જેવું, દાન કરો !! જીવ !! થૈ નિષ્કામ. ॥ ૧૦ ॥
દુનિયાદારી દુઃખની ક્યારી, દુનિયા દોરંગી રહેનાર;
દુનિયા રંજે ટળે ન દુઃખો, પ્રભુ રીઝવ !! સુખ શાંતિ થનાર ॥૧૧॥
દરિદ્રતા દુઃખ શીખવે એવું, દુઃખીઓને આપો !! દાન;
દેશો તેવું સામું લેશો, પ્રભુનો સાચો બોધ એ માન !!. ॥૧૨॥
દુઃખો પડતાં સુખ શિક્ષાર્થે, શિક્ષક સરખા દુઃખ સંયોગ;
દીન ન બનવું દુઃખ પડંતાં, દુઃખનું કારણ કર્મને રોક !!. ॥૧૩॥
દુર્વ્યસનોથી દૂર રહેવું, એવો આતમ નિશ્ચય લાવ !!;
દુર્વ્યસનોનો દાસ ન આતમ !!, એવી આતમ શક્તિ જગાવ !!. ॥૧૪॥

દુ ખના દહાડા સદા ન રહેતા, દુ ખ સમયમા ધીરજ ધાર !!,
દગા પ્રપ ચો પાખ ડ પાપથી, દૂરે રહેતા સુખ નિર્ધાર ॥ ૧૫ ॥
દગાખોરનો કદિ ન કરવો,-સ્વપ્નામાહી પણ વિશ્વાસ,
દેશમા દુ ખ પડતા પરદેશે,-જાવાથી સુખની છે આશ ॥૧૬॥
દોડો !! કયા મક્કા ને કાશી, દિલમા આતમ પ્રભુ છે દેવ,
દુર્ગુણ દુરાચારના ત્યાગે,-પ્રગટે દિ મા પ્રભુની સેવ ॥ ૧૭ ॥
દુ સ્વપ્નો છે પાપોદયથી, પુણ્યોદયથી શુભ પ્રગટાય,
દૂતપણું કર !! ન્યાયે સારૂ, આજીવિકા ધર્મે ન્યાય ॥ ૧૮ ॥
દુગ્ધથી બળબુદ્ધિ તન વિકસે, દુગ્ધથી આયુષ્ય વૃદ્ધિ થાય,
દૂધ પીતુ કરવાની પાપી,-રૂઢિથી દુ ખો પ્રગટાય ॥ ૧૯ ॥
દૂર થકી નહિ જનની પરીક્ષા, દૂરથી ડુ ગર લાગે બેશ,
દૂરનુ દૂર ને પાસનુ પાસે,-સમજે તેને રહે ન કલેશ ॥ ૨૦ ॥
દૂષક, કાકની પેઠે જ્યા ત્યા, દોષને દેખી બહુ હરખાય,
દૂષિત લોકોપર કરૂણાની,-દૃષ્ટિ ગખો !! શુદ્ધજ થાય ॥ ૨૧ ॥
દૃઢ રહો !! શુભ કર્તવ્યોમા, દૃઢના મેરૂ સરખી ધાર !!,
દૃઢીભૂત કર !! મનને ધૈર્યે,-તેથી પ્રાય થતી ન હાર ॥ ૨૨ ॥
દૃશ્યમાન જડ પુદ્ગલ બાજી, ક્ષણિક આવે નહિ નિજ સાથ,
દૃષ્ટા થા !! તુ સાક્ષી ભાવે, સર્વનો ભજ !! શ્રી ત્રિભુવનનાથ ॥૨૩॥
દૃષ્ટાતો ઉંચા સારા લે !!, લે !! નહી પડતાનુ દૃષ્ટાત,
દૃષ્ટાતિક થા !! આતમ !! જાતે, આદર્શી જીવન રળિયાત ॥ ૨૪ ॥
દૃષ્ટિ સારી શુભકર ધારો !!, દૃષ્ટિદોષથી ભૂલો થાય,
દૃષ્ટિદોષની ભૂલ સુધારે, તે જગમા જ્ઞાની કહેવાય ॥ ૨૫ ॥
દેખરેખ રાખો !! નિજ મનપર, દેખરેખથી ફાયદો થાય,
દેખો !! જ્યા ત્યા ગુણને પ્રેમે, ગુણદૃષ્ટિથી ગુણો ગ્રહાય ॥ ૨૬ ॥
દેખાડો !! દુનિયાને સારૂ,-સુખકર જેથી દુ ખો જાય,
દેખો !! નહીં ને દેખાડો !! નહીં, દુર્ગુણ દોષોને અન્યાય. ॥ ૨૭ ॥
દેખાદેખી કરો !! ન કાર્યો, સમજી વિવેકે કરશો કાજ,
દેખાદેખી ગાડરીયાની,-રીતિથી નહીં શિવ સામ્રાજ્ય ॥ ૨૮ ॥

દેખાદેખી સમજ્યા વણ પણ, ગુણીજનોની છે હિતકાર;
દેખાદેખી પાપમાર્ગમાં, બૂરી છે દુઃખની દાતાર. ॥ ૨૯ ॥
દેહ દેરાસરમાં નિજ આતમ, અન્ય જીવો છે દેવ સમાન;
દેરાસર જીવંતાં દેહો,-તેમાં જીવો છે ભગવાન્. ॥ ૩૦ ॥
દેવતાઈ જે સંતોભક્તો, ઢાંક્યા જગમાં નહીં ઢંકાય;
દેવતા પેઠે બને પ્રકાશી, જાહેર જગમાં જ્યાં ત્યાં થાય. ॥ ૩૧ ॥
દેવનું દર્શન જાય ન નિષ્ફલ, દેવ ઉપર ધારો !! વિશ્વાસ;
દેવદૂત છે સંતો ભક્તો, પરાપાર પામ્યા પ્રભુ ખાસ. ॥ ૩૨ ॥
દેવલોકમાં ધર્મી સંતો,-ભક્તો જાતા નિશ્ચય ધાર !! ;
દેવને દેવી રૂપ નિજાતમ, આત્મપ્રભુમાં શક્તિ અપાર. ॥ ૩૩ ॥
દેવું લેવું સહુ વ્યવહારે, ધર્મ્ય નીતિથી દેવું ધર્મ;
દેશ છે ત્હારો અસંખ્યપ્રદેશી, ચિદાનંદ શક્તિ આધાર. ॥ ૩૪ ॥
દેશ પ્રેમ અભિમાન જે શસ્પજ, ધર્મ્ય તે નીતિએ દિલધાર;
દેશભૂમિ આદિની પ્રીતિ, ધર્માર્થે શક્તિ દાતાર. ॥ ૩૫ ॥
દેશ જે નિત્ય ચિદાનંદ રૂપી, પોતાનાથી અભિન્ન જેહ;
દેશ જે એવો તેમાં આતમ,-ચાલો !! રહેશો ગુણનો ગેહ. ॥ ૩૬ ॥
દુઃખીઓનાં દુઃખો દેખી, બૂમો સાંભળી જે હરખાય;
દૈત્ય ક્રૂર રાક્ષસ છે તેઓ, નિર્દયી મુક્તિને નહીં પાય ॥ ૩૭ ॥
દેવું ચૂકવ !! કર્મનું આતમ !!, હવેથી બન !! નહીં દેવાદાર;
દેહ દેરાસરમાંહી આતમ,-પ્રભુને ધ્યાને ભવ્ય !! નિહાળ !!. ॥૩૮॥
દેવું નકામું કર !! નહીં આતમ, દેવું ચૂકવે મુક્તિ થાય;
દેવાં મહાવીર દેવે ચૂકવ્યાં, જ્ઞાનવૈરાગ્યે દેવું જાય. ॥ ૩૯ ॥
દેવું પૈનું પણ નહીં સારૂં, દેવાદાર સમો નહીં દીન;
દેવું લેવું વ્યવહારે છે, અપ્રમાણિક માનવ હીન. ॥ ૪૦ ॥
દેશકાલ અનુસરીને ચાલો !!, જ્ઞાની જાણે દેશને કાલ;
દેશ સમાજ ને સંઘ કુટુંબની,-સેવામાં ધરજે બહુ વ્હાલ. ॥ ૪૧ ॥
દેશના દે !! લોકોને સુખકર, તારી એ છે સેવા ભકિત;
દેશના દેવી ફર્જ એ ત્હારી, ફેરવ !! તેમાં તારી શકિત. ॥ ૪૨ ॥

દેહીપણુ તુ દેહ નહીં છે, દેહથી મુક્તિને ઝટ સાધ્ય !!,
દેહનો કર !! નહીં દુરૂપયોગજ, ચિદાનદ નિજપદ આરાધ્ય !! ॥૪૩॥

દેહ અમર નહીં રહે જગત્મા, દેહો વસ્ત્રપરે બદલાય,
દેહ ટળતા નિસગી રહી, નિર્ભય થા !! જિનરૂપ સુહાય ॥ ૪૪ ॥

દેશ અસખ્યપ્રદેશી ત્હારો, જ્ઞાનાનદમયી ગુણ ખાણ,
દેશમા ચાલી સ્થિર ત્યા થાઓ !!, સ્વદેશ રાજ્યનો તુ ભગવાન્ ॥૪૫॥

દેહ દડ ભોગવ !! સમભાવે, કર્મોદયથી આવ્યા જેહ,
દેહના ઉપર સયમ ધારી, કાયિક પાપ તજો !! ગુણગેહ ॥ ૪૬ ॥

દેહાત્મવાદી નાસ્તિક લોકો, દેહાર્થે જગજીવે જેહ,
દેહાત્મવાદી જડવાદીઓ, પરભવને માને નહીં તેહ ॥ ૪૭ ॥

દેહાત્મવાદી ખાવુ પીવુ,–તેમાહી માને આનદ,
દેહ ભિના બીજો નહીં આતમ, ધર્મને તેહ ગણે છે ફ્દ ॥ ૪૮ ॥

દેહાત દડથી જન નહીં સુધરે, ધર્મબોધથી સુધરે લોક,
દેહાતર થાતા દુખ થાતા, પાડ !! ન આતમ !! દુખે પોક ॥૪૯॥

દેહાતર કર્મે જીવોના, થયા અને થાશે જગજાણ !!,
દેહાતરથી ધર્મીઓનુ, મુક્તિમા આગળ ચઢવુ માન !! ॥ ૫૦ ॥

દેહાતરથી ગભરાતો નહીં, દેહાતરથી આગળ જાવ !!,
દેહમા નિસગી ધર્મી ને,–મર્યા પછી પામે સુખ લ્હાવ ॥ ૫૧ ॥

દેહશત ધાર !! ન કોની ક્યારે, ભજી લે પરમેશ્વર ભગવાન્,
દેહથી ધાર્મિક કાર્ય કરી લે !!, દેત્ય સમો બન !! નહી હેવાન ॥૫૨॥

દૈત્ય તે નિર્દય પાપી હિસક, હિસાદિક પાપોમા રક્ત,
દૈવની અકલકલા છે ન્યારી, દૈવને જાણે જ્ઞાની ભક્ત ॥ ૫૩ ॥

દુર્બલતા જે મન તનની તે, પાપ અધર્મને દોષો તેહ,
દુર્બલતા તે ભય લજ્જાને, અનીતિ અતિશય કામ છે એહ ॥૫૪॥

દુર્બલતા તે અધર્મ્ય યુદ્ધને, અધર્મ્ય ભોગને અધર્મ્ય સ્વાર્થ,
દુર્બલતા તે ખેદ અપ્રીતિ,–જેથી સધાય નહીં પરમાર્થ ॥૫૫॥

દુર્બલતા તે દ્વેષને ઇર્ષ્યા, કામ ક્રોધ માયા અહકાર,
દુર્બલતા તે હિસા જૂઠુ, ચોરીના ધરવા આચાર ॥૫૬॥

દુર્બલતા તે વ્યભિચારીપણું, મિથ્યા બુદ્ધિને અજ્ઞાન;
દુર્બલતા તે આલસ નિંદા, અયોગ્ય ભોજનને છે પાન. ॥૫૭॥
દુર્બલતાને છંડો !! આતમ ! !, શક્તિમંતની પાસે ધર્મ;
દુર્બલતા તે અધર્મ પાપજ, સબલપણાનાં કરશો કર્મ. ॥૫૮॥
દુર્બુદ્ધિ જો પ્રસંગ પામી, મનમાં પ્રગટે તો ઝટ ટાળ ! !;
દુર્બુદ્ધિની સલાહ મીઠી. ત્હોંયે તેમાં વિષ છે ભાળ !!. ॥ ૫૯ ॥
દુર્બુદ્ધિ એ અધર્મ ભારી, સર્વપાપનું મૂલ છે જાણ ! !;
દુર્ભાગ્યે દુઃખ પ્રગટે જાણી, ધર્મ કરી લે !! બની સુજાણ. ॥૬૦॥
દુર્લભ માનવ ભવને પામી, આતમ !! ફોગટ નહીં ગુમાવ !!,
દુર્લભ ધર્મની સામગ્રી લહી, ધર્મક્રિયાના લેશો લ્હાવ. ॥ ૬૧ ॥
દાન શીયલ તપ ભાવના ચારે, ધર્મના એ છે મુખ્ય પ્રકાર;
દાન શીયલ તપ ભાવ ધરીને, ઉતરો !! ભવસાગરની પાર. ॥૬૨॥
દુર્વ્યસનો દુર્ગુણો ન જેમાં,-તે નરનારી છે આદર્શ;
દયા દાન દમ ધારે તેઓ, મહાયોગીઓ છે દુર્ધર્ષ. ॥૬૩॥
દુવા ભલી લેજો સહુ કોની, કોના પણ લેશો નહીં શાપ;
દેશો નહીં કોઇને શાપો, ટાળો !! થાતા ત્રિવિધ તાપ. ॥ ૬૪ ॥
દુવાઇ પ્રભુને ગુરૂની મોટી, કદિ ન લોપો !! પ્રભુ દુહાઇ;
દયા ન માગો !! આળસુ થૈને, દિલમાંથી ટાળો !! નબળાઇ. ॥૬૫॥
દુશ્મન કોના થવું ન ક્યારે, દુશ્મનનો ધર!! નહી વિશ્વાસ;
દિલમાં જો દુશ્મનનો વાસતો, સત્ય શાંતિનો ચલે ન શ્વાસ. ॥૬૬॥
દુશ્મન અંતરમાં તો બાહિર,-પ્રગટે એવો કુદ્રત્ ન્યાય;
દુશ્મન રાગને રોષ ટળંતાં, અન્ય દુશ્મનો આઘા જાય. ॥૬૭॥
દુશ્મનાવટને દૂર કરીને, શુદ્ધ પ્રેમથી જગમાં વર્ત ! !;
દુશ્મનને જીતો ! ! શુભ પ્રેમે, દયાએ દાને સત્યની શર્ત. ॥૬૮॥
દુષ્કર્મોથી સ્વર્ગ મળે તો,-એવા સ્વર્ગને ઝટ તરછોડ !!;
દુષ્કર્મોથી સુખ નહી શાંતિ, દુષ્કર્મોમાં પ્રેમ ન જોડ ! !. ॥૬૯॥
દુષ્કર કાર્યો પણ ઉત્સાહે, યત્ને સુકર બને છે જાણ ! !;
દુષ્કર કાર્યો કરવામાંહી, આત્મશક્તિ ધરી થા !! બળવાન. ॥૭૦॥

દુસ્તર ભવોદધિને તરવો, સમ્યગ્જ્ઞાન ગ્રહી ચારિત્ર,
દુસ્તર ભવોદધિને તર !! ઝટ, મન વચ કાયા કરી પવિત્ર ॥૭૧॥

દુ:ખદાયક પોતાની ભૂલો, નિજને નિજથી થાતુ દુ:ખ,
દુ:ખદાયકથી દૂરે રહેવુ, સુખદાયક સંગે વરસુખ ॥ ૭૨ ॥

દેવચન્દ્ર વાચકની ભક્તિ, કીધી તદ્ગ્રન્થ કરી પ્રકાશ,
દેવચન્દ્ર ગ્રન્થો ઉપકારક, કરતા આત્મ સ્વભાવ વિકાસ ॥ ૭૩ ॥

દોષીઓના દોષો દેખી,-તેઓને કર ! ! નહિ ધિક્કાર,
દોષીઓના દોષો ધોવા, પ્રવૃત્તિ કર !! દે !! શિક્ષણ સાર ॥૭૪॥

દોષો નિજમા જેહ રહ્યા છે,-તેની કર !! ઝટ આતમ !! યાદ,
દોષ દૃષ્ટિને દૂર કરીને, પરગુણ ગ્રહવાનો લે !! સ્વાદ ॥ ૭૫ ॥

દ્વેષી ઉપર દ્વેષ ન કર !! મન, જીવોમાહી રાગને રોષ,
દ્વેષ તજી દે !! દ્વેષીઓપર, પરગુણ રાગે નિજને પોષ !! ॥ ૭૬ ॥

દુનિયાદારી દોરંગીલી, દુનિયાનો મત એક ન થાય,
દુનિયા રીઝવી નહીં રીઝાતી, પ્રભુ રીઝવતા મોક્ષ સુહાય ॥ ૭૭ ॥

દુનિયાના અભિપ્રાયો ઝાઝા, તેમા મુંઝ !! ન ચેતન !! ચેત !!,
દવા કરો !! ડાહ્યા વૈદ્યોની, સમજો !! જ્ઞાનીનો સંકેત ॥ ૭૮ ॥

દુ:ખો છે નિજ ભૂલથી નક્કી, દુ:ખ હેતુ અજ્ઞાનને દોષ,
દોષો મોહાદિ છે જાણો !!, ટાળો !! પામો !! સુખ સંતોષ ॥૭૯॥

દ્રવ્ય ક્ષેત્રને કાલને ભાવે, પરિવર્તન પામે સહુ ધર્મ,
દ્રવ્યક્ષેત્રને કાલને ભાવે, ન્યાયને આહારાદિ સહુ કર્મ ॥ ૮૦ ॥

દેહદેવળમા આતમદેવ છે, ઘટઘટ વ્યાપક આતમરામ,
દેહસંગી પણ દેહી નહીં તુ, અસંખ્યપ્રદેશી તુ ગુણધામ ॥૮૧॥

દુ:ખની લાગણી જેને થાતી,-તેને દુ:ખ ન આપો !! ભવ્ય !!,
દુ:ખની દેવાની બુદ્ધિને, પ્રવૃત્તિ છંડી કર!! કર્તવ્ય ॥ ૮૨ ॥

દિલમા પલપલ પ્રભુ સ્મરીને, કર !! કર્તવ્યો રહે ન પાપ,
દિલદાર વિના દિલ મશાણ જેવુ, જ્યા ત્યા પ્રગટે બહુ સંતાપ ॥૮૩॥

દયાલુ લોકની સર્વ કાલમા, થોડી સંખ્યા જગમા હોય,
દયા વિનાના નિર્દય લોકની, કોટિ અબ્જની સંખ્યા જોય ॥૮૪॥

દષ્ટિ રાગ તે જાણે તોપણ, એકાંતે જે જૂઠો રાગ;
દષ્ટિરાગનો ત્યાગ છે દુષ્કર, દષ્ટિ રાગને ત્યાગી જાગ !!. ॥ ૮૫ ॥

દાન કરી લે !! શકિત છતાં તું, નિષ્કામે પ્રતિદિન કર !! દાન;
દાન કરીલે !! મોક્ષાર્થે ઝટ, મોક્ષાર્થે નિષ્કામ તે માન !!. ॥ ૮૬ ॥

દાન અનેક પ્રકારે જગમાં, અભયદાન છે સૌમાં શ્રેષ્ઠ;
દાન અભયને કોઈ ન પહોંચે,–તેની આગળ બીજાં હેઠ. ॥ ૮૭ ॥

દાન કર્યાથી ત્યાગ પ્રકટતો, દાને વૈરી રહે ન કોય;
દાન તે પ્રભુની સેવાભકિત, સાત્ત્વિક દાને મુકિત હોય. ॥ ૮૮ ॥

દાન તમોગુણી રજોગુણી છે, સાત્ત્વિક દાનમાં સ્વર્ગને મુકિત;
દાનને ભાવે દેવું યોગ્યને, દાન ત્યાં સેવા અને છે ભકિત. ॥ ૮૯ ॥

દમથી આતમશકિત પ્રગટે, દમથી પાપો બહુ રોકાય;
દમથી બૂરી ઇચ્છા ટળતી, દમથી અનેક રોગ હણાય. ॥ ૮૯ ॥

દમ તે ઇચ્છાઓને દમવી, દમ તે મનને દમવું તેહ;
દમ તે દુર્ગુણ વ્યસનો દમવાં, દુષ્ટ વિચારનો નિરોધ જેહ. ॥ ૯૦ ॥

દમ તે સંયમ શકિત જાણો !!, દમથી કર્મ ઘણાં રોકાય;
દમથી નવાં કર્મો નહીં આવે, દમથી મુકિત સહેજે થાય. ॥ ૯૧ ॥

દયા દાન દમ એ ત્રણગુણથી, ક્ષણમાં મુકિત જ્ઞાની પાય;
દક્ષ તે દાન દયા દમ ધારે, તનમન આરોગ્યેજ સુહાય. ॥ ૯૨ ॥

દક્ષ તે સમય વિચારી ચાલે, બોલે જેથી પામે શકિત;
દક્ષ તે લાભ ને હાનિ જાણી,–કરે વિવેકે સેવા ભકિત. ॥ ૯૩ ॥

દક્ષ બનીને આતમ વર્તો !!, લાભાલાભનો કરો !! વિવેક;
દક્ષ બનીને સ્વાધિકારે, કર !! કર્તવ્યને ધારી ટેક. ॥ ૯૪ ॥

દખમું એક દિન મરણ પછી છે, શ્મશાન વા તે કબ્રસ્તાન;
દખમું આવે તેની પૂર્વે, ચેતી ધર્મ કરો !! ગુણવાન. ॥ ૯૫ ॥

દગો ન વિશ્વાસીનો કરજે, સ્વધર્મી સાથે દગો ન ધાર !!;
દગો ન કરજે મિત્રાદિકનો, દગો ન કર !! ગુરૂથી દુઃખકાર. ॥ ૯૬ ॥

દગો ન દેવો ક્યારે કોને, દગાવિષે શયતાનનો વાસ;
દગો ન દે !! તું કરી પ્રતિજ્ઞા, દગાથી અંતે થતો વિનાશ. ॥ ૯૭ ॥

દગો સગો નહીં કોનો જગમા,-કરીને જો !! તુ અ તે દુ ખ,
દગા પ્રપચીઓના સામા,-રહેવુ જેથી શાતિ સુખ. ॥ ૯૮ ॥
દગલબાજ લોકોથી ચેતી,-ચાલો !! જગમા નરને નાર,
દગલબાજ નમે સૌથી ઝાઝો, અતિવિનય ત્યા દગા વિચાર ॥ ૯૯ ॥
દગાબાજની તજો !! પ્રતીતિ, સોગનથી વિશ્વાસ ન સત્ય,
દગાબાજથી દબી જશો નહીં, દગાબાજથી ચેતી કર !! કૃત્ય ॥૧૦૦॥
દબી જાવુ નહીં શરમાઈને, દબાયા વણ કર્તવ્યને પાલ !!,
દબી જાવુ નહી ખોટી રીતે, સત્યને દાખો !! નહીં કો કાલ ॥૧૦૧॥
દાટી દો !! દુર્ગુણ દોષોને, દયા સત્યથી મુકિત ધાર !!,
દાટી દો !! પાપોના કાર્યો, દમામ જૂઠો લેશ ન ધાર !! ॥ ૧૦૨ ॥
દમામ કૃત્રિમ નહો ન લાવો, દમામથી મળતા નહીં રામ,
દમામ રાખો !! નહી કદિ જૂઠો, દયામા ખર્ચો !! વિત્ત તમામ ॥૧૦૩॥
દયાળુને દરકાર છે સારી, ત્યાગે પાપી સહુ દરકાર,
દરગુજર કરે દયાળુ ગુન્હો, ત્યાગીને કોની દરકાર ॥ ૧૦૪॥
દરબાર સત્ય પ્રભુનો મોટો, અ તરમા સાચો દરબાર,
દરબારી મન તન હિતસાધક,-બને તો જાય નહી ઘરબાર ॥૧૦૫॥
દરવાજો છે સત્યનો મોટો, પ્રભુનો દરબાર જ્યા ત્યા જાણ !!,
દરવાણી આતમપ્રભુ સાચો, જ્ઞાન તખ્તપર છે ભગવાન, ॥ ૧૦૬ ॥
દરિદ્ર દીન ન માનો !! નિજને, તનુદેવળમા તુ ભગવાન,
દરિદ્ર શાને માનો નિજને, ભ્રાન્તિથી થાતો હેરાન ॥૧૦૭॥
દરિદ્ર નહીં આતમ !! મ્હારા, તુજમા અન ત જ્ઞાનાનન્દ,
દરિદ્ર નહીં તુ તુજમા આન દ, બાહ્યમા પ્રભુતાઈના ફદ ॥૧૦૮॥
દરિદ્રતાનુ કારણ પૂર્વનો,-પાપોદય છે નક્કી જાણ !!,
દરિદ્રતા વિણસે છે પુણ્યે, દરિદ્રતા અજ્ઞાનથી માન !! ॥ ૧૦૯ ॥
દરિદ્રી થા !! નહીં ઉત્સાહી બન !!, ઉદ્યમથી દારિદ્ર હણાય,
દરિદ્ર પણ જો ધર્મ કરે તો, ઈન્દ્રોથી મોટો કહેવાય ॥૧૧૦॥
દરિદ્ર ભીખારીના ઘરમા, પ્રભુ જ્યોતિનો થાય પ્રકાશ,
દીનની પાસે પ્રભુ ઝટ આવે, ભકત દશાનો થતા વિકાસ ॥૧૧૧॥

દરિદ્ર દીન છે ઇન્દ્રો ભૂપો, જડ પુદ્ગલની ધારે આશ;
દરિદ્ર તેઓ જેઓ જડમાં, સુખનો બહુ ધાર્યો વિશ્વાસ. ॥૧૧૨॥

દરિદ્ર દીન તેઓ જગ જાણો !!, જડ ધન લોભી મહા કંજુસ;
દીન તે જગમાં પર જડ ભોગમાં, સુખમાનીને બન્યા જે તુચ્છ. ॥૧૧૩॥

દીન જે પ્રભુની આગળ સેવક, દાસ બનીને કરતો ધર્મ;
દીન જે પ્રભુનો દાસ બનીને, કરે ન પાપોનું કંઇ કર્મ. ॥૧૧૪॥

દીન તે સારો નિર્ધન હોંચે, પ્રભુપર પૂર્ણ ધર્યો વિશ્વાસ;
દીન તે સારો સર્વજીવોની,-સેવા કરતો ધરે ન આશ. ॥૧૧૫॥

દીન તે જાણો !! ચક્રી છતાં પણ, આશા તૃષ્ણાનો થઇ દાસ;
દીનપણું ધરી મોહ ગુલામી,-કરતા ધરે ન પ્રભુ વિશ્વાસ. ॥૧૧૬॥

દીન તે બૂરો ગરીબ છતાં પણ, અનેક પાપો કરતો ખાસ;
દીન તે સારો ને બૂરો છે, દીન તે જેને જડસુખપ્યાસ. ॥૧૧૭॥

દરિયો તો તેણે જગ તરિયો, કામને જીતી થયો અકામ;
દરિયા જેવા જ્ઞાની સંતો, અનંત ગુણ રત્નોના ધામ. ॥૧૧૮॥

દર્દ સહે તે મર્દ જગત્માં, મોહનું મોટું જગમાં દર્દ;
દર્પ કરે જે મોહ તજ્યા વણ, મોહ જીતતો તે છે મર્દ. ॥૧૧૯॥

દર્પણમાં દશ્યો હોય જેવાં,-તેવાં પ્રતિબિંબો દેખાય;
દર્પણ સમ સમ્યગ્ જે જ્ઞાન છે, તેમાં સમ્યક્ સહુ પેખાય ॥૧૨૦॥

દર્પણ સમ નિજ આત્મજ્ઞાન છે, મોહ ટળે તસ શુદ્ધિ થાય;
દર્પણ સમ થા !! આતમ !! જ્ઞાને, સાક્ષી ભાવે સુખ વર્તાય. ॥૧૨૧॥

દર્શક થા !! તું મોક્ષ માર્ગનો, દર્શકની આજ્ઞાએ ચાલ !!;
દર્શન, સદ્ગુરૂ સંતનાં કરતાં, પ્રભુથી પ્રગટે સાચું વ્હાલ. ॥૧૨૨॥

દેખો !! સારૂં દેખાડો !! શુભ,-જેથી આવે દુઃખનો અંત;
દેખો !! સુખ હિતકરને ભાવે, દશ્ય છે આતમ !! સાચા સંત. ॥૧૨૩॥

દમન કરે જે દમ્ય છે તેને, અદમ્યને દમતાં ન દમાય;
દમન અને દંડથી શાંતિ વર્તે, તોફાનો થાતાં અટકાય. ॥૧૨૪॥

દમન કરો !! હદમાં રહીને તે, ધર્મ્યદમન, હિતકારી થાય;
દમન કરો !! જે હદબાહિર તે, અધર્મ્યદમને દુઃખ જણાય. ॥૧૨૫॥

દમન કરે નહીં દમવણુ માનવ, અધર્મ પાપનુ દમન છે બેશ,
દમનમા અભ્યાસે જયસિદ્ધિ, પછીથી ટળતા બૂરા ક્લેશ ॥૧૨૬॥
દ ડ વિના નહીં શાસન ચાલે, દ ડ વિના નહી રાજ્ય કરાય,
દ ડથી ધર્મનુ રક્ષણ થાતુ, દ ડ તે નીતિ ન્યાયે સુહાય ॥૧૨૭॥
દ ડો ! ! મનને દુર્પથ જાતા, ઇન્દ્રિયોને દ્યો ! ! શુભ દ ડ,
દ ડો ! ! દુષ્ટ વિચારને જ્ઞાને, દ ડ્યાનુ રાખો ! ! ન ઘમ ડ ॥૧૨૮॥
દ ડ તે સાત્વિક, સ તને સારો, જેને ઘટે તેને તે દ ડ,
દેતા સર્વે નિયમમા રહીને, વર્તે કરે ન પાપ પ્રચ ડ ॥ ૧૨૯ ॥
દલાલ, શુભ કાર્યોમા થાવુ, ધર્મક્રિયામા થાવ ! ! દલાલ,
દલાલ, થા ! ! તુ પરોપકારે -જેથી પામે સુખકર માલ ॥ ૧૩૦ ॥
દલાલી કર ! ! તુ ધર્મની વાટે, લોકો જેથી સદ્ગુણી થાય,
દયા દાન દમવૃદ્ધિ થાવે, વર્તે જગમા નીતિ ન્યાય ॥ ૧૩૧ ॥
દલિતજનોને ઉ ચા ચઢવા, તન મન ધનથી દેવી સ્હાય,
દલિતકોમને સ્વત ત્ર કરવા,-આપો ! ! વિદ્યા શક્તિ ન્યાય ॥૧૩૨॥
દલીલ જે હિત સુખ કરનારી તે, સર્વજીવોને ગ્રહવા યોગ્ય,
દલીલ સત્કાર્યોમા સારી, પાપમાર્ગમા તેહ અયોગ્ય ॥ ૧૩૩ ॥
દલીલથી સમજે સમજુ લોકો, અજ્ઞાની જડને શુ દલીલ,
દલીલથી સમજે નહી તેને, દ ડથી શિક્ષાની છે અપીલ ॥૧૩૪॥
દવા અગ્નજળ વાયુ પ્રકાશે, દેહાયુષ્યથી જીવ્યુ જાય,
દવા થકી પણ હવા ચઢે છે, દવાએ રોગો દૂરે થાય ॥ ૧૩૫ ॥
દવા ન કરવી પડે કદાપિ, એવુ તન મન ધર ! ! આરોગ્ય,
દવા વૈદ્ય રોગી બહુ ભેદે, દવા ખરી જે ટાળે રોગ ॥ ૧૩૬ ॥
દવા કરીને મનની જ્ઞાને, ચિત્તકષાયો દૂરે ટાળ !!,
દવા ચાકરી કરતા ભક્તિ, આવે પ્રભુ પ્રાપ્તિનો ખ્યાલ. ॥ ૧૩૭ ॥
દશા જે કાલે જેવી આવે,-તેને પામી બનો ! ! પ્રસન્ન,
દશા જે સારી નઠારી તેમા,-સમભાવે રાખો ! ! નિજ મન્ન ॥૧૩૮॥
દશીવીંશી સહુ ઉપર આવે, ગોપર સુખદુ ખ વાયુ વાય,
દશા ન એકસરીખી સૌની, સદા ન રહેતી સમજો ન્યાય ॥ ૧૩૯ ॥

દસ્ત સાફ નિર્મલ તો તન મન, આરોગી રહે સમજો !! સત્ય;
દસ્ત ઉપર આધાર રહે છે, તન મનનાં કરવાનાં કૃત્ય. ॥ ૧૪૦ ॥
દસ્તાવેજ કરો !! બહુ સમજી, ન્યાય નીતિને તજો !! ન લેશ;
દસ્તાવેજ પ્રમાણિક પાળે, અનેક સંકટ સહીને ક્લેશ. ॥ ૧૪૧ ॥
દસ્તાવેજ છે તારો એવો, જન્મ થતાંની સાથે જાણુ !!;
દયા દાન દમ નીતિ સાચું,–ધારો!! પ્રગટાવો!! ભગવાન. ॥૧૪૨॥
દહન કરો !! જે દહ્ય છે તેને, પાપી રૂઢીયોને બાળ !!;
દહો!! જે કામની વાસના તેને, દીનો ઉપર થાવ !! દયાળ. ॥૧૪૩॥
દહાડા આવે સુખ દુઃખના જગ, વખત વખતની જુદી છાંય;
દયા પ્રેમ નીતિ પ્રભુભક્તિ, સેવાથી દીન સફલા જાય. ॥ ૧૪૪ ॥
દધિ પાચક ઉપયોગી છે બહુ, દહીથી ફાયદા અનેક થાય;
દહી ઉપકારક રોગીઓને, અમુક રોગમાં શાંતિ દાય. ॥ ૧૪૫ ॥
દંગો, મોહની વૃત્તિયોનો,–થતો પ્રથમથી શમાવી નાખ !!;
દગા ફિસાદો મોહે જયાં ત્યાં, દંગો થાતાં હિંમત રાખ !!. ॥૧૪૬॥
દંડેલોના દગાથી સાવધ,–રહીને પ્રભુમય જીવન ગાળ !!;
દંડેલોને દબાવી શિક્ષા,–દેઇ તેઓને જ સુધાર !!. ॥ ૧૪૭ ॥
દંતકથાઓ સારી ખોટી, સુખ દુઃખકારક અનેક જાણુ !!;
દંતકથામાંથી ગ્રહી સાચું, પરમેશ્વરની માનો આણુ !!. ॥૧૪૮॥
દંતકથાઓ કલ્પિત સાચી, ગુણહિત કરનારી સાંભળ !!;
દંતકથાઓ વાંચી આતમ,–શુદ્ધિ સુખ શાંતિમાં વળ !!. ॥૧૪૯॥
દંપતી તે જે વિશુદ્ધ પ્રેમી, સામાસામી જે અર્પાય;
દંપતી જે એકાત્મા થઇને,–વર્તે એક પ્રભુને ધ્યાય. ॥ ૧૫૦ ॥
દંપતી તે જે જ્ઞાની પ્રેમી, એક બીજામાં દેખે ઐક્ય;
દંપતી તે જે અતિથિ સેવા, ભક્તિમાં અર્પાતાં નેક. ॥ ૧૫૧ ॥
દંપતી તે જે ચામડી મોહે, ભોગના મોહે નહીં મુંઝાય;
દંપતી તે જે ગૃહાવાસમાં, સ્વાર્થ માટે ન્યાય. ॥ ૧૫૨ ॥
દેખે એક બીજામાં આતમ, જીવે મુક્તિ ભેદથી ધરે ન ભેદ;
દંપતી તે જે ગૃહાવાસમાં, સ્વાર્થ ભેદથી ધરે ન ભેદ;
દ્વૈતપણાનો પ્રેમ ન ધારે, ટાળે અન્યો અન્યના ખેદ. ॥ ૧૫૩ ॥

દ પતીમાહી દયા દાન દમ, સત્ય પ્રેમ નીતિ જો હોય,
દેવલોકસમ દ પતી જીવન, આત્મ વિશુદ્ધિ માટે જોય ॥ ૧૫૪ ॥

દભને ત્યાગો ! ! નિર્દ ભ થાઓ ! !, દભથી દુ ણનો પ્રગટે પ થ;
દભથી તપ જપ સયમ નિષ્ફલ, દભ ત્યા કોઇ નહીં નિર્ગ્રન્થ ॥૧૫૫॥

દભ તજી દે ! ! મોક્ષાર્થે તુ, દભથી ઈચ્છયુ મળે ન સત્ય,
દભીઓથી ફસાઈ જા ! ! નહીં, દભ વિના કર ! ! ધર્મના કૃત્ય ॥૧૫૬॥

દભથી જીત ને લક્ષ્મી પામે,–તો પણુ તેથી શાતિ ન થાય,
દભથી પ્રગટે સઘળા પાપો, દભને ત્યાગે શાતિ સુહાય ॥૧૫૭॥

દભ પ્રપચ ષડ્યત્ર પ્રપચો,–કરીને જીતી નરકમા જાય,
દભથી મોહનુ જોર વધે છે, દભ તજી દે ! ! મુક્તિ થાય ॥૧૫૮॥

દશ તજી દે ! ! વૈરના ઝેરી, દશ તજી દે ! ! શાતિ થાય,
દશ ત્યા દયા ન દેવ ન ધર્મ છે, દશ તજ્યાથી મોક્ષ સુહાય ॥૧૫૯॥

દાવ જે સારો સુખકર આવ્યો,–તેને પ્રમાદથી ન ગુમાવ ! !,
દાવને લેઇ સત્કર્મો કર ! !, દુષ્ટના પાપી દાવ હઠાવ ! ! ॥ ૧૬૦ ॥

દાવને જાણે તે છે વિચક્ષણ, દાવને ભૂલે ભૂ લ્યુ સર્વ,
દાવ મળ્યો છે મુક્તિ માટે, જૂઠા દાવના ત્યાગો ! ! ગર્વ ॥ ૧૬૧ ॥

દાની થા ! ! કાર્પણ્ય તજીને, દીધુ તેનુ ફલ તો થાય,
દાન કર્યા ભાવી પ્રતિકૂલને, પ્રગટાવે એ સાચો ન્યાય ॥ ૧૬૨ ॥

દાની આપે તેથી અધિકુ, પરભવમા પામે નિર્ધાર,
દાન સુપાત્રે દેતા મુક્તિ, જ્ઞાનાનન્દ પ્રગટતા સાર ॥ ૧૬૩ ॥

દેવુ જેવુ લેવુ તેવુ, તરતમ ભાવઅપેક્ષા એજ,
દેવુ લેવુ સર્વજીવોને, સ્વભાવે થાતુ જાણો ! ! તેજ ॥ ૧૬૪ ॥

દેવુ લેવુ તેમા જેને, દેવાલેવાની નહીં વૃત્તિ,
દેવ સમો તે આત્મપ્રકાશે, પરાપાર પામે નિવૃત્તિ ॥ ૧૬૫ ॥

દીધા લોકોને ઉપદેશો,–જેથી લોકોનુ હિત થાય,
દીધા લોકોને ઉપદેશો, લોકો જેથી મુક્તિ પાય. ॥ ૧૬૬ ॥

દીધા મુક્ત્યર્થે ઉપદેશો, મુક્તિવણુ નહીં કામના અન્ય,
દઉ છુ નિષ્કામે ઉપદેશો, લોકોમા પ્રગટે સૌજન્ય ॥ ૧૬૭ ॥

દઉં છું ઉપદેશો લોકોને, નામ રૂપાદિક વાસના ત્યાગ;
દઉં છું દેઈશ વ્યાખ્યાનો સહુ, લોકોમાં પ્રગટે પ્રભુ રાગ. ॥૧૬૮॥

દઉંછું ને લઉંછું જગમાંથી,–એવી નહીં અહંકારની વૃત્તિ;
દેવું લેવું કુદ્રત્ રીતે, થાતી સ્વભાવિક એ રીતિ. ॥ ૧૬૯ ॥

દાનત સારી રાખો ! ! આતમ ! !, સ્વાર્થે દાનત નહીં બગાડ ! !;
દાનત સારી તો તું સારો, અંતરમાંહી પ્રભુ જગાડ ! !. ॥ ૧૭૦ ॥

દાનસ્તો દાનો શુભ શત્રુ, મૂર્ખ મિત્ર પણ નહીં હિતકાર;
દક્ષબ્રાહ્મણે ભૂપ બચાવ્યો, મૂઢકપિથી હણાતો ધાર ! !. ॥૧૭૧॥

દાનાઈ દીનતા આવે પણ, દાનસ્તાની કદિ ન જાય;
દાની દોસ્તોજગમાં દુર્લભ, મિત્ર જીવાડતાં જે અર્પાય. ॥ ૧૭૨ ॥

દાનો માનવ બહુ હિતકારી, જગમાં બનીશ નહીં નાદાન;
દાબ રાખજે દુષ્ટોપર શુભ, દાન નહીં કોઈ જ્ઞાનસમાન. ॥ ૧૭૩ ॥

દામને રામને પૂર્વને પશ્ચિમ, જેટલું છેટું જગમાં જાણ ! !;
દામકામથી રામ છે ન્યારા, આત્મ પ્રભુ તે રામ છે માન ! !. ॥૧૭૪॥

દામને માટે રામ ન વેચો ! !, કામને માટે તજો ! ! ન રામ;
દાટી દો ! ! જે હરામવૃત્તિ, સમજો ! ! આત્મદશા નિષ્કામ. ॥૧૭૫॥

દાયક છે તું દે ! ! તારૂં સહુ, અન્યોને નિજશકત્યનુસાર;
દાતારી નહીં છાની રહેતી, દાયી આતમ સ્વભાવ સાર. ॥ ૧૭૬ ॥

દારૂ પીતાં બુદ્ધિ બગડે, તનમન ધનનો થાય વિનાશ ;
દારૂમાં સહુ દુઃખનો વાસ છે, દારૂપાની દુઃખનો દાસ. ॥ ૧૭૭ ॥

દારૂપાની મહાઅજ્ઞાની, નાદાનોનો છે શિરદાર ;
દારૂથી કદી થાય ન સારૂં, દારૂથી નહીં શાંતિ લગાર. ॥ ૧૭૮ ॥

દારૂથી મનડું જ નઠારૂં, ભાવથી દારૂ તે અહંકાર ;
દારૂ વ્યસનથી દૂરે રહેતાં શાંતિ તુષ્ટિ પુષ્ટિ અપાર. ॥ ૧૭૯ ॥

દારૂ ગોળો પાપનો ઓળો, દારૂખાનું પાપનું સ્થાન ;
દારૂગોળા લડાઈમાંહી, નાચે કુદે છે શયતાન. ॥ ૧૮૦ ॥

દારૂગોળા દ્વેષના ડોળા, વૈર સ્વાર્થથી તે પ્રગટાય ;
દારૂગોળા હિંસા માટે, જ્યાં ત્યાં જગમાંહી વપરાય. ॥ ૧૮૧ ॥

દારૂગોળાથી નહિ શાંતિ, હિંસાથી હિંસા ઉલ્લસ્યા,
દુષ્ટશત્રુ હિંસકની સામે, સ્વરક્ષાર્થે છે હિતદાય ॥ ૧૮૨ ॥

દાવપેચ સત્યાર્થે સારા, દયાદિ માટે તે હિતકાર,
દાવપેચ, પાપાર્થે બૂરા, હિંસાદિની વૃદ્ધિકાર ॥ ૧૮૩ ॥

દાવો દુનિયામાં શ્યો ત્હારો, દેહનો દાવો પણ નહીં સાચ,
દાવો ત્હારો નિજ આતમપર,-જેમાં જ્ઞાનાનન્દ ત્યાં રાચ!! ॥૧૮૪॥

દાસપણું ગુરૂદેવનું સારૂં,-જેથી આતમ દેવ સુહાય,
દાસપણું જનનીને જનકનું, જ્ઞાનીનું કરતાં સુખ થાય ॥ ૧૮૫ ॥

દાસપણું નહીં કોને વ્હાલું, પ્રભુપણું પર સૌને વ્હાલ,
દાસ તે બુદ્ધિ શક્તિ વિનાના, મોહે જડપર ધારે પ્યાર ॥ ૧૮૬ ॥

દાસ તે જડ ભોગોના તાબે,-રહીને ઇચ્છે સાચું સુખ,
દાસ તે અંતરમાં સુખ તેને,-મૂકી પામે મોહથી દુઃખ ॥ ૧૮૭ ॥

દાસ તે તનુમન વચનની ઉપર, કાબુ શુભ ધારે નહીં તેહ,
દાસ તે દુર્ગુણી વ્યસનીઓ છે, અજ્ઞાનીઓ જાણો!! એહ ॥૧૮૮॥

દાસ તે કામના તાબે રહેતા, પુદ્ગલમાં સુખનો વિશ્વાસ,
દાસ તે જડમાં મૂર્ચ્છા ધારે, ધરે પુદ્ગલમાં સુખની આશ ॥૧૮૯॥

દાસ તે મોહાદિક પરવશમાં, ગુલામોના પણ તેહ ગુલામ,
દાસ તે ઇન્દ્રો સમ્રાટો સહુ, કંચન કામિની ગુલામ શ્યામ ॥૧૯૦॥

દાસ તે રાજાઓ મોહી જે, સુખાર્થે દુર્ગુણ વ્યસનના દાસ,
દાસપણું મોહે સહુ જીવો,-કરતા ધરતા જડ સુખ આશ. ॥ ૧૯૧॥

દાસપણું, સદ્ગુણ માટે શુભ, દાસપણું ઇન્દ્રોને હોય,
દાસપણું છે કર્મ છે યાવત્, તાવત્ સાપેક્ષાએ જોય ॥ ૧૯૨ ॥

દાસ બને જે પ્રશસ્ય તે જગ,-પ્રભુ બને અંતે નિર્ધાર,
દાસપણામાંથી પ્રભુ બનવા, ઉમંગ ધર!! પ્રભુપર કર!! પ્યાર ॥૧૯૩॥

દાસપણું કર!! સદ્ગુરૂ દેવનું, જ્ઞાની સંતોનો થા!! દાસ
દાસપણું કર!! ધર્મીઓનું, ધરી સેવા ભક્તિ વિશ્વાસ ॥૧૯૪॥

દાસપણું તે સેવાભક્તિ,-એવા દાસના દિલમાં દેવ,
દામને રાજાની વૃત્તિથી, ભિન્ન તું જીવોની કર!! સેવ ॥ ૧૯૫ ॥

દિગંબરોને શ્વેતાંબર બે, જૈનધર્મની શાખા જાણુ !! ;
દિગંબરોને શ્વેતાંબરની, મુક્તિ છે સમભાવથી માન !!. ॥ ૧૯૬ ॥

દિગ્ વિજયી પણ દાસ છે તેઓ,–જેઓ રાગને રોષાધીન;
દિગ્ વિજયી તેઓ સાચા છે, જડ તૃષ્ણા તજી બને ન દીન. ॥૧૯૭॥

દિમાક રાખે તે નહીં મોટો, મોટાને નહીં હોય દિમાક;
દીન ન મોટો ગણે ન જે નિજ,–તેણે મોહની કીધી ખાખ. ॥૧૯૮॥

દિલ ચંગા તો ઘટમાં ગંગા, દિલને દરિયા જેવું ધાર !!;
દિલનો થા !! દરિયાવ જગત્માં, દિલ્ગીરી પ્રગટતી વાર !!. ॥૧૯૯॥

દિલગીર થા !! નહીં દુઃખ સમયમાં, હર્ષિત થા !! નહીં પ્રગટે સાત;
દુઃખ સુખમાં સમભાવે રહીને, આત્માનંદે થા !! રળિયાત. ॥૨૦૦॥

દિલાસો આપ !! તું દુઃખીઓને,–તેથી દુઃખ ઘણું વિણસાય;
દિલાસો દે !! તું સદુપદેશે, દિલાસો તે મહોકાણુ કથાય. ॥૨૦૧॥

દિલાસો તે ઉઠમણા ચાલે, લોકાચારે તેહ અપાય;
દિલાસો તાપમાં ઠંડક જેવો, મરતાંઓનું જીવવું થાય. ॥૨૦૨॥

દિલાસો દે !! તું રોગીઓને, દિલાસો સ્વર્ગનું અમૃત લ્હાણું;
દિલાસો, સેવાભક્તિ કાર્યથી, સર્વ જીવોની સેવા જાણુ !!. ॥૨૦૩॥

દિલાસો દુઃખીને આલંબન, દિલાસો સર્વજીવોનો પ્રાણ;
દિલાસો સારો ધાર્મિક વાટે, સન્માર્ગોમાં સહાય માન !!. ॥૨૦૪॥

દિવાનો થા !! તું સર્વલોકની,–સેવા ભક્તિમાં તજી સ્વાર્થ;
દિવાનો થા !! તું દુનિયાદારી,–ડહાપણ ભૂલી ધરી પરમાર્થ. ॥૨૦૫॥

દિવાલી ક્ષણ ક્ષણ આત્માનંદે, સંતોના ઘટમાં પ્રગટાય;
દિવાલી તે નિજ આત્મદશાની, મસ્તાની વૃત્તિ સોહાય. ॥૨૦૬॥

દિવાળી સર્વદા જ્ઞાની ઘટમાં, અજ્ઞાનીને હોળી જાણુ !!;
દિવ્ય દિવાળી આત્મપ્રભુની, સેવા ભક્તિ સાચું જ્ઞાન. ॥ ૨૦૭ ॥

દિવ્ય શક્તિયો અંતરમાં છે, યોગાભ્યાસે તે પ્રગટાય;
દિવ્ય જીવન છે જ્ઞાનાનન્દે, દિવ્ય જીવન એ મોક્ષ સુહાય. ॥૨૦૮॥

દિવ્ય દશા પ્રગટાવો !! આતમ !!, ક્ષણ એકનો પણ તજો !! પ્રમાદ;
દિવ્ય દેવ તું આતમ !! પોતે, એમાં લેશ ન વાદ વિવાદ. ॥૨૦૯॥

દિવ્ય જ્ઞાન તે દિવ્ય ચક્ષુ છે, દિવ્ય ચક્ષુથી સહુ દેખાય,
દિવ્ય ચક્ષુથી તીર્થંકરોએ, ઉપદેશ્યો છે ધર્મ સુહાય ॥૨૧૦॥

દિશા દેખાડી રહે સહુ શાસ્ત્રો, અનુભવ કરવો છે નિજ હાથ,
દિવ્ય અનુભવ દશા પ્રગટતા, અનુભવાયો આતમનાથ ॥૨૧૧॥

દીકરા દીકરીને કેળવણી,-આપો !! બનાવો !! સચ્ચારિત્ર,
દીક્ષા અનુભવી ગુરૂ જો !! આપે,-ત્યારે આતમ થાય પવિત્ર ॥૨૧૨॥

દીક્ષા, ત્યાગની દાતા સદ્ગુરૂ, સુખસાગર મહારાજ મહંત,
દીક્ષાગુરૂએ ત્યાગી બનાવી, બનાવ્યો મુજને જગમાં સંત ॥૨૧૩॥

દીક્ષાગુરૂ સુખસાગર પ્રભુ સમ, અન્યો નહીં છે ક્ષમા મહેશ,
દીક્ષાગુરૂ સુખસાગર વંદુ, પ્રભુ, મારા ટાળ્યા ક્લેશ ॥૨૧૪॥

દીર્ઘદર્શી થા !! દીર્ઘદૃષ્ટિથી, લાભાલાભનો કરો !! વિચાર,
દીર્ઘદર્શીને જય ને સિદ્ધિ, થાવે દુઃખ ટળે નિર્ધાર ॥૨૧૫॥

દીર્ઘદૃષ્ટિથી કર !! કર્તવ્યો, દીર્ઘદૃષ્ટિથી અનુભવ ધાર !!,
દીર્ઘદર્શીનો અનુભવો લેઈ, કર્તવ્યોનો ધર !! આચાર ॥૨૧૬॥

દીર્ઘસૂત્રી થા !! નહીં કર્તવ્યો,-કરવામાં નિશ્ચયથી ચાલ !!,
દીર્ઘાયુના ઉપાય સેવો !!, અંતર્ દીપ કરીને ભાળ !! ॥૨૧૭॥

દુઆ અહો !! સંતોની સારી, દુઆથી દુઃખો દૂરે જાય,
દુકાન માંડો !! ધર્મ ગુણોની, આત્મિક ગુણ ધન વૃદ્ધિ થાય ॥૨૧૮॥

દુકાળીઆને મદત કરો !! સહુ, પાપોદયે પ્રગટે દુષ્કાલ,
દયા કરો !! દુષ્કાલે ભાવે, દુઃખીના દુઃખોને ટાળ !! ॥૨૧૯॥

દુઃખ ન કોને વ્હાલું લાગે, દુશ્મનને પણ પડો !! ન દુઃખ,
દુઃખી કરતા અન્યજનોને, દુઃખ મળે નહીં મળતું સુખ ॥૨૨૦॥

દુઃખો ટાળો !! સર્વ જનોના, તિર્યંચના દુઃખોને ટાલ !!,
દુઃખ ન આપો !! કોને ક્યારે, દુઃખ હેતુને તજો !! દયાલ ॥૨૨૧॥

દુઃખ છે પાપોદયથી સ્વપરને, દુઃખનું કારણ કીધાં પાપ,
દુઃખકર પાપનું કારણ હિંસા, જૂઠું ચોરી દોષ અમાપ ॥૨૨૨॥

દુઃખીઓને દેખી જેને, દયા કે લાગણી અન્ય ન થાય,
દૈત્ય તે અથવા ત્રિગુણાતીત તે, નિર્દય વા નિર્ગુણ સુહાય ॥૨૨૩॥

દુઃખીનાં દુઃખ ટાળવા સેવા,-કરવાથી છે પુણ્યનો બંધ;
દુઃખીને દેશો તો દુઃખ લેશો, કુદ્રત્ પ્રભુનો ન્યાય અવંધ્ય. ॥૨૨૪॥

દુઃખીઓનાં દુઃખનાં કારણ,-જાણી તેઓને કર !! દૂર;
દુઃખીઓની સેવા માંહી, આત્મપ્રભુ પ્રાકટ્ય હજૂર. ॥૨૨૫॥

દુઃખનું કારણ અધર્મ હિંસા, અસત્ય ચોરીને વ્યભિચાર;
દુઃખનું કારણ કામ ક્રોધને, લોભને દ્વેષ તથા અહંકાર. ॥૨૨૬॥

દુઃખનું કારણ મિથ્યા બુદ્ધિ, મોહ કપટ ઈર્ષ્યા અજ્ઞાન;
દુઃખનું કારણ કામોપભોગો, પાપ કર્મને પાપ વિચાર. ॥૨૨૭॥

દુઃખ પ્રગટે આ ભવ પરભવ, કૃતકર્મોના ઉદયે જાણ ! !;
દુઃખને ભોગવ !! સમ ભાવે તું, દુઃખ ટળ્યા પછી સુખ છે માન !!. ॥૨૨૮॥

દુઃખ ન દેવું મન વચ તનુથી, કોઈને કયારે નિશ્ચય ધાર !!;
દુઃખીઓને આપ !! દિલાસો, દુઃખના હેતુ વેગે વાર ! !. ॥૨૨૯॥

દુઃખનો સર્વથા નાશ તે મુક્તિ, દુઃખ હરે તે ધર્મ કથાય;
દુઃખ નાશમાં સર્વપ્રકારના, સત્ય ધર્મ સાધન સુખદાય. ॥૨૩૦॥

દુઃખ સ્પપરને દેવું એ છે, હિંસા અધર્મ પાપ તે જાણ !!;
દુઃખવવા જે અન્યજીવોને, હિંસા તે છે દિલમાં આણ !!. ॥૨૩૧॥

દુઃખ થાય જેથી જીવોને,-તે હિંસા મહાપાપ નિવાર !!;
દુઃખ દેવાથી દૂર રહે તે,-ધર્મી સંત છે નર ને નાર ॥૨૩૨॥

દુઃખને ટાળો !! કોટિ ઉપાયે, સુખનું કારણ સુખ તે ધર્મ;
દુઃખી થતા સહુ જાતિજીવો, કર્મે જાણી કર !! શુભ કર્મ. ॥૨૩૩॥

દુઃખ પડે તે સમ્પ્રતિ ભોગવ !!,-નવાંકર્મનો કર !! નહીં બન્ધ;
દુઃખ છે પાપોદયથી જાણી,પાપકર્મમાં થા !! નહીં અન્ધ. ॥૨૩૪॥

દુઃખને ટાળી સુખને આપે, દ્રવ્ય ભાવથી ધર્મ તે જાણ !!;
દ્રવ્યક્ષેત્રને કાલને ભાવથી, દુઃખ હેતુઓને જ પિછાણ !!. ॥૨૩૫॥

દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી, સુખ દુઃખ કારણ સઘળાં જાણ !!;
દ્રવ્યાદિકની સાપેક્ષાએ, સુખ દુઃખ જાણી ધર્મને માન !!. ॥૨૩૬॥

દુગ્ધા દુનિયાદારીમાંહી, દુઃખ ટળે નહીં મળે ન દેવ;
દુનિયાદારી સ્વપ્ના જેવી, ક્ષણિક જાણી પ્રભુપદ સેવ !!. ॥ ૨૩૭ ॥

દુનિયામા નિર્લેપી વર્તે, વ્યવહારે અંતર નિર્લેપ,
દુનિયામા નહીં રાગ રોષ તો,-કાર્યો કરે લાગે નહીં ચેપ ॥૨૩૮॥
દુનિયાદારી છે દોરંગી, એક મતો તેનો નહીં થાય,
દુનિયામા ત્રિગુણી જીવો છે, એક સરીખા થૈ નહિ જાય ॥ ૨૩૯ ॥
દુનિયાદારી માહે રહીને ન્યારો વર્તે અંતરૂ જેહ,
દુનિયામા તે દેવ પ્રભુ છે, પ્રભુમય જીવને જીવે તેહ ॥ ૨૪૦ ॥
દુબળાને બહુ બગાઈ વગાગે, માર ઉપર બહુ પડતો માર,
દુબળાનુ કો સગુ ન થાવે, દુબળાને જ્યા ત્યા છે હાર ॥ ૨૪૧ ॥
દુર્બલ લોકોની વ્હારે ચઢ !!, દુર્બલ અનાથ લોકને રક્ષ !!,
દુર્બલનો જ્યા ત્યાજ મરો છે, દુર્બલ તે જીવે જે દક્ષ ॥ ૨૪૨ ॥
દુબળાઓને જોર જુલ્મથી, ગુલામ કરવા તે છે પાપ;
દુબળાઓપર થતા જુલ્મને, ટાળો !! તેઓના સંતાપ ॥ ૨૪૩ ॥
દુભવશો નહીં અન્ય જનોને, સ્વાર્થે અનીતિ કરીને લેશ,
દુભવતા જગ અન્ય જીવને, અંતે પામો !! પોતે ક્લેશ ॥૨૪૪॥
દુભવવામા હિંસા પાપ છે, એવો છે પરમેશ્વર બોધ,
દુભવો" નહીં જીવોને ક્યારે, દુખનુ કારણ કામને ક્રોધ. ॥૨૪૫॥
દુરસ્ત કર !! મન વાણી તનુને, દુરસ્ત કર !! જે ધાર્મિક કાજ,
દુરસ્તીમા ડહાપણ હુશિયારી, અંતે પામો" સુખ સામ્રાજ્ય ॥૨૪૬॥
દુરાચરોને દુરાચરણથી, દુર્ગુણથી જીવતા નર્ક;
દુરાચરોને દોષો ટાળો !!, જીવતા અહીં પ્રગટે સ્વર્ગ ॥ ૨૪૭ ॥
દુરાચારને દુર્જનથી ઝટ, દૂર રહીને આગળ ચાલ !!,
દુર્ગતિ છે પાપોદય યોગે, સદ્ગુણથી સદ્ગતિમા મ્હાલ !! ॥૨૪૮॥
દુર્જન દુર્ગુણી દુષ્ટજનોને, દબાવી દે !! ગુણ શકતે ભવ્ય !!,
દુખદશા ટલે ધર્મગુણોએ, ધર્મ એજ છે તુજ કર્તવ્ય ॥ ૨૪૯ ॥
દૈવ જોગ બનવાનુ બનતુ, ચાલે નહીં ત્યા કશો ઉપાય;
દૈવ જોગથી દૈવનો પણ,-ઉગરે નહીં એવો છે ન્યાય ॥ ૨૫૦ ॥
દૈવત જ્યા ત્યા દેવપણુ છે, દૈવત જ્યા ત્યા જગ પૂજાય;
દૈવત જ્યાં ત્યા સાક્ષાત્ પ્રભુ છે, દૈવત અણધાર્યુ પ્રગટાય ॥ ૨૫૧ ॥
૩૫

દૈવત છાનું રહે ન કયાંયે, દૈવતનો આદર સત્કાર;
દૈવત તે પ્રભુ શકિતયો છે, જયાં ત્યાં તે પ્રગટેજ અપાર. ॥ ૨૫૨ ॥

દૈવી માનવ, દેવની પેઠે, પૂજાતો જગમાં નિર્ધાર;
દૈવી શકિતયોને ખીલવ !!, આત્મ પ્રભુ તું પોતે સાર. ॥ ૨૫૩ ॥

દૈહિક શત્રુઓને ટાળો ! !, આધ્યાત્મિક શત્રુને ટાળ ! !;
દોટ મારીને પ્રભુના પંથે, સાચી એક લગનથી ચાલ ! !. ॥૨૫૪॥

દોડ ! ! તું પ્રભુના પંથે પ્રેમે, પ્રભુ મળવાને પલપલ દોડ ! !;
દોડંદોડા કર !! નહીં પાપે, પાપમાર્ગમાં કર !! નહીંહોડ. ॥૨૫૫॥

દોડધામ નહીં પાપમાં સારી, દોડધામ, ધર્માર્થે શ્રેષ્ઠ;
દોડા દોડ ન મોહે કરજે, નીતિથી પરનિજપર પેટ. ॥ ૨૫૬ ॥

દોર ચલાવ !! ન અનીતિ જૂલ્મે, પાપીઓને ધર્મમાં દોર !!;
દોરવ!! અન્યોને પ્રભુ માર્ગે, દોલત ગર્વે થા !! નહીં ઢોર. ॥૨૫૭॥

દોષીઓનાં દોષ ગ્રહો ! ! નહીં, દોષીઓને નહિ ધિક્કાર;
દોષીઓના ધુવો ! ! દોષને, દોષી લોકોને જ સુધાર ! !. ॥ ૨૫૮ ॥

દોષીઓના દોષોને ધો ! !, માતા સમ થૈને નિર્ધાર;
દોષીઓને નિંદતાં પહેલાં, નિજ દોષોનો કર !! પરિહાર. ॥૨૫૯॥

દોષીઓપર કરૂણા બુદ્ધિ, પ્રેમને ધારો ! ! નરને નાર;
દોષોમાંથી પસાર થાવા, સૌને શુભ ઈચ્છા નિર્ધાર. ॥ ૨૬૦ ॥

દોષો અનેક ભવમાં ત્હારા, આ ભવમાં જે હોય તે દેખ ! !;
દોષીઓના દોષને ધોવા, યથાશકિત કર !! નહીં ઉવેખ !!. ॥૨૬૧॥

દોષી પહેલાં સર્વે લોકો, પછીથી નિર્દોષીઓ થાય;
દોષીઓને ગુણી થવાના,–દ્વારો ખોલો !! કરી ઉપાય. ॥ ૨૬૨ ॥

દોષો જો પોતાના ટાળો ! !, તો પરના ટાળો ! ! નિર્ધાર;
દોષો ટાળો !! મુકિત થાતી, એવું નિશ્ચય મનમાં ધાર !!. ॥૨૬૩॥

દોષિત લોકોનેજ સુધારો ! !, નિજ દોષોનો કરીને ખ્યાલ;
દોષિતને ધર્મી જ બનાવો !!, તેના ઉપર ધારી વ્હાલ !!. ॥ ૨૬૪ ॥

દોસ્ત તે સાચા માર્ગે દોરે, પ્રભુના પંથમાં દોરે તેહ;
દુ:ખને ટાળે સહાય આપે, આત્મ એકને ભિન્નજ દેહ. ॥ ૨૬૫ ॥

દોસ્ત તે જ્ઞાનને ચરિત સદ્‌ગુણ,–માર્ગે મિત્રને દોરી જાય,
દોસ્ત તે આતમનો છે આતમ, આતમ બધુ મિત્ર ગણાય ॥૨૬૬॥

દોસ્તોને દોરજ ! ! સન્માર્ગે, દોસ્તનો દ્રોહ કરીશ નહિ લેશ;
દોસ્તી ગુણી જનોની કરવી, દોસ્તીમા કરજે નહીં કલેશ ॥૨૬૭॥

દોસ્તોના દુર્ગુણને હરવા, દોસ્તોને કર ! ! સારી સ્હાય,
દોસ્તોની નિંદા નહીં કરવી, દોસ્તી નભે નહીં જ્યા અન્યાય ॥૨૬૮॥

દોસ્તીમા લેવડ દેવડથી, પ્રસંગે મનડુ ખેદી થાય;
દોસ્તી પરમાર્થે છે સારી, ગુણોની વૃદ્ધિ માટે ન્યાય ॥ ૨૬૯ ॥

દોહન કર ! ! સૌમાથી સારૂ, દોહન કર ! ! સૌમાથી સત્ય;
દોહન કર !! ગુણનુ જ્યા ત્યાથી, દોહન કરીને કર !! સત્કૃત્ય. ॥૨૭૦॥

દોહિલુ પણ ઉદ્યમ ઉત્સાહે, બળ કળથી સુલભ થૈ જાય,
દોગાઈ ત્યજ !! નીતિને ભજ !!, દુર્બલતા ત્યાગો !! અન્યાય ॥૨૭૧॥

દુર્બલતા છે મનના મોહે, દુર્બલતા અજ્ઞાનને દોષ,
દુર્બલતા આદ્યાતમ ત્યાગી, ધર્મ્ય શકિતયોને કર ! ! પોષ ॥૨૭૨॥

દ્યૂત તે જૂગટુ વ્યસન છે મોટુ, દ્યૂતથી ચક્રી પણ દીન થાય,
દ્યૂતનો પન્થ તે દુ ખનો દરિયો,–તેમા પડિયો ડૂબી જાય ॥ ૨૭૩ ॥

દ્રવ્યથી આત્મગુણો નહીં વધતા, દ્રવ્ય વિત્તથી મળે ન મોક્ષ,
દ્રવ્ય તે તનુ આદિ હિત માટે, ધનની અતિ મમતાને રોક !! ॥૨૭૪॥

દ્રોહ ન કર ! ! દુશ્મનનો પણ તુ, ત્યાગીને કદિ ઘટે ન દ્રોહ,
દ્રોહ ન કર !! તુ ધર્મભેદથી, દ્રોહ એજ છે મોટો મોહ ॥૨૭૫॥

દ્રોહ ન કર ! ! વિશ્વાસીઓનો, દ્રોહથી દ્રોહ વધે છે ખૂબ,
દ્રોહના વિષવૃક્ષો વાવીને, કદિ ન પામો ! ! આબા લુબ ॥ ૨૭૬ ॥

દ્રોહ ન કરજે દ્વેષ ધરીને, દ્રોહીનુ શુભ કર ! ! નિર્ધાર,
દ્રોહીઓનુ ભલુ કરીને, પ્રભુપદને પ્રગટાવો ! ! સાર ॥ ૨૭૭ ॥

દ્રોહી થા ! ! નહી દેવગુરૂને, સંતોનો ને ધર્મનો લેશ,
દ્રોહી પામે નહીં સ્થિર શાંતિ, દ્રોહી મનમા નિશદિન કલેશ ૨૭૮

દંદ યુદ્ધ ધર્માર્થે સારૂ, પટકીને મારો ! ! શયતાન;
દંદ યુદ્ધ સુજ અંતર્ ચાલે, સ્હાયક મારા રો ભગવાન્ ॥૨૭૯॥

દ્વેષ રહ્યો નહીં શત્રુઓ પર, નિંદક ઉપર રહ્યો ન દ્વેષ;
દ્વેષ કરૂં નહીં કોપર ક્યારે, કરૂં ન કોની સાથે ક્લેશ. ॥ ૨૮૦ ॥

દ્વેષ કરૂં નહીં દ્વેષીઓપર, ભલે જાય તન મનને પ્રાણ;
દ્વેષ કરૂં નહીં દ્વેષીની ઉપર, પ્રગટાવું આતમ ભગવાન. ॥ ૨૮૧ ॥

દ્વેષ કરૂં નહીં ધર્માન્ધક થૈ, પ્રતિપક્ષીપર કરૂં ન દ્વેષ ;
દ્વેષનાં કારણ રહ્યાં ન મનમાં, સામ્યભાવથી રહ્યા ન ક્લેશ. ॥૨૮૨॥

દ્વેષીઓના દ્વેષને હણવા, આત્મભાવથી દઉં ઉપદેશ;
દ્વેષ ન રાગ ન જગમાં કોપર, એવો પામું આતમ દેશ. ॥ ૨૮૩ ॥

દ્વેષ ન કોપર રહિયો મુજને, સર્વજીવો મુજ આત્મસમાન;
દશા એવી કંઈ ઝળકી અંતરૂ, પામીશ નક્કી પ્રભુ ભગવાન. ॥૨૮૪॥

દ્વેષ રાગનો ક્ષાયિક ભાવે, સર્વથા કરવા પૂરણ નાશ;
દિલમાં જાગી ઉઠયો ધ્યાને, અંતે થાશે પૂર્ણ પ્રકાશ. ॥ ૨૮૫ ॥

દ્વેષ તજીને સર્વજીવોને, ખમાવું કીધા સહુ અપરાધ;
દુગ્ધા ત્યાગી સર્વજીવોને, ખમાવું કો નહીં કરૂં અપરાધ. ॥૨૮૬॥

દેવ પ્રભુ પરમેશ્વર વ્હાલા, મારો કર !! પૂરો ઉદ્ધાર;
દિલમાં દેવને રાખી પલપલ, કરૂં કરીશ હું સહુ વ્યવહાર. ॥૨૮૭॥

દિલનાં દ્વારો ખુલ્લાં થાઓ !!, થાઓ !! જ્ઞાનનો પૂર્ણ પ્રકાશ;
દરિયા સમ દિલ બનો !! જ મારૂં, ધાર્યો એક પ્રભુ વિશ્વાસ. ॥૨૮૮॥

દરિદ્રતાનું કારણ આલસ, ભય સ્વાર્થને છે અજ્ઞાન;
દ્રરિદ્રતા દુર્ગુણ દોષોમાં, દ્રરિદ્રતા ટાળે સુખ ખાણ. ॥૨૮૯॥

દરિયા જેવું કરીને દીલડું, ગંભીરતા રાખીને ચાલ !!;
દર્દ સહી લે !! મર્દ બનીને, દુઃખના દહાડા પ્રભુમાં ગાળ !!. ॥૨૯૦॥

દુઃખ ન દેજે કોને કિંચિત્, દીલ દુઃખવવું હિંસા જાણ !!;
દુઃખ ન કરવું કોને ક્રોધે, પરના લે !! નહિ ક્રોધે પ્રાણ. ॥૨૯૧॥

દુઃખના દહાડા સદા ન રહેતા, દુઃખો આવે ને તે જાય;
દુઃખ પડે ગભરાઈ ન જાવું, દુઃખમાં જ્ઞાની સમતા પાય ॥૨૯૨॥

દુઃખમાં સુખમાં સમભાવી થા !!, કોના દુઃખમાં ધર !! નહિં હર્ષ;
દુઃખીઓનાં દુઃખો ટાળો !!,-તેથી થાશે નિજ ઉત્કર્ષ. ॥૨૯૩॥

દુ ખ પડ તા પાપોદયથી, રોગો પાપોદયથી થાય,
દુ ખીથી ન્યારો નિશ્ચય આતમ, સમજે તે સ્થિરતાને પાય ॥૨૯૪॥

દુ ખવવુ તે છે દીલ હિ સા, દુ ખના હેતુ સર્વ નિવાર !!,
દુ ખીઓને દિલાસો દેજે, દુ ખીઓનો કર !! ઉદ્ધાર ॥૨૯૫॥

દુ ખ ન રૂચે જેવુ નિજને,-તેવુ બીજાને પણ જાણુ !! ,
દુ ખ ન ઉપજાવો !! બીજાને, દયા ધર્મ છે એજ પ્રમાણુ ॥૨૯૬॥

દુ ખીઓને દુ ખી જાણે, દુ ખીઓને કરતો વ્હાર;
દુ'ખીઓને યથાશક્તિથી, કરજે આતમ !! સહુ ઉપકાર ॥૨૯૭॥

દેવા કર્મના ચક્રવવાના, પુણ્ય પાપના કીધા જેહ,
દેવુ ચૂકવવુ તેમાં છે, સાહુકારી ને સમતા ગેહ ॥૨૯૮॥

દેવુલેવુ ન્યાયથી કરજે, દેવામા સમતાને ધાર !!,
દેતા લેતા હર્ષને ચિન્તા,-એવો આતમ ધર !! આચાર ॥૨૯૯॥

દેવુ લેવુ વ્યવહારે સહુ, ધર્મ પ્રગટ જેથી બહુ થાય,
દાતા એવો થા !! નિશ્ચયથી, આતમ પરમાતમ પ્રગટાય ॥૩૦૦॥

દાનપણાનો ગર્વ ન કરજે, દેવુ લેવુ કર્મે થાય,
દીલમા એવો નિશ્ચય ધરીને, વર્તે તો તુ શાતિ પાય ॥ ॥૩૦૧॥

દાવાગ્નિ સમ કામના વેગો, જ્યા પ્રગટે ત્યા સર્વ વિનાશ,
દાવાગ્નિ સમ કામને વારો !!,-તેથી પ્રગટે પ્રભુપદ ખાસ ॥૩૦૨॥

દૈત્ય સમો છે હિ સક પાપી, અનીતિ જૂ-મોને કરનાર,
દૈત્યપણુ ત્યજ !! દીલમાથી સહુ, સદ્‌ગુણી કર !! આતમ વ્હાર ॥૩૦૩॥

દુર્ગુણ દેખો !! અ તરમા સૌ,-દેખીને કરશો સહુ દૂર,
દુર્ગુણ કષાય ટાળો!! આતમ!!, પામો!! વાન્છિત સુખ ભરપૂર ॥૩૦૪॥

દ્રોહ ન કરશો કોનો ક્યારે, દ્રોહ કર્યાથી પડતી થાય,
દ્રોહ ને દ્વેષથી અળગા થાવો !!, સમજો !! એવુ ચેતનરાય ॥૩૦૫॥

દ્રવ્યમા ગુણ પર્યાય અન તા,-એવા ષડ્ દ્રવ્યો જગ જાણુ !!,
દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક નય,-સમજી પ્રગટ કરો !! સૌ ખાણુ ॥૩૦૬॥

દૂર ન તારાથી [illegible] ન્તિકતાથી છે પ્રભુ દૂર,
દૂર છે [illegible] ી ઘટમા છે ભરપૂર ॥૩૦૭॥

દૂર ન શ્રદ્ધા ભક્તિથી પ્રભુ, ભક્તિથી પ્રભુ પાસે જાણુ !!;
દોડી દોડી જા !! ગુરૂ પાસે, અંતરૂ માં પ્રભુ છે ભગવાન્. ॥૩૦૮॥

દયાળુમાં પ્રભુજી પરખાતા, રહીમ વસે ત્યાં છે રહેમાન;
દયા એ પ્રભુનું સાત્વિક અંગ છે, સાકારી સંતો ભગવાન્. ॥૩૦૯॥

દયા ત્યાં પ્રગટ પ્રભુ છે, જાણો !!, પ્રગટ પ્રભુ જાણો !! દાતાર;
દયા સાચી પ્રગટે જો તુજમાં, મુક્તિ પ્રગટતાં નહિં વાર. ॥૩૧૦॥

દયા જે ગાંડી જ્ઞાન વિનાની,-તેથી આત્મ વિશુદ્ધિ ન થાય;
દયાનું સમ્યગ્જ્ઞાન કર્યાથી, સમ્યગ્ જ્ઞાની દયાળુ થાય. ॥૩૧૧॥

દફનાઓ જૂઠું પાતાળે, પાતાળે પાપો દફનાવ !!;
દફનાવી જાણે તે ડાહ્યા, આત્મજ્ઞાનનો જ્યાં છે ભાવ. ॥૩૧૨॥

દાટી દો !! મિથ્થા સહુ વ્હેમો, દમ દાટીની ભીતિ ત્યાગ !!;
દાઢમાં ઘાલી પીલ !! ન કોને, દયાવંતને પાયે લાગ !!. ॥૩૧૩॥

દુનિયામાં દુનિયાની રીતે,-રહેવાથી બાહ્ય જીવાય;
દુનિયા જેવી તેવું થાતાં, દુનિયામાંહી મેળ સુહાય ॥૩૧૪॥

દુનિયામાંહી દુનિયા રીતે, સાધુ સાથે સાધુ રીત;
દો નય સાપેક્ષા જે જાણે,-તેની દુનિયા માંહી જીત. ॥૩૧૫॥

દુનિયામાંહી અંતરૂ જાગે, બાહ્યથી ખેલે કર્મના ખેલ;
દમામ રાખે નહિં અંતરૂથી, તેને ન લાગે કર્મનો મેલ. ॥૩૧૬॥

દુનિયા જીતી નહિં જીતાતી, દુનિયા મુખ ગેણું ન ઘલાય;
દુનિયા સારૂં ખોટું બોલે, દુનિયાના બહુલા અભિપ્રાય. ॥૩૧૭॥

દુનિયાના અભિપ્રાયો સામું,-જોતાં એકે કાર્ય ન થાય;
દીલમાં પ્રભુને રાખી વર્તે,-તે દુનિયાને જીતી જાય. ॥૩૧૮॥

દીર્ઘદષ્ટિથી કર !! સૌ કાર્યો, દીર્ઘદર્શી થઈ કર !! વ્યવહાર;
દીર્ઘદર્શી થઇ જગમાં વર્તો!!, પાપ ત્યજી ધર!! પુણ્યાચાર. ॥૩૧૯॥

દીર્ઘસૂત્રી થઈ દીર્ઘ વિચારો,-કરવાથી કંઈ સરે ન કાજ;
દીર્ઘસૂત્રિતા ત્યજીને આતમ !!,-કર! કર્તવ્યો ધર !! સામ્રાજ્ય ॥૩૨૦॥

દોડાદોડી કર !! નહિં પાપે, પાપ કર્મમાં દોડવું ત્યાગ !!;
દોડીને કર !! સત્કાર્યો સૌ, દોડી સંતને પાયે લાગ !!. ॥૩૨૧॥

દોરવ !! સન્માર્ગે લોકોને, ધર્મના માર્ગે મારો !! દોટ,
દોરવ !! પ્રગતિ પથે સહુને, શઠ લોકોની ખા !! નહિ ચોટ ॥૩૨૨॥

દુરાશય ત્યા ધર્મ નહિ છે, દુરાશયથી રહેવુ દૂર,
દૂરે રહેવુ દુષ્ટજનોથી, દુશ્મન સામે થાજે શૂર ॥૩૨૩॥
દુશ્મન દુર્જન નિંદક લોકો, જ્યા જાવો !! ત્યા હોયને હોય,
દુર્જનતાને દૂર કરીને, બળથી નડે ન કોને કોય. ॥૩૨૪॥

દુર્જન વૈરી જાઓ !! જ્યા ત્યા, બાહ્યાંતરમા પાસના પાસ,
દુનિયામા શત્રુને મિત્રો, પાપે પુણ્યે હોયજ ખાસ ॥૩૨૫॥

દુર્જન વૈરીથી નહિ બીવુ, તેના વચમા વસીને જીવ !!,
દૈવ પ્રમાણે થાતુ સુખદુઃખ, મિથ્યા ખોટી પાડ !! ન રોવ ॥૩૨૬॥

દુષ્ટો સાથે કામ પડે તો, બળ કળ બુદ્ધિ શક્તિ ઉપાય,
દિવ્ય યુક્તિથી જીતી જીવો !!, તરતમ યોગે જીવન ન્યાય ॥૩૨૭॥
દ્વેષી ઈર્ષ્યાળુઓ સૌના,-શિરપર કોઇ હોયને હોય,
દ્વેષી નિંદક, ભંગી ધોબી,-જેવા દોષને ટાળે જોય ॥૩૨૮॥

દુઃખ વિના નહિ સુખની કિંમત, દુઃખ વિના નહિ ધર્મ જણાય,
દુઃખજ શિક્ષક સર્વથી મોટો,-જેથી સુખનો માર્ગ જણાય ॥૩૨૯॥

દુઃખ છે અંધારા સમ મોટુ, સુખ છે જગમા મહા પ્રકાશ,
દુઃખ વિના નહિ શર્મ મહત્તા, દુઃખથી સુખની રૂચિતા ખાસ ॥૩૩૦॥

દુઃખથી શિક્ષા મળતી સાચી,-જેથી દુર્ગુણ નાશ કરાય,
દુઃખથી શિક્ષા મળતી સાચી,-પાપના પંથે નહિ જવાય ॥૩૩૧॥
દુઃખ મળે છે પાપોદયથી, પાપ કર્યાથી દુઃખો થાય,
દુઃખનુ કારણ પાપ છે જાણો !!, પાપ ત્યજ્યાથી દુઃખ નહિ થાય ॥૩૩૨॥

દુઃખ પડે જે આ ભવમાહી, પરભવ કૃત પાપોદય જાણુ !!,
દુઃખના કારણ પાપ વિચારો, પાપ પ્રવૃત્તિ ત્યજ !! અભિમાન ॥૩૩૩॥

દુઃખનુ કારણ નિજ ભૂલો છે, દોષ કર્યાથી દુઃખો થાય;
દુઃખનુ કારણ અનીતિ વર્તન, કુદ્રત્ વિરૂદ્ધ વર્તન થાય ॥૩૩૪॥
દુઃખ છે પાપે પુણ્યથી સુખ છે, સુખ દુઃખ કારણ આપોઆપ,
દુઃખના કારણ સમજી છંડો !!,-જેથી થાશે નહિ સંતાપ ॥૩૩૫॥

દુઃખનું કારણ ક્રોધ, માન છે, માયા લોભ ને કામ વિકાર;
દુઃખનું કારણ રાગ રોષ છે, સમજી સમતા ધર !! નિર્ધાર. ॥૩૩૬॥

દુઃખનું કારણ મોહ પ્રવૃત્તિ, આળસ ઉંઘ અને અજ્ઞાન;
દુઃખનું કારણ જાણી છંડો !!, પુણ્ય ધર્મને ધરજો ધ્યાન. ॥૩૩૭॥

દુઃખ હોત જો નહિં દુનિયામાં, તો ઇચ્છત નહિં કોઈ મુક્તિ;
દુઃખથી દુનિયાના લોકોમાં, પુણ્ય ધર્મની વર્તે રીતિ. ॥૩૩૮॥

દુઃખની વેળા આવી પડે પણ, કૃત કર્મોદય મનમાં જાણ ! !;
દુઃખનું કારણ નિજની ભૂલો,-જાણી ધરજે સમતા ધ્યાન. ॥૩૩૯॥

દુઃખથી બીને ધર્મ કરે સહુ, પાપ કર્મનો થાતો ત્યાગ;
દુઃખ છે મહા ભૈરવ સમ શિક્ષક,-સમજાવે કર !! ધર્મનો રાગ.॥૩૪૦॥

દુઃખ વિના કદિ ભાન ન આવે, દુઃખ પડંતાં પ્રગટે સાન;
દુઃખને વેદો સમતા ભાવે. અંતરમાં ભજશો ભગવાન્. ॥૩૪૧॥

દુઃખ પડે છે ભલા ભલાને, ધર્મીને પણ દુઃખ પડંત;
દુઃખ પડે છે અણધાર્યાં સહુ, સમજી ધર્મ કરે છે સંત. ॥૩૪૨॥

દુઃખ પડે હિંમત નહિં હારો !!, દુઃખની પાછળ સુખ છે જાણ !!;
દુઃખ થકી સુખની છે પરીક્ષા, દુઃખથી ધર્મની બુદ્ધિ માન !!. ॥૩૪૩॥

દુઃખની ઠોકર વાગે ત્યારે, સુખની સત્ય પરીક્ષા થાય;
દુઃખથી સુખમાં જાવા માટે, દુઃખીઓ સહુ ધર્મને સ્હાય. ॥૩૪૪॥

દુઃખ પડે છે દુર્ગુણ દોષે, દુઃખનું કારણ પોતે જાણ ! !;
દુઃખ પડે ત્યારે મુજ આતમ !!, કરજે ભારે ધર્મનું ધ્યાન. ॥૩૪૫॥

દુઃખની વેળા સદા ન રહેતી, સુખદુઃખના ફરતા બહુ ફેર;
દુઃખની પાછળ સુખડાં આવે, શાતાની પાછળ અંધેર. ॥ ૩૪૬ ॥

દુઃખને ઉત્સવ સમગણી વર્તો !!, જેથી કર્મની નિર્જરા થાય;
દુઃખોદયમાં નિજ ઉપયોગે, ચિદાનંદ મસ્તી ઉભરાય. ॥ ૩૪૭ ॥

દુઃખને રડતાં દુઃખ ટળે નહિં, દુઃખ સ્હામા થાતાં દુઃખ જાય;
દુઃખનાં નાટક ભોગવે જેઓ, દુઃખની પારે જ્ઞાને જાય. ॥ ૩૪૮ ॥

દુઃખીઓને આપ !! દિલાસો, દુઃખીઓને આપો !! દાન;
દુઃખીઓને ધર્મ કરંતાં, કરો !! સ્હાય મન તજી અભિમાન.॥૩૪૯॥

દુ ખ ન દેવુ એ છે અહિંસા, ખૂરૂ ઈચ્છવુ હિંસા જાણુ !!,
દુ ખીઓને સુબોધ આપી, તેઓના રક્ષો !! શુભ પ્રાણુ ॥૩૫૦॥
દુ ખીઓને ડરાવ !! નહિ કઇ, દુ ખીઓને ભય નહિં આપ !!,
દુ ખની કરનારી ભીતિના,-વચનોની છે હિંસા છાપ ॥ ૩૫૧ ॥
દોષ ન દેજે કોની ઉપર, પોતાના દોષો જ વિચાર !!,
દોષીઓ સરખો તુ પૂર્વે, હતોજ તેનુ કર !! નિર્ધાર ॥૩૫૨॥
દોષીની સ્થિતિ એકદા સહુને, તેમાથી સહુ થતા પસાર,
દોષ પછી નિર્દોષતા આવે,-એવો ધર્મ અનુક્રમ ધાર !! ॥૩૫૩॥
દિલાસો આપો !! સહુને સુખકર, સહુને નિર્ભય આપ !! વિચાર;
દિલાસો એ છે દાન મજાનો, દિલાસામાહી ધર્મ અપાર ॥ ૩૫૪ ॥
દિલાસો આપી દુ ખને ટાળો !!, દિલાસો આપે શાતિ થાય,
દિલાસો આપે તે ઉપકારી, જગમાહી તે ધર્મી સુહાય ॥ ૩૫૫ ॥
દિલાસો આપી ભયને ટાળો !!, દિલાસો એ છે દયાને દાન,
દિલાસામાહી દેવનો વાસો, સમજે તે નહિ છે શયતાન ॥ ૩૫૬ ॥
દિલાસો આપજે સુખનો સહુને, એ મુજ આતમ તુજ કર્તવ્ય,
દિલમા નિશ્ચય કરીને વર્તો !!, ધર્મક્રિયામા વર્તો !! ભવ્ય !!॥૩૫૭॥

## ધ

ધદ્ધા ધર્મ કરો !! જગ સાચો સત્ય ધર્મ માહી છે સાર,
જીવવુ ધર્મ વિનાનુ નકામુ, મન વચ કાય પવિત્રતા ધાર !! ॥૧॥
ધર્મવિનાનુ જીવવુ ધૂળ છે, પ્રાણાતે પણ તજો !! અધર્મ,
ધૂર્તપણુ અને ઢોગને છડો !!, ધર્મ ધ્યાન ધ્યાવો !! શિવ શર્મ ॥૨॥
આત્મસ્વભાવ છે ચિદાનદ ગુણ, દર્શન જ્ઞાન અને ચારિત્ર;
જૈનધર્મને સ્વાધિકારે, સેવી કરવો આત્મ પવિત્ર ॥૩॥
ધામધૂમને ધમાધમીથી, દૂર રહી સદ્ગુણ પ્રગટાવ !!,
ધદ્ધો ભણ્યો ત્યારે કહેવાશે, ધર્મ કર્મમા પ્રગટે ભાવ ॥૪॥
ધદ્ધા ધધો કર !! નીતિયે, ધર્મ કર્મ કર !! ધારી ધીર;
ધન ધાન્યાદિક ધરણીનો કર !!, સદુપયોગ બનીને વીર ॥૫॥

ધણીનું બૂરૂં લેશ ન ચિંતવ !!, ધીરજ ધારો !! સંકટ કાલ;
ધીમે ધીમે સત્ય વિવેકે, કાર્ય કર્યાથી મંગલ માલ.　　　　॥૬॥

ધીંગા મસ્તી તજો !! ધમાધમ, ધાપ ન મારો !! ધારો !! ધર્મ;
ધીંગાણાથી દૂરે રહેતાં, બંધાતાં નહિ પાપનાં કર્મ.　　　　॥૭॥

ધિક્કારે કયાં અન્ય લોકના, દોષોને દેખી અરે જીવ !!.
ધિક્કારીશ જો નિજ દોષોને, તો તું જીવનો થાઇશ શિવ.　　　　॥૮॥

ધ્યાન છે બે ભેદે શાસ્ત્રોમાં, વિકલ્પને નિર્વિકલ્પ જાણ !!;
ધ્યાન વિકલ્પક મન સંબંધે, નિર્વિકલ્પે નહીં મન !! માન !!. ॥૯॥

ધ્યાન છે રૂપી અરૂપી ભેદે, રૂપી સાકારીનું જાણ !! ;
ધ્યાન અરૂપી નિરાકાર નિજ,-આત્મસ્વરૂપનું સત્ય પ્રમાણ. ॥૧૦॥

ધ્યાન છે સાલંબન સાકારી, નિરાલંબમાં ભેદ ન અન્ય;
ધ્યાન તે એકાગ્રવૃત્તિ સ્થિરતા, ચિત્તની વૃત્તિ નિરોધ અનન્ય ॥૧૧॥

ધિક્કારીશ નહિ દોષીઓને, દોષી હતો એક કાલ વિચાર;
ધિક્કારે જગ કોઇ ન સુધરે, સમજાવે સુધરે નરનાર.　　　　॥૧૨॥

ધાંધળીયો થા !! નહિં તું આતમ !!, સ્થિરતા ખંતથી કર !! નિજ કાજ;
ધમાલ છંડી કરી વ્યવસ્થા, કાર્ય કરંતા સુધરે સાજ.　　　　॥૧૩॥

ધોળું તેટલું દુગ્ધ ન જગમાં, પીળું તેટલું સોનું ન જાણ !!;
ધોળું કાળું પરિચય કરતાં, પરખાતું નિશ્ચય દિલ આણ !!. ॥૧૪॥

ધૂણી ધખાવી ચોટા વચ્ચે, બેસે તેમાં કોઇક સંત;
ધૂણી તાપે તપસી પણું નહીં, સદ્ગુણ યોગે તપસી મહંત. ॥૧૫॥

ધન્ય ધન્ય તે પરોપકારી, સંતો દાતારો ને વીર;
ધન્ય તે જગમાં ઘોર વિપત્તિ,-પડતાં તજે ન આતમ ધીર.　　॥૧૬॥

ધર્મ તે આત્મસ્વભાવે સાચો, દર્શન જ્ઞાન અને ચારિત્ર;
ધર્મ તે સહજ સ્વભાવે જાણો !!, શુદ્ધ ધર્મથી બનો !! પવિત્ર. ॥૧૭॥

ધર્મ તે સ્વાભાવિક આતમમાં, ઉપાદાનને નિમિત્ત ભેદ;
ધર્મ તે વસ્તુ સ્વભાવજ કહીએ, સત્યધર્મથી ટળતા ખેદ.　　॥૧૮॥

ધર્મ તે ત્યાગી ગૃહસ્થ બે ભેદે, ધર્મ તે નિશ્ચયને વ્યવહાર;
ધર્મ તે દ્રવ્યને ભાવથી જાણો !!, સાત નયોથી ધર્મ વિચાર. ॥૧૯॥

ધર્મ તે અનંત જ્ઞાનાનન્દ છે, આત્માસંખ્યપ્રદેશમાં જોય,
ધર્મ તે આતમ ગુણ પર્યાયો, ધર્મ તે દુખાભાવજ હોય ॥ ૨૦ ॥
ધર્મ તે સુખ છે પાપ તે દુખકર, પુણ્ય કર્મ પણ ધર્મ ગણાય,
ધર્મ તે મન ઇન્દ્રિય વશ કરવી, કરવો નહીં કોને અન્યાય ॥૨૧॥
ધર્મ તે એ છે કે જેથી જગ,-લોકો કરતા દુખનો નાશ,
ધર્મ તે શ્રુત જ્ઞાનજ છે સાચું,-જેથી આતમ શુદ્ધિ ખાસ ॥૨૨॥
ધર્મ તે સદ્દગુણ ધર્માચારો, શુદ્ધ વિચારો ધર્મ તે જાણ !!,
ધર્મ તે વ્રત તપ સંયમ યાત્રા, અનેક સુખકર જપને દાન ॥૨૩॥
ધર્મ તે પાપથી પાછા હઠવું, પુણ્ય કર્મની જેહ પ્રવૃત્તિ,
ધર્મ છે અસંખ્ય પ્રકારે સાચો, સાપેક્ષાએ દુખ નિવૃત્તિ ॥૨૪॥
ધર્મ તે કર્મથી ન્યારા થાવું, કરવી આતમ પૂરણ શુદ્ધ,
ધર્મ તે મન વચ તન શુદ્ધિને, સાત્ત્વિક ધર્મની ધરવી બુદ્ધિ ॥૨૫॥
ધર્મ તે દાન શીયલ તપ ભેદે, શ્રાવક સાધુ ધર્મ બે ભેદ,
ધર્મ તે સમકિત ચરણ બે ભેદે, નય સાપેક્ષે ધર્મને વેદ !! ॥૨૬॥
ધર્મ તે દેવ ગુરૂને સંઘની,-સેવા ભકિત માંહી પ્રવૃત્તિ,
ધર્મ તે નીતિ સત્યાચારો, ત્યાગવી પાપી સઘળી અનીતિ ॥૨૭॥
ધર્મ તે આ ભવ પરભવમાંહી, સુખ આપે ને ટાળે દુખ,
ધર્મ વિના જગ પલ નહીં રહેવે, ધર્મનું ફલ તે સાચું સુખ ॥૨૮॥
ધર્મ તે સાચો જેથી સૌનો, સુખકારક થાવે ઉદ્ધાર
ધારણ કરે જે સુખશાંતિમાં, દુખ ટાળે તે ધર્મ વિચાર ॥ ૨૯ ॥
ધર્મ એજ કે જેથી લોકો, પામે સુખ શાંતિ ને શકિત
ધર્મ એજ કે જેથી દુર્ગુણ, વ્યસનોની નાસે સહુ ભ્રાંતિ ॥ ૩૦ ॥
ધર્મ તે સર્વજ્ઞે ઉપદેશ્યો, અહિંસાને સત્યમાં ધર્મ,
ધર્મ તે સંવર નિર્જર કરણી,-જેથી નાસે આસ્રવ કર્મ ॥ ૩૧ ॥
ધર્મ તે સાચો દયા સત્યમય, ચોરીને વ્યભિચારનો ત્યાગ,
ધર્મ તે સાચો પરોપકારી, સત્કાર્યોને શુભ વૈરાગ્ય ॥ ૩૨ ॥
ધર્મ તે મોહનો નાશ જ કરવો, ક્રોધ કામ માયાનો નાશ,
ધર્મ તે ગર્વને લોભને હણવા, સર્વ વાસના હણવી ખાસ ॥૩૩॥

નારી ચામડી ભોગવવાથી, ચામડિયા નર લહ્યા ન સુખ;
નાહક શું મુંઝેછે મૂરખ, આજલગી સૌ પામ્યા દુઃખ. ॥૧૮॥

નવરો બેઠો નખોદવાળે, નવરાં બેસો !! નહીં નરનાર;
નવરો નિજપરને છે નકામો, નવરો સૌ પહેલાં મરનાર. ॥૧૯॥

નાણું દેખી નહાલ ન થાશો, નાણાંને ઢોરો નહીં ખાય;
નર રળતો નાણાંને દેખો !!, નાણાંથી નર નહીં ઉપજાય. ॥૨૦॥

નિર્ભય થૈને કર !! સહુ કાર્યો, સત્કાર્યોમાં ભય નહીં ધાર !!;
નિર્ભય થા !! લોકોના બોલે, નિંદાદિક ભય દૂર નિવાર !!. ॥૨૧॥

નબળી ગાયને બગાઈઓ બહુ, સબળીને લાગે ન બગાઈ,
નબળાને ભય દુઃખો આવે, સબળાને સુખ કીર્તિ વડાઇ. ॥૨૨॥

નબળાથી જીવાય ન જગમાં, સબળાથી જગમાં જીવાય;
ન્યાય છે કુદ્રતનો એ સાચો, નિર્વીર્યોથી કશું ન થાય. ॥૨૩॥

નાત કરે મરનારની પાછળ, જીવંતાંની કરે ન સેવ;
નાહક એવી નાત ન કરવી, જીવંતાં સેવો !! ગુરૂદેવ. ॥૨૪॥

નવરો બેઠો નખોદવાળે, નવરો ધનથી ખાલી થાય;
નવરામાં નિર્બલતા દુર્ગુણ, દુર્બુદ્ધિ પ્રગટે દુઃખદાય. ॥૨૫॥

નિર્ધન તે કંજુસ લોકો છે, છતી શક્તિએ નહીં દાતાર;
નિર્બલ તે છે સ્વાર્થ ને ભયથી, જૂઠું બોલે જે નરનાર. ॥૨૬॥

નફ્ફટ છે તે લાજને ત્યાગી, વારંતાં પણ કરતા દોષ;
ન્યાય નીતિ શિક્ષા નહીં માને, દુર્ગુણ દોષનો કરતા પોષ. ॥૨૭॥

નાક જવા દે !! નહીં જગ ત્હારૂં, નાક જતાં શોભા નહીં લેશ;
નાક જાય છે સત્‌ને છંડે, દેવાળું કાઢયાથી હમેશ. ॥૨૮॥

નાક જાય છે દેવું ન દેતાં, વ્યભિચાર ચોરીથી જાણ !!;
નાક જાય છે કરી પ્રતિજ્ઞા, નહીં પાળંતાં જગમાં માન !!. ॥૨૯॥

નાક જાય છે નામર્દીથી, અપકીર્તિનાં કરતાં કાજ;
નાક જાય છે અનીતિ દોષે, અન્યાયે જગ કરતાં રાજ. ॥૩૦॥

નાક જાય છે લાજ તજ્યાથી, અપ્રમાણિક વર્તન દેખ !!;
નાક ગયું તો રહ્યું ન કાંઇ, ન્યાયે નાક જતું નહી પેખ !!. ॥૩૧॥

નિર્જરાતત્વ તે બાધ્યા કર્મને, ખેરવવા જાણો ! ! નરનાર,
નિર્જરાતત્વના બાર ભેદ છે, દ્રવ્યભાવથી નિર્જરા ધાર !!. ॥૩૨॥

નમ્ર બનીને સૌની સાથે,—વર્તો !! મારા આતમ !! ભવ્ય !!,
નામર્દાઈ દૂર કરીને, પ્રભુ મળવાનુ કર !! કર્તવ્ય ॥૩૩॥

ન્યાય નીતિ છે મુક્તિ માર્ગજ, ન્યાયથકી નિજ જીવન ગાળ ! !,
ન્યાયથી પ્રભુના પથે ચાલો !!, ન્યાય કરો !! નિજને સુખકાર ॥૩૪॥

ન્યાયથી ધર્મના શાસ્ત્રવિચારો, નીતિથી જગમાહી જીવ ! !,
નીતિ વિનાનુ જીવન જૂઠુ, નીતિથી પામો !! ઝટ શિવ ॥૩૫॥

નગુરો રહે નહીં નગુરો થા !! નહીં, નગુરો ધૂળથકી પણ નીચ,
નગુરાને પ્રભુ મળે ન કયારે, સગુરો જ્ઞાની જગમા ઉચ્ચ ॥૩૬॥

નગુણો થા !! નહીં કૃતગુણ જ્ઞાને, પરોપકારીપર ધર !! પ્રીત,
નગુરા નગુણા પતિત બને છે, એવી કુદરતની છે રીત ॥૩૭॥

નમિનાથ તીર્થંકર વંદુ, નેમિનાથ તીર્થંકર દેવ,
નમુ સ્તવુ ધ્યાવુ ગુણ ગાઉ, આત્મોપયોગે કરૂ હુ સેવ ॥૩૮॥

નકટુ તે નિર્લજ્જ છે જગમા,—જેને નહિ સદ્ગુણનો રાગ,
નકટો થા !! નહિ કદિ ન માનવ !!, નકટાઈમા ધર !! નહિ રાગ ॥૩૯॥

નકલી તે અસલી સમ નહિ છે, નકલી તે કૃત્રિમ સૌ જાણ ! !,
નકલીની કિંમત છે થોડી, નકલીમા ચેતન !! નહિ પ્રાણ ॥૪૦॥

નકામુ જગમા કોઈ નહિ છે, નકામુ પણ ઉપયોગી જાણ ! !
નકામુ જે પોતાના માટે, અન્યના માટે કિંમતવાન ॥૪૧॥

નકામુ જીવન ગાળ !! ન આતમ !!, નકામા બેસે તે દુ ખપાય
નકામુ જીવન ગાળે જેઓ,—તેઓની સદ્બુદ્ધિ કટાય ॥૪૨॥

નકામી વાતો કર ! ! નહિ કયારે, જગમા નકામુ છે નહિ કોઇ,
નકામુ બોલ !! ન આતમ !! કયારે, ઉપયોગી બોલો !! સૌ જોઇ ॥૪૩॥

નકામુ અન્યનુ દિલ નહિ દુ ખવ !!, નકામો જ્યા ત્યાં બેસ !! ન ઉઠ !!,
નકામો જ્યા ત્યા જવુ ન કયારે, નકામુ તે છે લુંટાલુંટ ॥૪૪॥

નકામુ પરઘર જવુ ન કયારે, નકામુ ગાળ !! ન મન વચ દેહ,
નકામુ છે જગ દોષી જીવન, સમજે તે થાવે ગુણગેહ ॥૪૫॥

નક્કી કરવા લાયક કરવું, નક્કી બોલવા લાયક બોલ !!;
નક્કી કરજે સત્ય તે જગમાં, સંતની આગળ પડદો ખોલ!!. ॥૪૬॥

નખોદવાળે નવરો બેઠો, નવરાની કિંમત નહિં લેશ;
નખોદીયું ખાવા જે ઇચ્છે,-તેના જીવનમાં છે કલેશ. ॥૪૭॥

નખોદ વાળ !! ન કોઇનું ચેતન !!, દુશ્મનનું પણ લેશ ન ખોદ !!;
નખોદીયાની સંગત ત્યાગો !!, ગુણી જન ઉપર ધાર!! પ્રમોદ. ॥૪૮॥

નગારૂં અંતરૂ નાદનું સારૂં, સાંભળ !! તેનો સત્ય અવાજ;
નગારૂં જયસિદ્ધિનું વાગે, અંતરૂમાં જો !! તું સામ્રાજ્ય. ॥ ૪૯ ॥

નગુણો જન તે ગુણ નહિં માને, કરે ઉપકારો પર અપકાર:
નગુણા નગુરા લોકો ધિક્ ધિક્, જૂઠો તેઓનો અવતાર. ॥ ૫૦ ॥

નગુણાને નહિ ગુણની કિંમત, માને નહિ ગુણીનો ઉપકાર;
નગુણા સ્વાર્થિ મૂઢજનો છે, પશુથી હલકા તે નિર્ધાર. ॥ ૫૧ ॥

નગુણા ગુણનો તેમ અવગુણનો,-ભેદ ન જાણે મનમાં લેશ;
નગુણા મૂઢજનો છે જગમાં, નિશદિન તેના મનમાં કલેશ. ॥ ૫૨ ॥

નગુરાની કિંમત નહિં જગમાં, નગુરો પામે નહિં કદિ મુકિત;
નગુરો તે ગુરૂગુણ ઉત્થાપે, નગુરાની અવળી છે રીતિ. ॥ ૫૩ ॥

નગુરાની સિદ્ધિ નહિ થાતી, કૃતઉપકારનો લોપક જેહ;
નગુરા ગુરૂ કર્યાવણ ક્યારે, પામે નહિં વૈકુંઠ વિદેહ. ॥ ૫૪ ॥

નગ્નપણું નિર્દોષાનંદે, લઘુ બાળકમાં સત્ય સુહાય;
નગ્નપણું જ્યાં નગ્ન સત્યથી, નગ્ન સાધુતા ત્યાં પ્રગટાય. ॥ ૫૫ ॥

નગ્નપણું સારૂં ને ખોટું, પુણ્ય પાપમાં જાણો !! ભવ્ય !!;
નગ્નપણું છે અસંખ્ય ભેદે, કર !! પોતાનું શુભ કર્તવ્ય.. ॥ ૫૬ ॥

નચાવ્યો મોહથી નાચ !! ન આતમ !!, મોહે નચાવ!! નહિ જગલોક;
નચાવ !! નહિં નિજમનને મોહે, મોહ નાચથી દુઃખની પોક.॥૫૭॥

નજરને રાખો !! ઉમદા પ્રતિદિન, સારી નજરથી સારૂં થાય;
નજરે દેખી કાર્ય તપાસો !!,-જેથી ભૂલ ચૂક દૂરે જાય. ॥ ૫૮ ॥

નજરચૂકથી ભૂલો થાતી, નજરચૂકથી હાનિ થાય;
નજરચૂકથી ઘાતો થાતી, ચેત્યાથી કદિ ચૂક ન થાય. ॥ ૫૯ ॥

નજરેનજર નિહાળો !! સઘળુ, તપાસી જોશો સઘળા કાજ;
નજરે દીઠુ પણ કઈ જૂઠુ, નજરચૂકથી રહે ન લાજ ॥ ૬૦ ॥
નઠારૂ તે દુ ખકારક જાણો !!, મનને અપ્રિય દુ ખકર થાય,
નઠારૂ તે દુર્ગુણનુ ભાજન, નઠારૂ રહેવુ નહિ સુખદાય ॥ ૬૧ ॥
નઠારૂ તે પ્યારૂ નહિ લાગે, યથા બુદ્ધિશકિતથી જાણુ !! ;
નઠારા હિ સાદિક સહુ પાપો,-તેને દૂર કરી સુખ માણુ !! ॥૬૨॥
નઠારૂ પણ પ્યારૂ જો લાગે,-તો નિજ પાપી બુદ્ધિ જાણુ !! ,
નઠારી સગત નઠારા કૃત્યો,-કરતા અતે દુ ખને હાણુ ॥ ૬૩ ॥
નિષ્ઠુર થા !! નહિ લજ્જા ત્યાગી, નઠોર થા !! નહિ ત્યજીને પ્રેમ,
નિષ્ઠુર હિસક થા !! નહિ માનવ !, હિ-માં ધારો !! સાચી રહેમ ॥૬૪॥
નઠોરને સમજણ નહિ આવે, નઠોરને લાગે નહિ બોધ,
નઠોરને નહિ કીર્તિ વ્હાલી, નઠોર મનમા હિસા ક્રોધ ॥૬૫॥
નઠોરને શિક્ષા નહિ લાગે, નઠોરને આવે નહિ સાન;
નઠોર નિજનુ ભાન ખુવે ને,-દુર્ગુણથી થાતો હેવાન ॥૬૬॥
નડતર જે આવે ગુણુ લેતા, આગળ ચઢતા નડતર થાય,
નડતર સઘળી દૂર નિવારો !!, ઉત્સાહે નડતર દુ ખ જાય ॥૬૭॥
નડતર ડગલે ડગલે આવે,-હ્રોયે આતમ ! ! ધિરજ ધાર !!,
નડતરના સ્હામા થાવાથી, નડતર વિઘ્નો દૂર જનાર ॥૬૮॥
નડે જે આગળ ચઢતા ગુણપર, ગુણસ્થાનકમા નડે જે દોષ,
નડતર એ સહુ દૂર નિવારો !!, નિજ આતમને ગુણથી પોષ !! ॥૬૯॥
નડતર આવે સહુને ચઢતા, નડતરવણુ કોઈ લહે ન સુખ,
નડતર તે અ તરાય ને વિઘ્નો, નડતર તે અવગુણને દુ ખ. ॥૭૦॥
નડતર આવે સર્વકાર્યને,-કરતા એવુ નક્કી જાણુ !!,
નડતર આવી વીરપ્રભુને, પ્રગટ્યા ઉપસર્ગો દુ ખખાણુ ॥૭૧॥
નડતુ તે સૌ દૂરે જાતુ, ધર્મોદ્યમ ઉત્સાહે બેશ;
નડનારાની સામા પગલાં,-લેતાં ટળતા નડતર ક્લેશ ॥૭૨॥
નથી પાપથી સુખને શાન્તિ, નથી પાપથી સ્વર્ગને મોક્ષ;
નથી જગત્મા સુખ તે સાચુ, મતિ શ્રુતજ્ઞાને મુક્તિ પરોક્ષ ॥૭૩॥

નથી જે તારૂં તેમાં મમતા,—કરવાથી નહિં શાંતિ થાય;
નથી જે તારૂં તેમાં મમતા,—કરવી એતો ભ્રાંતિ જણાય. ॥૭૪॥

નથી જે તારૂં તે દેહાદિક, મરતાં સાથે કદિ ન જાય;
નથી તેમાં પોતાનું મોહે,—રાચ્યાથી સુખ લેશ ન થાય. ॥૭૫॥

નદીના પૂરની પેઠે તારૂં, યૌવન આવી ચાલ્યું જાય;
નદીના ગુણ લે !!ને ત્યજ !! દુર્ગુણ, નદી સમ ચેતન કર !! ગુણ ન્યાય ॥૭૬॥

નદીના જેવું જીવન તારૂં, કર !! ઉપકારી શાન્તિ થાય;
નદીના જેવો ઉપકારી થા !!, સૌના માટે ધર !! સમ ન્યાય. ॥૭૭॥

નથી જે તારૂં ક્યાં શું ? મુંઝે, તારૂં સાચું તેને શોધ !!;
નિર્મળ બ્રહ્મ સનાતન તું છે, પોતાનો કર !! પોતે બોધ. ॥૭૮॥

નામી તું છે તેમાં અનામી, નામી અનામીનો તું જાણ !!;
નનામું તારૂં સ્વરૂપ નક્કી, નામને જાણે એવું જ્ઞાન. ॥૭૯॥

નામ અનામથી તું છે ન્યારો, નામ અનામનો કરે પ્રકાશ;
નામ અનામમાં તું સમભાવી, નેતિ નેતિ તું છે ખાસ. ॥૮૦॥

નર કે નારી નહિં નપુંસક, નાત જાતકે વર્ણ ન કોય;
નહિં તું વર્ણ ગંધને સ્પર્શી, અનંત મહિમા તારો જોય. ॥૮૧॥

નબળાઇ જે મન તન વચની, જાણી સઘળી કરશો દૂર;
નબળાઇ દુર્ગુણ દોષોની, દૂર કરંતાં વધતું નૂર. ॥૮૨॥

નબળાઓને કરો !! સહાયો, નબળાઓનો કરો !! ઉદ્ધાર;
નબળાઓની વ્હારે ચઢવું, નબળાપર નહિં જૂલ્મ ગુજાર !!. ॥૮૩॥

નબળાઇ જેવી પોતાની,—તેવી અન્યોની છે જાણ !!;
નિજની નબળાઇની પેઠે, અન્યોની જાણી ધર !! સાન. ॥૮૪॥

નબળાઓને ધિક્કારો !! નહિં, સૌ જીવોમાં છે નબળાઇ;
નબળાઓની કરો !! ન નિંદા, કરો !! ન ગર્વે આપ વડાઇ. ॥૮૫॥

નબળાઇ સૌ કરવી દૂરે, બુદ્ધિ બળ શક્તિથી હમેશ;
નબળાઇ પોતાની જાણે,—તે જન ટાળે નિજના કલેશ. ॥૮૬॥

નબળાઈ તે દુર્વ્યસનો છે, નબળાઇ તે મોહ કષાય;
નબળાઇ તે દુષ્ટ મૃત્યુ છે, હિંસક સૌ નબળા કહેવાય. ॥૮૭॥

નબળાઇ તે મૃત્યુ ભીતિ, મરવાથી ડરવુ તે જાણુ ! !
નબળાઈ તે દેહાધ્યાસજ, પાપવડે ધરવા નિજ પ્રાણુ ॥૮૮॥
નબળાઈ તે હિંસા ચોરી, વ્યભિચારને જૂઠો ગર્વ,
નબળાઈ તે બીવુ ડરવુ, જડમાહી ગણવુ નિજ સર્વ ॥૮૯॥
નબળાઇ તે જૂઠી મમતા, સ્વાર્થમાહી રહેવુ ગુલતાન,
નબળાઈ તે પરોપકારે, વાપરવુ નહિ તન ધન પ્રાણુ ॥૯૦॥
નબળાઇ તે પરાશ્રયી થઇ, ગુલામી જીવન ગાળવુ એહ,
નબળાઈ તે પરતંત્રતા, ભોગાસક્તિ ગણી છે તેહ ॥૯૧॥
નબળાઈ તે નીતિ તજવી, અધર્મ્ય ધારણુ કરવો કામ,
નબળાઇ તે ધૂર્તપણુ છે, અ તર્ રહેવુ નહિ નિષ્કામ ॥૯૨॥
નબળાઇને ટાળો ! ! આતમ ?, ધારો ! ! આતમની સબળાઇ,
નબળાઈ નામર્દપણુ છે,-તેથી પડતી છે હુ ખદાઈ ॥૯૩॥
નામર્દો કદિ સ ત ન થાવે, નામર્દો પામે નહિ જ્ઞાન,
નામર્દો ભક્તો નહિ થાવે, નામર્દોમા છે નહિ તાન ॥૯૪॥
નામર્દો મરવાથી બીવે, ગૃહસ્થને ત્યાગી નહિ થાય,
નામર્દો જીવનના સ્વાર્થી, પડતીમાંહી ચાલ્યા જાય ॥૯૫॥
નામર્દોમા શક્તિ નહિ છે, નામર્દોમા નહિ વૈરાગ્ય,
નામર્દોમા દયા દાન નહિ, સાહસ શૂરપણુ નહિ જ્ઞાન. ॥૯૬॥
નામર્દો છે ગાડરીયા સૌ, જ્યા ત્યા બીવે નાશી જાય,
નામર્દો ભાગે છે ભયથી, કર્ત્તવ્યોથી ભ્રષ્ટજ થાય ॥૯૭॥
નામર્દો રક્ષે નહિ કોને, સબળાઓના બને ગુલામ,
નામર્દો જર જોરૂ ન રક્ષે, નામર્દો રક્ષે નહિ ઠામ ॥ ૯૮ ॥
નામર્દો ઘરબાર ન રક્ષે, નામર્દો રક્ષે નહિ ધર્મ,
નામર્દો નહિ દેશને રક્ષે, નામર્દોમા ભારે ભર્મ ॥ ૯૯ ॥
નામર્દો અતિકામી બૂરા, દેશ કોમનો કરે વિનાશ,
નામર્દો ત્યાગી નહિ થાતા, ધારે નહિ પ્રભુમા વિશ્વાસ ॥ ૧૦૦ ॥
નામર્દોમા દૈન્યપણુ છે, મૃત્યુ બીકથી ભાગી જાય,
નામર્દો રણુમાથી ભાગે, જીવનના સ્વાર્થોને ચ્હાય ॥ ૧૦૧ ॥

નામર્દો છે બાયલા જેવા, જડ આતમ સુખ બેથી ભ્રષ્ટ;
નામર્દોથી દેશ ગુલામી, નામર્દો છે ધર્મથી ખષ્ટ. ॥ ૧૦૨ ॥

નામર્દોમાં ન્યાય ન નીતિ, પરમાર્થે અર્પાઈ ન જાય;
નામર્દો જે નર ને નારી,–તે જીવંતાં દાસ ગણાય. ॥ ૧૦૩ ॥

નામર્દો નિજ ફરજ ન ધારે, કર્ત્તવ્યોથી ચૂકી જાય;
નામર્દોમાં જ્ઞાન ન સેવા, નહિં ઉત્સાહને શૌર્ય સહાય. ॥ ૧૦૪ ॥

નામર્દોને મર્દ બનાવો ! !, મર્દ બનીને જગમાં જીવ ! !;
નથીશ નહિં નામર્દાઈથી, જગમાં એવું જાણુ !! સદીવ. ॥૧૦૫॥

નામર્દાઈને કર ! ! દૂરે, મર્દ બનીને સહીલે ! ! દર્દ;
મર્દ મરીને સ્વર્ગને પામે, આ ભવમાં સુખ પામે મર્દ. ॥ ૧૦૬ ॥

નભવું જ્ઞાનક્રિયાથી જગમાં, નભતા નહિં નિર્મલ નાદાન;
નભવું શક્તિયોથી જગમાં, નભવામાટે ધર ! ! શુભજ્ઞાન. ॥૧૦૭॥

નભવું ગુણુકર્મોથી થાતું, આત્મશક્તિથી નભવું થાય;
નભવાનાં સહુ કારણુ જાણી, ઉદ્યોગી થા ! ! દુઃખો જાય. ॥ ૧૦૮ ॥

નમુ નમુ શ્રી માત પિતાને, પાળી પોષ્યો જેણે દેહ;
નમુ નમુ શ્રી સદ્‌ગુરૂવરને, જેણે નિજને કર્યો વિદેહ. ॥ ૧૦૯ ॥

નમુ નમુ જગ ઉપકારીને, જેઓએ કીધા ઉપકાર;
નમુ નમુ દુર્જન લોકોને, નિંદી શિક્ષા આપે સાર. ॥ ૧૧૦ ॥

નમુ નમુ સ્વજનોને પ્રેમે,–જેણે મુજપર ધારી પ્રીત;
નમુ નમુ બાંધવ મિત્રોને,–જેણે દેખાડી શુભ રીત. ॥ ૧૧૧ ॥

નમુ નમુ સાધુ સંતોને,–જેણે આપ્યો સારો બોધ;
નમુ નમુ હું સંતજનોને,–જેથી પામ્યો ઉત્તમ શોધ ॥ ૧૧૨ ॥

નમુ નમુ હું સર્વ જીવોને, મુજપર સૌનો છે ઉપકાર;
નમુ નમુ ઉપગારી સહુને, ઉપગારીના ધન્ય અવતાર. ॥ ૧૧૩ ॥

નમુ નમુ હું સર્વવિશ્વને, સકળ વિશ્વ મુજ ગુરૂસમ બેશ;
નમુ નમુ હું શિષ્યોને બહુ, ઉપગારી જે પુરા-હમેશ. ॥ ૧૧૪ ॥

નમુ નમુ હું જ્ઞાનીઓને, યોગીઓને કરૂં પ્રણામ;
નમ્રપણું ધારીને સહુને, વંદુ પૂજું ગુણહિત કામ. ॥ ૧૧૫ ॥

નમસ્કાર ગુણિયોને થાશો, નમે ગમે તે સૌને જાણ !!,
નમવામા અભિમાન કર્યું તો, માગી માગી લાવુ ભાન ॥ ૧૧૬ ॥
નમાલો થા !! નહિ આતમ ક્યારે, દુર્ગુણીઓમા પણ છે માલ,
નમાલું જીવન ગાળ !! ન આતમ !!, સદ્‌ગુણથી લે !! નિજ સભાળ ॥૧૧૭॥
નમાવે શત્રુને તે જૈનો, દ્રવ્યભાવ અરિ જીતે જેહ,
નમી નમાવી દે !! શત્રુને, અનત શક્તિથી જીન દેહ ॥ ૧૧૮ ॥
નમ્ર બનો !! ગુણીઓની આગળ, નમ્ર બન્યાથી ગુણ પ્રગટાય,
નમ્ર બન્યાથી ભૂલ જણાતી, વિનયથકી વૈરી વશ થાય ॥ ૧૧૯ ॥
નમ્ર બનીને જગમા ચાલો !!, આતમ !! કરશો નહિ અહંકાર,
નમ્ર બનીને પ્રભુને ધ્યાવો!!, સર્વજીવોથી ધર!! સહકાર ॥૧૨૦॥
નમ્ર બનીને ગર્વને ટાળો !!, વૃદ્ધગુણનો ધરવો નહિ ગર્વ,
નમ્ર બન્યા પણ ભર્મ ન ભાગે, આતમ સમ દેખી લ્યો !! સર્વ ॥૧૨૧॥
નમ્ર બની જા !! ગુણીની આગળ, ભક્ત સતનો બની જા !! દાસ,
નમ્રપણામા પ્રભુ ઘટ પ્રગટે,—એવો ધારી લે !! વિશ્વાસ ॥૧૨૨॥
નમ્રપણાથી ગુણ સહુ પ્રગટે, અવગુણ પ્રગટયા વિણસી જાય,
નમ્ર બનો !! આતમ !! જગ મારા, નમ્રપણાથી સુખડા થાય ॥૧૨૩॥
નયને નિરખી લ્યો !! જગ સારૂ, નિરખીને સહુ ગ્રહશો સત્ય,
નયન મળ્યા છે સારા માટે, નયનવડે કરજે શુભ કૃત્ય ॥ ૧૨૪ ॥
નયનવડે પુણ્યોને પાપો, થાતા એવુ જગમા જાણ !!,
નયનને સારા માર્ગે વાપર !!,—તેથી તુ થાશે ભગવાન ॥ ૧૨૫ ॥
નયનમા ઈર્ષ્યા દ્વેષ ન રાખો !!, નયનમા રાખીશ નહિ દુષ્કામ,
નયનમા રાખીશ નહિ દુર્ગુણને, પરના ધનને જાણ !! હરામ ॥૧૨૬॥
નર તે જાણો !! મર્દ ગુણોથી, નર તે જાણો !! હિમતવાન્,
નર તે જાણો !! સાહસી શૂરો, સ્વાર્થે પરાર્થે આપે પ્રાણ ॥૧૨૭॥
નર તે દાની દયાવતને, સચ્ચારિત્રી શિર પ્રધાન,
નર તે જ્ઞાના યોગી ભક્તને, નારીરક્ષક ગુણી મહાન ॥ ૧૨૮ ॥
નર તે નિર્ભય અવ્યભિચારી, સત્યનો પાલક ધારે ન્યાય,
નર થાવુ દુર્લભ છે જગમા, સદ્‌ગુણ કર્મે નરતા થાય ॥ ૧૨૯ ॥

નારી તે જે શીયળવંતી ને, સત્ય પ્રેમનો જે ભંડાર;
નારી તે જે દયાની દેવી, સેવામાં અર્પાઈ જનાર. ॥ ૧૩૦ ॥
નારી તે જે ભક્તિમંતી, સર્વ કળાની જે છે ખાણ;
નમ્ર અતિને વિનયશીલ જે, સંતતિ અતિથિ પોષક જાણ!!. ॥૧૩૧॥
નારી તે મર્દાઈ ધરે ને, ઘરમાં જગમાં દેવી થાય;
નારીના ગુણ કર્મે રહેતી, નિરાસક્ત કર્ત્તવ્ય સુહાય. ॥ ૧૩૨ ॥
નરનારી જે સ્વાધિકારે,—કરતાં ધર્મ અને શુભ કર્મ;
નરનારી થાવું દુર્લભ છે, પ્રગટાવી નરનારી ધર્મ. ॥ ૧૩૩ ॥
નરનારીના ધર્મ પ્રકાશો!!, નરનારીની કરવી સેવ;
નરનારી તે પ્રભુપદ પામે, નરનારી તે થાવે દેવ. ॥ ૧૩૪ ॥
નરનારીમાં ગુણનીવૃદ્ધિ,—કરવા માટે ફરજ બજાવ!!;
નરનારીને જો!! પ્રભુ ભાવે, સહુમાં આત્મપ્રભુતા ભાવ!!. ॥૧૩૫॥
નર્ક તે પાપથી પુણ્યથી સ્વર્ગજ, પામે છે જગ નરને નાર;
નર્કનું કારણ પાપને રોકો!!, નિષ્કામે ધર!! પુણ્યાચાર ॥૧૩૬॥
નગ્નપણામાં શ્વેતપણામાં, કષાય મુક્ત થવાથી મુક્તિ;
નૈયાયિક આદિ દર્શનીયો, મુક્તિ લહે ધરી સમતા વૃત્તિ. ॥૧૩૭॥
નમ્રશે છે ઉચ્ચદશા નિજ, કડકપણાથી છે અહંકાર;
નમ્ર બનીને નવનવ ગુણ લે!!, નમ્ર બની કર!! ભક્તિ પ્યાર. ॥૧૩૮॥
નવનવ શોધો થાય જગતમાં, નવા જુની કંઈ થઈને થાય;
નવનવ જ્ઞાન વધે છે સૌમાં, નવનવ સમજાતા પર્યાય. ॥ ૧૩૯ ॥
નવયૌવનમાં ખત્તા ખા!! નહિં, નવયૌવનમાં ખા!! નહિ ઠેસ;
નવયૌવન છે ગદ્ધા જેવું,—જેવી તોફાની થઈ ભેંસ. ॥ ૧૪૦ ॥
નવયૌવન છે રેલના જેવું, નવયૌવન વિદ્યુત્ ચમકાર;
નવયૌવનમાં તોફાનો બહુ, નવયૌવનમાં રસ પણ સાર. ॥ ૧૪૧ ॥
નવયૌવનમાં ખસી પડો!! નહિ, ક્ષણુક્ષણુ યૌવનને સંભાળ!!;
નવયૌવનમાં ધર્મ કરી લે!!, દેવગુરૂપર ધરજે પ્યાર. ॥૧૪૨॥
નવધા ભક્તિ કરવી સુખકર, નવધા ભક્તિ વિશ્વ પ્રચાર;
નવધા ભક્તિ સમ્યક્ સમજો!!, કરશો મોહાદિક સંહાર!!. ॥૧૪૩॥

નવધા ભકિતની શુભ પૂજા,-રચી સમજાવ્યુ ભકિતસ્વરૂપ,
નવધા ભકિત જેઓ ધારે,-તેઓ પડતા નહિ ભવકૂપ ॥૧૪૪॥

નવરસ આધ્યાત્મિક છે જૂદા, જ્ઞાનધ્યાનથી નવરસ સ્વાદ,
નવરસ મૂળ પણ આતમરસ છે, પામતા નહિ વાદવિવાદ ॥૧૪૫॥

નવરસ રૂપી આતમરસ જે,-પામ્યો તે જગધરે ન મોહ,
નવરસ ક્ષણુ ક્ષણુ આતમ જ્ઞાને,-પામે તેને હોય ન દ્રોહ ॥૧૪૬॥

નવરસ આતમ જ્ઞાને પામે, વિષયરમો તસ છૂટી જાય,
નવરસ રાજસ તામસ સાત્વિક,-આત્મિક સમજે તે સુખપાય ॥૧૪૭॥

નવરાસે કર !! ધર્મનાં કાર્યો, નવરાસે કર !! પ્રભુથી પ્રેમ,
નવરાસે કર !' સ તની સેવા, નવરાસે કર '' સાચી રહેમ ॥ ૧૪૮ ॥

નનરા બેસી રહેવુ ન કયારે, નવરા બેઠયા નખોદ જાય,
નવરા બેઠા દુર્ગુણ આવે, વ્યસનો પણ દિલમા પ્રગટાય ॥ ૧૪૯ ॥

નવરામા આળસ બહુ આવે, નિદ્રા વિકથા થાય પ્રવેશ,
નવરા રહેતા ખાદ પડે બહુ, પ્રગટે બીજા મોહે કલેશ ॥ ૧૫૦ ॥

નવાઇ પામ !! જ્યા સદ્ગુણ દેખે, નવાઇ પામજે દેખી જ્ઞાન,
નવાઇ પામજે નવનવ શોધે, નવાઈ પામ !' મળે ભગવાન ॥૧૫૧॥

નવાઈ જેવુ છે નહિ જગમા, જેની અસ્તિ તે પ્રગટાય,
નવાઈ લાગે છે અજ્ઞાને, જ્ઞાનવડે અચરજ નહિ થાય ॥ ૧૫૨ ॥

નવુ જગ સહુ પર્યાયે થાતુ, દ્રવ્યપણે જગ એહનુ એહ;
નવુ ને જૂનુ પર્યાયે સહુ,-સમજે એવુ જ્ઞાની જેહ ॥ ૧૫૩ ॥

નસીબ તારૂ જેવુ તેવુ, સપ્રતિ તેવુ સુખ દુ ખ થાય,
નસીબ માની બેસી ન રહેવુ, ઉદ્યમથી નસીબજ બ ધાય. ॥૧૫૪॥

નસીબ પ્રારબ્ધજ બે એક છે, ઉદયમા આવ્યા કર્મ તે જાણ !!;
નસીબનો જે પડદો જાણે,-તેને પ્રગટે અનુભવ જ્ઞાન ॥ ૧૫૫ ॥

નહાવુ ધોવુ ખાવુ પીવુ, ચાલવુ દોડવુ કર્મથી થાય,
નાસવુ ને સ્થિર રહેવુ કર્મે, કર્મે દેહાદિક પર્યાય ॥ ૧૫૬ ॥

નથી દુનિયામા તારૂ-કોઇ, મારૂ મારૂ કરે શુ ? ચેત !!;
નહીં છે તારૂ ત્યા શુ ? મુઝે, શિરપર કાળ ઝપાટા દેત ॥૧૫૭॥

નહીં જ્યાં સુખની આશા કિંચિત્, જડમાં ત્યાં શું સુખની આશ;
નહીં જ્યાં સુખ ત્યાં દુનિયા લોકો,—ધરતા સુખબુદ્ધિ વિશ્વાસ. ॥૧૫૮॥
નહીં જ્યાં તન મન પ્રાણુ ખરેખર, આતમ !! તારો ત્યાં છે વાસ;
નહીં ત્યાં જન્મ જરાને મરવું, ત્યાં તારૂં ઠેકાણું ખાસ. ॥ ૧૫૯ ॥
નહીં જ્યાં આધિ વ્યાધિ ઉપાધિ, ત્યાં પૂર્ણાનંદ તું છે ખાસ;
નહીં જ્યાં પુદ્ગલના પર્યાયો, ત્યાં તું અસંખ્ય પ્રદેશી વાસ. ॥૧૬૦॥
નહીં જન્મને નહીં જ્યાં મરવું, ત્યાં તારી મુક્તિ છે બેશ;
નક્કી એવું નિશ્ચય કરીને, પામો !!, મુક્તિ શર્મ હમેશ ॥૧૬૧॥
નાક ગયું તો ગયુંજ સઘળું, સ્વાર્પણુ કરીને નાકને રાખ !!;
નાકને માટે સારા લોકો, જીવે છે તું સાચું ભાખ !!. ॥૧૬૨॥
નાક સરલ તો સરલપણું છે, નાકની ઉપર ધર !! નહિં ડાગ;
નાકની ઉપર માંખી ન બેસે,—એવો ધર !! તું રાગ વિરાગ ॥૧૬૩॥
ના કૌવત જગમાં નહિં જીવે, ના કૌવતથી લોક ગુલામ;
ના કૌવત ત્યાં ધર્મ નહિં છે, કૌવત ત્યાં છે ધર્મનું ધામ. ॥૧૬૪॥
નાખી દે !! જે દુર્ગુણ સઘળા, ના કૌવતને કાઢો !! દૂર;
નાખવું રાખવું વિવેક ધારી,—તેથી સુખ પ્રગટે ભરપૂર. ॥૧૬૫॥
નાગના ગુણ લે !! જે તું સારા, વ્યવહારે ધર !! નહિં નાગાઈ;
નાગને બેઠે ક્રોધ કરો !! નહિં, સાધુ બેઠે ધર !! સાદાઈ. ॥૧૬૬॥
નાગડા બાવા પણ ગુણવંતા, કંચન કામિની ત્યાગે ત્યાગ;
નાગ એવા પરોપકારી, ભક્ત સંત ત્યાં પ્રભુનો રાગ ॥૧૬૭॥
નાગું રહેવું જગ નહિં સારૂં, નાગે ઢાંકે મુક્તિ ન થાય;
નિર્ગ્રંથીથી સમતા પ્રગટે,—તો ઘટમાં મુક્તિ વેદાય. ॥૧૬૮॥
નાચવું આતમ ગુણથી સારૂં, મોહે નાચવું જૂઠું જાણ !!;
નાચ્યા જેઓ આત્મગુણોથી,—તેઓ પામ્યા પદ નિર્વાણ. ॥૧૬૯॥
નાજૂક કઠણ બે રીતે બનેવું, સાપેક્ષાએ છે સુખદાય;
નાજૂક થાવું સારૂં ખોટું, કઠણપણું બે રીતે ન્યાય. ॥૧૭૦॥
નાટક દુનિયામાં છે જ્યાં ત્યાં, પ્રતિજીવ નાટક જૂદાં જાણ !!;
નાટક પોતાનું જો !! જાણે,—તો તું થાતો દિલ ભગવાન્. ॥૧૭૧॥

નાટકશાળા દુનિયા સઘળી, નાટકશાળા મનડું જાણુ !!;
નાટકીયો તું પોતે આતમ !!, કર્મોદયથી વિશ્વ વખાણુ !!. ॥૧૭૨॥
નાટકીયો તું નવનવ નાટક,–કરતો ભવમાંહી ભટકાય,
નાટક તારૂં સૌ દુ:ખકારક, નિજ કીધાં નિજને વેદાય ॥૧૭૩॥
નાટક નાચો !! એવું આતમ !!, કે જેથી ભવ દુ:ખો જાય,
નાટક નાચો !! નાટકીયા થૈ, નાટકશાળા વિણસી જાય ॥૧૭૪॥
નાટક સાચું જ્ઞાન ચરણ છે, નાટક સાચું સેવા ભક્તિ,
નાટક સાચું ક્રિયા યોગ છે,–જેથી પ્રગટે પ્રભુપદ વ્યક્તિ ॥૧૭૫॥
નટ નાગર થૈ નાટક નાચો !!, અંતરમાં ધરી સાક્ષી ભાવ,
નાટકીયા પેઠે જગ વર્તો !!, જ્યાં ત્યાં ધરો !! ન મમતા ભાવ ॥૧૭૬॥
ન્યારો રહી તું નાટક કરજે, કર્મોદયના ખેલો ખેલ !!,
ન્યારૂં નાટક આતમ ગુણનું,–કરજે પ્રગટે રસની રેલ. ॥૧૭૭॥
નાટક કર્મને આત્મભાવનું,–એ જાણી નાટકપદ ધાર !!,
નાચો !! રાચો !! આતમપદમાં, ગુણ પર્યાયનું નાટક સાર ॥૧૭૮॥
નાડ તપાસી કરવાં કાર્યો, નાડ તપાસી ઔષધ આપ !!,
નાડ ન જાણે હૃદય ન જાણે –તે પામે છે દુ:ખની છાપ ॥૧૭૯॥
નાડ ન જાણે તે દિલ જાણે, નાડ થકી સઘળું પરખાય,
નાડી જ્ઞાનનું રહસ્ય જાણે, ઉપકારી તે જગમાં થાય ॥૧૮૦॥
નાદાની ત્યજ !! ધરી પરાક્રમ, નાદાની ત્યજ !! દેઈ દાન,
નાદાની ત્યજ !! કરીને સ્વાર્પણ, નાદાની ત્યજ !! પામી જ્ઞાન ॥૧૮૧॥
નાદાની ત્યજ !! ઉદારતાથી, નાદાની ત્યજ !! આપી ભોગ,
નાદાની તે નબળાઈ છે, નાદાનીના ત્યજ !! સંયોગ ॥૧૮૨॥
નાબુદ કર !! સૌ દુષ્ટ વિચારો, નાબુદ કરજે અશક્તિ દ્રોહ,
નાબુદ કરજે ઈર્ષ્યાગ્નિને, મોક્ષ પંથથીએ કર !! આરોહ ॥૧૮૩॥
નાબુદ કર !! બહિરાત્મપણાને, નાના દોષો કર !! સૌ દૂર,
નામના કરતાં મુક્તિમાર્ગે, કર્તવ્યોને કર !! થઈ શૂર ॥૧૮૪॥
નાનું પણ ઉપયોગી સારૂં, અનુપયોગી મોટું ત્યાગ !!,
નાનું મોટું જે ઉપયોગી,–તેના ઉપર ધરજે રાગ ॥૧૮૫॥

નાનાની કદિ કરો !! ન હાંશી, નાનામાંથી મોટું થાય;
નાનામાંથી મોટા થાતા, સર્વે એ કુદ્રતનો ન્યાય. ॥૧૮૬॥

નાત જાતનું ભલું ચિંતવો !!, નાત જાતનું કરો !! હિત કાજ;
નાની કોમો સઘળી રક્ષો !!, સ્વતંત્ર રક્ષણમાં સામ્રાજ્ય. ॥૧૮૭॥

નાતોના ભેદે નહિં લડવું, નાત ભેદથી કરો !! ન કલેશ;
નાત છે, સર્વજીવોની એકજ, સચ્ચિદાનંદ રૂપ હમેશ. ॥૧૮૮॥

નાથ નિરંજન અરિહંત દીન, વીતરાગ જીનવર પ્રભુ દેવ;
નાથ પ્રભુ એવો જ્યાં શિરપર, ત્યાં પ્રગટે છે ભક્તિ સેવ. ॥૧૮૯॥

નામાંકિત થતા તે લોકો,-જેઓ કરતા પરોપકાર;
નામાંકિત થતા ભક્તો સૌ, વિશ્વ જીવોના પાલણહાર. ॥૧૯૦॥

નામું ઠામું સાચું રાખો !!, સાચો રાખો !! સૌ વ્યવહાર;
નામા ઠામાના ગોટાળા, જ્યાં અંતે ત્યાં પડતી ધાર !!. ॥ ૧૯૧ ॥

નારાજી ધર !! નહિં દિલમાંહી, દુઃખમાંહી પણ સુખને ભાવ !!;
નારાજી ને રાજી એ સહુ, પાપ અને છે પુણ્યના લ્હાવ. ॥ ૧૯૨ ॥

નાલાયકની સંગ કરો !! નહીં, નાલાયકનો ત્યજ !! વિશ્વાસ;
નાલાયકને લાયક કરવા, ઉપદેશો આપો !! શુભ ખાસ. ॥ ૧૯૩ ॥

નાશ કરીશ નહિં ઉપયોગીનો, પ્રાણીઓનો કર !! નહિં નાશ;
નાશ કરંતાં લાભાલાભનો,-વિચાર કરજે દિલમાં ખાસ. ॥ ૧૯૪ ॥

નાશ ન થાતો આત્મ તત્ત્વનો,-એવો મનમાં નિશ્ચય ધાર !!;
નાશ કરંતાં પહેલાં દિલમાં, દયા ધર્મનો કર !! સુવિચાર. ॥૧૯૫॥

નાસ્તિકની છે માન્યતા જૂઠી, માને નહિં ઇશ્વરને મુક્તિ;
નાસ્તિકને છે આસ્રવવૃદ્ધિ, નાસ્તિક કરતો મિથ્યા યુક્તિ. ॥૧૯૬॥

નાસ્તિકની છે અવળી બુદ્ધિ, સવળુ પણ અવળુ પ્રણમાય;
નાસ્તિક સાથે વાત કરંતાં, અંતે તેને લાભ ન થાય. ॥ ૧૯૭ ॥

નાસ્તિકને પ્રતિબોધે જ્ઞાની, અતિશયવંતા જેઓ સંત;
નાસ્તિક બુદ્ધિથી જગમાંહી, પાપાચાર વિચાર વદંત. ॥ ૧૯૮ ॥

નાહક કોઈને દુઃખ ન દેજે, નાહક કોને નહીં સતાવ !!;
નાહક કોને પીડા કર !! નહિં, નાહક કોથી કર !! નહિં દાવ. ॥૧૯૯॥

નિકટ રહેલા લોક સુધારો !!, નિકટ રહ્યાની કર ! ! સભાળ,
નિકટ રહ્યાની કરી પરીક્ષા, નિકટ રહ્યા પર ધરજે વ્હાલ ॥૨૦૦॥

નિગ્રહ કરજે ઇન્દ્રિયોનો, મનનો નિગ્રહ કર ! ! થઇ શૂર ,
નિગ્રહ કરતા શકિત પ્રગટે, દિલમા પ્રગટે આનદ પૂર ॥ ૨૦૧ ॥

નિર્ભય થઇને કર ! ! સહુ કાર્યો, જીવન મરણમા નિર્ભય થાવ ! !,
નભની પેઠે આતમ જાણી, નિશ્ચય નિર્ભયતાને લાવ !! ॥ ૨૦૨ ॥

નિર્ભયતા છે આતમ નિશાની, નિર્ભયતાના કારણ સેવ ! !,
નિર્ભયતા જો !! સાચી પ્રગટી,-તો તુ જાતે નિશ્ચય દેવ ॥ ૨૦૩ ॥

નિર્ભયતા છે ત્યા દુ ખ નહિ છે, નિર્ભયતા ત્યા છે આનદ ,
નિર્ભયતા ત્યાં શૂરવીરતા, ભીતિના સહુ નાસે ફદ ॥ ૨૦૪ ॥

નિડર બને છે જ્ઞાની યોગી, નિડર બને છે શૂરા લોક ,
નિડર બને છે સતો ભક્તો, દુ ખ પડતા પાડે નહિ પોક ॥ ૨૦૫ ॥

નિડરપણુ છે પ્રભુકૃપાથી, જ્ઞાનથકી નિર્ભયતા થાય ,
નિર્ભયરૂપે તેહ બને છે,-જેના દીલમા પ્રભુ પ્રગટાય ॥ ૨૦૬ ॥

નિત્ય નિરજન આતમ ! ! તુ છે, દેહ વિનાશે આતમ નિત્ય ,
નિત્યાતમનો નાશ ન થાવે,-એવી શ્રદ્ધા રાખ ! ! પવિત્ર ॥૨૦૭॥

નિદાન જાણો ! ! રોગાદિકનુ, સર્વકાર્યનુ જાણુ ! ! નિદાન,
નિદાનજ્ઞાને કાર્યનીસિદ્ધિ,-એવુ અ તરમાહી માન ! ! ॥ ૨૦૮ ॥

નિદિધ્યાસન કરજે ભાવે, આત્મતત્ત્વની થાય પ્રતીતિ ,
નિદિધ્યાસન યોગ સમાધિ, મળતી જ્યોતિમાહી જ્યોતિ ॥૨૦૯॥

નિદેશ સમજે જ્ઞાનીઓનો, જ્ઞાનીઓની આજ્ઞા માન ! !,
નિદેશમા અર્પાઇ જાઇ, આતમશુદ્ધિ કર ! ! ગુણખાણુ ॥૨૧૦॥

નિદ્રા પણ ઉપયોગી સારી, નિદ્રાવસ્થા શક્તિકાર ,
નિદ્રાસમ વૈરી નહિ કોઈ, નિદ્રા સુખ ને દુ ખ કરનાર ॥ ૨૧૧ ॥

નિદ્રા દેહ હયાતી પર્યં ત, નિદ્રાવણ જગ નહિ જીવાય;
નિદ્રા ઉપયોગી છે સારી, અનુપયોગી દુ ખકર ન્યાય ॥ ૨૧૨ ॥

નિદ્રાથી જીવન ને મૃત્યુ, સાપેક્ષાએ સમજો !! સત્ય,
નિદ્રિત સારા પાપી લોકો,-કરે ન જેથી જે દુષ્કૃત્ય ॥ ૨૧૩ ॥

નિરાશ થા !! નહિ સત્કાર્ગોથી, મોક્ષાશાએ જગમાં જીવ !!;
નિરાશ થાવું તે મૃત્યુ છે, આશા અમૃત જાણુ !! સદીવ. ॥ ૨૪૨ ॥

નિરાશ છે અંધકાર ઘણો જગ, અંધારાનું પણ છે અંધાર;
નિરાશ બન !! નહિ પ્રભુ પ્રાપ્તિમાં, આશાથી પ્રગટે ઉજીયાર. ॥૨૪૩॥

નિરાશ થાતાં અશકિતયો છે, આશામાં શક્તિ ને સુખ;
નિરાશ એ છે મૃત્યુ નક્કી, નિરાશમાંહી પ્રગટે દુઃખ. ॥ ૨૪૪ ॥

નિરાશ કર !! નહિં શ્રદ્ધાળુને, નિરાશના બોલો નહિં બોલ !!;
નિરાશના નહિં કરો!! વિચારો, આશાનો મોટો છે ભોલ. ॥૨૪૫॥

નિરાશ કર !! નહિં વિશ્વાસીને, નિરાશ કરતાં હિંસા થાય;
નિરાશના છે અનેક ભેદો,—સમજે તેની ભ્રાંતિ જાય. ॥૨૪૬॥

નિરાંતવાળી બેસી રહે નહિં, પરમાર્થીને નહિં નિરાંત;
નિરાંત સારી ખોટી જાણો !!, નિરાંત નહિં સમજો !! એકાંત. ॥૨૪૭॥

નિરાંત તે વિશ્રામો સારો, નિરાંતથી પ્રગટે પુરૂષાર્થ;
નિરાંત લેવી બળ રક્ષાર્થે, સ્વાર્થે પણ એ છે પરમાર્થ. ॥ ૨૪૮ ॥

નિરીક્ષણુ કરી આતમમાંહી, દુર્ગુણ ટાળી ગુણ પ્રગટાવ ! !;
નિરીક્ષણુ કરતાં નિર્મલતા, કાર્યસિદ્ધિનો છે સદ્ભાવ ॥ ૨૪૯ ॥

નિરીક્ષણુ કર ! ! રાત્રી દિવસમાં,—કર્યાં કાર્યનું ધરી વિવેક;
નિરીક્ષણથી ગુણો પ્રગટતા, પ્રગટે પ્રતિક્રમણની ટેક. ॥ ૨૫૦ ॥

નિરૂત્તર રહેવું તે સારૂં,—ખોટું સાપેક્ષાએ જાણુ ! !;
નિરૂત્તરના ભેદ ઘણા છે, સમજે સારા મનમાં આણુ ! !. ॥ ૨૫૧ ॥

નિરૂદ્યોગી જીવન બગાડે, મનમાં ઝાઝા કરતા પાપ;
નિરૂદ્યમીને સદ્બુદ્ધિ નહિં, પ્રગટે તેને બહુ સંતાપ. ॥ ૨૫૨ ॥

નિરૂપદ્રવ સ્થાનોમાં રહેવું,—તેથી શાન્તિ રહે હમેશ;
નિરૂપદ્રવી લોકોની સંગે,—રહેતાં નાસે સઘળા કલેશ. ॥ ૨૫૩ ॥

નિરૂપમ આતમ ગુણો છે સઘળા, એક એકથી એક મહાન્;
નિરૂપમ આતમ !! આપ વિચારો !!, અંતસુખનું તું છે સ્થાન. ॥૨૫૪॥

નિર્જન સ્થાનમાં ધ્યાનને ધરવું, ચિત્તવૃત્તિનો થાય નિરોધ;
નિર્ભય નિત્ય નિરંજન આતમ,—ભાવો !! પ્રગટે કેવળ બોધ. ॥૨૫૫॥

નિર્જન સ્થાનમા યોગી રહેતા, અવધૂતોને કે મસ્તાન,
નિર્જન સ્થાનમા સિંહો રહેતા, હિંસક ચોરો ને શયતાન ॥૨૫૬॥
નિર્ણય કરીને પહેલો જ્ઞાને,-પછીથી કાર્યનો કર ! ! આરંભ,
નિર્ણય કરીને ફરી જવામા, અશક્તિને વર્તે છે દંભ ॥ ૨૫૭ ॥
નિર્ણય કરીને ફરી જવાથી, અશક્તિ ને નિજ હારી થાય,
નિર્ણય પણ સંશયમા રહેતા, વિનાશતા જ્યા ત્યા દેખાય ॥૨૫૮॥
નિર્ણય કરીને વર્તો ! ! ધર્મે, નિર્ણય કરીને કર ! ! કર્તવ્ય,
નિર્ણયથી છે કાર્યની સિદ્ધિ,-એવો નિશ્ચય લાવજે ભવ્ય !! ॥૨૫૯॥
નિર્ણય ઉપર પહેલા આવો ! !,-પછીથી કરજે શુભ શરૂઆત,
નિશ્ચયવણુ નહિ આતમ બળ છે, નિશ્ચય તે છીબ્યાનુ પાત્ર ॥૨૬૦॥
નિશ્ચયવણુ સંશયી બ્હેમીઓ,-કર્તવ્યોથી વિમુખ થાય,
નિશ્ચયવણુ નહિ પુરૂષાર્થતા, સંશયથી કાર્યો છેદાય ॥ ૨૬૧ ॥
નિશ્ચય સંકલ્પે છે સિદ્ધિ, કરી નિર્ણય ને આગળ ચાલ ! !,
નિર્ણીત કાર્યો કરી વધ !! આગળ, શ્રદ્ધા પ્રીતિથી જગ હાલ !! ॥૨૬૨॥
નિશ્ચય બુદ્ધિ નિશ્ચલ પ્રજ્ઞા, નિશ્ચય કાર્ય પ્રવૃત્તિ બેશ,
નિશ્ચય કરી વ્યવહારે વર્તો ! !,-તેથી નાશે સઘળા કલેશ ॥ ૨૬૩ ॥
નિશ્ચય કીધો ટકે ન જેનો, મરેલો તે જગમાહી જાણુ ! !,
નિશ્ચય મોક્ષાદર્શ ન જેનો, તેના ભવમા વર્તે પ્રાણ ॥ ૨૬૪ ॥
નિર્દય ક્રૂર ને રાક્ષસ જાણો ! !, દયાવંત લોકો છે દેવ;
નિર્દય થા ! ! નહિ ક્યારે આતમ, દયાવૃત્તિથી કરજે સેવ ॥૨૬૫॥
નિર્દોષી સર્વજ્ઞો સાચા, જગજીવો સૌ દોષી જાણુ !!,
નિર્દોષી કરવાને આતમ !!, દર્શન ચરણુ ધરો !! શુભ જ્ઞાન ॥૨૬૬॥
નિર્દોષી થાવાને આતમ, દોષો હરવા કર ! ! અભ્યાસ,
નિર્દોષી આતમ સત્તાયે, મોહ દોષ છે જાણો ! ! ખાસ ॥૨૬૭॥
નિર્દોષી છીવો જે અંશે, તે અંશે કર ! ! તેનુ જ્ઞાન
નિર્દોષી જે પૂરણ અંશે, તે અંશે પૂરણ ભગવાન ॥ ૨૬૮ ॥
નિર્બળ તે હિંસક ને જૂઠા, ચોરી વ્યભિચારી કરનાર ,
નિર્બળ તે ક્રોધી માનીને, માયા લોભીના અવતાર ॥ ૨૬૯ ॥

નિર્બળ તે કામી ને દ્વેષી, દેહાસક્તિતણા ધરનાર ;
નિર્બળ તે મરવામાં બીવે, નિર્બળ અતિસ્વાર્થી નરનાર. ॥ ૨૭૦ ॥
નિર્બળ તે નિંદક કામીને, ધર્મ દ્રોહ આદિ ધરનાર ;
નિર્બળ તે અજ્ઞાની વ્હેમી, નાસ્તિક મૂઢ ને પાપાચાર. ॥ ૨૭૧ ॥
નિર્બળ તે નિજ ફર્જ ધરે નહિ, કર્તવ્યોથી થાતો ભ્રષ્ટ ;
નિર્બળ તે જગમાં નહીં જીવે, માને જે નહિં પ્રભુ અદષ્ટ. ॥૨૭૨॥
નિર્ભય થઇને જીવો ! ! આતમ !!, ભય ધરવાથી નહિં જીવાય;
નિર્ભય થઇને જીવતાં મરતાં, આત્માનંદપણે વર્તાય. ॥ ૨૭૩ ॥
નિર્મોહી થઇ જગમાં રહેવું, અનંત સુખનું એ છે ધામ ;
નિર્મોહી છે પ્રભુસમ મોટો, ઉપકારી અંતરૂ નિષ્કામ. ॥ ૨૭૪ ॥
નિર્મોહીનું સુખમય જીવન, પ્રગટાવે તે કેવળજ્ઞાન ;
નિર્મોહી થાવાને માટે,—સેવો !! ધર્મગુરૂ ભગવાન. ॥ ૨૭૫ ॥
નિર્લેપી થઇ કાર્યો કરતાં, જગમાં કયાંયે થાય ન બંધ ;
નિર્લેપી થઇ કાર્યો કરતાં, રાગ રોષનું રહે ન દ્વંદ્વ. ॥ ૨૭૬ ॥
નિર્લેપી થાવાને માટે, નભસમ આતમ શુદ્ધ વિચાર ! !;
નિર્લેપી થાવાને માટે, ધારણા ધ્યાન સમાધ ધાર !!. ॥ ૨૭૭ ॥
નિર્લેપી થાવાને માટે, આતમનો ધારે ! ! ઉપયોગ ;
નિર્લેપી જે મુકતપણાને,—પામે છે ભોગવતાં ભોગ ॥ ૨૭૮ ॥
નિર્લોભીને ધન નહિં બાંધે, નિર્લોભી જગ નહિં બંધાય;
નિર્લોભી છે ઇન્દ્રથી મોટો, પુદ્ગલ વસ્તુને નહિં ન્હાય. ॥ ૨૭૯ ॥
નિર્લોભીને તૃણસમ સઘળું, સરખાં ભાસે મણિને ધૂળ ;
નિર્લોભીને ધન સત્તાથી, થાય ન અંતરૂમાંહી ભૂલ. ॥ ૨૮૦ ॥
નિર્વિકાર બનીને સંતો, પામ્યા પામે છે નિર્વાણ ;
નિર્વિકાર બનીને સંતો, કરતા નિજપરનું કલ્યાણ. ॥ ૨૮૧ ॥
નિર્વિકાર બનીને સંતો, મોહને જીતી સુખીયા થાય;
નિર્વિકારી સંતો આગળ, મોહનું જોર કશું ન જણાય. ॥ ૨૮૨ ॥
નિર્વેદી તે કામને જીતે, નિર્વેદી તે જીતે રાગ;
નિર્વેદી તે સર્વવિશ્વપર, અંતરૂથી ધારે વૈરાગ્ય. ॥ ૨૮૩ ॥

નિવાસ તારો નિત્યને નિર્ભય, નિવાસ તારો સુખમય જાણ્ !!,
નિવાસ તારો દુ ખ રહિત છે, જાણી નિજપર કર !! કલ્યાણ ॥૨૮૪॥
નિવાસ તારો ચાર ગતિમા, અનાદિકાલથી બહુ બદલાય,
નિવાસ તારો અસખ્ય પ્રદેશે,-થાવે તો નહિ મૃત્યુ થાય ॥૨૮૫॥
નિવાસ જગમા માન્યા જે જે,-કલ્પ્યા જે તે જૂઠા ખાસ,
નિવાસ સાથ ન જે કોઈ આવે,-તેમા ધર !! તુ નહિ વિશ્વાસ.॥૨૮૬॥
નિવૃત્તિમય જીવન ગાળો !!, નિવૃત્તિમય ચેતન ધર્મ,
નિવૃત્તિ વરવાને માટે, નિષ્કામે કર !! સારા કર્મ ॥૨૮૭॥
નિવૃત્તિથી મુક્તિ મળતી, વૃત્તિથી બધાવુ થાય,
નિવૃત્તિને આત્મસ્વભાવે, આત્મોપયોગે તે વેદાય ॥૨૮૮॥
નિવૃત્તિને અર્થે પ્રવૃત્તિ,-કરવી તે છે મુક્તિ હેત,
નિવૃત્તિના સાધન સઘળા, નિમિત્ત પ્રવૃત્તિ સ કેત ॥૨૮૯॥
નિવેડો લાવો !! ન્યાય નીતિથી, કર !! ગુરુને નીવેદન સર્વ,
નીવેદ્ય શુભ અશુભ સૌ કીધુ, ગુરૂ નીવેદે રહે ને ગર્વ ॥૨૯૦॥
નીશદિન આગળ ચાલો !! આતમ, આગળ ધસ !! ધરીને ઉત્સાહ,
નીશદિન મુક્તિ પ થે ચાલો !!, સમાવીને મહાકામના દાહ ॥૨૯૧॥
નીશદિન ધર્મ કરી લ્યો !! આતમ, નીશદિન કર !! આવશ્યક કર્મ
નીશદિન જ્ઞાન ચરણને ધારો !!,-તેથી પામો !! મુક્તિ શર્મ ॥૨૯૨॥
નીશદિન ઉમ્મર ઘટતી જાતી, કરવુ હોય તે કરી લે !! ભવ્ય !!,
નીશદિન આતમ શુદ્ધિ કરવા, સ વર નિર્જર શુભ કર્તવ્ય ॥૨૯૩॥
નીશા ને દિવસ બે ઉપયોગી,-કરે તે જગમા સુખિયો થાય,
નિશ્ચય આત્મિક સુખને પામી, મુક્તિદશાનો અનુભવ પાય ॥૨૯૪॥
નિશાન લક્ષમા રાખી વર્તો !!, પલ પણ ભૂલીશ નહીં નિશાન,
નિશાની તારી જ્ઞાનાનદ છે, પ્રગટાવે તુજ છેજ પીછાણ ॥૨૯૫॥
નિશાની ત્હારી આનદરૂપી, વિષયાનદની પેલી પાર,
નિશાળ માંહી નિશાની ત્હારી, ઓળખી તું પોતાને ધાર !! ॥૨૯૬॥
નિશો કરીશ નહીં વ્યસનનો ક્યારે, નિશો કરતા આવે ખાદ,
નિશો મજાનો આતમ સુખનો, અનુભવ જ્ઞાન થકી આસ્વાદ !! ॥૨૯૭॥

નિશ્ચય સમકિત ગુણુ પ્રગટાવો ! !, નિશ્ચય ચારિત્ર ગુણુ પ્રગટાવ ! !;
નિશ્ચય જ્ઞાનને ઘટ પ્રગટાવી, નિશ્ચય સમતાને મન લાવ !!. ॥૨૯૮॥

નિશ્ચય ધ્યાન સમાધિ રહેતાં, શ્વાસોશ્વાસમાં મુક્તિ થાય;
નિશ્ચય ટાળ્યો ટળે જેહનો,-તે ક્ષણમાં મુક્તિને પાય. ॥૨૯૯॥

નિશ્ચય નયદૃષ્ટિને ધારી, અંતરૂ ધર ! ! આતમ ઉપયોગ;
નિશ્ચય નયથી આતમ ભાવો !!, સાધો !! એવો નિશ્ચય યોગ. ॥૩૦૦॥

નિશ્ચિન્ત થાજે ધર્મ ધરીને, આત્મોપયોગે નિશ્ચિન્ત થાવ ! !;
નિશ્ચિન્ત થાવું છે તુજ હાથે, આત્મપ્રભુમાં લગની લગાવ !!. ॥૩૦૧॥

નિષિદ્ધ પથે જવું ન ક્યારે, નિષિદ્ધ કર્મો કર ! ! નહિં લેશ;
નિષિદ્ધ લાગે અનુભવથી જે,-તેમાં કરવો ન લેશ પ્રવેશ. ॥૩૦૨॥

નિષ્કપટીને પાપ ન લાગે, નિષ્કપટીની થાય ન હાર;
નિષ્કપટી જો મનડું થાવે, તો લાગે છે પ્રભુપર પ્યાર. ॥૩૦૩॥

નિષ્કલંકી ચરિત્ર ધરવું, નિષ્કલંકી ધર ! ! મન કાય;
નિષ્કલંકી રહેવા માટે, ધરજે પ્રેમે નિત્યે ન્યાય. ॥૩૦૪॥

નિષ્કામીને જીવન્મુક્તિ, આવવું અહિં અનુભવાય;
નિષ્કામીનું જીવન સઘળું, પરમાર્થિક કાર્યે હોમાય. ॥૩૦૫॥

નિષ્કામી થા ! ! આતમ જ્ઞાને, નિષ્કામી થૈ સાચું જીવ ! ! ;
નિષ્કામી થૈ પ્રભુપદ વરશો, અંતરૂમાં પ્રગટાવો ! ! શીવ. ॥૩૦૬॥

નિષ્કામે પ્રવૃત્તિ કર ! ! સહુ, ભવ મોક્ષે સંભાવન ધાર ! !;
નિષ્કામી થૈ આત્મોપયોગે, પરમ પ્રભુતા ને ઉદ્ધાર. ॥૩૦૭॥

નિષ્કારણુ થાવું નહિં વૈરી, નિષ્કારણુ કરવો નહિં ક્લેશ;
નિષ્કારણુ પરઘેર ન જાવું, નિષ્કારણુ જાવું ન વિદેશ. ॥૩૦૮॥

નિષ્ઠા સાચી રાખી ચાલો ! ! સાચી નિષ્ઠાએ જય થાય;
નિષ્ઠા નીતિ જેની સારી,-તે દુઃખોની પારે જાય. ॥૩૦૯॥

નિષ્ઠા સારી રાખો ! ! આતમ ! ! , રાગ રોષથી રહેશો દૂર;
નિષ્ઠા પ્રામાણિકતા સત્યે, , વાંચ્છિત સુખ મળશે ભરપૂર. ॥૩૧૦॥

નિષ્ઠુર નિર્દય નગુણો થા ! ! નહિં, નિષ્ઠુરતાથી દુર્ગતિ થાય;
નિષ્ઠુરતાથી હિંસા પાપો,-ઉભરાતાં નહિં શાંતિ લહાય. ॥૩૧૧॥

નિષ્ફલ થાતા કર !! નહિ ચિંતા, સફળ થતા નહિ ધરવો હર્ષ,
નિષ્ફલ થાવું પાપોદયથી, પુણ્યોદયથી છે ઉત્કર્ષ ॥ ૩૧૨ ॥
નિઃસંગી થૈ વર્તો !! ચેતન !!, દુનિયામાં નિઃસંગને ધાર !!,
નિઃસંગી જે સર્વસંગમાં, જીવન્મુક્ત તે નરને નાર ॥ ૩૧૩ ॥
નિઃસંગી થા !! સર્વવસ્તુમાં, સર્વવસ્તુનો કર !! ઉપયોગ,
નિઃસંગી થૈ સર્વવસ્તુમાં,—રહેતા અંતર્ નહિ સંયોગ ॥ ૩૧૪ ॥
નિશાસો કોનો લે !! નહિ કયારે, દુઃખીના લેજે નહિ શાપ,
નફફટનો વિશ્વાસ ન કરજે, નિષ્કારણ કરજે નહિ પાપ ॥ ૩૧૫ ॥
નિશાસો લે !! નહિ હિંસક થઈને, નિશાસો લે !! નહિ કરીને પાપ,
નિશાસો લે !! નહિ જૂલ્મ કરીને, અન્યજીવોને નહિ સંતાપ ॥૩૧૬॥
નિશાસો ને શાપ હોય જે,—અંતરની મહા અગ્નિ જાણું !!,
નિશાસો લેનારાઓનું, અંતે થાતું બહુ નુકશાન ॥ ૩૧૭ ॥
નિઃસ્પૃહ થઈને આગળ ચાલે !!, નિઃસ્પૃહતાથી શાંતિ થાય,
નિઃસ્પૃહતાથી પાપ ન થાવે, નિઃસ્પૃહી જ્ઞાની કહેવાય ॥ ૩૧૮ ॥
નિઃસ્પૃહીના હાથમાં મુક્તિ, જીવન મરણમાં નિઃસ્પૃહ જેહ,
નિઃસ્પૃહીને આતમ આનંદ,—પ્રગટે તેમાં નહિ સંદેહ ॥ ૩૧૯ ॥
નિઃસ્પૃહીમાં ગુણગણ વૃદ્ધિ, નિઃસ્પૃહી નહિ થાતો દાસ,
નિઃસ્પૃહી સ્વાતંત્ર્યને ધારે, નિઃસ્પૃહી રહેતો ન ઉદાસ ॥ ૩૨૦ ॥
નિઃસ્પૃહીને તૃણવત સઘળું,—તેને કોની નહિ દરકાર,
નિઃસ્પૃહી ત્યાગી મહાસંતો, દેહાદિક અર્પણ કરનાર ॥ ૩૨૧ ॥
નિંદક લોકો ધોબી જેવા, નિંદક લોકો ભંગી ધાર !!,
નિંદકની ઉપયોગિતા બહુ, પરમલને જે દૂર કરનાર ॥ ૩૨૨ ॥
નિંદકથી સહુ લોકની શુદ્ધિ, નિંદકથી સહુ ચેતે લોક,
નિંદક અન્યની શુદ્ધિ કરવા, ભંગી પેઠે પાડે પોક ॥ ૩૨૩ ॥
નિંદક સાફ કરે છે મનને, અન્યોના તે ધોબી પેઠ,
નિંદક લોકો અન્ય જનોની, દુર્ગુણરૂપી ખાવે એઠ ॥ ૩૨૪ ॥
નિંદકની છે કાકની દૃષ્ટિ, અન્યોના દોષો જોનાર,
નિંદક મ્હારા જેવો તેવો, મ્હારી શુદ્ધિના કરનાર ॥ ૩૨૫ ॥

નિંદકની છે અવળી બુદ્ધિ, માંસાહારીથી પણ દુષ્ટ;
નિંદકથી ગુણુ નહિં દેખાતાં, દોષદષ્ટિથી થાતો તુષ્ટ. ॥ ૩૨૬ ॥

નિંદકથી બીવે નહિં સજ્જન, નિંદક ઉપર ધરે ન રોષ;
નિંદક ઉપર દયાને ધારે, નિંદકના પણુ જુવે ન દોષ. ॥ ૩૨૭ ॥

નિંદક ઉપર દ્વેષ ન ધારે, ભક્તોપર નહિં કરતો રાગ;
નિરંજન તે જ્ઞાની યોગી,—જેને રાગ નહિં મન ત્યાગ. ॥ ૩૨૮ ॥

નિંદા કોની કર !! નહિં આતમ, નિંદો ! ! ગર્હો ! ! નિજના દોષ;
નિજ ભૂલો ને દેખો ! ! ત્યાગો ! !,—તેથી થાશે શુભ સંતોષ. ॥૩૨૯॥

નિંદા નિજની કરવી સારી, અન્યની નિંદા કરવી વાર ! !;
નિંદક તે ચંડાળજ ચોથો, નિંદાનું મહાપાપ નિવાર ! ! ॥ ૩૩૦ ॥

નિઃસ્નેહી છે નિર્દય સૂકો, નિઃસ્નેહીમાં જડતા ધાર ! !;
નિઃસ્નેહી છે જડના જેવો,—સમજે નહિં જે સાચો પ્યાર. ॥ ૩૩૧ ॥

નિઃસ્નેહીમાં ગુણો ન વિકસે, સુજે નહિં તેને ઉપકાર;
નિઃસ્નેહીમાં સ્વાર્થ ઘણો છે, કઠોરતાનો છે અવતાર. ॥ ૩૩૨ ॥

નિઃસ્નેહીમાં ભક્તિ ન વિકસે, નિઃસ્નેહીને થાય ન જ્ઞાન;
નિર્મળ સ્નેહે આતમ વિકસે, અંતે તે થાવે ભગવાન્. ॥ ૩૩૩ ॥

નીચ ઉંચના ભેદો જાણો ! !, નીચ દુષ્ટનો ત્યજ ! ! વિશ્વાસ;
નીચો હિંસક જૂઠો ચોર છે, વ્યભિચારી દુર્ગુણઘર ખાસ ॥ ૩૩૪ ॥

નીચથી ક્રોધી માની માયી, લોભી ક્રૂરને ઘાતક જેહ;
નીચ તે ઉપકારોને ભૂલે, ધારે નહિં તે સાચો સ્નેહ. ॥ ૩૩૫ ॥

નીચ તે નગુરો નગુણો માનવ નીચને દયા ન હોય લગાર;
નીચ તે ઉપકારીનું ભુડું,—કરવામાં રહેતો તૈયાર. ॥ ૩૩૬ ॥

નીચ તે દુર્ગુણી વ્યસની પૂરો, વિશ્વાસીનો ઘાતક જેહ;
નીચ તે દેશને મિત્રનો દ્રોહી, જૂઠી સાક્ષી પૂરે તેહ. ॥ ૩૩૭ ॥

નીચ તે હિંસાદિકથી જીવે, જૂલ્મ અનીતિ કરતો જેહ;
નીચ તે ચાડી ચુગલી કરતો, વેચે જેવો પરનાં દેહ. ॥ ૩૩૮ ॥

નીચ તે દુર્જન શઠને ઠગારો, ધુર્તાઇનું કરતો કાજ;
નીચ તે પાપી કર્મો કરતો, પાપ કરતાં ધરે ન લાજ. ॥ ૩૩૯ ॥

નીચુ મુખડુ જેથી થાવે,-એવા કુકૃત્યો તજ !! સર્વ,
નીચુ મુખ રાખીને જીવવુ, ને કરવો મન ફોગટ ગર્વ ॥ ૩૪૦ ॥
નીતિનાં સહુ શાસ્ત્રો વાચો !! નીતિના સહુ વેદ વિચાર !!,
નીતિ ધારો !! દેશકાલથી, હાનિ લ્હાવનો વિવેક ધાર !! ॥ ૩૪૧ ॥
નીતિનુ જીવન ઉપયોગી, નીતિથી ચલવો !! વ્યવહાર,
નીતિ ન્યાય વિનાનુ જીવન,-ધરવુ તેથી દુ:ખ અપાર ॥ ૩૪૨ ॥
નીતિ રીતિ પ્રીતિ ધારો !!, નીતિથી કરજે કર્તવ્ય,
નીતિની રહેણીમા રહેવુ, નીતિનુ ભણતર છે ભવ્ય ॥ ૩૪૩ ॥
નૃત્ય કરીને જીવવુ ન્યાયે, પણ અન્યાયી જીવન ત્યાગ !!,
નાચો !! પ્રભુની પ્રાપ્તિ માટે, મારા વર્તનમા ધર !! રાગ ॥ ૩૪૪ ॥
નેક ટેકથી જીવો !! જગમા, નેક ટેકનુ જીવન બેશ,
નેક રહીતો અનેક મળતા, નાસે સઘળા દુ ખો કલેશ ॥ ૩૪૫ ॥
નેકી નકામી જાય ન ક્યારે, નેકીથી કર !! સહુ વ્યવહાર,
નેકીથી ધર !! વર્તન સાચુ, માન મહત્તા વધશે સાર ॥ ૩૪૬ ॥
નેકી રાખી જીવો !! જગમા, નેકીથી દુ ખ સઘળા જાય,
નેકી રાખે દુ ખ પડે પણ, અ તે શુભવેળા પ્રગટાય ॥ ૩૪૭ ॥
નેકીથી જે ડ કો વાગે, સ્નેહીને સુખ શાન્તિ થાય,
નોબત વાગે સત્યની જ્યા ત્યા, સત્યથી વર્તતા દુ ખ જાય ॥૩૪૮॥
નૌકા તારી ચલાવ !! જ્ઞાને, ભવસાગરનો પામે પાર,
નૌકા આતમ જીવનરૂપી, સમજે તો શિવપુર છે સાર ॥ ૩૪૯ ॥
ન્યૂનપણુ રાખો !! નહિ કિંચિત્, ધર્મ કર્મ કરવામા ભવ્ય !!,
ન્યાય નીતિથી જ્ઞાને સઘળા,-સમજીને કરશો કર્તવ્ય ॥ ૩૫૦ ॥
ન્યાય ન ધારો !! દુ ખ પડતા, પ્રાણ પડે પણ ત્યજ !! અન્યાય,
ન્યાયી સ્વર્ગના રાજ્યને પામે, અન્યાયી તે નર્કે જાય ॥ ૩૫૧ ॥
ન્યાયના સઘળા શાસ્ત્રો વાચો !!, કુતર્કો ને ત્યજો !! વિવાદ,
ન્યાયી જીવન ધારણ કરતા, આભવ પરભવ જશે ન બાદ ॥૩૫૨॥
ન્યાયી જીવન ધારણ કરવુ, આતમ તારો એ છે ધર્મ,
ન્યાયથી બોલો !! ન્યાયથી ચાલો !!, ન્યાયથી કરજે ન્યાયી કર્મ ॥૩૫૩॥

ન્યાય અને અન્યાયો જાણે,—એવો ન્યાયી ધારે ન્યાય;
ન્યાયધીશ થવું મહા દુર્લભ, ત્યજશો આતમ સહુ અન્યાય. ॥૩૫૪॥
ન્યાયતણા સહુ ભેદો જાણો !!, સત્ય રહેણીમાં સાચો ન્યાય;
ન્યાય કરતાં ભૂલોને ખોજે, અંતરૂથી સમજાય છે ન્યાય. ॥૩૫૫॥

## प

પપ્પા પ્રભુથી પ્રીતિ ધારો !!, વિષય સ્વાર્થમાં પ્રેમ ન સત્ય;
પાપ કર્મ સઘળાં પરિહરશો, નિષ્કામે કરો !! પુણ્યનાં કૃત્ય. ॥ ૧ ॥
આતમને પરમાતમ કરવા, પ્રગટયો માનવભવ નિર્ધાર;
પવિત્રતા કર !! મનની જ્ઞાને, દેવગુરૂપર કર !! બહુ પ્યાર. ॥ ૨ ॥
સર્વજાતનાં પાખંડ છંડો !!, પગલાં ભરજે ધર્મને હેત;
પુદ્ગલ માયા મોહ તજી દો !!, મુકત થવાનો એ સંકેત. ॥ ૩ ॥
પુદ્ગલ કર્મથકી તું ન્યારો, અરૂપ અનામી આતમરામ;
અનંતગુણ પર્યાયમથી તું, અનંત શકિતનું તું ધામ. ॥ ૪ ॥
પપ્પા ભણ્યા ગણ્યા કહેવાશો, પ્રભુથી પુરો પ્રેમ લગાવ !!;
પરખો !! આતમ !! રાજા પોતે, અલખ અકલ આતમને જગાવ !!. ॥૫॥
પ્રેમ કરો !! પરમેશ્વર ઉપર, પરસ્રી પરધન પ્રેમ નિવાર !!;
પરધન પત્થર પરસ્રી માતા,—માની વર્તો !! મુકિત થનાર. ॥ ૬ ॥
પ્રકર્ષ કરશો આત્મગુણોનો,— પ્રગટાવો !! નિજ ગુણ પર્યાય;
પિતા ભકિત કરવી બહુ પ્રેમે, પુત્રાદિક પાલન છે ન્યાય. ॥ ૭ ॥
પાપી દુર્જન સંગ કરો !! નહી, પાપીને દ્યો નહી ધિક્કાર;
પરોપકારો નિશદિન કરશો, પ્રભુ સ્મરો !! પલપલ નિર્ધાર. ॥ ૮ ॥
પુણ્ય કર્મ કરશો મુકત્યર્થે, પુરો દુઃખી જનની આશ;
પાપાચાર વિચારો !! તજશો, પરતંત્ર બનશો નહીં ખાસ. ॥ ૯ ॥
પૂજો !! દેવ ગુરૂ સંતોને, પંડિત થાવા ધરશો ખંત;
પહેલ કરો !! શુભ કાજમાં વહેલી, પોલ ન રાખો !! સેવા સંત. ॥૧૦॥
પાપથી પડતી પુણ્યથી ચડતી, પરદારા ભોગે દુઃખરાશિ;
પરતંત્ર દુર્ગુણી મનમોહી, પ્રગટ કરો !! આતમ ગુણવાસ ॥ ૧૧ ॥
પરમેશ્વરની ભકિત કરવી, પરમેશ્વર દિલમાં ધરવા;
પંચ પ્રમાણિક માનવ ન્યાયમાં, પરમેશ્વર પ્રેમે વરવા ॥ ૧૨ ॥

પ્રાણાયામ કરો !! નિયમસર, મનને દેહની પુષ્ટિ થનાર,
પૃથ્વીમા સહુ સાથે હળીમળી,–રહેવુ સમજો !! નરને નાર ॥૧૩॥

પૃથ્વી પાણી વાયુ અગ્નિ, વનસ્પતિને મહાઆકાશ,
પ્રકાશ છે સહુજીવો માટે,–તેથી જીવો જીવે ખાસ ॥ ૧૪ ॥

પાણીનો ઉપયોગ કરો !! શુભ, પાણી જાતા રહ્યુ ન કાય,
પાણી જાવા દ્યો નહીં ક્યારે, પાણીવિના નહીં કિમત થાય ॥૧૫॥

પાણીથી છે સહુની કિમત, પાણી રાખો !! નરને નાર,
પાણીનુ રક્ષણ કરશો સહુ, પાણી પ્રભુશક્તિ નિર્ધાર ॥૧૬॥

પુષ્ટિ કરીએ તનુને મનની, હવા દવાને સદ્ભાવે;
પૂર્ણપણું આતમમા જાણી, પૂર્ણ બનો !! આતમભાવે ॥૧૭॥

પરમાતમ જ્યોતિ ગ્રન્થ કીધો, પરમાતમ દર્શન સુખકાર,
બે ગ્રથોને ભાવે વાચે,–તે પામે આનદ અપાર ॥૧૮॥

પરમાણુઓનુ બન્યુ પુદ્ગલ, તનુ, પરમાણુ ધૂળ થનાર,
પુદ્ગલમા શી મમતા પ્રીતિ, અનત તનુ બદલ્યા નિર્ધાર ॥૧૯॥

પટેલાઇ કરે શી ? પચાતે, પોતાના ગુણ દોષ વિચાર !!,
પર પચાતે થા !! ના ડાહ્યો, પોતાની ભૂલોને વાર !! ॥૨૦॥

પુણ્યોદયથી દુખ ન પ્રગટે, પુણ્યે પાપનો થાય વિનાશ,
પાપોદયથી દુખ થના પણ, પુણ્ય કરો !! સુખ શાતિ આશ ॥૨૧॥

પાપે પડતી પુણ્યે ચડતી, પાપની ઇચ્છા પ્રગટી વાર !!,
પ્રભુ મળે છે પુણ્યધર્મથી, પડે દુખ પણ ધર્મને ધાર !! ॥૨૨॥

પાણીના પરપોટા જેવી, કાયા માયા વિણશી જાય,
પરને પોતાનુ માને પણ, પોતાનુ ક્યારે નહીં થાય ॥૨૩॥

પલ પછીની નહીં ખબર પડે તુજ, પલપલ પ્રભુને દિલ સભાર !!,
પલ પણ પ્રભુને વિસારીશ નહીં, પ્રભુની લગની પાકી ધાર !! ॥૨૪॥

પ્રતિક્રમણ તે પાછા ફરવુ, દુરાચાર દોષથી એહ;
પ્રતિક્રમણ વ્રતમા લાગ્યા, દોષની નિદા ગર્હા તેહ ॥૨૫॥

પ્રતિક્રમણ છે પચ પ્રકારે, દુર્ગુણ દોષોનો પશ્ચાત્તાપ,
પ્રેમે કર !! આતમની શુદ્ધિ, થાશે એવી નિશ્ચય છાપ. ॥૨૬॥

પ્રત્યાખ્યાન આવશ્યક જાણો !!, શુભાશુભ ઇચ્છા પરિહાર;
પુદ્ગલ ખાનનેપાનની ઇચ્છા, આદિ સહુને જ્ઞાને વાર !!. ॥૨૭॥

પોપાબાઈનું રાજ્ય ન ચલવો !!, સદા નભે નહીં પોલંપોલ;
પાપને પાતાળે ઘાલો !!પણ,-પ્રગટ થતું કર !! સત્યનો તોલ. ॥૨૮॥

પલપલ આયુ ઓછું થાતું, ગયો સમય નહીં પાછો આય;
પામર જીવડા ચેતી લે !! ઝટ, પરભવમાંહી ધર્મ સહાય. ॥૨૯॥

પત્ની તે પતિપર છે પ્રેમી, સ્વાર્પણ કરતી પતિને સર્વ;
પતિ સાથે સુખદુઃખ સહચારી, વિનય વિવેકે ટાળે ગર્વ. ॥૩૦॥

પુસ્તક વાંચો !! સાંભળશો શુભ, પરમેશ્વરનું કરશો જ્ઞાન;
પાઠ્ય પુસ્તકો ગુરૂગમ લેઇ, નક્કી કરી વાંચો !! ગુણવાન્ ॥ ૩૧ ॥

પૂજા સંગ્રહ ભાગ રચ્યા બે, પૂજાઓને વાંચો !! ભવ્ય !!;
પૂજક પૂજ્ય બને પૂજાથી, એવું દર્શાવ્યું કર્તવ્ય. ॥ ૩૨ ॥

પ્રભુ થાવું જ્ઞાન ચારિત્રે, જ્ઞાનાનંદ છે પ્રભુનું રૂપ;
પ્રભુ પ્રેમની લગની લાગે, તો નિજ પ્રગટે પ્રભુસ્વરૂપ ॥ ૩૩ ॥

પ્રશસ્ય, ધર્માર્થે ઉપયોગી, ક્રોધ, માન, માયા ને લોભ;
પ્રસંગ પડતાં કરવા સારા, અશુભ કષાયોને ઝટ થોભ !!. ॥ ૩૪ ॥

પુણ્યાર્થે મુક્તર્થે દેવને, ગુરૂની ધર્મની ભક્તિ હેત;
પ્રકૃતિનું અવલંબન છે, જ્ઞાનીને શુભ કર !! સંકેત. ॥ ૩૫ ॥

પંડિતાઇ એ શા ? ખપની,-જેથી ટળે ન આપદ્ દુઃખ;
પંડિતાઇ એ છે ખપની,-જેથી પ્રગટે સાચું સુખ. ॥ ૩૬ ॥

પુત્ર ખરો તે માત પિતાને, વૃદ્ધ ગુરૂની કરતો સેવ;
પિતાદિ વર્ગનાં દુઃખો ટાળે, માતાપિતા ગુરૂ માને દેવ. ॥ ૩૭ ॥

પદવી માટે તજો !! ખુશામત, ધરે ઉત્તમ ગુણવતને કર્મ;
પ્રગટ કરે જે આનંદ જ્ઞાનને,-તે પામ્યો જાણો !! સહુ ધર્મ. ॥૩૮॥

પવિત્ર થા !! તજ !! પાપ વિચારો, પાપાચારોનો કર !! ત્યાગ;
પવિત્ર કર !! તન મન વાણીને, પવિત્ર થૈને કર !! પ્રભુ રાગ. ॥૩૯॥

પવિત્ર તે જે દુર્ગુણ દોષો,-દુર્વ્યસનોથી રહેતા દૂર;
પ્રકટ પ્રભુ તે જીવંતો જગ, પ્રગટાવ્યું સુખ અનંત નૂર. ॥ ૪૦ ॥

પ્રકટ પ્રભુ સાકારી સ તો,–જેઓનુ સહુ ધર્મ સ્વરૂપ,
પૂજા કર !! તેઓની પ્રેમે, પડાય નહિ જેથી દુ ખકૂપ ॥૪૧॥
પ્રભુને પરખો !! પ્રભુમા હર્ષો !!, પ્રભુરૂપે થૈ જગમા જીવ !!,
પ્રભુ શરણુ છે પ્રભુપદ અર્થે, ગુણુ કર્મોથી જીવ સદીવ ॥ ૪૨ ॥
પ્રભુને દ્વેષી પ્રિયજ નહિ કોઇ, પ્રભુનો સર્વ ઉપર સમભાવ,
પ્રભુનુ એ ભગવદ્ ગીતામા,–કથન છે સાચુ જ્ઞાને લાવ !! ॥ ૪૩ ॥
પ્રેમ તે સાચો પ્રભુ ગુરૂને, સત્ય ધર્મની ઉપર થાય,
પ્રેમ ન સાચો તે કહેવાતો, મૈથુન ભોગાર્થે પ્રગટાય ॥ ૪૪ ॥
પ્રેમ નહીં તે ચામડી રૂપે, ચામડી સ્પર્શે જે પ્રગટાય,
પ્રેમ નહીં તે વિષય સ્વાર્થમા, ધન સત્તામાહી જે થાય ॥ ૪૫ ॥
પતિ પત્ની આદિ જગજીવે, નિષ્કામે પ્રભુ પામવા હેત,
પ્રેમ કરે તે સદ્ગુણુ ઉપર, તે પ્રેમે સાચા સ કેત ॥ ૪૬ ॥
પ્રેમ હૃદય રૂપ પ ડિતાઇ, તે તો મગજ સમી છે જાણુ !!,
પ્રેમની કિમત પ્રેમી આકે, પ્રેમ પ્રતીતે પ્રભુ પ્રમાણુ ॥ ૪૭ ॥
પ્રેમ ન આશુક માશુકનો જે,–મૈથુન કામે સ્વાર્થે થાય,
પ્રેમ ન પુદ્ગલપર જે થાતો, પ્રેમ જે આતમપર પ્રગટાય ॥૪૮॥
પ્રભુપ્રેમીની પાસ ન હૈયુ, સહુજીવો પ્રભુરૂપ જણાય,
પ્રભુપ્રેમીની આંખો ન્યારી, શ્રદ્ધાપ્રેમ તે ભકિત સુહાય ॥ ૪૯ ॥
પ્રેમ ત્યા ભીતિ દ્વેષ ન લજ્જા, પ્રેમ ત્યા પ્રભુજી હજરાહજૂર,
આત્મપ્રભુ પ્રગટાવે પ્રેમી, પ્રેમીને પ્રભુ છે નહીં દૂર ॥ ૫૦ ॥
પતિ આદર્શ જે પત્ની સાથે, શુદ્ધપ્રેમથી વર્તે નિત્ય,
પરપ્રમદાપર પ્રેમ ન ધારે, પત્ની સુખ દુ ખમા સમચિત્ત. ॥ ૫૧ ॥
પ્રેમ શુદ્ધવણુ પતિ પત્ની નહીં, ભિન્ન સ્વાર્થ મનની જૂદાઇ,
પ્રેમ જ્યા ચામડી ભોગે રૂપે, દુ ખ–સ કટમા જે ન સખાઇ ॥૫૨॥
પ્રાચીન સાચુ હાલનુ જૂઠુ, જૂઠો એ છે વાદ વિવાદ,
પ્રાચીન સમ્પ્રતિમા સાચુ ને, જૂઠુ બન્ને છેજ હયાત ॥ ૫૩ ॥
પૌર્વાત્યોનુ સાચુ સઘળુ, પાશ્ચાત્યોનુ સર્વે અસત્ય,
પડિત એવુ કદિ ન માને, બન્નેમા છે સત્યાસત્ય ॥ ૫૪ ॥

**પ્રતિજ્ઞાપાલન ગ્રન્થ** રચ્યો મેં, પ્રતિજ્ઞાપાલન ગુણને હેત;
પ્રભુપદ વરવા કરો !! પ્રતિજ્ઞા, ધર્મ્ય પ્રતિજ્ઞા સુખને દેત. ॥ ૫૫ ॥

પાલન કરતા જેહ પ્રતિજ્ઞા, શક્તિયો પ્રગટાવે એશ;
પાળો !! આતમ કરી પ્રતિજ્ઞા,–તેથી દુઃખના નાસે ક્લેશ. ॥ ૫૬ ॥

પાપ પ્રતિજ્ઞા કરો !! ન ક્યારે, પાપ પ્રતિજ્ઞાનો કર !! ત્યાગ;
પરને નિજ ઉપયોગી હિતકર, કરી પ્રતિજ્ઞા પ્રેમે જાગ !!. ॥ ૫૭ ॥

પરાક્રમોને પરોપકારે, આતમ !! જગમાંહી તું જીવ !!;
પગ પહેલા ઉપાડો !! આતમ !!, પાડે જીવો જ્યાં દુઃખરીવ. ॥૫૮॥

પડતીમાં નહિ શોકને કરજે, ચડતીમાં નહીં ગર્વને ધાર ! !;
પડતી ચડતી સર્વજીવોની, કર્મોદયથી છે નિર્ધાર. ॥ ૫૯ ॥

પડતી ચડતીમાં સમભાવે, સત્કાર્યોમાં જીવન ગાળ !!;
પતિત થા !! ના પ્રાણ પડે પણ, આત્મસમા સહુ જીવો ભાળ !!. ॥૬૦॥

પાલકનો કદિ દ્રોહ ન કરજે, છુપાવ !! ના પરના ઉપકાર;
પૂજ્યજનોની સેવા કરજે, નિઃસ્વાર્થે કર !! પરોપકાર. ॥ ૬૧ ॥

પ્રભુ માટે જો !! પ્રભુ માટે રો !!, પ્રભુનો કર !! પૂરો વિશ્વાસ;
પ્રભુપ્રેમી થા !! પ્રભુ ટેકી થા !!, પ્રભુમય થઈ જગજીવ તું ખાસ. ॥ ૬૨ ॥

પ્રભુરૂપ થઈને જીવ !! તું જગમાં, સર્વજીવોને નિજરૂપ દેખ !!;
પ્રભુમાં નિજમાં સર્વજીવોમાં, આત્મોપયોગે દેખ !! તું ઐક્ય. ॥૬૩॥

પ્રભુપદ વરવા કર્તા ભોક્તા, કરણીમાં ‘ હું ’ ભાવને ત્યાગ !!;
પરમબ્રહ્મધ્યાને તું પણ તે, **તત્ત્વમસિ** ધ્યાને ઘટ જાગ !!. ॥ ૬૪ ॥

પ્રભુ પ્રભુ વદ !! પ્રભુ પ્રભુ સ્મર !!, શુદ્ધાતમ અર્હં તું ખાસ;
પેખો !! પરમાતમજ્યોતિ ગ્રન્થ, કીધો પ્રભુસ્વરૂપ પ્રકાશ. ॥૬૫॥

પ્રીતિ શ્રદ્ધારૂપ છે ભક્તિ, ભક્તિ પણ છે પ્રભુનું રૂપ;
પ્રેમ જે વ્યાપક શુદ્ધ તે નક્કી, આત્મપ્રભુનું સાધનરૂપ. ॥૬૬॥

પ્રભુ છે સર્વજીવોની પાસે, અજ્ઞાને દેખાતો દૂર;
પ્રભુ છે પાસે જ્ઞાને ઘટમાં, સંતોના દિલ પ્રભુ હજૂર. ॥ ૬૭ ॥

પ્રભુથી કોટિ ગાઉ દૂરે, પાખંડી નાસ્તિક અજ્ઞાન;
પ્રભુમય થઈને જીવે જેઓ, પ્રભુ છે તેઓ પામ્યા જ્ઞાન. ॥ ૬૮ ॥

પ્રભુની સાથે પ્રેમ ન તેનો, જડ મૈથુન સુખમા ગુલ્તાન,
પરજીવોના પ્રાણને ચૂસે, પાપ કરે જસ ઘટ અજ્ઞાન ॥ ૬૯ ॥
પ્રભુમા જીવોમા ને નિજમા, શુદ્ધપ્રેમથી ધારો !! ઐક્ય,
પ્રકટ પ્રભુ થાવાને જીવ!! તુ, ઉપયોગે પલ પલ જીવ ટેક ॥ ૭૦ ॥
પ્રભાતમા ઉઠીને આતમ !!, આત્મપ્રભુના કરો !! વિચાર,
પ્રગટ ગુણો દોષો કયા નિજમા, વિવેકે તેનો કર!! નિર્ધાર ॥ ૭૧ ॥
પ્રેમ જે શુદ્ધ તે આતમપ્રભુમા, નરસ્ત્રી દેહમા નહીં તે થાય,
સ્ત્રીને નરપર નરને સ્ત્રીપર, પ્રેમ અશુદ્ધ તે જાણ્યો જાય ॥ ૭૨ ॥
પરની વાતોમા કયા પડતો, પોતાનુ પોતે સભાળ!!,
પહેલો સુધર!! તુ આતમ!! પોતે, અન્યો તારો લેશે ખ્યાલ ॥૭૩॥
પ્રયત્ન ઉત્સાહ ખતને ઉદ્યમ, બુદ્ધિકળથી કાર્યસધાય,
પુરૂષાર્થથી દેવો સ્હાયે,–આવે એવો નિશ્ચય લાવ્ય ॥ ૭૪ ॥
પડતીનુ લક્ષણુ છે કુસપ, અનીતિ જૂલ્મને દુર્ગુણીસગ,
પાપપ્રવૃત્તિ વ્યસનપ્રવૃત્તિ, વ્હાલો લાગે દુર્જનસગ ॥ ૭૫ ॥
પડતી લક્ષણુ નવરા રહેવુ, હિસા જૂઠ અને વ્યભિચાર,
પરનુ અન્યાયે ધન લેવુ, ચોરી જૂગટાનો વ્યાપાર ॥ ૭૬ ॥
પ્રામાણ્યજ મનવચ કાયાથી, સત્ય પ્રમાણિક જે નરનાર,
પ્રતીતિ તેની કરવી પ્રેમે, બનો !! પ્રમાણિક ધરી વ્યવહાર ॥ ૭૭ ॥
પ્રતીતિ કર!! નહીં જૂઠા જનની, જૂઠાના સોગન નહીં માન!!,
પ્રેમ તે જૂઠાનો છે જૂઠો, જૂઠો કો દિન લેતો પ્રાણુ ॥ ૭૮ ॥
પ્રેમને શ્રદ્ધાવણુ શી ભક્તિ, સેવા સગપણને શુ ! મેળ,
પ્રેમને શ્રદ્ધાવણુ લૂખાજન, લુખામદિર માળિયા મહેલ ॥ ૭૯ ॥
પ્રેમને શ્રદ્ધા, જ્ઞાનવિનાની, સયોગોથી આવે જાય,
પ્રેમને શ્રદ્ધાવણુ જે જ્ઞાન તે, શુષ્કજ્ઞાન જગમા કહેવાય ॥ ૮૦ ॥
પુણ્યબધથી શાતાસુખ છે, નવહેતુથી પુણ્યનો બધ,
પુણ્યબધ છે અનેક રીતે, પુણ્યવડે ઉત્તમ સબધ ॥ ૮૧ ॥
પુણ્યના બેતાલીશ ભેદો છે, પુણ્યોદય ફલ ભેદે જાણુ !!;
પુણ્યે નરભવ ધર્મની પ્રાપ્તિ, પુણ્યે શુભસયોગો માન!! ॥ ૮૨ ॥

પુણ્યે ઈચ્છિત વસ્તુ મળતી, પુણ્યે રણમાં મંગલ થાય;
પુણ્યે રામ ત્યાં નગરી અયોધ્યા, પુણ્યે પગ પગ ઋદ્ધિ સહાય. ॥૮૩॥

પુણ્ય અપેક્ષાએ પ્રભુ રીઝ છે, પાપ અપેક્ષાએ પ્રભુ કોપ;
પુણ્ય તે કર્મ પ્રભુની દૃષ્ટિ, પુણ્યનાં બીજો જગમાં રોપ !!. ॥૮૪॥

પુણ્ય તે સુવર્ણ બેડી સરખું, પાપ તે લોહની બેડી સમાન;
પુણ્ય પાપ એ બેના ક્ષયથી, આતમ પ્રગટે છે ભગવાન્. ॥ ૮૫ ॥

પુણ્ય પાપ બેના ક્ષય યોગે, આત્મપ્રભુ પામે નિર્વાણ;
પુણ્યેચ્છાવણ સમ્યગ્ દૃષ્ટિ, નિષ્કામે કરે ધર્મ સુજાણ. ॥ ૮૬ ॥

પુણ્યેચ્છાવણ પુણ્યનાં કાર્યો,-કરવાથી નિજ મુક્તિ થાય;
પુણ્યેચ્છાવણ કાર્યો કરતાં, સુખ પામે ને સ્વર્ગે જાય. ॥ ૮૭ ॥

પાપનાં સ્થાનો અઢાર મોટાં, અશુભ વિચારે પાપનો બંધ;
પાપ ઉદયમાં બ્યાસી પ્રકારે,-આવે છે સમજો!! એ ધંધ. ॥ ૮૮ ॥

પાપ અપેક્ષાએ પ્રભુ કોપ છે, પાપવૃત્તિ શયતાન મહાન;
પાપનાં કારણ સર્વે છંડો!!, પાપે દુઃખને દુર્ગતિ જાણ !!. ॥ ૮૯ ॥

પાપે સંકટ રોગ શોક સહુ, પાપે દુઃખી સહુ અવતાર;
પાપે અણધાર્યાં દુઃખ પ્રગટે, પાપે અપકીર્તિને હાર. ॥ ૯૦ ॥

પાપ તે અશુભ કષાય વિચારો, દુર્ગુણ દુર્વ્યસને છે પાપ;
પાપથી પાપ વધે છે જાણો, પાપોદયે પ્રગટે સંતાપ. ॥ ૯૧ ॥

પાપ વિચારો પાપાચારો, છંડો !! અનેક રીતે ભવ્ય !!;
પાપ તજીને પુણ્ય ધર્મનાં, સ્વાધિકારે કરો !! કર્તવ્ય. ॥ ૯૨ ॥

પાપીઓ પાપોથી મરતા, પાપીઓને પાપ જ ખાય;
પુણ્યે જલ થલ શત્રુ ને રણમાં,-પુણ્યવંતની રક્ષા થાય. ॥ ૯૩ ॥

પેટને ભરવા ધર્મ્ય પ્રવૃત્તિ,- કરતા તે ધર્મી કહેવાય;
પેટને ભરવા પાપ પ્રવૃત્તિ,-કરતા લોકો નીચ ગણાય. ॥ ૯૪ ॥

પેટને ભરવા અગાઉથી જે, સહસ્રવર્ષની કમાઈ કૃત્ય;
પ્રપંચ પાપો કરતા લોભે, પાપીઓ તેનાં દુષ્કૃત્ય. ॥ ૯૫ ॥

પેટ ભરીને ખાતાં પણ જે, લોભે તૃષ્ણાએજ તણાય;
પેટને માટે અન્યાયોને, પાપો કરતાં નરકે જાય. ॥ ૯૬ ॥

પેટ ભરાયા પછીથી પશુઓ, આનન્દે લેતા વિશ્રામ,
પેટ ભરાયા છતા મનુષ્યો, લોભે કરતા બૂરા કામ ॥ ૯૭ ॥

પેટ-ઉદર ભરવાને માટે,-કર !! પ્રમાણિક નીતિ પ્રવૃત્તિ,
પાપે પેટનુ પોષણુ કરવુ, અધમજીવનની એ છે રીતિ ॥ ૯૮ ॥

પેટ ભરાયા પછીથી સિંહો, પશુઓનો નહીં કરે શિકાર,
પાપી સિંહથી જન તે પાપી, લોભે કરતો દુષ્ટાચાર ॥ ૯૯ ॥

પેટને માટે અનેક પાપો,-કરતા જગમા નર ને નાર,
પેટને ઉત્સર્ગે અપવાદે,-ભરતા જ્ઞાની ધર્મી સાર ॥ ૧૦૦ ॥

પત્થર તેવા જનથી સારો, જેહ કરે નહીં પરોપકાર,
પુત્રને બદલે પત્થર જન્મ્યા, માતાપિતાઘાતક અવતાર ॥ ૧૦૧ ॥

પાષાણો કરતા તે કાઠા, નિર્દય હિંસક નરને નાર,
પિતા માતની કરે ન સેવા, પ્રભુ સંત પર લેશ ન પ્યાર ॥ ૧૦૨ ॥

પુણ્યવંત તે નરને નારી, દયા સત્ય ધરે દમ ને દાન;
પુણ્યવંત જ્યા પગલા ભરતો, ત્યા પ્રગટે છે સ્વર્ગ વિમાન ॥૧૦૩॥

પ્રત્યાખ્યાન તે સર્વ શુભાશુભ, વાસના ઈચ્છાઓનો ત્યાગ,
પ્રત્યાખ્યાન તે ઇચ્છાઓ પર, કાબૂ ધરવો દિલ વૈરાગ્ય ॥ ૧૦૪ ॥

પ્રત્યાખ્યાન છે અસંખ્યભેદે, દ્રવ્યભાવ નિશ્ચય વ્યવહાર,
પ્રતિક્રમો અતિચારાદિકને, આત્મશુદ્ધિ કર !! ધર !! આચાર ॥૧૦૫॥

પતિ થવાને યોગ્ય તે જગમા, બળ બુદ્ધિ કળ હુન્નર જાણુ !!,
પ્રેમી શૂરને પત્ની આદિ,-રક્ષક ગૃહપતિ ગુણગણખાણુ ॥ ૧૦૬ ॥

પતિ યોગ્ય જે નહી નપુંસક, ઉમર લાયક નીતિ સુજાણ,
પ્રવીણુ સર્વકલામા પૂરો, નપુંસકને શુ કન્યાદાન ॥ ૧૦૭ ॥

પતિ થવુ ગુણુ કર્મોએ શુભ, નભાવે જે પરણી નાર,
પતિ થવુ સાત્ત્વિક ગુણુ કર્મે, પત્ની યોગ્ય પરણે સુખકાર ॥૧૦૮॥

પતિ યોગ્ય જે મન વાણી ને, કાયાથી નિર્દ્વંદ્વપણુ જેહ,
પત્ની પણુ નિર્દ્વંદ્વપણુ યોગ્ય છે, દયા પ્રેમ વિનયાદિ ગેહ ॥૧૦૯॥

પત્ની યોગ્ય તે ગુણુ કર્મી શુભ, પતિથી જેનો ભિન્ન ન સ્વાર્થ,
પતિ પત્ની મન મેળ વિના નહિ, સદ્ગુણી દંપતીમા પરમાર્થ ॥૧૧૦॥

પતિ પત્ની થવું ગુણ કર્મોને, ધર્મ સામ્યથી તે છે યોગ્ય;
પતિ પત્ની બન્નેમાં ભેદે, દંપતી માટે તેહ અયોગ્ય. ॥ ૧૧૧ ॥

પરણ્યાવણ રહેવું તે સારૂં, ગુણકર્મોવણ લગ્ન ન બેશ;
પતિ પત્ની જ્યાં ચામડી મોહે, થાતાં ત્યાં પછીથી છે કલેશ. ૧૧૨

પતિ પત્ની સાત્ત્વિક ગુણ કર્મે, સમાનધર્મે સ્વર્ગી જાણ !! ;
પતિ પત્ની બે તમોગુણી ત્યાં,–જીવતાં નરકનું પ્રગટે સ્થાન. ॥૧૧૩॥

પૂર્વ ને પશ્ચિમ મેળ મળે નહિ, બન્નેની જ્યાં દિશાએ ફેર;
પુણ્યને પાપને મેળ મળે નહીં. અમૃતને તેમ જાણો !! ઝેર. ॥૧૧૪॥

પાપી અને ધર્મી એ બેને, ગુણી દુર્ગુણીને મળે ન મેળ;
પવિત્ર મેલાં ને નહિ બનતું, સરખામાં છે મેળનો ખેલ. ॥૧૧૫॥

પરાક્રમો વણ કોઈ ન માને, પરાક્રમોથી જગ જીવાય;
પરાક્રમીઓ સ્વતંત્ર જીવો, નિર્બલ જગમાં માર્યો જાય. ॥ ૧૧૬ ॥

પરાક્રમી તે જગમાં સાચો, દયા દાન દમ ધારે જેહ;
પાપકર્મીનાં પાપો ટાળે, પાપે પોષે નહીં નિજ દેહ. ॥ ૧૧૭ ॥

પરાક્રમી તે દુષ્ટ પાપીને, અન્યાયીને દેતો દંડ;
પરાક્રમી તે અન્યલોકની,–ચઢતો સ્હાયે બની પ્રચંડ. ॥ ૧૧૮ ॥

પરાક્રમી તે દુ:ખીઓને, સંકટવેળા કરતો સ્હાય;
પશુ પંખી જન રક્ષા કરતો, સંકટ બૂમે વ્હેલો ધાય. ॥ ૧૧૯ ॥

પવિત્ર તે જે મન વચ કાયથી, હિંસાદિકને ત્યાગે જેહ;
પવિત્ર તે જે પાપ કરે નહિ, પાપે પોષે નહીં નિજ દેહ. ॥ ૧૨૦ ॥

પવિત્ર તે જે રાગ રોષને, કામ ક્રોધ વ્યભિચારથી દૂર,
પરને મારી પેટ ભરે નહીં, અનીતિ જૂલ્મે થાય ન ક્રૂર. ॥૧૨૧॥

પવિત્ર થા !! આતમ !! ઘટમાંથી, ત્યાગી પાપાચાર વિચાર;
પવિત્રતાઇ માંહી પ્રભુ છે,–એવો નિશ્ચય કરીને ચાલ !!. ॥ ૧૨૨ ॥

પવિત્ર રહો !! શયતાન નિવારી, જો !! તુજ આતમરૂપ પવિત્ર;
પવિત્ર થાતાં આત્મપ્રભુ છે,–જાણી ધારો !! પવિત્ર રીત. ॥ ૧૨૩ ॥

પ્રસન્નતા ધર !! સાંપ્રત સ્થિતિમાં, પ્રસન્નભાવે જીવન ગાળ !!;
પ્રગટે–થાતું તે સહુ ભાવી, ઉન્નતિ માટે માની ચાલ !!. ॥ ૧૨૪ ॥

પ્રભુમા રહેવુ એનો અર્થ છે, શુદ્ધાતમમાહી ઉપયોગ,
પ્રભુમા રહેવુ-આત્મોપયોગજ, પ્રભુસ્મૃતિનો જે સયોગ ॥૧૨૫॥
પ્રભુમા રહેવુ એનો અર્થ છે, પ્રભુ ઉપયોગી થવુ જ એહ.
પ્રભુમા રહીને કાર્ય તે કરવુ,-નિષ્કામે પ્રભુફર્જે તેહ ॥ ૧૨૬ ॥
પ્રભુમા રહેવુ એટલે આતમ,-શુદ્ધ સ્વરૂપનુ સ્મરણ છે સત્ય,
પ્રભુમા રહીને જોવુ વદવુ,-લખવુ બીજા કરના કૃત્ય ॥ ૧૨૭ ॥
પ્રભુમા રહેવુ એટલે પ્રભુમા, નામ રૂપાદિક રાગનો ત્યાગ,
કરીને પ્રભુને દિલમા ધરવા, મોહાભાવે મન વૈરાગ્ય ॥ ૧૨૮ ॥
પ્રભુમા જીવવુ એટલે પ્રભુમા,-આતમનો ધરવો ઉપયોગ,
પ્રભુમય જીવન તે પ્રભુરૂપે, ઉપયોગે થાવુ નિર્ભોગ. ॥ ૧૨૯ ॥
પ્રભુમય જીવન તે પ્રભુ સદ્ગુણ,-પ્રગટાવીને જીવવુ જેહ,
પ્રભુમય જીવન તે સમકિત ને, જ્ઞાન ચરણ તે ભાવ વિદેહ ॥૧૩૦॥
પ્રભુમય જીવન તે શુદ્ધાતમ,-નિર્વિકલ્પદશા પ્રગટાવ !!,
પ્રભુ તે અસખ્યપ્રદેશી આતમ, અતરૂમાહી લગની લગાવ!! ॥૧૩૧॥
પદ્મપ્રભુને પાર્શ્વજિનેશ્વર, વદુ પૂજુ ધ્યાવુ બેશ,
પાપો ટળતા પ્રભુ સ્મરતા, વર્તે પૂર્ણાનન્દ હમેશ ॥૧૩૨॥
પકડી વશમા રાખો !! મનને, સતનો પાલવ પકડી ચાલ !!,
પકડો !! સાન માર્ગો સઘળા, સદ્ગુણ દેખી થાજે નહાલ ॥૧૩૩॥
પકડાશો નહિ દુર્ગુણ જાળમા, પશુપરે પકડાવુ વાર !!,
પરતન્ત્રતા પકડાવામા, પકડીશ નહિ મિથ્યા જ જાળ ॥૧૩૪॥
પકવ બનો !! સેવા ભક્તિથી, પકવપણાની કિમત થાય,
પકવો જ્ઞાનાદિક સહુ ગુણને, પકવ અનુભવ સત્ય સુહાય ॥૧૩૫॥
પક્કાઈ ધારો !! અનુભવથી, પક્કાઈના પથે ચાલ !!,
પક્કાઈથી નહિ કચ્ચાઇ, પક્કાઈમા અનુભવ ભાળ !! ॥૧૩૬॥
પકવાનુભવ સગી થાવુ, પાકે વય તવ અનુભવ થાય,
પાકયામા મિઠાઇ આવે, કાચામા ખટ્ટાશ સુહાય ॥૧૩૭॥
પાકયા તેની કિમત નહિ છે, પાકયા પ્રભુને પરખ્યા જેહ,
પાકયા જ્ઞાની યોગી ભકતો, દેહ છતા જે થયા વિદેહ ॥૧૩૮॥

પાકે અનુભવે પલપલ માનવ, અનેક ભવમાં પાકયો જાય;
પક્કાઇ જો પ્રભુની પ્રગટે, તો એ વિશ્વ પ્રેમી સુહાય. ॥૧૩૯॥

પાકું કાચું બેના ભેદો, અનુભવમાંહી પરખ્યા જાય;
પકવ ન બોલે કાચો બોલે, બચ્ચાને ઇંડાનો ન્યાય ॥૧૪૦॥

પાકો થા!! તું ક્ષણુ ક્ષણુ આતમ !!, મોહને જીતી જ્ઞાન પચાવ !!;
પાકો મોહને જીતે તે છે, ચાલે નહિં શયતાનના દાવ. ॥૧૪૧॥

પકવ થવું જગમાં મહાદુર્લભ, સંતની સંગે પકવ થવાય;
પાકો તે છે કાળથી ન્યારો, કાચાઓને કાળજ ખાય. ॥૧૪૨॥

પક્ષ ન પકડો!! જૂઠો કયારે, પ્રભુ અનુભવ પક્ષ છે સત્ય;
પક્ષાપક્ષી મોહે જૂઠી,–કરવું તે ઉંચે જાવાનું કૃત્ય. ॥૧૪૩॥

પક્ષ જે સાચો તેને ગૃહીયે, જૂઠા પક્ષથી રહીએ દૂર;
પક્ષાપક્ષીમાં મરવાનું, નિર્પક્ષે છે પ્રભુ હજૂર. ॥૧૪૪॥

પક્ષ વિચારો સાપેક્ષે સહુ, સદ્ગુણીઓનો કરજે પક્ષ;
પક્ષ કરી લે !! ધર્મનો સાચો, દુર્ગુણ જીતવા થાજે દક્ષ. ॥૧૪૫॥

પક્ષપાતમાં જગ બંધાણું, કરીને પક્ષની તાણુતાણુ;
પક્ષપાત તજ !! અંતરૂ દેખી, નિર્પેક્ષે છે કેવલજ્ઞાન. ॥૧૪૬॥

પક્ષો મત પંથો સઘળા જે, અનેકાંતમાં તેહ સમાય;
પક્ષપાત પણુ નય સાપેક્ષે, ન્યાયકર્યાથી ધર્મ જણાય. ॥૧૪૭॥

પક્ષપાતી જે અજ્ઞાનીઓ, કરી કદાગ્રહ ગ્રહે ન સત્ય;
પક્ષવાદીની સર્વ બાજુઓ,–તપાસીને કર !! સાચું કૃત્ય. ॥૧૪૮॥

પક્ષવાદી એકાંતે જેઓ,–પાખંડીઓ તેહ ગણાય;
પરનું સત્ય ગ્રહે નહિં મોહે,–સમજી કદાગ્રહી જે થાય. ॥૧૪૯॥

પગપર ઉભા રહીને ચાલો !!, પરાશ્રયી થાવો !! નહિં લેશ;
પરની આશા ધરી ન સુંઝો !!, પ્રભુવિશ્વાસે થા !! તું બેશ. ॥૧૫૦॥

પગસમ સેવાધર્મ વિચારો, પગસમ સેવા ધર્મનાં કૃત્ય;
પગવણુ ઉભું રહે ન કોઇ; સેવા ધર્મનું એવું સત્ય. ॥૧૫૧॥

પરસ્પરે ઉપકાર કરીને, એક બીજાની સેવા થાય;
પગસમ બ્રહ્માંડે સેવાનાં,–કૃત્યોથી જગ જીવતું થાય. ॥૧૫૨॥

પગને પકડો !! પહેલા પ્રેમે, પગની પહેલી સેવા થાય,
પગસમ પહેલા સેવા કૃત્યો,-કરવાથી પ્રભુમા જીવાય ॥૧૫૩॥
પગ પૂજાતા જયા ત્યા પહેલા, સેવાનો એ મહિમા જાણ !!,
પગ અટકે તો અટકે સઘળુ, સમજી સેવા કર ! ગુણખાણ ॥૧૫૪॥
પગના ઉપર ઉભો રહીને, બાળકબ બુદ્ધિ જ્ઞાનથી જીવ !!,
પગથી સહુ કર્તવ્ય કરીને, થા !! તુ આતમ ! ભાવે શિવ ॥૧૫૫॥
પગથીઆ સમ સેવા પથો, ધર્મપગથીએ મૂકો !! પાદ;
ધર્મપગથીએ પાદ પડયા તો, અતરૂમા પ્રગટે આલ્હાદ ॥૧૫૬॥
પગથીઆ બહુ મુક્તિના છે, અસખ્યભેદે જાણો !! તેહ,
પગથીઆ જેમ ઉચા આવે, ચડતા પ્રગટે ગુણગણ ગેહ ॥૧૫૭॥
પગથીએ ચડવુ તો પ્રતિદિન, ચડતા પાછો પગ નહિ મૂક !!,
પગલે પગલે દૃષ્ટિ રાખી,-ચડતા પ્રભુને લેશ ન ચૂક !! ॥૧૫૮॥
પ્રત્યાખ્યાન તે ઇચ્છારોધે, ઇચ્છારોધ તે પ્રત્યાખ્યાન,
પ્રત્યાખ્યાન તે મોહને હણવો, સમતા એ થાવો !! ભગવાન્ ॥૧૫૯॥
પ્રત્યાખ્યાન તે ઇચ્છાઓને, વારી ધરવો શુભ સતોષ,
પ્રત્યાખ્યાન કરીને આતમ !!, ચિદાનદ પ્રભુતાને પોષ !! ॥૧૬૦॥
પચન થાય એવુ સહુ ખાવુ,-જેથી અજીર્ણ રોગ ન થાય,
પચાવીને આગળનુ ખાવુ,-જેથી માદા નહિ પડાય ॥૧૬૧॥
પચાવવાથી પ્રભુ શક્તિ છે, ગુરૂગમ જ્ઞાનને પૂર્ણ પચાવ !!;
પચાવવુ કરતો તે પૂરો, લેતો તે પ્રભુ પદના લ્હાવ ॥૧૬૨॥
પચાવવામા આનદ શક્તિ, નહિ પચે ત્યા ક્લેશો થાય,
પચાવવામા કૃપા પ્રભુની, નહિ પચાવે મરી તે જાય ॥૧૬૩॥
પચાવવુ વિરલા કોઇ જાણે, કાચો પારો જીરવે જેહ;
પચાવે તે પાકા થઇ જાતા, તેનો પ્રભુમા સાચો સ્નેહ ॥૧૬૪॥
પચાવીને ભૂખ લાગતા જે,-ખાવે પચે જ એટલુ જેહ,
પુષ્ટિ પામે અનુભવ પામે, આરોગી રહેતો જગ તેહ ॥ ૧૬૫ ॥
પચાવ !! કાચો પારો ઉરમા, શક્તિયોથી સર્વ પચાવ !!;
પચાવ !! ગુરૂગમ જ્ઞાન ગ્રહીને, પ્રભુપદ લેવાના એ લ્હાવ ॥૧૬૬॥

પછડાઇશ નહિં ગર્વ કરીને, ક્રોધે અન્યને નહિં પછાડ ! !;
પછાડવું નહિં કોઇને સારૂં, ઉચ્ચ થવામાં પ્રેમ લગાડ ! !. ॥૧૬૭॥

પ્રેમ ત્યાં આંતરો છે નહિં ક્યારે, પ્રેમ ત્યાં પટંતરો નહિં થાય;
પ્રેમ ત્યાં ખાલી પટુતા છે નહિં, પ્રેમ ત્યાં ખોટા છે નહિં ન્યાય ॥૧૬૮॥

પ્રેમની વાતો પ્રેમી જાણે, વાગ્યાં જેને પ્રેમનાં બાણ;
પ્રેમના પ્યાલા પીધા જેણે, પ્રભુમાં તેહ થયા મસ્તાન. ॥ ૧૬૯ ॥

પ્રેમીઓને પ્રેમી જાણે, પ્રેમનાં જગમાં નહિં બજાર;
પ્રેમ ત્યાં મરવું ભેદ નહિં છે, શુદ્ધ પ્રેમ ત્યાં નહિં વિકાર. ॥૧૭૦॥

પ્રભુથી પ્રેમ જો લાગ્યો પૂરો, વિશ્વપ્રેમી આતમ થઇ જાય;
પ્રેમમાં પડદો રહે ન ક્યારે, અનુભવીને અનુભવ થાય. ॥ ૧૭૧ ॥

પઠન કરો ! ! સહુ વિદ્યાઓનું, પઠન કર્યાથી જ્ઞાન સુહાય;
પઠતાં પઠતાં વિદ્યાવૃદ્ધિ, મૂર્ખાઓ પણ જ્ઞાની થાય. ॥ ૧૭૨ ॥

પડછાયો છે માયાનો બહુ, માયા પડછાયો કર ! ! દૂર;
પડતી માયા પડછાયામાં, ચડતી ભક્તિમાંહી સમૂળ. ॥ ૧૭૩ ॥

પડતી થાતી દુર્બુદ્ધિથી, સદ્બુદ્ધિથી ચડતી થાય;
પડતીનાં લક્ષણ છે દુર્ગુણ, દુર્વ્યસનોમાં મન મલકાય. ॥ ૧૭૪ ॥

પડતીનાં અજ્ઞાન ને આળસ, ચડતીમાંહી જ્ઞાન ને શૂર;
પડતીમાંહી કુસંપ કજીયા, ચડતીમાહી સંપનું નૂર. ॥ ૧૭૫ ॥

પડતી સ્વાર્થને જૂઠા મોહે, ચડતી આત્મપરાક્રમે થાય;
પડતી ત્યા મતભેદો ઝાઝા, ચડતીમાં મતભેદ ટળાય. ॥ ૧૭૬ ॥

પડતી ચડતીનાં સહુ લક્ષણ, દ્રવ્ય ને ભાવ થકી છે અનેક;
પડતીનાં સહુ લક્ષણ છંડી, ચડતી કરશો ધરીને ટેક. ॥ ૧૭૭ ॥

પડતી દશામાં પૂર્ણોત્સાહે, ચડતીના સહુ કરો !! વિચાર;
પડતીની પાછળ છે ચડતી,-એવો નિશ્ચય કરીને ચાલ ! !. ॥૧૭૮॥

પડતી દશામા પ્રભુને ભજીલે ! !, પડતીદશામાં ધર્મ ન ચૂક ! !;
પડતીદશામાં દીન બનો !! નહિં, સદ્ગુણનાં કાર્યો નહિ મૂક!!. ॥૧૭૯॥

પડતીમાંહી પ્રભુની શ્રદ્ધા,-પ્રીત ધરીને આગળ ચાલ ! !;
પડતી પાપોદયથી થાતી, ધર્મમાર્ગમાં જીવન ગાળ ! !. ॥૧૮૦॥

પડતી ચડતી છે નિજ હાથે, સમજી સાચો મારગ ઝાલ ! !,
પડવુ ચડવુ છે નિજ સાથે, સમજીને ત્યજ ! ! જૂઠા ખ્યાલ ॥૧૮૧॥
પડતી ચડતી લક્ષણ જાણી, ચડતીના સહુ કરો ! ! ઉપાય,
પડિત લોકોની જ સલાહે, ચડતીના સમજાતા ન્યાય ॥ ૧૮૨ ॥
પડતી પાપોદયથી થાતી, ચડતી પુણ્યોદયથી થાય,
પડતીના કારણ છે પાપો, ચડતી કારણ ગુણો ગણાય ॥૧૮૩॥
પ્રતિક્રમણ તે પાપ કરેલા,-તેનો કરવો પશ્ચાત્તાપ,
પ્રતિક્રમણ તે આત્મદશા તરફ, વળવુ હરીને સહુ સ તાપ ॥૧૮૪॥
પ્રતિક્રમણ તે આત્મવિશુદ્ધિ,-કરવાના આચાર વિચાર,
પ્રતિક્રમણ તે આસ્રવમાર્ગથી, પાછા ફરવુ તે નિર્ધાર ॥૧૮૫॥
પતન થતુ ક્રોધે ને કામે, માયાલોભથી થવાય ભ્રષ્ટ,
પતનથી ઉંચા ચઢીને પડવુ, ઉચ્ચદશાથી થાવુ ખષ્ટ ॥૧૮૬॥
પતન થતુ વારો ! ! સહુ જીવન, પતિતોનો કરવો ઉદ્ધાર,
પડતાઓને સહાય આપી, ચડતા કરશો કરી ઉપકાર ॥૧૮૭॥
પતન તે પાપ વિચારાચારે, જગમા સર્વ જીવોનુ થાય,
પતન તે અજ્ઞાને અનુદ્યોગે, આળસ ઈર્ષ્યાથી સમજાય ॥૧૮૮॥
પતાવવા ઝઘડા સહુ ન્યાયે, પતવો ! ! દેવા કીધા સર્વ,
પત ગ પેઠે મનડુ જાણી,-વશમા કરજે ત્યજીને ગર્વ ॥૧૮૯॥
પતિતદશા મિથ્યાત્વે થાતી, પતિત દશાનુ કારણ મોહ,
પતિતદશાનુ કારણ મૂર્છા, કામ ક્રોધને માયા દ્રોહ ॥૧૯૦॥
પતિતોદ્ધારક પરમ ગુરૂ છે, પતિતોદ્ધારક ઈશ્વર દેવ,
પતિતોને ઉંચા જે લાવે, તેની સાત્વિક સુખકર સેવ ! ! ॥૧૯૧॥
પ્રતીતિથી પ્રભુ ઝાંખી થાવે, પ્રતીતિ ત્યા વર્તે છે નિત્ય,
પ્રતીતિથી છે મેવા ભકિત, પ્રાતીતિથી છે ધર્મની ગીત્ય ॥૧૯૨॥
પ્રતીતિ ચૂકે સહુ ચૂકાતુ, પ્રતીતિ નાશે આત્મવિનાશ,
પ્રભુપ્રતીતિવણ જીવો સહુ,-દુ ખી જગમા બને ઉદાસ ॥૧૯૩॥
પરત ત્ર છે જીવો કારણે, જ્યા ત્યા જગમા રહે ગુલામ,
પરતત્ર લોકો છે દુ ખી, બનતા અશકિતનુ તે ઠામ ॥૧૯૪॥

પરતંત્રતા અજ્ઞાને છે, કુસંપ કલેશને દ્વેષથી જાણ ! !;
પરતંત્રતા કુસંપ મોહે, ઐક્ય વિના જગમાં તે માન ! !. ॥૧૯૫॥

પરતંત્રને દુઃખ સદા છે, પરતંત્રતા નરકનીવાસ;
પરતંત્રતા બેડી તોડી, સ્વતંત્ર થાવામાં સુખ ખાસ. ॥૧૯૬॥

પરતંત્રથી જીવે ગુલામો, પરતંત્રનું જીવન ટાળ ! !;
પરતંત્રતા વિષયના રાગે, પરતંત્રતા દુઃખની જાળ. ॥૧૯૭॥

પરતંત્ર જે દેશને કોમો,–તેનું જગમાં રહે ન નામ;
પરતંત્રની નહિં હયાતી, પરતંત્રનું નહિં છે ઠામ. ॥૧૯૮॥

પરતંત્ર તે પામર નિર્બળ, પરની આશાએ જીવંત;
પરતંત્ર તે પશુના સરખો, દેહ છતાં પણ તેહ મરંત. ॥૧૯૯॥

પરતંત્રતા ટાળો ! ! નિજની, સર્વલોકને કરો ! ! સ્વતંત્ર;
પરતંત્રતા ચહો ! ! ન કોની, સ્વતંત્રતાના ફુંકો ! ! મંત્ર. ॥૨૦૦॥

પરતંત્રતા છે અંધારૂં, સર્વદુઃખનું કારણ જાણ ! !;
પડતી કરણ અશક્તિ હેતુ, પરતંત્રતા છે દુઃખખાણ. ॥૨૦૧॥

પરતંત્રતા સર્વપ્રકારની,–ટાળી સ્વતંત્રતા પ્રગટાવ ! !;
પ્રભુસમ થાવા સ્વતંત્રતાના,–આચારોને વિચારો જગાવ!!. ॥૨૦૨॥

પતિ પત્નીના ગુણ કર્મોને, સમજી વર્તે તે સુખપાય;
પતિ થવું જગમાં મહાદુર્લભ, પતિપણું શક્તિજ સુહાય. ॥૨૦૩॥

પતિ થતો સ્વતંત્ર જે માનવ, પત્ની પણ પતિ પ્રેમી સુહાય;
પત્ની રક્ષણ કરે પતિ તે, પામરથી નહિં પતિ થવાય. ॥૨૦૪॥

પતિ થવું છે સ્વાર્પણ ભોગે, પત્ની સાથે એકતા ભાવ ! !;
પતિ સાત્વિક સાત્વિક પત્નીયો, સ્વર્ગ સમું છે જગ સુખ દાવ. ॥૨૦૫॥

પ્રેમાર્પણથી પત્ની સુહાતી, પતિની ઉપર જે અર્પાય;
પતિને આત્મપ્રભુ સહુ માને, જગમાં પતિવૃતા તે ગણાય. ॥૨૦૬॥

પત્ની પણ છે ગુણ કર્મોથી, સાત્વિક પત્ની દેવી સમાન;
પતિની સાથે સુખ દુઃખમાંહી, આત્મ સમી વર્તે ગુણખાણ. ॥૨૦૭॥

પત્નીમાં નિજ આતમ દેખે,–તે પતિ થાવા યોગ્ય ગણાય;
પ્રતીતિ મૂકે પત્નીપર જે,–પ્રેમથી સાત્વિક પતિ ગણાય. ॥૨૦૮॥

પતિની કરણી દુર્લભ જગમા, પત્ની કરણી દુર્લભ જાણુ !!,
પતિ પત્ની જ્યા પ્રેમે એક છે, ત્યા સાત્વિક સુખની છે ખાણુ ॥૨૦૯॥
પતિપણુ જ્યા ચામડી મોહે, પતિપણુ તે સત્ય ન જાણુ !!,
પત્નીપણુ જ્યા ચામડી મોહે, તે કેવળ છે દુ ખની ખાણુ ॥૨૧૦॥
પ્રેમ પ્રતીતિ બન્નેને નહિ, બન્નેના જ્યા સ્વાર્થો ભિન્ન,
પતિને પત્ની ત્યા નહિ સાચા, વિષય સ્વાર્થથી બન્ને દિન્ન ॥૨૧૧॥
પતિવ્રતાનો ધર્મ છે મોટો, પત્નીવ્રત્તનો ધર્મ મહાન્,
પતિવ્રતાના ગુણુ કર્મોથી, પત્નીયો થાવે ભગવાન ॥૨૧૨॥
પતિવ્રતાઓ જગ દેવીયો, દેશ કોમમા જ્યા ઉભરાય,
પ્રગટ પ્રભુ શકિતયો ઉછળે, જ્ઞાનાનદની લીલા થાય ॥૨૧૩॥
પરણ્યા એટલા પતિ ન સાચા, પરણી એટલી પત્ની ન જાણુ !!,
પતિ પત્નીપણુ ધર્મ પ્રેમથી, ધર્મ્ય લગ્ન આચારે માન!! ॥૨૧૪॥
પત્ની દુ ખો ટાળે પતિ તે, પતિની વ્હારે પત્ની ધાય,
પતિ પત્ની જ્યા સાત્વિકભાવે, ગૃહસ્થ દશાનુ સુખ પ્રગટાય ॥૨૧૫॥
પતિ પત્ની જ્યા સ્વાર્પણુ ભાવે, અરસપરસમા જીવે તેહ,
પતિ પત્ની જ્યા ધર્મ્ય પ્રેમથી, ધર્મમાર્ગમા વર્તે તેહ ॥૨૧૬॥
પતિ પત્ની જ્યા વિષય ભોગની, માત્રેચ્છાયે ત્યા નહિ સુખ,
પતિ પત્ની જ્યા અન્યો અન્યમા, બ્રહ્મને દેખે ત્યા નહિ દુ ખ ॥૨૧૭॥
પતિ પત્નો જે રાજસ્ તામસ્, સાત્વિક ભેદે નરને નાર,
પતિ પત્ની જો સાત્વિક પ્રેમે, વર્તે તો વૈકુઠ જનાર ॥૨૧૮॥
પથ્યને પાળો !! પથ્યથી વર્તો !!, ધારો !! પથ્ય વિચારાચાર,
પુષ્ટિ કરવા પથ્ય મનનુ, આચરતા છે સુખ નિર્ધાર ॥૨૧૯॥
પદભ્રષ્ટ થાતા નિર્બળ જન, નબળાઇને જે ધરનાર,
પદભ્રષ્ટને સુખ શાન્તિ નહિ, દુ ખ ક્લેશને પામે હાર ॥૨૨૦॥
પદવી ઉચી ત્હારી આતમ !!, ત્હારી પદવીને સભાળ !!;
પદવી જાળવી રાખો !! મારી, પદવીને પામી નહિ હાર!! ॥૨૨૧॥
પદવી જે તે સુખ કરનારી, જ્ઞાન પ્રકાશક પદવી જાણુ !!,
પદવી જે નિરૂપાધિ દશા છે,-તેમાથી પ્રગટે નિર્વાણુ ॥૨૨૨॥

પદ્યને ગદ્યમા લખવું સારૂં, પદ્યને ગદ્યથી સાચું બોલ !!;
પદ્ધતિ આત્મસ્વભાવની ધારો !!, તેથી પ્રભુ સમ થાશે તોલ. ॥૨૨૩॥

પરગજુમા છે સ્વાર્પણ શક્તિ, પરગજુ માંહી છે પરમાર્થ;
પરગજુ પ્રભુને પામે પૂરા, અંતે રહે ન તેમાં સ્વાર્થ. ॥૨૨૪॥

પરોક્ષને પ્રત્યક્ષના ભેદે,-કરો !! ન જગમાં વાદ વિવાદ;
પરોક્ષ વા પ્રત્યક્ષદશામાં, પ્રભુ ગુણોનો લેવો સ્વાદ. ॥૨૨૫॥

પરચો પૂરે પ્રભુ તે જાણો !!, પરદુઃખભંજક પ્રભુ ગણાય;
પરદુઃખોને દૂર કર્યામાં, ધર્મીપણાની શક્તિ સુહાય. ॥૨૨૬॥

પરદેશી વા નિજદેશીની, આતમભાવે કરવી સેવ;
પરને પોતાનામાં આતમ !!, આતમ તે પરમાતમ દેવ ॥૨૨૭॥

પરધર્મીનું સારૂં ગ્રહવું, પરધર્મીના ગુણને ધાર !!;
પરધર્મીની કરો !! ન હિંસા, સ્વધર્મ શ્રદ્ધા પૂરી ધાર !!. ॥૨૨૮॥

પરબો માંડો !! જ્યાં ત્યાં સુખકર, પરબો માંહે ધર્મ છે બેશ;
પરબો અનેક પ્રકારે જાણો !!, સારી પરબો ધરો !! હંમેશ. ॥૨૨૯॥

પરબડીયો છે દયાનું ખાતું, પરબડીયો છે દયાનું સ્થાન;
પરબડીયોથી પ્રભુ પ્રગટાશે, થાતાં સત્ય દયા મસ્તાન. ॥૨૩૦॥

પરબ્રહ્મ છે અનંત શક્તિ, અનંત ગુણ પર્યાયનું ધામ;
પરબ્રહ્મ જો દીલમાં પ્રગટે, કર્મી છતાં આતમ નિષ્કામ. ॥૨૩૧॥

પરબ્રહ્મની અનંત શક્તિ,-તેનો મહિમા અપરંપાર;
અનંત નામે અનંત રૂપે, નિરાકાર નહિં તે સાકાર. ॥૨૩૨॥

પરમાર્થોમાં જીવન ગાળો !!, પરમાર્થોથી જીવ્યું ગણાય;
પરમાર્થી સમ કોઈ ન મોટું, પરમાર્થોમાં પ્રભુ પ્રગટાય. ॥૨૩૩॥

પરમાર્થી છે ભક્તને શૂરો, પરમાર્થીને હોય ન ભેદ;
પરમાર્થી નિર્મોહે થા !! તું, પરમાર્થીમાં સ્વાર્થ ન ખેદ. ॥૨૩૪॥

પરમાર્થી ભય કાળને જીતે, સર્વજાતના જીતે ખેદ;
પરમાર્થી સહુ ધર્મી ગણાતો, વિશ્વ પ્રેમી નિશ્ચયથી વેદ. ॥૨૩૫॥

પરમાર્થે જીવ્યું તે જીવ્યું, બાકી જીવ્યું નિષ્ફળ જાણ !!;
પરમાર્થોમાં આતમ મારા, અર્પાઇ જા !! પામી જ્ઞાન. ॥૨૩૬॥

પરમાર્થે છે સર્વ મળેલુ, પરમાર્થે વાપર !! નિષ્કામ,
પરમાર્થો કરવામા આતમ !!, તારૂ શિવપુર નિશ્ચય ઠામ ॥૨૩૭॥
પરમાર્થી થા !! સ્વાર્થ તજીને, પરમાર્થે પ્રગટાતા દેવ,
પરમાર્થે પરમેષ્ઠી પદ છે કરજે પચ પ્રભુની સેવ. ॥ ૨૩૮ ॥
પરમેષ્ઠીમા આતમ તુ છે, જ્યેષ્ઠ બ્રહ્મ સિદ્ધાતમ ધ્યાવ !!,
પરલોકે છે ધર્મ સહાયક, આત્મસ્વરૂપમા લયને લાવ્ય !! ॥૨૩૯॥
પરવશ થા !! નહિ મોહે જ્યા ત્યા, કામે પરવશ આતમ ગુલામ;
પરવશતા છે કામ વિચારે, ઠગવાનુ તેથી નહિ ઠામ ॥૨૪૦॥
પરવશ કામે ચક્રી ઇન્દ્રો, પરવશતામા પ્રેમ ન હોય,
પરવશતા છે દેહાધ્યાસે, અસ્થિર મનડુ જ્યા ત્યા જોય ॥૨૪ ॥
પરવશતા છે ચામડી મોહે, નામ રૂપ મોહે પરતત્ર,
પરતત્રને ભાન ન નિજનુ, નિર્મોહી છે શુદ્ધ સ્વતત્ર ॥૨૪૨॥
પરવશ કર્મે સર્વજીવો છે, સ્વતત્ર સિદ્ધાતમ જીનગાય,
પરતત્રતા ત્યા નહિ સુખ છે, સ્વતત્રતા ત્યા સુખડા ઉભરાય ॥૨૪૩॥
પરવશ થાવાના સહુ કારણુ, ચેતન સમજી દૂર નિવાર !!,
પરવશ થાવુ ત્હને ઘટે નહિ, આતમ આપસ્વરૂપસભાળ !! ॥૨૪૪॥
પરવશતા છે કામિની મોહે, પરિગ્રહે પરવશતા ધાર !!,
પરવશ થાવુ નરકના સરખુ, સ્વતત્રતામા સુખ નિર્ધાર ॥૨૪૫॥
પર્વ સરિખા સતજનો છે, પર્વ સરિખો ધ્યાનનો કાળ,
પર્વ થકી પણુ અધિકી જાણો !!,-આતમભાવના સુખકરનાર ॥૨૪૬॥
પર્વાનો શિવ જાવા માટે, સર્વ લોકને છે નિર્ધાર,
પર્વાનો છે પ્રભુ પદ લેવા, જ્ઞાનને ધ્યાન થકી નિર્ધાર ॥૨૪૭॥
પરસેવો વાળી જે કાર્યો,-કરતા તેઓ ઉન્નતિ પાય,
પરસેવો વાળ્યા વણુ કાર્યની,-સિદ્ધિ જગમા કદિ ન થાય ॥૨૪૮॥
પરસેવો નવગજ વાળે જે, પ્રભુ આદિ શુભપદને પાય,
પરમાર્થે સ્વાર્થે જે ઉદ્યમ,-કરતા તે ઇચ્છિત ને પાય ॥૨૪૯॥
પરસ્વાધીન થાશો નહિ ક્યારે, સ્વપ્ને નહિ પરતત્રને સુખ,
પરિહર !! પરવશતાના કારણુ, આત્મસ્વભાવે સહેજે સુખ ॥૨૫૦॥

પરિહર !! મોહાદિ વૃત્તિયો, પરિહર !! મમતા રાગને રોષ;
પરિહર!! પડતીનાં સહુ કારણ, પરિહર !! પોતાના સહુ દોષ. ॥૨૫૧॥
પરિહરજે સહુ દુઃખનું કારણ, આત્મશક્તિઓ સહુ પ્રગટાવ !!;
પરિહરવું ને ગ્રહવું એ બે, તેથી ન્યારો આતમ ભાવ!!. ॥૨૫૨॥
પરાક્રમોથી જીવો !! જગમાં, પરાક્રમી છે આતમ રાજ;
પરાક્રમો પરમાર્થે વાપર !!,–તેથી મળશે શિવપુર રાજ્ય. ॥૨૫૩॥
પરાક્રમીયોનું જીવ્યું સફળું, પરાક્રમી જ્યાં ત્યાં પરખાય;
પરાક્રમો કરવામાં જીવન,–ગાળી જીવો !! આતમ રાય. ॥૨૫૪॥
પરંપરાનું સત્ય ગ્રહો !! સહુ, પરંપરા સાચી તે ધાર !!;
પરંપરા જે સ્વોન્નતિકર છે,–તેના યોગ્ય ધરો !! આચાર. ॥૨૫૫॥
પરાભવોથી દીન બનીશ નહિં, પરાભવોથી થાવ !! સચેત;
પરાભવોથી ઉઠી આતમ!!, પ્રભુ થાવાના ધર!! સંકેત. ॥૨૫૬॥
પરાભવોથી ગભરાતો નહિં, પરાભવો છે ઉન્નતિ હેત;
પરાભૂત થઇ શક્તિ જગાવે,–તેના બળીયા સહુ સંકેત. ॥૨૫૭॥
પરાભૂત થઇ જીવે જેઓ, સ્વતંત્ર થાવા કરે ન કાજ;
પરાભૂત તે મડદા સરખા, જગમાં રહે ન તેની લાજ. ॥૨૫૮॥
પરિક્રમણ છે ધર્મે સારૂં, સેવાભક્તિમાં સુખકાર;
પરિક્રમણ કર!! જ્ઞાને આતમ!!, કર!! મોહાદિકનો પરિહાર. ॥૨૫૯॥
પરિગ્રહે પ્રભુ દૂર વસે છે, પરિગ્રહે પ્રભુ નહીં પરખાય;
પરિગ્રહ મોહીથી પ્રભુ ન્યારો, ગરીબતા ત્યાં પ્રભુ પ્રગટાય. ॥૨૬૦॥
પરિગ્રહ ગ્રહના સરખો દુઃખકર, પરિગ્રહમોહે મુક્તિ ન થાય;
પરિગ્રહ મમતા પ્રીતિ જ્યાં ત્યાં, પ્રભુપ્રીતિ ત્યાં નહિં સુહાય. ॥૨૬૧॥
પરિગ્રહ રાગે પ્રભુ મળે નહિં, પરિગ્રહ ત્યાગે પ્રભુ હજૂર;
પરિગ્રહીને સ્વપ્ને સુખ નહિં, અંતે તેમાં ધૂળની ધૂળ. ॥૨૬૨॥
પરિગ્રહ લાલચ ગુલામી ત્યાં છે, પરિગ્રહ મોહે પાપો થાય;
પરિગ્રહીને ધર્મ ન સુઝે, પરિગ્રહી છે નહિં નિર્માય. ॥૨૬૩॥
પરિગ્રહ બાહ્યાંતર બે ભેદે, આંતર મમતા પરિગ્રહ ત્યાગ !!;
પરિગ્રહ ત્યાગે સાધુના પણ, પ્રભુ સરખો મન ધરજે રાગ ॥૨૬૪॥

પરિગ્રહ મોહ તજ્યાથી અંતર્, આત્મપ્રભુનો અનુભવ થાય,
પરિગ્રહ માટે પ્રભુ ભજે તે, જડનો કામી મૂઢ ગણાય ॥ ૨૬૫ ॥
વ્રત તપ જપ ક્રિયાની મમતા, અહંતા તે પણ પરિગ્રહ જાણ !!,
પરિગ્રહ સાત્વિક ભાવનો ત્યાગે, શુદ્ધ બુદ્ધ થાતો ભગવાન્.॥૨૬૬॥
પરિચય કરીને મનુષ્ય પરખો !!, પરિચયથી ગુણ દોષ જણાય,
પરિચય કરીને શ્રદ્ધા ધારો !!, પરિચય થાતા નિશ્ચય થાય ॥૨૬૭॥
પરિણામે છે બંધ જીવોને, શુભાશુભ પરિણામ તે જાણ !!,
પરિણમવુ આતમમા સારૂ,-તેથી પ્રગટે કેવળજ્ઞાન ॥ ૨૬૮ ॥
પરને પરિતાપક નહિ બનશો, પરોપકારો કરીને વર્ત !!,
પરિત્રાણ કર !! અન્યજીવોનુ, મોક્ષ જવાની એછે શર્ત ॥૨૬૯॥
પરિપાલન કર !! પ્રેમે સહુનુ, પરિપૂર્ણ નિજ બ્રહ્મને ભાવ !!,
પરિપૂર્ણતા છે નિજમાહી, નિશ્ચય એવો અંતર્ લાવ્ય !! ॥૨૭૦॥
પરિભ્રમણ છે કર્મ જગતમા, અજ્ઞાને પરિભ્રમણો થાય,
પરિભ્રમણ છે મોહોદયથી, પરિભ્રમણ ધર્મે સુખદાય ॥ ૨૭૧ ॥
પરિભ્રમણ સારૂ ને ખોટુ, કરજે તેનો સત્ય વિવેક,
પરિભ્રમણ કર !! પ્રભુને માટે, ધારી સંત ગુરૂની ટેક ॥ ૨૭૨ ॥
પરિવર્તન આચાર વિચારે, અનંત જગમા થયા ને થાય,
પરિવર્તન પર્યાયે સહુમા, સમય સમય દ્રવ્યે વર્તાય ॥ ૨૭૩ ॥
પરિવર્તન સારા ને ખોટા, સર્વદેશમા થયા ને થાય;
પરિવર્તનશીલ જગ સહુ જાણો !!, એવો છે કુદરતનો ન્યાય ॥૨૭૪॥
પર પરિવાદ ન બોલો !! જગમા, પરની નિંદા કરવી વાર !!,
પરના મર્મો નહિ પ્રકાશો !!, પરના સદ્ગુણ હૃદયે ધાર !! ॥૨૭૫॥
પરિશ્રમ કર !! નિજ હિતને માટે, પરોપકારે પરિશ્રમ ધાર !!,
પરિશ્રમ કરીને આગળ જાવુ,-એવો નિશ્ચય દીલમા ધાર !! ॥૨૭૬॥
પરિખ બનીને કરો !! પરીક્ષા, સત્ય જૂઠનો નિશ્ચય ધાર !!,
પરોપકારો કર !! નિષ્કામે, આનંદમા મન !! જીવન ગાળ !! ॥૨૭૭॥
પરોપકારીનો પ્રતિ બદલો,-વાળવા માટે સર્વે ત્યાગ !!,
પરોપકારી સમકિત દાતા, ગુરૂપર ધરજે પુરણ રાગ ॥ ૨૭૮ ॥

પર્યાપ્તિ શઠ સમજો !! જ્ઞાને, પર્યાયોનું કરજે જ્ઞાન;
પર્યાયો નિજપરના સમજે,-તેને પ્રગટે સમ્યગ્જ્ઞાન. ॥ ૨૭૯ ॥

પર્યાલોચ કરી નિજ ગુણની, શુદ્ધિ કરવા ધર !! ઉમંગ;
પર્યાયો નિજના સહુ જાણો !!, બ્રહ્મ ભાવમાં ધારો !! રંગ. ॥ ૨૮૦ ॥

પર્વ પજુસણ જગમાં મોટું, જૈનકોમનું પર્વ મહાન;
પર્વ પજુસણ પામી આતમ !!, તપ જપ સંયમ કરજે ધ્યાન.॥૨૮૧॥

પર્વત દૂરથી મોટા લાગે, પાસે જાતાં તે પાષાણ;
પર્વત સમજી ઉંચા માને,-તેમાં વર્તે છે અજ્ઞાન. ॥ ૨૮૨ ॥

પલટો ખાવો સારો ખોટો, ધર્મને માટે પલટો બેશ;
પલટાઇ જઇશ નહિ મોહે, ધર્મના પલટે ટળતા કલેશ. ॥૨૮૩॥

પવિત્ર થાવા જ્ઞાનને ધારો !!, જ્ઞાન સમું નહિ વિશ્વ પવિત્ર;
પવિત્ર થા જો !! આતમજ્ઞાને, જ્ઞાને પ્રગટે શુદ્ધ ચરિત્ર. ॥ ૨૮૪ ॥

પવિત્રતા પ્રગટાવો !! આતમ !!, ધૈર્યોત્સાહ ધરીને ઉમંગ;
પવિત્રતા માટે જગ જીવો !!,-ધારો !! આતમ !! સદ્ગુણ રંગ.॥૨૮૫॥

પવિત્રતા છે મોહ વિનાશે, પવિત્રતાના ધર !! આચાર;
પવિત્રતાના કરો !! વિચારો, પવિત્રતા નિશ્ચયથી ધાર !!. ॥૨૮૬॥

પશુસમ અજ્ઞાની લોકો છે, પશુબળ ધરીને કરો !! ન પાપ;
પશુબળથી માનવ છે હલકો, પશુઓના હરશો સંતાપ. ॥ ૨૮૭ ॥

પશુઓ જગમાં બહુ ઉપયોગી, ઉપકારી પશુઓ નિર્ધાર;
પશુઓના ઉપકાર સ્મરીને, પશુઓનો કર !! નહિં સંહાર. ॥૨૮૮॥

પશુઓની કરવી શુભ રક્ષા, પશુઓને મરતાંજ બચાવ !!;
પશુઓનાં માંસને રકતને ખાતા, હિંસક જાણો !! ક્રૂર સ્વભાવ. ૨૮૯

પશુ પંખીની રક્ષા કરવી, નિજ આતમ સમ માની બેશ;
પશુપંખીની રક્ષા કરતાં, નાશે અનંતભવના કલેશ. ॥ ૨૯૦ ॥

પશુઓના નાશે જગમાંહી,-અનેક રોગો દુઃખ પ્રગટાય;
પશુપક્ષીની દયા કરંતાં, સ્વર્ગતણા સુખ માનવ પાય. ॥૨૯૧॥

પશુઓની કત્લો બહુ થાતી, માંસાહારી તેને ખાય;
પશુઓને રક્ષો !! ઉપયોગે, જીવદયા ત્યાં ધર્મ સુહાય. ॥૨૯૨॥

પશુ પખી આદી સહુ જીવની, દયા કરતા પ્રગટે ધર્મ,
પશુપખીની રક્ષા કરતા, દેશકોમમા પ્રગટે શર્મ ॥૨૯૩॥

પશ્ચાત્તાપ કરો !! ભૂલોનો, પાપનો કર !! ઝટ પશ્ચાત્તાપ,
પશ્ચાત્તાપથી આતમ શુદ્ધિ, ટળતા અનેક ભવ સતાપ ॥૨૯૪॥

પરા પશ્યતી મધ્યમા વૈખરી, ચારેનુ કર !! ઉત્તમ જ્ઞાન,
પરા પશ્યતી જ્ઞાનને જાણો !!, અતર્ નાદથી સમ્યગ્ ભાન ॥૨૯૫॥

પરા પશ્યતીમા જે પ્રગટે, સત્ય વિચારો તે સહુ જાણુ !!,
પરા વિચારો આત્મ અવાજ છે, સમજે જ્ઞાની જનમસ્તાન ॥૨૯૬॥

પશ્ચાત્યોને પૂર્વાત્યોમા, જ્ઞાન ક્રિયામા છે મતભેદ,
પરાપૂર્વથી ચાલ્યા આવે, સમજે તેને રહે ન ખેદ ॥૨૯૭॥

પસદ કરજે સુખકર સારૂ, ઉપકારીપર થાવ !! પ્રસન્ન;
પસદ કરવુ સાચુ સારૂ, વશમા રાખો !! ચચળ મન ॥૨૯૮॥

પસ્તાવો કરી ભૂલ તજી દે !!, ધર્મ કરતા કરજે પહેલ,
પહેલા થાવુ નિર્મલ પોતે, પછીથી કરવી અન્યની ટેલ ॥૨૯૯॥

પડિત તે જે શાસ્ત્ર વિચક્ષણ, સ્વપર શાસ્ત્ર ભેદાદિક જાણુ !!,
પડિત તે જે સ્થિર પ્રજ્ઞાવત, સર્વશાસ્ત્રનુ જેને જ્ઞાન ॥ ૩૦૦ ॥

પથે ચાલો !! આતમ !! જ્ઞાને, હળવે હળવે પથ કપાય,
પથે જનનો મેળો મળીયો, પથ વચ્ચે શો ? મેળ કહાય ॥ ૩૦૧ ॥

પથી તુ છે આતમ !! નક્કી, પથ વિષે નહિ કરો !! પ્રમાદ,
પથમા ચાલો !! ઉપયોગી થઈ, પથમા મોહે છે ઉન્માદ ॥ ૩૦૨ ॥

પાખડ ત્યાગી પથે ચાલો !!, પાખડીનો તજ !! વિશ્વાસ,
પાખડોનુ સ્વરૂપ સમજો !!, પથી થઈ નહિ રહો ઉદાસ ॥૩૦૩॥

પાક મહોબત પ્રભુની સાચી, પાક દોસ્તી કર !! પ્રભુની સાથ,
પાક સદા તુ આતમ !! ચિદ્ઘન, ભાવે ભજ !! તુ ત્રિભુવનનાથ. ॥૩૦૪

પાગળ થઈ પ્રભુને ઝટ શોધો !! પ્રભુ શોધક પાગળ શુભ જાણુ !!,
પાગળ સારા ખોટા જગમા, પાગળ પ્રભુનો દોસ્ત સુજાણુ ॥ ૩૦૫ ॥

પાજી થા !! ના પ્રભુભક્તિમા, પાજી તે છે પ્રભુથી દૂર,
પાજીપણુ છડયાથી આતમ !! આપો આપ પ્રભુજી સનૂર ॥૩૦૬॥

પાજીથી પ્રભુતા છે દૂરે, પાજી જન છે દીનમાં દીન;
પાજી મોહે વસે છે દુઃખી, વિત્તાદિક યોગે પણ ખિન્ન. ॥ ૩૦૭ ॥

પાટુ માર !! ન ક્રોધે કોને, પાટુ મારે હિંસા થાય;
પાટુ વિવેકની છે સારી,–જેથી બોધને શાંતિ થાય. ॥ ૩૦૮ ॥

પાટુ મારે તે પશુ સરખો, સમજી પાટુ મારવી વાર !!;
પાઠ ભણાવો !! સહુને સારા, સારા પાઠો ભણવા ધાર !! ॥ ૩૦૯ ॥

પાઠક તે સદ્‌ગુણી જ્ઞાની છે, વિશ્વ લોકને આપે જ્ઞાન;
પાઠક જે તે મનને બોધે, ગુણી કરે જે થઇ ગુણવાન્. ॥ ૩૧૦ ॥

પાઠક દ્રવ્યને ભાવથી થાજે, આતમ તે પાઠક નિર્ધાર;
પાઠક થા !! તું નિજનો પ્રેમે, પછીથી અન્યોનો હિતકાર.॥ ૩૧૧ ॥

પાડ માનજે ઉપકારીનો, જ્યાં ત્યાં ગુણીનો માનજે પાડ;
પાડ માનીને પાડ કરંતાં, ગુણ પ્રગટંતા હાડોહાડ. ॥ ૩૧૨ ॥

પાણી રાખો ! ! આત્મ સમર્પી, પાણીવણ નહિં જીવ્યું જાય;
પાણીવણ કિંમત નહિં કોની, પાણી વિના નહિં કિંમત થાય. ॥૩૧૩

પાણી જ્યાં ત્યાં નહિ નાદાની, પાણીવણ જીવંત મરેલ;
પાણીવણ મડદા સમ લોકો, પાણીવણ નહિ કોઇ ઠરેલ. ॥ ૩૧૪ ॥

પાણીવણ જ્ઞાની નહિં શોભે, પાણીવણ નહિં શૂર કથાય;
પાણીવણ નહિં ખડ્ગની કિંમત, પાણીવણ નહિં અશ્વ સુહાય. ૩૧૫

પાણીથી સહુ જગમાં જીવે, પાણી અમૃતરૂપ સુહાય;
પાણી ગયું તો ગયુંજ સઘળું, પાણી વિના નહિં જીવ કથાય. ॥૩૧૬

પાણી ઉતરે ઉતર્યું સઘળું, પાણી ચઢતાં ચડયુંજ સર્વ;
પાણી નહિં ત્યાં અજ્ઞાનીયો,–કરતા મોહ વડે બહુ ગર્વ. ॥ ૩૧૭ ॥

પાણી દ્રવ્યને ભાવથી જ્યાં છે, ત્યાં છે દ્રવ્યને ભાવથી પ્રાણ;
પ્રાણીનું જીવન પાણી જાણો !!, પાણીવણ પ્રાણી નાદાન. ॥ ૩૧૮ ॥

પાણી રાખ્યું શૂર થયા તે, પાણી રાખ્યું થયા તે સંત;
પાણી રાખે તે છે ભકતો, રાજા યોગી સત્વ મહંત. ॥ ૩૧૯ ॥

પાણી લજવ્યું તેહ મરેલા, પાણી લજવે રહે ન પ્રાણ;
પાણી ન રાખે તેહ મરેલા, પાણી વિનાના સહુ નાદાન. ॥ ૩૨૦ ॥

પાણી ધારી જીવો !! જગમા, પાણી વિના જીવ્યુ તે ફોક,
પાણી વિના નહિ ગુણગણ પ્રગટે, પાણી ધારી દુર્ગુણ રોક!! ॥૩૨૧॥

પાણી આતમનુ છે અનતુ, પાણી વડે સહુ જીવ જીવાડ !!,
પાણી પ્રગટાવીને આતમ !!,-પરમ પ્રભુમાં થા !! મસ્તાન ॥૩૨૨॥

પાણી ફેરથી હવા દવાથી, સુધરે દેહાદિક આરોગ્ય,
પાણી ફેર છે સારો ખોટો,-સમજે વર્તે નિરોગ ભોગી ॥ ૩૨૩ ॥

પાતક લાગ્યા દૂરે કરજે, સઘળા પાતક દૂર નિવાર !!,
પાતકીની સ ગત નહિ કરજે, સદ્ગુણી જનની સગતધાર !! ॥૩૨૪॥

પ્રાણ પડે પણ પાતકી થા !! નહિ, પાતક કર્મો સઘળા જાણ !!,
પવિત્ર થાવા કર !! સહુ યત્નો,-ધર !! સહુ ધર્માચાર પ્રમાણ ॥૩૨૫॥

પાત્ર બની કર !! શુભ સહુ કાર્યો, સુપાત્ર થા !! તુ ત્યજીને દોષ;
પાત્રતા જેવી તેવી ચડતી, જાણી ત્યજી દે !! સઘળા રોષ ॥ ૩૨૬ ॥

પાથુ પરભવનુ બાધી લે !!,-જેથી પરભવ સુખડા થાય,
પથમા વહેતા ભાતુ સારૂ,-જેથી આનદ ઘટ પ્રગટાય ॥ ૩૨૭ ॥

પાદને પૂજો !! ગુરૂ સ તોના, ગુરુ સતોના પાદને સેવ !!,
પાદને પૂજો !! દેવના પ્રેમે, ટાળો !! સઘળી દુર્ગુણ ટેવ ॥ ૩૨૮ ॥

પાદ થકી કર !! ધર્મના કાર્યો, ધર્માર્થે વાપરજે પાદ,
પાદ અમૂલા ધર્મીઓના, પાદવડે મળતો આલ્હાદ ॥ ૩૨૯ ॥

પાદ થકી સ વરને ધરજે, પાદ થકી કર !! નિર્જર કૃત્ય,
પાદ થકી કર !! ધાર્મિક કૃત્યો,-સમજીને વર્તો !! સહુ સત્ય ॥૩૩૦॥

પાન કરીલે !! સદ્ગુરૂ બોધનુ, દેવગુરૂ ગુણ કરજે ગાન,
પાન વિનાની સદ્ફળ પ્રગટે, પ્રગટાવો !! ઘટ ગુણનુ તાન ॥૩૩૧॥

પાપના સ્થાનક સઘળા વારી, ધર્મના સ્થાનક સઘળા ધાર !!,
પાપના સઘળા વિચાર વિચારો !!, વારી ભજ !! પ્રભુને નિર્ધાર ॥૩૩૨॥

પાપી મનડુ રાખ !! ન ક્યારે, પાપીઓની સગત ત્યાગ !!,
પાપીઓને પ્રતિબોધ દઇ, નિષ્કામે પ્રભુ ભાવમા જાગ !! ॥૩૩૩॥

પાપીઓના પાપો ટાળો !!, પાપીઓને દો !! ઉપદેશ,
પાપીઓને સમજાવીને, ધર્મની કરતા શાતિ હમેશ ॥૩૩૪॥

પાપીઓને ધિક્કાર્યાથી, પાપીઓ થતા નહિં શુદ્ધ;
પાપીઓને જ્ઞાન સમર્પી,-કરજે સચ્ચારિત્ર પ્રબુદ્ધ. ॥૩૩૫॥

પાપ તજીને થા !! નિષ્પાપી, મનવચ તનથી પાપ નિવાર !!;
પાપ પુણ્યનું સ્વરૂપ સમજી, સત્કર્મો કર !! આત્મ સુધાર !!. ॥૩૩૬॥

પાપોથી જગમાં છે દુઃખો, જ્યાં ત્યાં રોગ અને દુષ્કાળ;
પાપથી દુઃખનાં કારણ સઘળાં,-મળતાં એવું નિશ્ચય ધાર!!.॥૩૩૭॥

પામર થા !! નહિં પાપ કરીને, પાપીજન પામર નિર્ધાર;
પામર તે પશુબળનો ધારક, આત્મ શક્તિનો ધરે ન પ્યાર.॥૩૩૮॥

પામર જન છે મોહ ગુલામો, પામર જડની આશ ધરંત;
પામર પ્રભુથી પ્રેમ કરે નહિં, જડના રાગી નિત્ય મરંત. ॥૩૩૯॥

પાયમાલ થાતા જડ પામર, પામર અજ્ઞાની આસક્ત;
પામર આત્મપ્રભુથી દૂરે,-થાતો નહિં જે પ્રભુનો ભક્ત. ॥૩૪૦॥

પામર જડ વસ્તુથી જીવે, ધારે જડમાં સુખની આશ;
પામર બહિરૂ આતમ અજ્ઞાની, દેહાદિક જડ વસ્તુ દાસ. ॥૩૪૧॥

પાયો ધર્મનો પક્કો ચણજે, પાયો પક્કો કરી લે !! બેશ;
પાર પામ !! તું પ્રભુનો પ્રેમે,-તેથી સઘળા ટળશે ક્લેશ. ॥૩૪૨॥

પાર થજે આતમ !! કર્મોથી, ભવોદધિનો કર !! ઝટ પાર;
પાર થવું છે તારા કરમા, આપો આપને ઝટ ઉદ્ધાર !!. ॥૩૪૩॥

પારતંગ્ય તે મોહદશા છે, મરવામાં ભીતિ તે જાણ !!;
પારતંગ્ય છે જડ આસકિત, પારતંગ્ય તે છે અજ્ઞાન. ॥૩૪૪॥

પારતંગ્ય તે નબળાઈ છે, દુર્ગુણ દુષ્ટાચાર વિચાર;
પારતંગ્ય તે અસકિતયો છે, કુસંપ દ્રોહ ને ઇર્ષ્યાચાર. ॥૩૪૫॥

પારદની શકિતયો ઝાઝી, પારદ રસેન્દ્ર તત્વ કથાય;
પારદ તત્વને જાણી વર્તે,-તે રોગની પારે જાય. ॥૩૪૬॥

પારમાર્થિક કાર્યો કરવામાં,-અર્પાઇ જાતા તે સંત;
પરોપકારે પ્રાણ સમર્પે-તે વિરલા કઇ સંત મહંત. ॥૩૪૭॥

પારમાર્થિક કાર્યોને કરવાં,- તન મન ધન અર્પીને પ્રાણ;
પારમાર્થિક કાર્યો જે કરતાં,-તેનું જાણ્યું સફળ પ્રમાણ. ॥૩૪૮॥

પરભવ જાતા પહેલા માનવ, અન્યધર્મનાં કરી લે !! કૃત્ય,
પરભવ જાતા પહેલા માનવ,-પરખીને પામી લે !! સત્ય ॥૩૪૯॥

પારિતોષિક હરિ કૃપા છે, પારિતોષિક સતની સેવ,
પારિતોષિક સત્કાર્યો છે,-સમજી પ્રેમે ભજી લે !! દેવ ॥૩૫૦॥

પાસે તેને પ્રભુ છે નક્કી,-જેને પ્રભુનો છે વિશ્વાસ,
પાસે છે મુક્તિને સ્વર્ગજ, સેવાભક્તિની જો પ્યાસ ॥૩૫૧॥

પાસે તીર્થો અતરમા છે, જ્ઞાન અને આનદ છે પાસ,
પાસમા મિત્રો શત્રુઓ છે, સાપેક્ષાએ સમજો !! ખાસ ॥૩૫૨॥

પાખો બે છે દર્શન જ્ઞાનને,-તેથી શિવપુર પ્રતિ જવાય,
પાગળો આતમ !! ચારિત્ર વણુ છે, પાગળો ચારિત્ર વણુ કહેવાય ૩૫૩

પાગળો અક્રિય માનવ પોતે, પ્રવૃત્તિ વણુ પશુ સર્વ,
પાગળો પચ્મ ઉદ્દાસ બને છે, મિથ્યા તેનો જગમા ગર્વ ॥૩૫૪॥

પાચ ઇદ્રિયો પૂરી જેને, અગોપાગે પૂરણુ જેહ,
પુણ્ય પ્રભાવક ધર્મી જે નર, પુણ્યવત છે જગમા તેહ ॥૩૫૫॥

પચ તે પરમેશ્વરનો વાસો, પચ ત્યા કાર્યની સિદ્ધિ થાય,
પચ ત્યા પ્રભુની શક્તિ પ્રગટે,-પચ ત્યા પ્રભુનો ન્યાય સુહાય ॥૩૫૬॥

પાચ જ્યા જ્ઞાની માનવ બેસે, જગમા સાચુ પચ ગણાય,
પચ જ્યા ઉત્તમ લોકનુ, ત્યા તો, સર્વ શક્તિ બુદ્ધિ પ્રગટાય.॥૩૫૭॥

પાજરાપોળો જગમા જ્યા ત્યા,-બાધો !! તેથી પુણ્યનો બધ,
પાજરાપોળો દયાના સ્થાનક, દયા ધર્મ નહિ જગમા અધ.॥૩૫૮॥

પિતા થવુ જગમા મહાદુર્લભ, પાલક રક્ષક પિતા સુબેશ,
પિતા પ્રભુસમ ઉપકારક છે, સતતિના તે ટાળે કલેશ ॥૩૫૯॥

પિતૃસેવા ભક્તિ મોટી, પિતૃભક્તિમા રહેશો રક્ત;
પિતાની આજ્ઞાઓ સહુ માનો!!, મોક્ષાર્થે ગુણી થાશો!!વ્યક્ત.॥૩૬૦॥

પીળા મીળો સમ જગમા મોટા,-ચાવાના સહુ કરશો કાજ,
પીન બનો!! શક્તિયો પામી,-તેથી પિડનુ છે સામ્રાજ્ય ॥૩૬૧॥

પુચ્છો !! સદ્ગુરૂઓને પ્રશ્ન, પુચ્છી નિર્ણય કરશો સત્ય,
પુચ્છયા વણુ ઉત્તર નહિ મળતો, પુછીને કરશો શુભ કૃત્ય ॥૩૬૨॥

પુચ્છો !! જ્ઞાનીઓને પ્રેમે, દયાળુ આગળ કર !! પોકાર;
પુણ્યનાં કાર્યો કરનારાઓ, અંતે વૈકુંઠમાંહી જનાર. ॥ ૩૬૩ ॥

પુત્ર છે સાચો માતપિતાને, ગુરૂજનોની કરતો સેવ;
પુત્રજ સાચો જ્ઞાન ચરણને, શક્તિથી જે થાતો દેવ. ॥ ૩૬૪ ॥

પુત્રોને કેળવણી દો !! ખૂબ, આપો !! પુત્રોને શુભજ્ઞાન;
પુત્રીઓને શિક્ષા આપો !!, બળવંતી પાકે ગુણખાણ. ॥ ૩૬૫ ॥

પુનઃ પુનઃ ભવ લેવા પડતા, કર્મથકી જગમાંહી અનેક;
પુનર્ભવો નહિં લેવા પડતા,—એવો તું પ્રગટાવ !! વિવેક. ॥૩૬૬॥

પુરા તત્ત્વની શોધો કરવી, પુરા તત્ત્વનાં સ્થાપો !! સ્થાન;
પુરા તત્ત્વનાં શિક્ષણ આપો !!,—તેથી સત્ય પ્રગટશે જ્ઞાન. ॥૩૬૭॥

પુરાણ સહુ ઈતિહાસિક ગ્રંથો, વાંચો !! બાઇબલ અને કુરાન;
પુરાવો એથી સત્યનો જડશે, જૈનાગમનાં સત્ય પ્રમાણ. ॥ ૩૬૮ ॥

પુરૂષાર્થથી પુરૂષ ગણાતો, પુરૂષાર્થથી પ્રકટે શક્તિ;
પુરૂષ થવું જગમા દુર્લભ છે, પુરૂષપણાને કરશો વ્યકત. ॥ ૩૬૯ ॥

પુરૂષ બનો !! જગમાં સહુ શૂરા, નપુંસક વૃત્તિ દૂર નિવાર !!;
પુરૂષાર્થવણ માન નહિં છે, પુરૂષપણાને લેશ ન હાર !!. ॥ ૩૭૦ ॥

પુરૂષો મોહને જીતે તે છે, મૃત્યુ ભીતિ જીતે જેહ;
પુરૂષની જગમાં કિંમત છે, સમજી થાશો !! ગુણગણગેહ. ॥૩૭૧॥

પુષ્ટ બનો !! જગમાં નર નારી, પુષ્ટિવણ નહિ જગ જીવાય;
પુષ્ટિ તે મન તનની શકિત, આત્મિક બળની પુષ્ટિ સુહાય. ॥ ૩૭૨ ॥

પુષ્ટિમાર્ગ છે કસરત સારં, પુષ્ટિમાર્ગ છે જ્ઞાનને ધ્યાન;
પુષ્ટિમાર્ગ છે સેવા ભકિત, શુદ્ધ પ્રેમને સાચું જ્ઞાન. ॥ ૩૭૩ ॥

પુષ્ટિમાર્ગ છે મરજીવાનો, શૂરા લોકો પુષ્ટિ પાય;
પ્રેમમાં પુષ્ટિ લહે ન સાચી, વિષય પ્રેમમાં જે મકલાય. ॥ ૩૭૪ ॥

પુષ્ટિ કરશો મન તન પ્રાણની, જ્ઞાનાદિકની કરશો પુષ્ટિ;
પુષ્ટિ સમજી પુષ્ટ બનો !! સહુ,—તેથી થાશે શાંતિ તુષ્ટિ. ॥ ૩૭૫ ॥

પુસ્તક છે સંતોની પુંજી, પંડિત અનુભવ સંગ્રહ બેશ;
પુસ્તક છે વિશ્વોન્નતિને, પુસ્તક આપે સુખને કલેશ. ॥ ૩૭૬ ॥

પુસ્તક સુખકર સારા ધર્મી, અધમા પુસ્તક દુ:ખકર જાણુ !!,
પુસ્તક સારા ખોટા સમજી,-સાર તે આચારે આણુ !! ॥ ૩૭૭ ॥
પુસ્તક સઘળા જ્ઞાનાર્થે છે, સારૂ ખોટુ તેથી જણાય,
પુસ્તકમાથી સારૂ ગ્રહવુ, સ્વોન્નતિકર મોક્ષાર્થે ન્યાય ॥ ૩૭૮ ॥
પુંજી ધર્મકમાણી સાચી, ધનની પુંજી જૂઠી જાણુ !!,
પુંજી પરભવ સાથે આવે, સુખકારી આચારે આણુ !! ॥ ૩૭૯ ॥
પુંજી સેવા ભક્તિ તે છે, જ્ઞાન ઉપાસના યોગ પ્રમાણુ,
પુંજી આતમની આતમમા, દર્શન જ્ઞાન ચારિત્ર વખાણુ ॥ ૩૮૦ ॥
પુંજી તે છે જ્ઞાનને આનંદ, શાંતિ પુષ્ટિ તુષ્ટિ જાણુ !!,
પુંજી તંદુરસ્ત તબીયત છે, દેહારોગ્યજ પુંજી માન !! ॥ ૩૮૧ ॥
પુંજી સર્વપ્રકારની વિદ્યા, પુંજી ધર્માચાર વિચાર,
પુંજી ધીરજ શુદ્ધ પ્રેમ છે, ઉત્સાહી જીવન ઉર ધાર !! ॥ ૩૮૨ ॥
પુંજી આત્મિક શુદ્ધિ તે છે, પુંજી સંવર નિર્જર તત્ત્વ,
પુંજી જ્ઞાનને ધ્યાન સમાધિ, સાત્ત્વિક ગુણ કર્મોને સત્વ ॥ ૩૮૩ ॥
પુંજી દુઃખ કરનારી જૂઠુ, સુખ કરનારી પુંજી સત્ય,
પુંજી દુર્ગુણ દોષની ખોટી, પુંજી પુણ્યના કરવા કૃત્ય ॥ ૩૮૪ ॥
પુંજી પુણ્યાસ્રવની સુખકર, પરોપકાર છે પુંજી બેશ,
પુંજી પરમાતમની ભક્તિ,-જેથી શાંતિ હોય હમેશ ॥ ૩૮૫ ॥
પુંજી આત્મગુણોની સાચી, કેવળદર્શન કેવળજ્ઞાન,
પુંજી તે નિરૂપાધિકસુખ છે, આત્મની પુંજી એવી માન !! ॥૩૮૬॥
પુંઠ ન દેજે સત્કાર્યોમા, પરોપકારે દે !! નહિ પુંઠ,
પુંઠ ન દેજે સહાય કરતા, અંતરમાહી થા !! નહિ દુષ્ટ ॥ ૩૮૭ ॥
પુંઠ ન દેજે ભીરૂ થઈને, દાનકર્મોમા દે !! નહિ પુંઠ;
પુરૂ સમજી વર્તો !! પુરૂ, ચલવો નહિ વર્તનમા જૂઠ ॥ ૩૮૮ ॥
પૂજક થા !! તુ સદ્‌ગુણી વર્ગનો,-પૂજક થા !! ગુરૂદેવનો સત્ય,
પૂજ્યપણુ વરવાને માટે, પૂજકના ગુણ ધર !! ને કૃત્ય ॥ ૩૮૯ ॥
પૂજા કરજે શ્રદ્ધા પ્રેમે, પૂજ્યના ગુણને ગ્રહજે ભવ્ય !!,
પૂજક પોતે પૂજ્ય થાય છે, કુદરતથી પૂજા કર્તવ્ય. ॥ ૩૯૦ ॥

પૂર્ણ સ્વયં તું આત્મબ્રહ્મ છે, સંગ્રહ નય સત્તાયે જાણ !!;
પૂર્ણ બ્રહ્મ પ્રગટ કરવાને, કરજે આત્મસમાધિ ધ્યાન. ॥ ૩૯૧ ॥

પૂર્ણ સ્વરૂપે નિજને જાણ્યો, તો સંતોષ હૃદયમાં થાય;
પૂર્ણ થતાં નહિં રહે ઇચ્છાઓ, પ્રભુ પામે ઇચ્છાઓ જાય.॥૩૯૨॥

પૂરૂં કર ! ! પોતાનું ભાવે, અન્યોને પણ પૂરૂં આપ ! !;
પૈગંબર નિજ અંતરૂ આતમ,-છે એવી નિશ્ચયથી છાપ. ॥ ૩૯૩ ॥

પેટનું કરજે ઠેઠનું કરજે, પેટ વિના નહીં ઠેઠનું થાય;
પેટને માટે કર !! નહીં પાપો, ધર્મે પેટ ભરી લે ન્યાય. ॥ ૩૯૪ ॥

પેટને માટે હિંસા જૂઠું,-ચોરી આદિ પાપ નિવાર ! !;
પેટને માટે થા !! ન અધર્મી, પેટથી ઠેઠનું કર !! નિર્ધાર. ॥૩૯૫॥

પોક મૂકીને રોઇ રહીશ નહિ, પુરૂષાર્થથી કર !! સદુપાય;
પોક મૂકીને પ્રભુ સ્મરંતાં, અંતે થાતી પ્રભુની સહાય. ॥ ૩૯૬ ॥

પોકારો સુણીને દુઃખીના, દુઃખીઓની વ્હારે દોડ ! !;
પોકારો કર !! ધર્માર્થે શુભ, સત્કર્મોમાં અન્યને જોડ !!. ॥ ૩૯૭ ॥

પોથીમાંના રીંગણાં જેવું,-વર્તન ધરવાથી શું થાય;
પ્રવૃત્તિ કર !! સારી કે જેથી, કથનીપર વિશ્વાસ ધરાય. ॥ ૩૯૮ ॥

પોથી વાંચો ! ! સારા માટે, દુર્ગુણોને કાઢો !! દૂર;
પુસ્તક વાંચી ગુણો ગ્રહ્યાવણુ, કદિ ન બનતું આતમ શૂર. ॥૩૯૯॥

પોમલા જેવા નિર્બળ ધનથી, દુનિયામાંહી નહીં જીવાય;
પૂરાઓ જગમાં જીવંતાં, બળ બુદ્ધિ ધરી સત્તા ન્યાય. ॥ ૪૦૦ ॥

પોલંપોલા ગુપ્ત રહેલી, અંતે તેનો થાય પ્રકાશ;
પોલંપોલા ચલાવજે નહી,-અંતે તેથી દુઃખ વિલાસ. ॥ ૪૦૧ ॥

પોલંપોલા દૂર કરીને, સત્યને આગળ કરીને ચાલ ! !;
પાખંડીથી કદિ ના ડરજે, સર્વજીવપર થા !! તું દયાલ. ॥ ૪૦૨ ॥

પૌષધશાળા જ્ઞાન ધ્યાનને, સંયમ ગુણનું સાધક સ્થાન;
પૌષધશાળામાં ગુણ વરવા, સંયમજ્ઞાનને કરજે ધ્યાન. ॥ ૪૦૩ ॥

પૌષધ તે ગુણ પુષ્ટિકારક, આત્મગુણો જેથી પોષાય;
પૌષધ તે શુદ્ધાત્મદશાની,-સિદ્ધિ સાધના સત્ય કથાય. ॥ ૪૦૪ ॥

પૌષધ દ્રવ્યને ભાવથી જાણો !!, જ્ઞાનાનંદ છે પૌષધ એશ,
પૌષધ શાળામાંહી પૌષધ,-કરીને ટાળો !! તન મન કલેશ ॥૪૦૫॥
પોષક થાજે સદ્ગુણી જનનો, પોષ્ય વર્ગનો પોષક થાવ !!,
પોષક થાજે સ્વાધિકારે, પોષક થઇને ગર્વ હઠાવ ! ! ॥ ૪૦૬ ॥
પોષક થા !! તુ આત્મગુણોનો, સાત્વિકવૃત્તિનો કર !! પોષ,
પોષક થા !! તુ જ્ઞાનાનંદનો, મોહભાવના ટાળો !! દોષ ॥૪૦૭॥
પૌરૂષ ત્હારૂં ધર્મમાં વાપર !', સત્સંગતની ધરજે પ્યાસ,
પ્યાસ કરી પ્રભુ ગુણ વરવાની, જ્યાં પુદ્ગલની છૂટે આશ ॥૪૦૮॥
પ્યાસને ધરજે મોક્ષાર્થે તુ, પ્રભુ પામવા ધરજે પ્યાસ,
પ્યાસ ખરી જો પ્રભુની લાગે, મનની સઘળી ટળે ઉદાસ ॥ ૪૦૯ ॥
પ્રગટ કરી લે !! આત્મ ગુણોને, પ્રગટ કરી લે !! નિજ પર્યાય,
પ્રગટ કરી લે !! સર્વ શક્તિયો, પ્રગટ ગુણોએ સિદ્ધતા થાય ॥૪૧૦॥
પ્રગટ ગુણો જ્યાં જ્ઞાનાનંદ છે, પ્રગટ પ્રભુ તે સંતો જાણ !!,
પ્રગટ પુરૂષ જ્ઞાની ગુરૂ સંતો, સાકારી પ્રભુઓ તે માન !! ॥૪૧૧॥
પ્રગટ ગુણો ત્યાં પ્રેમી થાવું, ગુણ પર્યાયને ઘટ પ્રગટાવ ! !,
પરમ સ્વભાવ છે જ્ઞાન ખરો નિજ, તે પ્રગટાવવા લક્ષ લગાવ !! ૪૧૨
પ્રગટ્યા ગુણ છાના નહિ રહેતા, પ્રગટદશા અંતર્ પરખાય,
પ્રગટ્યા સમકિત આદિ સદ્ગુણ,-તેનો સ્વયં અનુભવ થાય ॥૪૧૩॥
પ્રગટાવો !! ગુણ પૂર્ણપ્રેમથી, મોહભાવને દૂર હઠાવ ! !,
પ્રગટપણે થા !! આત્મસ્વરૂપે, આપ સ્વરૂપે આપ સુહાવ ॥૪૧૪॥
પ્રકર્ષ પોતાનો કર !! ભાવે, અન્યનો કરવો નહિ અપકર્ષ,
પ્રકર્ષમાંહી પ્રગટ પ્રભુતા, નિજપરનો કરવો ઉત્કર્ષ ॥ ૪૧૫ ॥
પ્રકાશ કરજે સારૂં જે તે, નઠારૂં તે સહુ દૂર નિવાર ! ',
પ્રકાશી થા !! તુ ભાનુ પેઠે, દુર્ગુણ તમને ઝટ પરિહાર !! ॥૪૧૬॥
પ્રકાશજે તુ આતમ !! નક્કી, અંધકાર તે છે અજ્ઞાન,
પ્રકાશરૂપી નિશ્ચય તુ છે, કર !! પોતાનું પોતે ભાન ॥ ૪૧૭ ॥
પ્રકૃતિને પુરૂષ એ બન્ને, કાળ અનાદિ અનંત જાણ ! !,
પ્રકૃતિ સુખ અવલ બીને, આતમ નિજસુખ જ્ઞાનને માન !! ॥૪૧૮॥

પુદ્ગલ સુખ અનુભવ્યા પછીથી, આતમ સુખનો અનુભવ થાય;
પુદ્ગલ સુખ જગમાં છે તાવત્, આત્માનંદ ન યાવત્ થાય. ॥૪૧૯॥

પુદ્ગલ સુખ છે શાતાવેદની, દેહાદિકથી તેનો ભોગ;
પુદ્ગલ સુખ છે પુણ્યના યોગે, દેહીઓને તેનો યોગ. ॥ ૪૨૦ ॥

પુદ્ગલ સુખ પણ સાચું જગમાં, સાપેક્ષાએ તે કહેવાય;
પુદ્ગલ સુખ છે સર્વજીવોને, અનુભવે છે દેહે ન્યાય. ॥ ૪૨૧ ॥

પુદ્ગલ સુખ છે અનિત્ય જગમાં, સદા નહિં કોને રહેનાર;
પુદ્ગલ સુખ છે ક્ષણિક નકકી, આત્મિક સુખ સાચું નિર્ધાર. ॥૪૨૨॥

પુદ્ગલ સુખની પેલી પારે, આતમસુખનો અનુભવ થાય;
પુદ્ગલ સુખની વાસના છૂટે, આતમ અનંતસુખિયો થાય. ॥ ૪૨૩ ॥

પુદ્ગલ સુખનો મોહ ન છૂટે, આત્મિકસુખ પ્રામ્યાવણુ જાણુ ! !;
પરમ બ્રહ્મ સુખ અનુભવ આવે, પુદ્ગલ સુખનું રહે ન ભાન. ॥ ૪૨૪ ॥

પ્રકૃતિ સુખ અવલંબીને, જગમાં જીવે જીવો સર્વ;
પરમબ્રહ્મ સુખ અનુભવ્યાથી, પુદ્ગલ સુખનો રહે ન ગર્વ. ॥૪૨૫॥

પુદ્ગલ સુખ છે ક્ષણિક તેથી, સુખ થોડું અને દુઃખ અનંત;
પુદ્ગલ માંહી સુખની ભ્રાન્તિ, માની મુંઝે કો નહિ સંત. ॥ ૪૨૬ ॥

પુદ્ગલ સુખનો ભોગ છતાં પણ, જ્ઞાની તેમાં નહિં મુંઝાય;
પુદ્ગલ સુખની પેલી પારે, આત્મિક સુખમાં તે હર્ષાય. ॥ ૪૨૭ ॥

પુદ્ગલ સુખની ઇચ્છા ટળતી, આત્મિક સુખ પામે નિર્ધાર;
પુદ્ગલ સુખની વાસના રહેતી, આત્મિક સુખ પામ્યા વણુ ધાર!!.॥૪૨૮॥

પુદ્ગલ સુખની રહે ન ઇચ્છા, આત્મિક સુખ પ્રગટયાથી જાણુ ! !;
પરમબ્રહ્મ સુખ પામવા માટે, તપ જપ સંયમ કરીલે !! ધ્યાન. ॥૪૨૯॥

પ્રકૃતિ છે અવલંબન યાવત્,–તાવત્ પ્રકૃતિ રહે છે સંગ;
પ્રકૃતિમાંહી નિઃસંગી થૈ,–રહેતાં પ્રગટે આતમરંગ. ॥ ૪૩૦ ॥

પ્રક્ષાલન કર ! ! નિજ દોષોનું, મન તન વાણી દોષ પખાલ !!;
પ્રખ્યાતિ કર !! આત્માની જગ, નામ રૂપના મોહને ટાળ !!. ॥૪૩૧॥

પ્રગતિ કર !! તું પલપલ સાચી, પ્રગતિ પંથે આગળ ચાલ !!;
પ્રગતિ કરવામાં ઉત્સાહી, ઉમંગી નિજ જીવન ગાળ !!. ॥ ૪૩૨ ॥

પ્રગતિ કરો ! તુ યત્નોદ્યમથી, સર્વ જાતિ પ્રગતિ શુભ ધાર !!,
સર્વજાતિના પ્રગતિ વિચારો, મોક્ષાર્થે તે સત્યાચાર ॥ ૪૩૩ ॥

પ્રચાર કર !! તુ ધર્મપથનો, દુર્ગુણ દોષોને દુર્વાર !!,
પ્રચંડ થાજે ધર્માર્થે તુ, પ્રગલ્ભતાને વેગે વાર !! ॥ ૪૩૪ ॥

પ્રજા વિના નહિ રાજા કયારે, પ્રજા વિષે છે ઉન્નતિ તંત્ર,
પ્રજાજ શોભે સ્વાતંત્ર્યે જગ, પ્રજાપતિના ઉન્નત તંત્ર ॥ ૪૩૫ ॥

પ્રજા અને રાજા બેથી જગ, શાંતિ વર્તે છે નિર્ધાર,
પ્રજા અને રાજા જો સદ્‌ગુણી, રાષ્ટ્રોન્નતિ છે ત્યાં નિર્ધાર ॥ ૪૩૬ ॥

પ્રજ્ઞાનો મદ કરો ! નહિ કયારે, પ્રજ્ઞાનો કર !! સદુપયોગ,
પ્રજ્ઞાની વૃદ્ધિ કરવાને, સર્વ જાતના ધરજે યોગ ॥ ૪૩૭ ॥

પ્રણય જગતમાં વિષને અમૃત, પ્રણય થકી છે સુખ ને દુઃખ,
પ્રેમ જો પ્રભુની સાથે લાગે, નિરૂપાધિ પ્રગટે છે સુખ ॥ ૪૩૮ ॥

પ્રણીપાત કરી સદ્‌ગુરૂઓને, વિનયવડે વિદ્યાને શીખ !!,
પડતીના મારગ રોકાશે, કયારે પડે ન માગવી ભીખ ॥ ૪૩૯ ॥

પ્રતિકૃતિ કરો ! સારી જગમાં, પ્રતિકુળ લાગે તેને ટાળ !!,
પંડિતોના પ્રણીત શાસ્ત્રો,-તે પર ધર !! અભ્યાસે વ્હાલ ॥ ૪૪૦ ॥

પ્રતાપ સારો જગમાં વધશે, ટળશે દુઃખકર સહુ સંતાપ,
પુણ્ય પ્રતાપે સુખને શાંતિ, ત્યાગો !! સઘળી જાતના પાપ ॥૪૪૧॥

પ્રેમે કરી પ્રતિજ્ઞા પાળો !!, સર્વ જીવોને દો !! પ્રતિબોધ,
પ્રતિભા ખીલવ !! યોગાભ્યાસે, દુષ્ટવિચારો સર્વે રોધ !! ॥૪૪૨॥

પ્રતિમાપૂજા પ્રેમે થાતી, પ્રેમ છે પ્રતિમા પૂજા હેતુ,
પ્રભુની પ્રતિમા પૂજી ગુણ લો !!, પ્રતિમા પૂજા છે ભવસેતુ ॥ ૪૪૩ ॥

પ્રતીતિ જયારે પ્રભુનો થાતી,-ત્યારે જડપર રહે ન રાગ,
પ્રભુનો અનુભવ પ્રત્યક્ષ થાતા,-રહે ન જડ માયાનો રાગ ॥ ૪૪૪ ॥

પ્રત્યાહારને ધારણાધ્યાને, સમાધિથી આગળ તુ ચાલ !!,
પ્રભુ પ્રાપ્તિના સાધન તે છે,-તે પર ધરજે પ્રેમે વ્હાલ ॥ ૪૪૫ ॥

પ્રત્યાહારાદિક સાધનથી, શુદ્ધાતમ ન્યારો છે જાણ !!,
પૂર્ણ અસંખ્યપ્રદેશી આતમ, જ્ઞાનાનંદી છે ભગવાન. ॥ ૪૪૬ ॥

પ્રદીપ પેઠે પ્રકાશી તે છે, આતમ સ્વપર પ્રકાશી જાણુ !!;
પ્રથમ પ્રભુને અંતરૂમાંહી, સમજી રાખો !! સર્વે સાન. ॥ ૪૪૭ ॥

પ્રતિજ્ઞા પાલન ગ્રંથ રચીને, પ્રકાશ્યું ત્યાંજ પ્રતિજ્ઞા સ્વરૂપ;
પ્રતિજ્ઞા પાલન ગ્રંથ ભણે તે, ટાળે સર્વપ્રકારની ધૂપ. ॥ ૪૪૮॥

પ્રતિષ્ઠા નિજની પૂરી પામો !!, પ્રતિષ્ઠા યોગ્ય કરો !! શુભકાજ;
પ્રતિષ્ઠાવણુ કિંમત નહીં જગમાં, પ્રતિષ્ઠાયોગે છે સામ્રાજ્ય. ॥૪૪૯॥

પૂર્ણપ્રતિષ્ઠા આસ કરો !! સહુ, જ્ઞાનાનંદ સ્વરૂપી જેહ;
પ્રતિષ્ઠા રક્ષણ માટે સ્વાર્પણ,-કરવું એછે ગુણગણગેહ. ॥ ૪૫૦ ॥

પ્રબળપણું પ્રગટાવો !! નિજમાં, પ્રબળપણાથી મળતી સહાય;
પ્રબળપણામાં સર્વે શક્તિ, પ્રબળપણે રક્ષાતો ન્યાય. ॥ ૪૫૧ ॥

પ્રબોધ પ્રગટાવો !! અંતરૂમાં, પ્રબોધથી સિદ્ધિ સહુ થાય;
પ્રબોધ પ્રગટે એવા સર્વે,-ગુરૂગમથી સહુ લ્યો !! ઉપાય. ॥ ૪૫૨ ॥

પ્રભાત તે અંતરૂ છે અનુભવ, પ્રભુના સાક્ષાત્કારનું ભાન;
પ્રભાત પ્રગટાવો !! અંતરૂમાં,-જેથી પ્રગટે કેવલજ્ઞાન. ॥ ૪૫૩ ॥

પ્રભાત પહોરમાં પ્રભુ ભજીલો !!, પ્રગટાવો!! સ્વોન્નતિ પ્રભાત;
પ્રભાતકાળે શક્તિ સ્ફુરાવી, અંતરૂમાં થાશો!! રળિયાત. ॥૪૫૪॥

પ્રભુનું સ્મરણ કરીલે !! પલપલ, પ્રભુમાં પૂરણ ધર!! વિશ્વાસ;
પ્રભુમાં રહીને પ્રભુમય જીવને, જીવવું એ આદર્શ છે ખાસ. ॥૪૫૫॥

પ્રભુવિના નહીં અન્યની ઇચ્છા, ઉત્તમ ભક્તો ઇચ્છે એમ;
પ્રભુની પ્રાપ્તિ માટે જગમાં, સેવાભક્તિ ધર્મને નેમ. ॥ ૪૫૬ ॥

પ્રભુ અંતરૂમાં પ્રગટ સદા છે, ધ્યાનસમાધિ ભાવે દેખ!!;
પ્રભુને પ્રભુ સ્વરૂપે દેખી, જડની માયા સર્વે ઉવેખ!!. ॥ ૪૫૭ ॥

પ્રભુમાં પૂરણ શ્રદ્ધા પ્રીતિ,-ધરીને ફરજો સર્વે બજાવ!!;
પ્રભુ ભૂલ્યો તો ભૂલ્યો સઘળું, પ્રભુ ભજ્યામાં સુરતા લાવ્ય!!. ॥૪૫૮॥

પ્રભુ ઘટમાં તો સહુ છે પાસે, પ્રભુ પાસે તો સૌ છે પાસ;
પ્રભુ દૂરેતો દૂરે સહુ છે, પ્રભુભજીલે !! શ્વાસોશ્વાસ ॥ ૪૫૯ ॥

પ્રભુ અસંખ્યપ્રદેશી આતમ, અકળકળાવંત નહીં કળાય;
પ્રભુ છે જ્ઞાનાનંદ સ્વરૂપી, અલખ અગોચર જ્ઞાતા થાય. ॥ ૪૬૦ ॥

પ્રભુ છે પુદ્ગલભાવથી ન્યારો, સાપેક્ષાએ રૂપારૂપ,
પ્રભુને જાણે પ્રગટ પ્રભુ તે, નેતિ જાણીથા !! મન ચૂપ ॥ ૪૬૧ ॥

પ્રભુનો મહિમા નહીં કળાતો, પ્રભુ મહિમા છે અપર પાર,
પ્રગટ પ્રભુ આતમ કરવાને, તત્ત્વમસિ ઉપયોગને ધાર !! ॥૪૬૨॥

પ્રભુપદ પામે વીતરાગી જેમ, પ્રભુપદ પામે સંત ફકીર,
પ્રભુપદ પામે જૈનો જ્ઞાને, અંતર્ પ્રગટાવે મહાવીર ॥૪૬૩॥

પ્રમત્તદશાને દૂર નિવારી, ઉપયોગે સહુ કર !! કર્તવ્ય,
પ્રમત્તતા તે મૃત્યુ જાણો !!, સર્વપ્રકારે પરિહર્તવ્ય ॥૪૬૪॥

પ્રમાદી થા !! નહીં ક્યારે આતમ, વાર !! તુ પ્રગટતો સહુ પ્રમાદ,
પ્રમાણુ તર્કની માથાકૂટી, ધરીને કર !! નહિ શુષ્ક વિવાદ ॥૪૬૫॥

પ્રમાણુ સાચા સર્વે જાણો !!, સત્ય પ્રમાણે તત્ત્વ વિચાર !!,
પ્રભા વિકાશો !! અંતરૂમાંહી, પ્રભારૂપ નિજ આત્મને ધાર !! ॥૪૬૬॥

પૂર્ણ પ્રમાણિક બનીને આતમ, મનુષ્યભવનુ જીવન ગાળ !!,
પ્રમાણિક જીંદગી કર !! તારી, પ્રગટ પ્રભુનો થાશે ખ્યાલ ॥૪૬૭॥

પ્રયત્ન કરીને કર !! કર્તવ્યો, સ્વોન્નતિ માટે કર !! પ્રયાણ,
પ્રયાણ કરીને જીવન યાત્રા,-કરવાનુ ધારો !! શુભ જ્ઞાન ॥૪૬૮॥

પ્રવાસ તારો જ્ઞાનાનંદી,-જીવન માટે જગમા જાણુ !!,
પ્રયોગ સઘળા પરંપરા એ, મોક્ષાર્થે મળીયા છે માન !! ॥૪૬૯॥

પ્રવીણ થા !! તુ કર્તવ્યોમા, પ્રયોજનોનો સાર વિચાર !!,
પ્રવૃત્તિ કર !! ધર્માર્થે તુ, પ્રવચન સાર સુજ્ઞાનને ધાર !! ॥૪૭૦॥

પ્રવેશ કરીને ગુરૂના દિલમા, સમાધિમાહી કરી પ્રવેશ,
પ્રવેશ કરીને પ્રભુપદમાહી, સર્વપ્રકારના ટાળો !! ક્લેશ ॥૪૭૧॥

પ્રવેશ યોગ્ય ઘટે તે સારો, દુષ્ટપ્રવેશો દૂર નિવાર !!,
પ્રશસ્તિ પોતાની કર !! સારી, પ્રશંસા વાસના કર !! પરિહાર ॥૪૭૨॥

પ્રસંગ પડે પરખાતા લોકો, સારા ખોટા દુષ્ટને મિત્ર,
પ્રસંગ પડે મિત્રો પરખાતા, પ્રસંગ પડે પરખાતુ ચિત્ત ॥૪૭૩॥

પ્રસંગ પડ્યાવણુ થાય ન કિંમત, પ્રસંગ પડવાથી સત્યપ્રકાશ,
પ્રસંગ પામી આગળ વધવુ, ધરીને મનમાહી-ઉલ્લાસ ॥૪૭૪॥

પ્રસાદ તે દેવગુરૂ કૃપા છે, પ્રસાદથી શુભ સ્વોન્નતિ થાય;
પ્રસાદ પામી પ્રભુપદ વરવું, પ્રસન્ન કરતાં પ્રસાદ થાય. ॥૪૭૫॥

પ્રસિદ્ધ થાતો વિશ્વમાં આતમ, યોગી જ્ઞાની જગ હિતકાર;
પ્રસિદ્ધ થાતા જિન વીતરાગો, દયાવંત જે નરને નાર. ॥૪૭૬॥

પ્રેમે ધર્મ પ્રસારો !! જગમાં, સદ્‌ગુણરૂપ શુભ ધર્મ પ્રસાર !!;
પ્રચાર કર !! તું જૈનધર્મનો, પ્રસાર કર !! સાત્વિક આચાર. ॥૪૭૭.।

પ્રસ્તાવો સઘળાજ તપાસી, આત્મશુદ્ધિકર ધર !! પ્રસ્તાવ;
પ્રસ્તાવો સારા સ્વોન્નતિકર,-તેમાંહી નિજ ચિત્ત લગાવ !!. ॥૪૭૮॥

પ્રાગટ્ય અંતરમાં પ્રભુનું, જ્ઞાનાનંદ સ્વરૂપ છે જાણ !!;
પ્રગટપણે વેદીલે !! તેને,-તેથી તું થાશે ભગવાન્. ॥ ૪૭૯ ॥

પ્રાચીનને અર્વાચીનમાં જે,-સારૂં તેનો આદર ધાર !!;
પ્રાચીનને અર્વાચીનમાં જે,-સાચું તેનો ધરજે પ્યાર. ॥ ૪૮૦ ॥

પુરાતત્વનો જ્ઞાની થાજે, પ્રાચીન તત્વનું કરજે જ્ઞાન;
પ્રાચીન ઈતિહાસોને જાણો !!, સાચી શોધ પ્રભુની માન !!. ॥૪૮૧॥

પ્રાજ્ઞ બનીને સદ્‌ગુણ વરજે, સદ્વર્તનને ઘટ પ્રગટાવ !!;
પ્રાજ્ઞપણામાં ગર્વદશા નહિ,-એવી પ્રાજ્ઞદશા મન લાવ્ય !!. ॥૪૮૨॥

પ્રાણને પોષો !! પ્રામાણિકથી, પ્રાણાયામ કરો !! નરનાર;
પ્રાણાયામથી શરીર પુષ્ટિ,-થાશે સમજો !! મન નિર્ધાર. ॥ ૪૮૩ ॥

પ્રાણાયામથી પ્રાણની પુષ્ટિ, મનની નબળાઇ દૂર જાય;
પ્રાણાયામ કર્યાથી માનવ, પ્રત્યાહારને યોગ્ય ગણાય. ॥ ૪૮૪ ॥

પ્રાણાયામ કરો !! નરનારી, શરીર વીર્યના રક્ષણ હેત;
પ્રાણાયામથી શકિત વધશે,-એવા જ્ઞાનીના સંકેત. ॥ ૪૮૫ ॥

પ્રાપ્તિ કર !! તું સ્વાધિકારે, સર્વગુણોની ધરીને પ્રેમ;
પ્રબળપણું પ્રગટાવી યત્ને,-પામો !! સાચો યોગને ક્ષેમ. ॥૪૮૬॥

પ્રાયશ્ચિત્ત કરીને આતમ !!, મન વચ કાયની સિદ્ધિ ધાર !!;
પ્રાયશ્ચિત્તથી મનની શુદ્ધિ થાતી,-એવો છે સાચો નિર્ધાર !!. ૪૮૭

પ્રારબ્ધ વેદજે સમભાવે તું,-તેથી આતમ શુદ્ધિ થાય;
પ્રારબ્ધ કર્મોમાં આતમ !!, સમભાવે રહે તો શિવ પાય. ॥ ૪૮૮ ॥

પ્રાર્થના કર ! ! તુ પ્રભુની ભાવે, પ્રભાતમાહી પ્રાર્થના ધાર ! !,
પ્રાર્થના કર !! તુ ભકિત ઉમળકે, પ્રભુની સાથે એકતા ધાર !! ॥૪૮૯॥
પ્રાર્થના કર ! ! તુ નિજ મનમાહી,-આવ્યા વિચારથી ધરી પ્રેમ,
પ્રાર્થના હૃદયનુ ભકિત ઝરણુ,-તેથી વધશે યોગ ને ક્ષેમ ॥૪૯૦॥
પ્રેરક થા ! ! તુ નિજનો નિજથી, આત્મગુણોમા નિજને પ્રેર !!,
પ્રેરક થા !! તુ પ્રભુપદ લેવા, પ્રેરણા જ્ઞાનની સુખમય લેર ॥૪૯૧॥
પ્રેરણા ઝીલજે અતર્ પ્રગટી, પરાજ્ઞાનની પ્રેરણા ધાર ! !,
પરાભકિત સેવાની પ્રેરણા,-સમજી કરજે વિશ્વોદ્ધાર ॥ ૪૯૨ ॥
પરા ભકિતમા પ્રભુજી ભાસે, પરા જ્ઞાનમા પ્રભુ હજૂર,
પરા પશ્યતી રહસ્ય જાણી, થવુ ન કયારે પ્રભુથી દૂર ॥ ૨૯૩ ॥
પરા પશ્યતી મધ્યમા વૈખરી, ચારનુ રહસ્ય સમ્યગ્ જાણ ! !,
પરા વિચારો તે પૈગામા, પ્રેરિત પ્રભુના ગીત તે માન !! ॥૪૯૪॥
પરા પશ્યતીમાહી પ્રગટે, ધ્યાન સમાધિયે જે સત્ય,
પ્રભુની પ્રેરણા વેદ તે જાણો ! !, સત્ય પૈગામાનુ એ કૃત્ય ॥૪૯૫॥
પરબ્રહ્મ શુદ્ધાતમ જ્ઞાને, નિર્વિકલ્પ દશાએ જેહ,
પરામા પ્રગટે સત્ય વિચારો, પ્રભુ ઉપદેશો જાણો !! એહ ॥૪૯૬॥
પરા પશ્યતીમા જે ઉતર્યો, ધ્યાન સમાધિથી જે ભવ્ય,
પ્રેરણા પામ્યો પ્રભુની સાચી, જાણે તે સમ્યક્ કર્તવ્ય ॥૪૯૭॥
પરા પશ્યતીમા જે ઉતર્યો, રાગને રોષ હણીને જેહ,
પિંડમા આતમ શુદ્ધ કરે તે,-જિન અર્હતપદ પામે તેહ ॥ ૯૮॥
પરા પશ્યતી પેલી પારે, પરાજ્ઞાનની પેલી પાર,
પ્રભુ મહાવીર છે કેવલજ્ઞાની, સમજાવે સાચુ જયકાર. ॥૪૯૯॥
પરાજ્ઞાનની પેલી પારે, અતરૂમા છે કેવલજ્ઞાન,
પરબ્રહ્મ આતમ પ્રગટાવો ! !,-એથી સ્વય થશો ભગવાન્ ॥૫૦૦॥
પ્રમદા વનમા મોહ ન પામે, પ્રમદા દેખી ચહે ન કામ,
પ્રમદામા નિષ્કામી રહે તે,-જીવતો સાચો મુનિ રામ ॥૫૦૧॥
પ્રમોદ ભાવના દિલમા ધારી, સર્વજીવોના ગુણ લેનાર,
પ્રભુપદ પામવા યોગ્ય બને છે, સર્વજીવોપર પ્રભુસમ પ્યાર ॥૫૦૨॥

પ્રમોદ ભાવના જેણે ધારી, સમકિત પામ્યો નિશ્ચયે જાણુ !!,
પ્રમોદ ભાવે શ્વાન દંતને, શંસ્યા કૃષ્ણે શાસ્ત્ર પ્રમાણ. ॥૫૦૩॥

પ્રમોદ ભાવે ગુણ સહુ ખીલે, અન્યના દોષો નહિં ગ્રહાય;
પરની નિંદા દોષ ટળે છે, આતમ શિવપુર પંથે જાય. ॥૫૦૪॥

પલપલ પ્રભુનું ભજન કરીલે !!, ભજન કરીલે !! શ્વાસોચ્છ્વાસ;
પલક પછીની ખબર પડે નહિં, તજીદે !! પરપુદ્ગલ વિશ્વાસ. ॥૫૦૫॥

પલપલ ધર્મ કરીલે !! સાચો, પલપલ આતમ !! ભાવે જાગ !!;
પલમાં અણધાર્યું સહુ થાતું, પ્રભુ ઉપર કર !! સાચો રાગ. ॥૫૦૬॥

પાગલ થા !! તું પ્રભુને માટે, દુનિયા સાથે ડહાપણ ધાર !!;
પ્રભુના પાગલ ભક્તો મોટા, અવધૂતો મસ્તો નિર્ધાર. ॥૫૦૭॥

પાજીથા !! નહિં કંજુસ થઈને, પાજી થા !! નહિં ધરી પ્રમાદ;
પાજીપણાની વૃત્તિયોને,-છોડી દે !! તું ખોટા વાદ. ॥૫૦૮॥

પરાણે પ્રેમ થતો નહિં કોઈથી, પરાણે કોઈ થાય ન મિત્ર;
પરાણે તાણી તોષી કરવું,-તેમાં નહિં કોઈ રસની રિત. ॥૫૦૯॥

પાપ પંકમાં પગ નહિં મૂકો !!, પરનારીમાં ધર !! નહિં રાગ;
પરધનને પત્થર સમ ગણજે, પ્રભુપદ મળશે નિશ્ચય જાગ !!. ॥૫૧૦॥

પડાઈ લે !! નહિં કોનું દ્વેષે, વૈરે પરના લે !! નહિં પ્રાણ;
પરજીવોનું ભલું કરવામાં,-ટાળી દે !! મનથી શયતાન. ॥ ૫૧૧ ॥

પરજીવોને દુઃખ ન દેજે, પરના હિતમાં નિજહિત માન !!;
પરનું ભલું કરવામાં આતમ !!,-હોમી દે !! નિજતનમન પ્રાણ. ॥૫૧૨॥

પુંઠની પાછળ શત્રુની પણ, નિંદા કરજે નહિં તલભાર;
પોતાની પણ ભૂલ હોય તો,-સમજી તેનો કર !! પરિહાર. ॥ ૫૧૩ ॥

પરના પેટને ઠારજે પ્રેમે, પરનાં હૈયાં નહિં સંતાપ !!;
પરનાં દીલડાં નહિં દુભવજે, મનથી પણ નહિં કરજે પાપ. ॥૫૧૪॥

પટેલાઈ જૂઠી કરવાની,-છંડી દઈ નિજગુણને ધાર !!;
પરની પંચાતે ડાહ્યો થઈ,-પાપવિશે નહિં આયો હાર!!. ॥૫૧૫॥

પુણ્ય થકી માનવભવ પામ્યો,-તેને એળે લેશ ન હાર !!;
પ્રમાદ કર!! નહિં પામર!! ચેતન!!, ભૂલ્યો તો ભટકીશ બહુવાર. ॥૫૧૬॥

પ્રમાદ આઠ પ્રકારના ત્યાગો !!, ધરીને આતમનો ઉપયોગ,
પ્રમાદથી છે પામરતા બહુ, પ્રમાદસમ બીજો નહિં રોગ ॥૫૧૭॥

પ્રમાદસમ શત્રુ નહિ કોઈ, પ્રમાદથી બહુ પડતી થાય;
પ્રમાદ પ્રકટ્યો જ્ઞાની જાણે, મૂઢજનોને નહિ સમજાય ॥ ૫૧૮ ॥

પ્રમાદ ત્યાગે તે ચારિત્રી, અણુપ્રમાદી મુક્તિ પાય,
પ્રમાદ જેને વ્હાલો લાગે, દુર્ગતિમાંહી તે ભટકાય ॥ ૫૧૯ ॥

પ્રમાદી જીવન ઝેરના જેવુ, પ્રમાદી જીવન છે અંધકાર,
પ્રમાદી જીવન દારૂ જેવુ,-સમજી પ્રમાદ કર !! પરિહાર ॥ ૫૨૦ ॥

પ્રમાદી થા !! નહિ પલપણ મોહે, અણુપ્રમાદે જીવનગાળ !!,
પ્રભુને પામવા માટે નક્કી,-એવુ જીવન છે જયકાર ॥ ૫૨૧ ॥

પ્રભુને પામે પૂરા સંતો, થાય ન દુનિયા માંહી અંધ,
પ્રમાદ કરીને બંધાતા નહિ, નર્વ મ બંધે તેહ અબંધ ॥ ૫૨૨ ॥

પડતી મૂકો !! જૂઠી વાતો, પડતા મૂકો !! દુષ્ટ વિચાર,
પડતાને પાટુ નહિ મારો !!, પડતાનુ નહિ બૂરૂ ધાર !! ॥૫૨૩॥

પડતી ચડતી સહુની આવે, પડતી ચડતીના ફેર અનંત,
પડતાઓને સહાય કરીલે !!,-સમજી વર્તે તેઓ સંત ॥ ૫૨૪ ॥

પડતીમા પાપોદય ભારી, પોતાનુ પણ પારકું થાય;
પોતાના પણ સ્હામા થાવે, દુઃખે પાડે ચેતન કાય ॥ ૫૨૫ ॥

પડતીમા ભગવાન્ છે બેલી, પ્રભુ ભજન કર !! તું તે સત્ય,
પડતી કારણ પૂરો !! ન પાપો,-સમજી તજી દે !! પાપના કૃત્ય ॥૫૨૬॥

પાછો પડ !! નહિ પ્રભુ ભજનમા, પડતી થાતા પણ નિર્ધાર;
પડતીમા પણ પ્રભુ ભજ્યાથી, આતમ સુખ શાંતિ જયકાર ॥૫૨૭॥

પડતાઓનુ ઓઠું લઈને,-દુર્ગુણમાંહી ન પડવુ મૂક !!,
પડતાઓનુ ઓઠું લઈને-શ્રેષ્ઠ થવાનો માર્ગ ન ચૂક !! ॥૫૨૮॥

પડતાઓનુ ઓઠું લઈને, પાપાચાર વિચાર ન ધાર !!,
પડતાઓને સહાય આપી, સુખી કરજે ધરીને પ્યાર ॥ ૫૨૯ ॥

પતિતજનોપર પ્રેમને ધરજે, પતિતજનોપર ધર !! નહિ દ્વેષ;
પતિતજનોને ધિક્કારો !! નહિ, કરૂણા ભાવના ધારો !! બેશ ૫૩૦

પતિત જનોની સેવા કરજે, દુઃખીઓનો કર ! ! ઉદ્ધાર;
પતિત થાતાં કર્મોદયથી,-જાણી કરૂણા ભાવ વિચાર ! !. ॥ ૫૩૧ ॥

પતિત થવાનાં કારણ છંડો !!, પતિત થવાના પંથો ત્યાગ !!;
પતિત જનોને ઉદ્ધરવાને,-ઉપકારી થૈને કર ! ! રાગ. ॥ ૫૩૨ ॥

પાછળ પડ !! નહિં મોહ પ્રમાદે, આગળ જાવા સ્વાર્પણ ધાર ! !;
પાછળ પડતાં પસ્તાવાનું,-સમજી આગળ જા ! ! નિર્ધાર. ॥૫૩૩॥

પાછળ પડ !! નહિં કોની કયારે, પાછળ પડતાં રહે ન લાજ;
પાછળ પડવું છોડી દઇને,-પોતાનું રક્ષો ! ! સામ્રાજય. ॥ ૫૩૪ ॥

પડવું થાતું ભૂલ પ્રમાદે, પડે નહિં તે આગળ જાય;
પુણ્ય પાપના હેતુ વિચારી, પુણ્ય કરે તે સદ્ગતિ પાય. ॥ ૫૩૫ ॥

પડતું મૂક !! ન જાણી જોઇ, પડતીના હેતુ સહુ ત્યાગ ! !;
પાપીઓની પણ કર ! ! શુદ્ધિ, અંતરૂમાં જો પ્રભુનો રાગ. ॥૫૩૬॥

પહેલાં પોતે શુદ્ધ બને તો,-બીજાઓની શુદ્ધિ થાય;
પહેલી કર ! ! પોતાની શુદ્ધિ,-જેથી થાતી અન્યને સ્હાય. ॥૫૩૭॥

પિંડ સુધારે જે જન પહેલાં, તે બ્રહ્માંડ સુધારે જાણ ! !;
પિંડની શુદ્ધિ કરવા માટે,-હોમી દે !! તું તન મન પ્રાણ. ॥૫૩૮॥

પ્રથમ પ્રમુખપદ વરવા માટે,-કરજે મન વચ કાયા શુદ્ધિ;
પ્રગટ પ્રભુ સંતોની સેવા,-કરજે ધરજે નિર્મળ બુદ્ધિ. ॥ ૫૩૯ ॥

પ્રથમ પ્રભુપદ વરવા માટે,-સર્વજીવોપર કર ! ! ઉપકાર;
પરોપકારી પહેલો થા ! ! તું,-તેથી પ્રભુપદ છે તૈયાર. ॥ ૫૪૦ ॥

પોતાનું હિત કરીને પહેલાં,-અન્યલોકના હિતને ધાર ! !;
પહેલી અવસ્થા એવી સાચી, પ્રભુપદ વરવા છે નિર્ધાર. ॥ ૫૪૧ ॥

પંડિત જન તે જાણી વર્ત્તે, સુખ દુઃખમાંહી ધરે સમભાવ;
પલક ન ભૂલે પ્રભુને દીલથી, ખેલે નટ નાગરના દાવ. ॥ ૫૪૨ ॥

પ્રજ્ઞાનો મદ કર !! નહિં કયારે, વિદ્યાગર્વથી લાભ ન થાય;
પ્રજ્ઞામદ કરવાથી સાચું, કેવળજ્ઞાન નહિં પ્રગટાય. ॥ ૫૪૩ ॥

પ્રજ્ઞામદ કરવાથી હાનિ, ખીલે નહિં સાચું ચારિત્ર;
પ્રજ્ઞામદ ત્યાગીને આતમ !!, થાજે પોતે શુદ્ધ પવિત્ર. ॥ ૫૪૪ ॥

પડછાયા સમ જગની માયા, વિદ્યા તન ધન સત્તા જાણુ !!,
પડછાયા સમ પુદ્ગલ સુખડા,-તેમા સુ ઍ નહિ કલ્યાણુ ॥ ૫૪૫ ॥

પડછાયા સમ લક્ષ્મી સત્તા,-તેની પાછળ પડ!! નહિ ભવ્ય !!;
પડછાયાની પાછળ પડતા, ભૂલીશ પ્રભુપદનુ કર્તવ્ય ॥ ૫૪૬ ॥

પનોતિ તે પાપોદય ભારી, દુ ખની વેળા જેથી થાય;
પનોતિ તે નિજ પાપ કરેલા,-સમય પામી જે પ્રગટાય ॥૫૪૭॥

પનોતિ તે કુમતિ કુસ ગત, પનોતિ તે દુર્ગુણ વ્યભિચાર,
પનોતિ તે દુર્ગુણ દુર્વ્યસનો,-સમજી દૂર કરો !! નરનાર ॥૫૪૮॥

પનોતિ તે કુમિત્રની સોબત, પોતાના દોષો જે ભૂલ !!;
પનોતિ ટાળવી સત્કૃત્યોથી, પનોતિના વ્હેમે નહિ ઝૂર !! ॥૫૪૯॥

પુછી લે !! ગુરૂઓને સાચુ, જ્ઞાનીઓને સાચુ પુછ !!,
પ્રત્યુત્તરથી કરી ખુલાસો, પકડીશ નહિ પછી ગદ્ધાપુચ્છ ॥૫૫૦॥

પોતાનામા ગુણ ને અવગુણ, કયા કયા છે તેહ વિચાર !!,
પોતાની ભૂલોને પોતે,-દેખી તેનો કર !! પરિહાર ॥ ૫૫૧ ॥

પોતાનુ સારૂ જે કરવુ,-તે તો છે પોતાના હાથ;
પોતાનુ તુ કરી લે !! પોતે, પરાશ્રયી થાતા દુ ખ સાથ. ॥ ૫૫૨ ॥

પોતાની પ્રગતિના માર્ગો, પોતે તેનો કર !! નિર્ધાર,
પોતાના સમ બળ નહિ કોઇ, કરી નિશ્ચયને ધર !! વ્યવહાર ॥૫૫૩॥

પોતાને પોતે ઉદ્ધારો !!, પોતાને પોતે તુ તાર !!,
પોતાના પગ ઉપર રહીને,-ચલાવ !! પોતે સહુ વ્યવહાર ॥૫૫૪॥

પોતાના માટે દુનિયાના,-અભિપ્રાયો જે હોય હજાર;
પણ તેમા તુ સુ ઝાયાવણુ,-કર્તવ્યો કર !! સ્વાધિકાર ॥ ૫૫૫ ॥

પોતાનો નિશ્ચય તે સાચો,-તેમા શકિત બળ પ્રગટાય,
પરના નિશ્ચયમાહી બળ નહીં, સ્વનિશ્ચયમા બળ સુખદાય ॥૫૫૬॥

પોતે પોતાનો વિશ્વાસી,-થઇને આતમ !! આગળ ચાલ !!,
પોતે જેવુ કરીશ તેવુ,-પામીશ એવો ધર !! મન ખ્યાલ ॥૫૫૭॥

પિંડે તે બ્રહ્માંડે છે સત્ય, પિંડ વિષે પ્રભુને પ્રગટાવ !!;
પિંડમા આતમ તે પરમાતમ,-સમજી ધ્યાન સમાધિ લગાવ !! ॥૫૫૮॥

પદ્માસન આદિ સહુ આસન, સિદ્ધ કરી કર !! પ્રાણાયામ,
પ્રત્યાહારને ધારણા ધ્યાતાં, ધ્યાન સમાધિ સિદ્ધિ ઠામ. ॥ ૫૫૯ ॥

પરિષહ પ્રગટ્યા સર્વ સહીને, સમતાભાવે ધર !! ચારિત્ર;
પાપોદયથી પરિષહ પ્રગટે, આતમ છે તેથી અતિરિક્ત. ॥ ૫૬૦ ॥

પવિત્ર રહેજે મન વચ કાયથી, સંબંધીઓને કરો !! પવિત્ર;
પવિત્ર મનમાં પ્રભુજી પ્રગટે,-એવી અનાદિ કૃત કુલરીત. ॥ ૫૬૧ ॥

પડાવી લે !! ના અન્યના ધનને, અન્યને ખાડામાંહી ન પાડ !!;
પડવાના હેતુ સહુ ત્યાગો !!, પંથ ચલંતાં ત્યજ !! વઢવાડ. ॥ ૫૬૨ ॥

પરની સાથે સદા પ્રમાણિક, પ્રથમથી નિજ જીવન ગાળ ! !;
પરના સારામાં નિજ સારૂં,-સમજી પ્રભુથી કરજે વ્હાલ. ॥ ૫૬૩ ॥

પ્રાણાન્તે ત્યજ !! નહીં સદ્વર્તન, પ્રાણાન્તે પણ ત્યજ !! નહીં ધર્મ;
પ્રાણાંતે પણ પાપ કરીશ નહીં, પ્રાણાંતે પણ કર!! શુભ કર્મ. ॥ ૫૬૪ ॥

પર્વાદિકમાં આનંદી થઇ, નિર્દોષે નિજ જીવન ગાળ !!;
પંચાતોમાં માર !! ન માથું, પંચાતે છે જૂઠો ખ્યાલ. ॥ ૫૬૫ ॥

પવિત્ર થઇને જગમાં રહેવું, મન વાણીને ધાર !! પવિત્ર;
પવિત્ર પાસે સદા પ્રભુ છે, રૂડાં તેનાં સદા ચરિત્ર. ॥ ૫૬૬ ॥

પવિત્ર રહેવા પલપલ પ્રભુને, પૂર્ણ પ્રેમથી દીલ સંભાળ ! !;
પૂરાઓની સંગત કરતાં,-પ્રગટે દીલમાં પવિત્ર ખ્યાલ. ॥ ૫૬૭ ॥

પદ્મપ્રભુને પાર્શ્વનાથજીન, ભજીને આતમ !! કર !! દિનરાજ;
પાર્શ્વ પ્રભુ ઉપયોગે પાસે, આત્મદૃષ્ટિથી ઘટમાં રાજ્ય. ॥ ૫૬૮ ॥

**પૂજાસંગ્રહ** ગ્રંથ રચીને, પ્રભુ પૂજાનું કથ્યું સ્વરૂપ;
**પૂજાસંગ્રહ**ને વાંચી ભણ્યો !!, ટાળો !! મિથ્યા મોહની ધૂપ. ॥૫૬૯॥

પલપલ આતમ !! પ્રભુને જગાવો !!,-ધારી આતમનો ઉપયોગ;
પ્રવૃત્તિ કર !! સહુ સાક્ષી થઇને,-યોગ છતાં પણ રહી અયોગ.॥૫૭૦॥

પ્રકાશ કરજે જગની આગળ, સાચું લાગે તે હિતકાર;
પ્રકાશ સાચો જગને દેવો, અંધકારને દૂર નિવાર !!. ॥ ૫૭૧ ॥

પ્રગટાવો !! પ્રગતિના પંથો, પ્રગતિ પંથે આગળ ચાલ ! !;
પ્રકર્ષ તેથી આતમ ત્હારો,-થાશે એવો નિશ્ચય ધાર !!. ॥ ૫૭૨ ॥

પરમાનંદ સ્વરૂપ છે ત્હારૂં, ત્હારામાં છે મંગળમાલ,
પ્રેમ પ્રતીત પ્રગટાવો !! તે, તુજ અનંત ઋદ્ધિ વિશાલ ॥ ૫૭૩ ॥

## ( फ )

ફફ્ફા ફુલણુ થઈ નહીં ફુલે !!, ફજેતીકારક છંડો !! દોષ,
ફોગટ જડમાં સુખની બુદ્ધિ, તજશો ધરશો મન સંતોષ ॥ ૧ ॥

ફાતડા સરખા બનો !! ન બન્શુ, ફોલી ખાશો નહીં પરવિત્ત,
ફફ્ફાનું ભણતર એ ભણશો,-તેથી થાશે વિશ્વ પવિત્ર ॥ ૨ ॥

ફાગણુ માસના હોળી રાજા,-સરખા થશો ન મોહે લેશ,
ફાવડી સરખી વદો !! ન વાણી, ફરજ અદા કરો !! રહી નિર્દોષ ॥ ૩ ॥

ફંદા માયાના લખ કોટિ, ફસાઓ !! નહીં તેમાંહી લગાર,
ફકીર થાશો ફીકર તજીને, જૂઠો ગણ્યો !! સઘળો સંસાર ॥ ૪ ॥

ફાકી ભરશો અનુભવ જ્ઞાનની, ફાંકો ધરો !! ન ગુણનો કોઈ,
ગુણધર્મોથી આતમ ફાલો !!, ઉપયોગે રહો !! આતમ જોઈ ॥ ૫ ॥

ફાવે તે કરશો શુભ કાર્યો,-કરો !! નહીં કયારે બદફેલ,
ફાંદ વધારો !! નહીં આલસથી, ફુલમમાં થઈ કરો !! ન સહેલ ॥ ૬ ॥

ફળની આશા રાખ્યાવણુ મહુ, સ્વાધિકારે કરશો કાજ,
ફરજંદો પોતાના કેળવો !!, સ્વાતંત્ર્યે નિજ કરશો રાજ્ય ॥ ૭ ॥

ફકીરોને સંતોષી રાખો !!, ફકીરોની લેશો નહિ હાય
ફકીર ગરીબ હાય શાપથી, વંશ કુલનો નાશજ થાય ॥ ૮ ॥

ફકીરીમાંહી સુખ છે સાચું, અમીરીમાં સુખ નહીં તેવું,
ફીકર વિના સુખ મસ્તી પ્રગટે, ફકીરી માંહી ફરતા રહેવું ॥ ૯ ॥

ફીકર તજે જે સર્વજાતની, સર્વ વિકલ્પરહિત થઈ જાય;
ફકીર ખરો તે પગ પારનો, પ્રભુનો સત્ય અનુભવ થાય ॥ ૧૦ ॥

ફીકર વિના જે કરે કર્તવ્યો, ચિંતા શોક રહિત થઈ જાય,
ફીકર વિનાનો આતમ બળિયો, જગમાં અનંત શક્તિ પાય ॥ ૧૧ ॥

ફીકર તજીને કર !! કર્તવ્યો, પ્રભુ ધરીને દિલ વિશ્વાસ,
ફક્કડ થઈને જગમાં ફરવું, રહેવું નહિ લગમાત્ર ઉદાસ ॥ ૧૨ ॥

ફીકર કર્યાથી મન તન હાનિ, ફીકર કર્યાથી કાર્ય ન થાય;
ફીકરની ફાકી ભરે ફકીર તે, કર્મયોગે થઇ જ્ઞાની સુહાય. ॥ ૧૩ ॥
ફીકર વિનાનો માનવ બળિયો, મરણભીતિ જેને નહિં હોય;
ફીકર વસે ત્યાં ફકીરાઇની, ફીકર ટાળતાં પ્રભુતા જોય. ॥ ૧૪ ॥
ફક્કડ થઇને તુ જગમાં ફરજે, રાગ રોષને કરીને દૂર;
ફજેત થા!! નહિં દુનિયામાંહી, નિજમાં આનંદનું છે પૂર.॥ ૧૫ ॥
ફજેતી મોહ વિના નહિં બીજી, મોહથી આતમ !! થાય ફજેત;
ફજેતી નહિં પ્રભુમાં જો મનડું,-સમજી જ્ઞાની શુભ સંકેત. ॥ ૧૬ ॥
ફટકા પડતા દુઃખના સહુને,-તેથી સર્વે પામે શીખ;
ફટકા સહુને શિક્ષાદાતા, ફટકાવણ પામે સહુ ભીખ. ॥ ૧૭ ॥
ફટકા ઠોકર વાગે ત્યારે,-મનમાં પ્રગટે છે શુભ સાન;
ફટકા ઠોકર સહુને વાગે,-સમજે નહિં તે છે નાદાન. ॥ ૧૮ ॥
ફરજ બજાવો !! આતમ નિજની, ફરજ બજાવે સિદ્ધિ થાય;
ફરજ વિનાનું માણસ નબળું, સાધ્ય વિના જ્યાં ત્યાં ભટકાય. ॥ ૧૯ ॥
ફરજ બજાવે શક્તિ પ્રગટે, ફરજ બજાવે છે આનંદ;
ફરજ બજાવ્યા વિના ફજેતી, બળિયો પણ જગ થાતો મંદ. ॥૨૦॥
ફરજ જે સ્વાધિકારે ધર્મ તે, ફરજ બજાવે શાંતિ થાય;
ફરજને ચૂકે નિર્બળ આતમ !!, સબળો ફરજ બજાવી જાય. ॥૨૧॥
ફરજ જે આવશ્યક તે કરવી, ફરજ થકી જન મુક્તિ પાય;
ફરજને નિષ્કામે જે બજાવે, જગમાં સહુથી શ્રેષ્ઠ ગણાય. ॥ ૨૨ ॥
ફરજ બજાવો !! સ્વાર્પણ કરીને,-તેથી પ્રભુપદ વરશો સત્ય;
ફરજ બજાવતાં ભાગી જાવે,-તેનાં તન મન નબળાં કૃત્ય. ॥ ૨૩ ॥
ફરજ બજાવે પ્રભુતા પ્રગટે, સેવા ભક્તિ સિદ્ધિ થાય;
ફરજ વિનાનો માણસ પશુસમ, જીવંતાં મડદાં તે ગણાય. ॥ ૨૪ ॥
ફરજ બજાવો !! સમભાવી થઇ, રાગરોષને કરીને દૂર;
ફરજ બજાવતાં મૃત્યુ આવે,-તોપણ પામશો આનંદ પૂર. ॥ ૨૫ ॥
ફરજ બજાવણાં ભીતિ તજવી, ચિન્તા શોકનો કરવો ત્યાગ;
ફરજ બજાવતાં હિમ્મત ધરવી, ધરવો પ્રભુપર પૂરણ રાગ ॥ ૨૬ ॥

ફરજ બજાવતા ઉદાર થાવુ, ભેદ બુદ્ધિનો કર !! પરિહાર,
ફરજ બજાવતા મૃત્યુ થાવે,-તો પણ હિમ્મત લેશ ન હાર !! ॥૨૭॥
ફરજ બજાવો !! પ્રભુ વિશ્વાસે, ફરજ તે માનો !! પ્રભુની ભક્તિ,
ફરજ તે માનો !! પ્રભુની સેવા, ફરજ તે માનો !! પ્રભુની ગીતિ ॥૨૮॥
ફરજ તે માનો !! વ્યષ્ટિધર્મ છે, સષ્ટિધર્મનો તે પણ ભાગ,
ફરજ તે સ્વાધિકારે સમજે, કર્મયોગી જ્ઞાની વડ ભાગ ॥ ૨૯ ॥
ફરજને જાણી ફરજ અદા કર !!, ફરજને જાણવી છે મુશ્કેલ,
ફરજ જણાતી સમ્યગ્જ્ઞાને,-તેથી શિવપુર પ્રાપ્તિ સહેલ ॥ ૩૦ ॥
ફરજ અદા કરી પ્રભુમા જીવો !!, પ્રગટાવી ઘટ પરમાનદ,
ફરજનુ જીવન જ્ઞાનાનદે, પ્રકટાવો !! નાને મહુ ફદ ॥ ૩૧ ॥
ફરવુ સુકલ્યર્થે જગમાહી, ફરવુ પરમાનદને હેત,
ફરવુ સદ્ગુણ પ્રાપ્તિ કરવા, સત્કૃત્યોના જ્યા સકેત ॥ ૩૨ ॥
ફરવુ પરોપકારે જગમા, ફરવુ સદ્ગુણ લેવા કાજ,
ફરવું પ્રગતિ માટે સારૂ, પ્રગટે આત્મિક શુભ સામ્રાજ્ય ॥ ૩૩ ॥
ફુરસદ મળતા પરોપકારો,-કરશો જગમા નરને નાર,
ફરી જશો નહિં બોલો બોલી, ફરી જવુ તે મોટી હાર ॥ ૩૪ ॥
ફરી જવું તે સારૂ ખોટુ, પુણ્ય પાપ વૃત્તિ સાપેક્ષ,
ફરી જવુ નહીં ધર્મનુ બોલી, સતજનોનો એ ઉપદેશ ॥ ૩૫ ॥
ફાટફૂટ એ બહુલી હાનિ, ફાટફૂટથી સર્વનો નાશ,
ફાટફૂટથી પડતી થાને, કુસપ ત્યા છે એહ વિલાસ ॥ ૩૬ ॥
ફાટફૂટે છે પાપની વૃત્તિ, ફાટફૂટમા છે શયતાન,
ફાટફૂટ છે પડતી ચાળા, ઈર્ષ્યાના સઘળા તોફાન ॥ ૩૭ ॥
ફાટફૂટથી થાય ન શાતિ, જ્યા ત્યા દુ ખો બહુ ઉભરાય,
હિંદમા દાખલા એના બહુલા, હિંદમા એથી પડતી જણાય ॥ ૩૮॥
ફાનસ સમ સાત્વિક વૃત્તિને,-કરીને જ્ઞાનદીપક પ્રગટાવ !!,
ફોગટ તમો રજો ગુણ માહી, ભૂલીશ નહિં ધર !! આત્મિક દાવ. ॥૩૯॥
ફાકા મારે ક્યા તું જડમા, ફાકા માર્યે થાય ન શાતિ,
ફાકા માર્યે મળે ન સુખડા, ઉલટી વધની મોહની ભ્રાત !! ॥ ૪૦ ॥

ફાંસ ન મારો !! પરહિતમાંહી, પરોપકારે માર !! ન ફાંસઃ
ફાંસી તે કુમતિ છે અંતર્, ચિંતા શોક તે ફાંસી માન !!. ॥ ૪૧ ॥

ફીટકારો દે !! નહિ પાપીને, પાપોને તું દે !! ફીટકાર;
ફીટકારોનું પ્રતિફલ છે તેવું,—સમજી કર !! સહુનો સત્કાર. ॥ ૪૨ ॥

ફીલસુફ થઇને પ્રભુ પ્રેમી થા !!, ફીલસુફી તે શુભ સેવા ભક્તિ;
ફીલસુફ સાચો પ્રભુને પરખે, ટાળે કર્મનાં પાપ અનીતિ. ॥ ૪૩ ॥

ફૂટાફૂટ કરી રાજી થા !! નહિ, શત્રુઓમાં કર !! નહિ ફૂટ;
ફૂટાફૂટથી કોનું ન સારૂં, ફૂટાફૂટની લે !! નહિ લૂટ. ॥ ૪૪ ॥

ફરતા રહેવું જગમાં જ્યાં ત્યાં,—સારૂં લેવા દેવા કાજ;
ફેરફાર છે સર્વજીવોમાં, કર્મ પ્રભુ છે એ સામ્રાજ્ય. ॥ ૪૫ ॥

ફેરો ખાવો ધર્માર્થે શુભ, પરોપકારે ફેરો ધાર !!;
ફેરો કરીને પસ્તાતો નહિં, ફેરો કરતાં પુણ્ય અપાર. ॥ ૪૬ ॥

ફેરી કરતાં પેટની માટે,—મનમાંહી લજ્જાને ધાર !!;
ફેરી કરવી સારા માટે, ફોગટ મોટાઇ નહિ ધાર !!. ॥ ૪૭ ॥

## ( ब )

બબ્બા બહાદુર બળિયા બનશો, બળવંતાથી જગ જીવાય;
બળ કળથી સહુ કાર્યની સિદ્ધિ, બચપણથી બલ પામો !! ન્યાય. ॥૧॥

બરોબરિયાની સાથે લડવું, વિશેષ બળથી સલાહ રીતિ;
બકવાદિ નહીં થવું કદાપિ, બ્રહ્મચર્ય ધરવું મહાનીતિ. ॥ ૨ ॥

વીશ વર્ષની ઉપર ધરવું, બ્રહ્મચર્ય સહુ શક્તિ મૂલ;
બ્રહ્મચર્યવણ સર્વથા પડતી, ચડતામાંહી પડતી ધૂળ. ॥ ૩ ॥

વીશ વર્ષપર્યંત બાલક સહુ, બ્રહ્મચારી રહેતાં જયકાર;
દેશ કોમને ધર્મની ચડતી, અન્યથા પડતી છે નિર્ધાર. ॥ ૪ ॥

સાત્ત્વિક ગુણને કર્મથી બ્રાહ્મણ, બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણ કહેવાય;
જ્ઞાન વિના નહિ બ્રાહ્મણ કોઇ, બ્રહ્મજ્ઞાન કરતાં સુખ થાય. ॥ ૫ ॥

બાલક બાલિકાને કેળવો !!, બ્રહ્મચારી રાખી નરનાર;
બાળો !! મિથ્યા કામ વિચારો, જશો નહીં સદ્‌ગુણની બહાર. ॥ ૬ ॥

બારીઓ બહુ મનની ખોલો !!,-જેથી આવે જ્ઞાનપ્રકાશ,
બુદ એક પણ વિર્યનું રક્ષો !!,-જેથી બહુ જીવો !! જગ ખાસ ॥ ૭ ॥
બૂરા હસ્તકર્માદિ મૈથુન દોષો,-છોડી રહેશો બહુ બળવત,
બળવતા શક્તિમતાથી,-જીવાતુ જગમા સ્વતત્ર ॥ ૮ ॥
બાકી રાખો !! નહીં ગુણ લેવા, બરબાદી નહીં કરો !! લગાર,
બરફી આદિ મીઠા ભોજન, તજતા આરોગ્યજ રહેનાર ॥ ૯ ॥
બાહિર અતર્ ભેદભાવવણ,-વર્તો ! ! સત્યપણે નરનાર,
બુદ્ધિ ધર્મ ગુણોની ધારો !!, બહુ બોલતા દુ ખ અપાર ॥ ૧૦ ॥
બહિરાતમપદ તજીને આતમ !!, અતર્ આતમપદને પાવ !!,
બળિયા પરમાતમપદ પામે, પારમાનમપદ પ્રેમ જગાવ !! ॥ ૧૧ ॥
બહોતેર આદિ સર્વકલાનું,-ભણતર ભણતા જે નરનાર,
તે બૂડથલ જગમા રહેતા, બને બાહોશ સદા જયકાર ॥ ૧૨ ॥
બહોતેર ઉપર ધર્મકલા છે, જૈનધર્મ જગમા આધાર,
બચે દુર્ગુણ દોષોથી તે, જૈનપણું સ્વતત્ર વિચાર !! ॥ ૧૩ ॥
બોલો !! સારા બોલ વિચારી, આતમ તારો !! આપો આપ,
બબ્બા ભણ્યા ગણ્યા કહેવાશો, વર્તનની જગમા છે છાપ ॥ ૧૪ ॥
બાહુથી પુરૂષાર્થ કરીને,-જીવો !! જગમા નરને નાર,
બાજીગર બાજીસમ દુનિયા,-સમજી ધર્મ કરો !! સુખકાર ॥ ૧૫ ॥
બુદ્ધિસાગર આતમ તુ છે, નામરૂપથી ભિન્ન છે જાણ ! !,
બુદ્ધિસાગર બ્રહ્મ પ્રભુ તું, દેહાદિક સાધન તુજ માન !! ॥ ૧૬ ॥
બાવન અક્ષર બાહિર તું છે, બુદ્ધિસાગર આતમ જાણ !!,
બાવન બાહિર બાવન બોલે, અનામી તું નામ પ્રમાણ ॥ ૧૭ ॥
બાવન અક્ષરના જે નામો,-એવા તારા અનત નામ,
બુદ્ધિથી તે જાણે પણ તુ, ભિન્ન છે તેથી સત્ય અનામ. ॥ ૧૮ ॥
બુદ્ધિસાગર નામ તે ફક્ત, દેહને ઓળખવાને કાજ,
બાવન બાહિર આતમ અનામી, શબ્દોથી ન્યારૂ મુજ રાજ્ય. ॥૧૯॥
બાહ્યાકૃતિ પુદ્ગલ કાયાની, દેહરૂપાદિકથી હું ભિન્ન,
બુદ્ધિસાગર ચિદાનન્દમય, આતમપ્રભુ તેમા હું લીન ॥ ૨૦ ॥

બુદ્ધિસાગર આદિ-અનંતાં, નામને રૂપોએ જે વેદાય;
બ્રહ્મ સ્વરૂપી સૌ માંહીને,-સૌથી ન્યારો ચેતનરાય. ॥ ૨૧ ॥

બ્રહ્મ સ્વરૂપ સ્વરૂપ જણાવ્યું જેણે,-તેને વંદુ કોટિવાર;
બુદ્ધિસાગર આતમ જાણ્યો, નામરૂપ નિઃસંગ વિચાર. ॥ ૨૨ ॥

બીજાઓના દોષો દેખે, દેખે જે નહીં નિજના દોષ;
બૂડથલ મૂર્ખ છે જે ભૂલ દોષને, ગુણરૂપે કરતો ઘટ પોષ. ॥ ૨૩ ॥

બાહિર અંતર્ આતમ ધ્યાવો !!, બાવનથી પણ બાહર જાણ !!;
બાવનને જે બોલે જાણે, બાવન પણ તેથી અજ્ઞાન. ॥ ૨૪ ॥

બુદ્ધ તે શુદ્ધાતમ જિનવર છે, સિદ્ધસ્વરૂપી ગુણધરનાર;
બુદ્ધ તે સત્તા એ નિજ આતમ, વંદુ પ્રણમું વારંવાર. ॥ ૨૫ ॥

બાલ્ય થકી બ્રહ્મચારી તે નર, વીર્ય નૂરથી નિતરે અંગ;
બ્રહ્મચારી નૈષ્ઠિક તે સાચો, નહીં મૈથુન ભોગેચ્છારંગ. ॥ ૨૬ ॥

બ્રહ્મચર્ય તે દેહ વીર્યનું,-બિંદુ ન ખરતો સ્વપ્નથી લેશ;
બ્રહ્મચારી તે નરને નારી,-જેને નહીં મન કામનો કલેશ. ॥ ૨૭ ॥

બ્રહ્મચારી નર નારીઓનું, સત્યારોગ્યને ચળકે દેહ;
બ્રહ્મચારી તે કાયથી મનથી, બિંદુ ખરે નહીં કામ ન રેહ. ॥ ૨૮ ॥

બ્રહ્મચારી જે નરને નારી, વીશ વર્ષ સુધી રહેનાર;
બ્રહ્મચર્ય છે દ્રવ્યને ભાવથી, દ્રવ્ય તે ભાવનો હેતુ સાર. ॥ ૨૯ ॥

બ્રહ્મચર્યની રક્ષણકારક, નવવાડો સાચી હિતકાર;
બ્રહ્મચર્યનો અનન્ત મહિમા, બ્રહ્મચર્યની શક્તિ અપાર. ॥ ૩૦ ॥

બાળલગ્ન તે પશુ યજ્ઞજ છે, બાળલગ્નથી સર્વ વિનાશ;
બાળલગ્નથી દેશ કોમની,-પડતી થાતી સમજો !! ખાસ. ॥ ૩૧ ॥

બાળલગ્ન હિંસા યજ્ઞોમાં, બાલક હોમે જે નરનાર;
બાલક હત્યાનાં કરનારાં, આ ભવમાંહી દુઃખી થનાર. ॥ ૩૨ ॥

બાલલગ્નથી ક્ષયાદિ રોગો, સંતતિ નબળી રોગી થાય;
બહાદૂર સંતતિ તેથી ન પાકે, ગુલામ સંતાનો જગ થાય. ॥ ૩૩ ॥

બાલલગ્નથી પરંપરાએ; પ્રજા સંઘને રાષ્ટ્રનો નાશ;
બાલલગ્નની હિંસા ટાળો !! ;-સમજીને નરનારી ખાસ. ॥ ૩૪ ॥

બંધ તત્ત્વ તે આતમ સાથે, રાગે રોષે કર્મનો બંધ,
બંધ છે ચાર પ્રકારે જાણો !!, અજ્ઞાની કર્મે છે અંધ ॥ ૩૫ ॥

બંધનું કારણ મુખ્ય મોહ છે, બંધ છે જેનો તેની મુક્તિ,
બંધ સમયમા ચેતો !! આતમ !!, કર્મબંધમા નિજ અશક્તિ ॥૩૬॥

બંધનો કર્તા આતમ પોતે, જ્ઞાને કરતો બંધનો નાશ,
બંધાતા નહીં નવીન કર્મો, જ્ઞાને અને વૈરાગ્યે ખાસ ॥ ૩૭ ॥

બાંધે તે છે છોડવા શક્ત જ, આત્મોપયોગે છે નહીં બંધ,
બંધાતા નહીં જ્ઞાની ભક્તો, અનાદિ કર્મને જીવ સંબંધ. ॥ ૩૮ ॥

બ્રાહ્મણ તે જે બ્રહ્મને જાણે, સાત્ત્વિક વિદ્યા સાત્ત્વિક કર્મ,
બુદ્ધિ સાત્ત્વિક બ્રહ્માનુભવ, અનુભવતો જે બ્રહ્મનું શર્મ ॥ ૩૯ ॥

બ્રાહ્મણ તે જે બ્રહ્મથી વૃત્તિ,-કરતા ગાળે આયુ સર્વ,
બાહ્યાંતર સદ્‌ગુણને પામે, ગુરૂ શિક્ષક થૈ કરે ન ગર્વ ॥ ૪૦ ॥

## ભ

ભવમા ભણતર ભણશો પ્રભુનું, ભગવતપર મૂકો !! વિશ્વાસ,
ભણો !! ભક્તિ સેવાના કાર્યો, ભાગ્યદશાનો તેથી પ્રકાશ ॥ ૧ ॥

ભલા ભલા પણ ચાલ્યા જાતા, અમર રહે નહીં જગમા કોય,
ભગિનીસમ પરસ્ત્રીને માને, વર્તે તે જગ સુખિયો જોય ॥ ૨ ॥

ભણ્યા ગણ્યાનો ગર્વ ન કરશો, ભણ્યો ભૂલતો નક્કી માન !!,
ભાગીદાર પ્રમાણિક કરવો, ભમો !! નહીં ભૂલી નિજ ભાન ॥ ૩ ॥

ભાજન સ્વચ્છ ધરો !! ભૂખ લાગે,-ત્યારે ભોજન જમશો ખાસ,
ભય ગખો !! ચોરી નારીનો, પ્રભુના સાચા બનશો દાસ ॥ ૪ ॥

ભૂંડું પરનું કરો !! ન ક્યારે, કરો !! ભલાઇના સહુ કાજ,
ભીડ વખતમા ગભરાવું નહીં, ભીરૂ બનતા થાય ન રાજ્ય ॥ ૫ ॥

ભાડાની કોટડીસમ કાયા,-પોતાની ક્યારે ન થનાર,
ભક્તિ કરતા ભય લજ્જાને, ખેદને તજીએ થૈ હુંશિયાર ॥ ૬ ॥

ભાવો !! ભાવના બાર ચારને, ભાવથી પ્રગટે કેવલજ્ઞાન,
ભગવદ્ ભજન કરતા દુઃખો,-પડે તેથી નહીં ચળો !! લગાર ॥ ૭ ॥

ભાળો !! ગુણને ભાવના ભાવો !!, કદિ ન છંડો !! સત્ય ભલાઇ;
ભભ્ભા એવું ભણતાં ગણતાં, ભગવંત મળવાની છે વધાઇ. ॥ ૮ ॥
ભલાકાર્યમાં ભાગજ લેશો, રાખો ! ! નિજ આતમનું ભાન;
ભલું કરતાં શિવપુર જાશો, આપો આપ થશો ભગવાન. ॥ ૯ ॥
ભલાં ધર્મનાં કાર્ય ન ભાંગો !!, ભોળા થાશો નહીં અજ્ઞાન;
ભૂંડામાં કદિ ભાગ ન લેશો, ભાપણુ કરવાં બની ગુણવાન્. ॥ ૧૦ ॥
ભોળા જન ભરમાતા ભર્મે, ભોળા થાશો !! નહીં નરનાર;
ભોળાને દુનિયા છે તરવી, ભાંડપણું તજશો નિર્ધાર. ॥ ૧૧ ॥
**ભારત સહકાર શિક્ષણ** કાવ્યની, રચના કીધી મેં સુખકાર;
ભારતની સત્યોન્નતિ કરવા,-વાંચો !! પ્રેમે નરને નાર; ॥ ૧૨ ॥
ભજનસંગ્રહના ભાગ એકાદશ, રચિયા મેં કરવા ઉપકાર;
ગુરૂગમ શ્રદ્ધા એ જે વાંચે,-વર્તે તે પામે ભવપાર. ॥ ૧૩ ॥
ભાષાસમિતિ સમજી વર્તો !!,-કરી વિચારો સારૂં બોલ !!;
ભાષાગુપ્તિથી ગુણ પ્રકટે, સત્ય વાતનો કર !! મન તોલ. ॥ ૧૪ ॥
ભગિની સાથે પણ અણુજાણ્યા,-ચૌટામાં સાથે નહીં ચાલ !!;
ભય આવે એવાં સ્થાનકને,-વર્જે સુખ શાંતિ નિર્ધાર. ॥ ૧૫ ॥
**ભારત સહકાર શિક્ષણ** કાવ્યે,-દીધી મેં જગલોકને શીખ;
ભણે ગણેને જેહ પ્રવર્તે,-તે માગે નહીં જગમાં ભીખ. ॥ ૧૬ ॥
ભારતમાં સેવા ભક્તિ છે, આત્મજ્ઞાન વિદ્યાને દાન;
ભકતો જ્ઞાનીઓ બહુ પાકે, આલસ ઇર્ષ્યા કુસંપ માન !!. ॥ ૧૭ ॥
ભારત ગુરૂસમ સર્વખંડમાં, ભારત જાગ્યાથી જગ શાન્તિ;
ભારતમાં બળકળ બુદ્ધિને,-સંપ શોધ !! વધતાં વિજ્ઞાન. ॥ ૧૮ ॥
ભારત આતમ જ્ઞાનની આગળ, યૂરોપ આદિ દેશો બાલ;
ભારતદેશની ચડતી થાશે, સદ્‌ગુણ વૃન્દે મન કર !! ખ્યાલ. ॥ ૧૯ ॥
ભંગીઓ અન્ત્યજ તે જાણો ! !, વ્યભિચારી કરે દારૂપાન;
ભૂંડું કરવામાં જે શૂરા, દ્રોહી નાસ્તિક દુર્ગુણખાણ. ॥ ૨૦ ॥
ભંગી તે નિન્દક મહાપાપી, ભગમાં સુખ માને નિર્ધાર;
ભક્તિ સેવા ધર્મ ન ધારે, જ્ઞાન ત્યાગને સત્યાચાર. ॥ ૨૧ ॥

ભીતિ દે !! નહી કોને ક્યારે, ભીતિ તે હિંસાનુ કાજ,
ભીતિ દેતા ભીતિ થાવે, ભીતિ તે હિંસા સામ્રાજ્ય ॥ ૨૨ ॥
ભય પમાડો !! નહી જગ કોને, મૃત્યુ ભીતિ લેશ ન આપ !!,
ભીતિ નહી મૃત્યુસમ કોને, મૃત્યુભય મહાદુઃખની છાપ ॥ ૨૩ ॥
ભયથી કોઇને મળે ન શાંતિ, ભય દેવાથી મૃત્યુ થાય,
ભય પામેલા લોકો ઉગાર !!, નિર્ભયતાથી સુખ સુહાય ॥ ૨૪ ॥
ભય નહિ ધરવો મૃત્યુ થતા પણ, નિર્ભયતાથી કર !! સૌ કાજ,
ભીતિ છે હિંસાનુ કારણ, ભીતિથી દુઃખી છે સમાજ ॥ ૨૫ ॥
ભય કરતા હિંસા ફળ પામીશ, ભયથી ભીતિ ફળ નિર્ધાર,
ભય આપો !! નહિ શત્રુને પણ, ભયથી મૃત્યુ થતુ મન ધાર!! ॥૨૬॥
ભીતિમાહી દુઃખ વસે છે, ભીતિનુ કારણ અજ્ઞાન,
ભીતિનુ કારણ મમતા છે, ભીતિ દેનારો શયતાન ॥ ૨૭ ॥
ભીતિ શંકાથી મૃત્યુ છે, ભીતિથી છે દેહ વિનાશ,
ભીતિ જેને લેશ ન લાગે,–તે જ્ઞાની છે અવધૂત ખાસ ॥ ૨૮ ॥
ભીતિ સર્વજીવોની ટાળો !!, અભયદાનથી જીવ ઉગાર !!
ભીતિ જ્યા ત્યા મન નિર્બળતા, પ્રભુ ભજનથી ભીત નિવાર!! ॥ ૨૯ ॥
ભીતિ મૃત્યુપ્રદ નહિ આપો !!, ભયની વૃત્તિને સંહાર !!,
ભીતિ પમાડી ભયને પામીશ, ભય પામેલા લોક ઉગાર !! ॥૩૦॥
ભરોસો ધર !! તુ પ્રભુનો પૂરો, કર્મવિના નહિં મૃત્યુ થાય,
ભીતિ ધર!! નહિ કોની ફોગટ, ભીતિથી નહિં શાંતિ પાય ॥૩૧॥
ભીતિ ધરે છે ફોગટ શાને,–કર્મ લખ્યુ તે નિશ્ચય થાય,
ભીતિ કરતા વળે ન કાઇ, ભીતિ તે પ્રભુ પ્રેમે જાય. ॥૩૨॥
ભીતિથી કાર્યો નહિ થાતા, બીકણથી શુ ? જગ જીવાય,,
ભીતિ મૃત્યુની પણ ધર !! નહીં, નિર્ભયતાથી જીત્યુ જાય ॥૩૩॥
ભયથી આયુષ્ય વીર્ય ઘટે છે, એકદમે મૃત્યુ થઇ જાય,
ભીતિની કદિ રીતિ ધર !! નહિં, ભીતિ એ છે મૃત્યુ ઉપાય. ॥૩૪॥
ભરોસો ધર !! તુ પ્રભુનો પૂરો, ભયથી જ્યા ત્યા તુ હારી જાય,
ભય તજીને ચાલો !! આગળ, નિર્ભયતામા શાંતિ સુહાય ॥૩૫॥

ભયથી ડરતાં ભાગી જાતાં, ભય સામો આવી દેખાય;
ભયની સામે કુસ્તી કરતાં, ભીતિ દુઃખો ભાગી જાય. ॥૩૬॥

ભીતિ વિચારો દે !! નહિ કોને, મૃત્યુની ભીતિ નહિ આપ !!;
ભય પમાડી નબળાઓને, દુઃખનું કારણ લેશ ન છાપ !!. ॥૩૭॥

ભય ટળતાં નિર્ભયતા પૂરી, નિર્ભયતાથી સુખને શાંતિ;
ભીતિના વિચારો સઘળા, ભયકાર્યોમાં મોહની ભ્રાંતિ. ॥૩૮॥

ભલા ભલા પણ ભયને પામે, મૃત્યુ સામું જબ દેખાય;
ભય નહિ પામે મૃત્યુ દેખી, તબ તે જ્ઞાની ભક્ત સુહાય. ॥૩૯॥

ભાગી જા !! નહિ ભયથી જ્યાં ત્યાં, થનાર હોય તે નિશ્ચય થાય;
ભાગી જાતાં ભય નહિ ટળતો,—એવું અંતર્માંહી લાવ્ય !!. ॥૪૦॥

ભયની મોટી ભૂલ ભૂલામણી, ભલા ભલા ત્યાં કરતા ભૂલ;
ભયને સર્વપ્રકારે ત્યાગી,—આત્મપ્રભુમાં થા !! મશ્ગુલ. ॥૪૧॥

ભય છે સારો ખોટો જગમાં. પાપથી બીને પાપ નિવાર !!;
ભીતિ ધર !! નહિ ધર્મ કરંતાં, પાપથી ડરવું તે સુખકાર. ॥૪૨॥

ભયથી હિંસા ભયથી જૂઠું, ભયથી ચોરી કરવું થાય;
ભય ત્યાગ્યાથી હિંસાદિક નહીં, ભય ટળતાં પ્રભુમાંહી ભળાય. ॥૪૩॥

ભણતર ભણ !! નહિ ભયનું ક્યારે, નિર્ભયતાનું ભણતર ધાર !!;
ભણવું ગણવું નિર્ભય થઈને, મૃત્યુ ભયને તજ !! અહંકાર. ॥૪૪॥

ભીતિના આચારો ખોટા, ભીતિથી વિશ્વાસ હણાય;
ભીતિથી નિર્બલતા પ્રગટે, ભીતિ મડદા સમી ગણાય. ॥૪૫॥

ભયને ત્યાગી નિર્ભય થા !! ઝટ, મૃત્યુ ભયને દૂર નિવાર !!;
ભાવી ભાવ બને છે સર્વે, ભય મળે નહિ શાંતિ લગાર. ॥૪૬॥

ભોળો થઈને ભય શું કર !! તું, આતમ ઝટપટ નિર્ભય થાવ !!;
ભાવી આગળ ભય શું કરતો, નિર્ભયતાની ભાવના ભાવ !!. ॥૪૭॥

ભયથી ભરમાઈશ નહિં ક્યારે, ભય પમાડે તે કર !! દૂર;
ભાવી ભાવ હશે તે થાશે, મનમાં નિશ્ચય ધર !! ભરપૂર. ॥૪૮॥

ભાવી ભાવ પ્રમાણે થાતું, બીવાથી નહિં છીંચ્યું જાય;
ભયથી ન્યારો આતમ માની, જ્ઞાની નિર્ભયતાને પાય. ॥૪૯॥

ભીતિવણુ તું કાર્ય કરે જા !!, પાપથી ડર !! નેપાપ નિવાર !!,
ભણ્યો ગણ્યો તું ત્યારે સાચો,–નિર્ભયતા પ્રગટે સુખકાર ॥૫૦॥
ભાવી ભાવ હશે તેમ થાશે,–માની ઉદ્યમ લેશ ન છંડ !!,
ભાવી ભાવ જ્યા ઉદ્યમ ત્યા છે,–જાણી ધર્મોદ્યમમા મંડ !! ॥૫૧॥
ભાવી ભાવનો નિશ્ચય કર ! ! પણ, ઉદ્યમથી નિજ કાર્યને સાધ્ય,
ભવિતવ્યતા જેવી તેવી,–ઉદ્યમની બુદ્ધિ આરાધ્ય !! ॥૫૨॥
ભયસંજ્ઞાને ત્યાગો !! આતમ !!, ભયસંજ્ઞા છે મોહનું ઠામ,
ભયસંજ્ઞા ત્યા નિર્ભયતા નહિં, ભયસંજ્ઞા ત્યા દુઃખ છે જામ. ॥૫૩॥
ભય કરતા મરવાનું થાતું, પ્રાણાદિકનો થાય વિનાશ,
ભય નહિં આતમપ્રભુને ક્યારે, નિર્ભય આત્મપ્રભુ છે ખાસ ॥૫૪॥
ભય છે સાત પ્રકારે જાણો !!, સાત પ્રકારે ભયને ત્યાગ !!,
ભયને આતમ ઉપયોગે હણ !!, આત્મપ્રભુમા ધારી રાગ ॥૫૫॥
ભૈરવ થા !! તું મોહને હણવા, કાલતણો પણ ભૈરવ કાલ,
ભૈરવ આત્મપ્રભુ તુ પોતે, પોતાની શક્તિ સભાળ !! ॥૫૬॥
ભય પામીશ નહિં કાલથકી તું, આત્મપ્રભુ છે નિત્ય અકાલ,
ભય પામીશ નહિં મૃત્યુ થકી તુ, મરે નહિં તુ આતમ !! બાળ ॥૫૭॥
ભૂડુ કર !! નહિં કોનું ક્યારે, ભૂડા સર્વવિચારો ત્યાગ !!,
ભૂડાનું પણ ભૂડુ કર !! નહિં, ભૂડા ઉપર ધર !! પ્રભુ રાગ ॥૫૮॥
ભૂડાઈમા નર્ક છે નક્કી, ભલાઈમાહી સ્વર્ગ છે માન !!,
ભૂડા સાથે ભૂડો નહીં થા !!, ભલાઈમાહી છે ભગવાન. ॥૫૯॥
ભૂંડાઓનું ભલુ કરવામા, ઉત્તમ સતપણું છે જાણ !!,
ભૂડા સાથે ભૂડા થાતા, ભૂડાઈનું પોતે સ્થાન ॥૬૦॥
ભૂંડાઓનું ભલુ ઈચ્છવું,–તેથી પ્રગટે છે ભગવાન,
ભૂડાઈથા લોક બચાવો !!, ભૂડાઈથી છે બહુ હાણ ॥ ૬૧ ॥
ભૂડાઓને સારા કરવા,–એમાં સતપણું છે સત્ય,
ભૂંડાઓનું ભૂંડુ કરવું,–એવુ છે મોહીનું કૃત્ય ॥ ૬૨ ॥
ભૂડાઈની વાસના બૂરી–,રોઈ રોઈને તેને ત્યાગ !!;
ભૂંડાઈના પંથો બૂરા,–તે પર કદિ ન કરશો રાગ. ॥ ૬૩ ॥

ભૂંડાઇમાં ભૂંડપણું છે, ભૂંડાઇ એ છે ચંડાળ;
ભૂંડાઇમાં ભળો !! ન ક્યારે, ભલાઇમાં ધરજે બહુ વ્હાલ. ॥ ૬૪ ॥

ભલાઈ કરતાં દુઃખો પડતાં, અંતરથી નહિ ત્યાગ !! ભલાઇ;
ભલાઇમાંહી પ્રભુ પરગટ છે, પરમાતમની મળે વધાઈ. ॥ ૬૫ ॥

ભલાઈનાં ભણતર સહુ ભણવાં, ભલાઇનાં કરવાં સૌ કાજ;
ભલા જનોની વ્હારે ચઢવું,-તેથી પ્રગટે શિવ સામ્રાજ્ય. ॥ ૬૬ ॥

ભલાઈ કરતાં ભય નહિ ધરવો, લજ્જા ખેદને દૂર નિવાર !!;
ભલું કરવામાં પ્રાણ સમર્પો !!, ભલું કરવામાં રહો !! તૈયાર. ॥૬૭॥

ભલું કરવામાં આતમ !! જાવું, ભલાઇમાંહી લે !! ઝટ ભાગ;
ભલું કરંતાં પ્રાણ પડે પણ, ભલાઇનો છંડો !! નહિં રાગ. ॥ ૬૮ ॥

ભાવીમાં સારૂં તુજ થાશે, કરીલે !! સાચી ધર્મ ભલાઈ;
ભાગીદાર બનો !! પુણ્યોમાં, કરીલે !! સાચી ધર્મ કમાઇ. ॥ ૬૯ ॥

ભાંડે દુશ્મન પાપી લોકો,-તો પણ છંડ !! ન ધર્મ ભલાઈ;
ભલું કરંતાં નિંદા સહવી, ત્યજવી જૂઠી આપ વડાઇ. ॥ ૭૦ ॥

ભલાની દુનિયા નહિં છે એવું,- ભાખે છે જગ નરને નાર;
ભલે કહે દુનિયા એવું પણ,-ભલું કરો !! થઇને હુંશિયાર. ॥ ૭૧ ॥

ભલું કરીને સ્હામો બદલો,- લેવાની ઇચ્છા નહિં રાખ !!;
ભલું કરીને ફૂલી જા !! નહિ, જ્યાં ત્યાં ફૂલી જૂઠ ન ભાખ !!. ॥૭૨॥

ભલું કરીને કહે ન કોને, કીર્ત્તિની ઇચ્છા નહિ રાખ !!;
ભલું કરંતાં નામ રૂપનું,-મોહ તજીને શીવ સુખ ચાખ !!. ॥ ૭૩ ॥

ભગવદ્ ઉપર પૂરણ શ્રદ્ધા.-રાખીને દુનિયામાં ચાલ !!;
ભગવદ્ ભકિત કરવા માટે,-અંતર્માં પ્રીતિથી મ્હાલ. ॥ ૭૪ ॥

ભગવદ્ ગીતો ગાવાં ભાવે, ભાવથકી કર !! પશ્ચાતાપ;
ભલાઈનાં કર !! કાર્યો સારાં, ટાળો !! મનના સૌ સંતાપ. ॥ ૭૫ ॥

ભોજન કરતાં પહેલાં ભાવે,-પ્રભુની ભકિત કરી લે !! ભવ્ય !!;
ભોજન કરતાં પહેલાં ભાવે, દાન કરી લે !! સત્કર્તવ્ય. ॥ ૭૬ ॥

ભાગીદારી સારી ધર્મે, પાપમાં થા !! નહિ ભાગીદાર;
ભરમાઈશ નહિં ધૂર્તોથી કદિ, મોહવૃત્તિને ઝટ સંહાર !!. ॥ ૭૭ ॥

ભ્રમણા ટાળો !! મનની જૂઠી, જડમા સુખની ભ્રમણા ત્યાગ !!,
ભ્રાંતિ ત્યાગો !! વ્હેમની જૂઠી, આતમસુખથી ઘટમા જાગ !! ॥૭૮॥
ભોળો થા !! નહિ દુનિયા માહી, વિવેકથી કર !! સૌ કર્તવ્ય,
ભજન કરી લે !! પલપલ પ્રેમે, સદા હૃદયમા પ્રભુ સ્મર્તવ્ય ॥ ૭૯ ॥
ભાગી જા !! નહિ ભીરૂ થઇને, સત્કર્તવ્યો કર !! નિર્ધાર,
ભીરૂ જીવી શકે ન જગમાં, ભીરૂનુ જીવન ધિક્કાર ॥ ૮૦ ॥
ભીરૂ થા !! નહિ દુ ખો પડતા, મૃત્યુ થતા નહિ ભીતિ ધાર !!,
ભલું કરતા ભીતિ ધર !! નહિં, ભીરૂનો થાજે રખવાળ ॥ ૮૧ ॥
ભીરૂઓને શૂરા કરવા, ભીરૂઓને દેવી સહાય,
ભીરૂઓની વ્હારે ચઢવું, ભીરૂને શીખામણ ન્યાય ॥ ૮૨ ॥
ભીરૂ થઇને વળ !! નહિં પાછો, મૃત્યુ થતા પણ આગળ ચાલ !!,
ભીરૂઓનો સગ કરીને, શૂરા કરવા ધરજે ખ્યાલ ॥ ૮૩ ॥
ભીરૂ થાતા ભય નહિં જાવે, મરતા ડરવું નહિં લગાર,
ભાવી ભાવ તે નક્કી બનતુ,–માટે ભીતિ કરવી વાર !! ॥ ૮૪ ॥
ભીરૂઓને મળે ન મુક્તિ, ભીરૂઓ કદિ થાય ન સિદ્ધ,
ભીરૂઓ કદિ બને ન બહાદૂર, ભીરૂઓને મળે ન રિદ્ધ. ॥ ૮૫ ॥
ભીરૂઓ થઈ મરવામા જે,–ભીતિ ધરતા નરને નાર,
ભલાઇનું તે કાર્ય કરે નહિ,–ગુલામીનું જીવન ધરનાર ॥ ૮૬ ॥
ભ્રષ્ટ ન થાવું ધર્મ કર્મથી,–એવો આતમ નિશ્ચય ધાર !!,
ભ્રષ્ટ થવુ નહિં પ્રાણ પડતા, મરણે પણ નિર્ભયતા ધાર !! ॥ ૮૭ ॥
ભ્રષ્ટ ન થાય તે ભણી ગણીને, ધર્મમાર્ગમા રહો !! પવિત્ર,
ભ્રષ્ટોને કદિ ધિક્કારો !! નહિં, ભ્રષ્ટોનું ભલુ કર !! શુભ રીત ॥ ૮૮ ॥
ભ્રષ્ટજનોનું ભલું કરવામા,–તન મન ધન અરપી દો !! પ્રાણ,
ભ્રષ્ટોને નહિં હેઠા પાડો !!, દેવા તેને પ્રગતિ દાન ॥ ૮૯ ॥
ભ્રષ્ટોને પણ આગળ ચઢવા,–ખુલ્લા મૂકો !! સર્વે દ્વાર,
ભ્રષ્ટ બનીને સન્મતિ યોગે,–ભ્રષ્ટોના થાતો ઉદ્ધાર !! ॥ ૯૦ ॥
ભણતર આતમ શુદ્ધિનું શુભ,–સર્વલોકને સત્ય ભણાવ !!,
ભણી લે !! એકડે એકો આતમ !!, પરમેશ્વરને દીલ પ્રગટાવ !! ॥૯૧॥

# મ

મમ્મા મેહનત કરીને જીવો !!, મહાન્ થવાનાં કર !! સહુ કાજ;
મજબૂત બનશો વીર્યને રક્ષો !!, મન વશ કરતાં મુક્તિરાજ. ॥ ૧ ॥

મતભેદે કદિ મોહ ન કરીએ, સત્યને ખેંચી લેવું સાર;
મમતા માયા છંડો !! આતમ !!, મરતાં નિર્ભય ભાવને ધાર !!. ॥૨॥

મન વશ કરીને આતમ બળથી,-નિષ્કામે કર !! સઘળાં કર્મ;
મન તે સ્વર્ગ નરક છે જાણી, મન વશ કર !! થાવે શિવ શર્મ. ॥ ૩ ॥

મનની મારામારી જગમાં, મન સાધંતાં સાધ્યું સર્વ;
મન મરતાં મુક્તિ સુખ અહીં છે, મન જીત્યું એમ કરો !! ન ગર્વ. ॥૪॥

મર્દ બનીને દર્દ સહો !! સહુ, મર્દો મરજીવા વખણાય;
મર્દ વિના મડદાલ જનોથી,-દેશ સંઘની પડતી થાય. ॥ ૫ ॥

મન ઇન્દ્રિયો દુર્ગુણ વશમાં, મર્દ નહીં તે જગ કહેવાય;
મરતાં બીવે મર્દ નહીં તે, નામર્દોથી કશું ન થાય. ॥ ૬ ॥

મઝામોજમાં રાચ !! ન આતમ !!, મર્યાદા સારી નહીં મૂક !!;
માગણી અન્યો કરે તેહને, નિજ શક્તિયે કદિ ન ચૂક !!. ॥ ૭ ॥

મતિ ધર્મમાં ધારણ કરજે, મદ સહુ જાતના વેગે ત્યાગ !! ;
મનનો મેલ નિવારો!! આતમ !!, મુનિ ગુરૂપર ધરજે રાગ. ॥ ૮ ॥

માટીની કાયા માટીમાં,-મળતી સહુની નજરે દેખ !!;
મમતા કરી શું મુંઝે આતમ !!, પરભવ ચાલે જીવો પેખ !!. ॥ ૯ ॥

મરજીવા થૈ જીવો !! જગમાં, સાક્ષી ભાવે રહીને સત્ય;
મરવું આતમજ્ઞાને કરવું, સ્વાધિકારે કરીને કૃત્ય. ॥ ૧૦ ॥

માનપૂજા કીર્તિની ઇચ્છા, ત્યાગી આતમભાવે વર્ત !!;
માયાથી ન્યારો ગણી આતમ !!, વર્તો !! મુક્તપણાની શર્ત. ॥૧૧॥

મારૂં તારૂં જગમાં કરે શું ?, મૂકી સઘળું સર્વે જનાર;
મુક્તિ માટે માનવ ભવ છે, મૂર્ચ્છા સઘળી જ્ઞાને વાર !!. ॥ ૧૨ ॥

મુંઝ !! ન આતમ!! જગમાં ક્યાંયે, નામ રૂપથી તું છે ભિન્ન;
જડ દેહાદિક તે તું નહીં છે, ચિદાનંદ આતમ !! તું પીન. ॥ ૧૩ ॥

મૃત્યુ ભય આદિ બહુ ભયને, આતમજ્ઞાને દૂર નિવાર !! ,
અમર આત્મા મરે નહીં તું, દેહને પ્રાણનો નાશ વિચાર !! ॥ ૧૪॥
મુનિવરને વંદો !! ને પૂજો !!, મુનિની સંગે મુક્તિ થાય,
અનંત ભવના કર્મો વિણસે, મુનિ ગુણ આચારે નિર્માય ॥ ૧૫ ॥
મેળો જગમા સર્વજીવોનો, અનંત સગપણ કીધા મેળ;
પણ આતમવણ કોઈ ન સાથે, મોહનો સઘળો કર્મનો ખેલ. ॥ ૧૬ ॥
મોહ શયતાનની સાથે લડીને,–આતમ થા !! મુક્તિનો ભૂપ,
મોહની સઘળી વૃત્તિ વારી,–આતમ થા !! તું આપસ્વરૂપ. ॥ ૧૭ ॥
મોહને જીતે જીત્યું સઘળું, મોહ વશી બહુ જીવો દાસ,
મડદા સરખા જીવતા તે, કામિનીભોગોમા સુખઆશ ॥ ૧૮ ॥
મોહને મારે તે જગ મર્દો, બીજી સઘળી માથાકૂટ,
જગમા રાગને રોષ ભાવથી, મોહ કરે છે સહુની લૂટ ॥ ૧૯ ॥
મંડો !! આતમશુદ્ધિ કરવા, પામો !! તેથી મુક્તિ મહેલ,
મનમા પ્રગટી દુષ્ટેચ્છાઓ,–વારો !! કરશો !! નિજ ગુણ સહેલ.॥૨૦॥
મળિયો માનવ ભવ નહીં હારો !!, મોહ મારીને જીવો !! ભવ્ય !!,
મળશો જ્યોતિર્જ્યોતે ધ્યાને, પરમાત્મપદ તુજ કર્તવ્ય ॥ ૨૧ ॥
માયા મમતા મારીને જે, આત્મોપયોગે વર્તે તેહ,
મોટા જગમા તેઓ નક્કી, દેહ છતા જે હોય વિદેહ ॥ ૨૨ ॥
મિત્ર તે આતમ અભેદ ભાવી, આપતમા અર્પે ધન પ્રાણ,
મન તન જુદા આતમ ઐક્ય જ્યા,–મિત્રપણું ત્યા સાચુ માન!! ॥૨૩॥
મિત્ર તે મિત્રભલામા જીવે, નિષ્કામી મિત્રો છે સત્ય,
મિત્રવિના સૂનું જગ જાણો !!, મિત્રપણાના મોટા કૃત્ય. ॥ ૨૪ ॥
મિત્ર ખરા દુર્લભ છે જગમા, મિત્ર વિના છે સૂનું સ્વર્ગ,
મિત્ર કર્યા સાચા મુનિવરને,–તેને મળતું શિવ અપવર્ગ. ॥ ૨૫ ॥
મિત્રમૈત્રીના નામે મેં રચિયો,–ગ્રન્થ લોકના બહુ હિતકાર,
મિત્ર સ્વરૂપનું વર્ણન તેમા,–જોશો ત્યાથી બહુ અધિકાર ॥ ૨૬ ॥
મરતા પહેલા મોહને મારો !!, મરવું પડે નહીં બીજીવાર;
મૃત્યુ જન્મ્યા તેનું થાતું, મૃત્યુ અવધાર્યું નિર્ધાર. ॥ ૨૭ ॥

મલ્લિનાથ તીર્થંકર જેવા,-કપટે પામ્યા સ્ત્રી અવતાર;
માયા ત્યાગથી કરમાં મુક્તિ, આતમ!! કર!! માયા પરિહાર. ॥૨૮॥
મનસુખા કંઈ કરો!! કરોડો,-તેથી થાય ન કાર્યની સિદ્ધિ;
મનમાં નિશ્ચય કરી પ્રવર્તો!!, આતમ સુખ પામો!! સમૃદ્ધિ. ॥૨૯॥
મહુડો ફળતો દીઠો નાગો, આંબો ફળ તો ઢાકયો દેખ!!;
મોટા નીચાનું એ અંતર્, સ્વભાવથી સમજાતું પેખ!!. ॥ ૩૦ ॥
મહાવીર પ્રભુને વંદુ ધ્યાવું,-સર્પે ડસ્યો પણ કરી ન રીસ;
મોહ મહામલ્લ જેણે જીત્યો, તીર્થંકર છેલ્લા જગદીશ. ॥ ૩૧ ॥
મહાવીર પ્રભુએ જૈનધર્મને,-સ્થાપ્યો ટાળ્યાં સૌનાં દુઃખ;
મહાવીર પ્રભુજી કેવલજ્ઞાની, પરમેશ્વર જગ આપે સુખ. ॥ ૩૨ ॥
મહાવીર પ્રભુનાં શાસ્ત્રો વાંચ્યાં.-તેથી થયો હું પ્રભુનો ભક્ત;
મહાવીર પ્રભુજી દેવ છે મારા,-વ્યાપી રહ્યા દેહમાં મહાશક્ત. ॥૩૩॥
મારા શુદ્ધાદર્શ મહાવીર, પરમેશ્વર સાચા ભગવાન્;
મહાવીરરૂપમાં જીવું જ્ઞાને, મહાવીરમાં બનિયો મસ્તાન. ॥ ૩૪ ॥
મહાવીર પ્રભુએ તત્ત્વ પ્રકાશ્યાં,-તેમાં પૂરણ મુજ વિશ્વાસ;
મહાવીર આતમ અસંખ્ય પ્રદેશી, અધ્યાત્મ મહાવીર હું ખાસ. ॥૩૫॥
મહાવીર થૈને મહાવીર સેવું,-ધ્યાવું આતમ મહાવીર દેવ;
મહાવીર પરમબ્રહ્મ પરમાતમ, સાત નયોથી કરૂં હું સેવ. ॥ ૩૬ ॥
મહાવીર પ્રભુમાં સર્વે સ્વાર્પણ, મહાવીર ભાવે જીવવું સત્ય;
મહાવીર સેવા ભક્તિ અર્થે, તન મન વાણી સઘળાં કૃત્ય. ॥ ૩૭ ॥
મનમાં પ્રગટ્યા રાગ રોષને,-મારે તે જન મહાવીર થાય;
મહાવીર થાતો આતમ પોતે, દર્શન જ્ઞાન ચારિત્રે ન્યાય. ॥ ૩૮ ॥
મહાવીર પ્રભુરૂપ આતમ જાણે,-વર્તે તે મહાવીરજ થાય;
મન જીત્યાથી મહાવીર આતમ, પૂર્ણ શુદ્ધિએ સ્વયં સુહાય. ॥૩૯॥
મોહ કર્મ છે આઠ કર્મમાં,-બળવંત શયતાનજ તે જાણ!!;
મોહને મારે તે પ્રભુ પોતે,-ફરે ન લાખ ચોરાશી ખાણ. ॥ ૪૦ ॥
મોહ રાજ્યના જીવો સેવક, યુદ્ધંયુદ્ધા મોહે થાય;
મોહની પ્રકૃતિ અઠ્ઠાવીશ,-હણે તે યોગી પ્રભુ સુહાય. ॥ ૪૧ ॥

મોહને પ્રભુને કરોડ ગાઉનું, છેટું અંતર્ સમજો !! ભવ્ય !!,
મનમાં મોહ પ્રવેશી કરાવે,—તેવાં કરો !! ન પાપનાં કૃત્ય. ॥ ૪૨ ॥
મોહને મારે તે છે મુનિ ઋષિવર, નામને વેષે થાય ન કાજ,
મનમાં માયા મોહ તો બાહ્યથી, ખોટા મોટા કરવા રાજ્ય ॥૪૩॥
મીઠી બરફી ઘારી ન ઘેબર, મીઠી ના લાગે મન દ્રાખ,
મીઠું મનમાં જેહ રૂચે તે, રૂચિ સમું મીઠું નહીં ચાખ !! ॥ ૪૪ ॥
મીઠું ન સ્વાર્થ સમું કો જગમાં, જ્યાં જેની રૂચિ તે મિષ્ટ,
મીઠી ઘેંઘાને વિષ્ઠા છે, રૂચિ વિના બીજું છે અમિષ્ટ ॥ ૪૫ ॥
મીઠું ખાવું મીઠું પીવું, મીઠું ઉંઘવું મીઠું બોલ !!,
મીઠું કરવું મીઠું ફરવું, સત્ય મિષ્ટ અંતર્માં તોલ !! ॥ ૪૬ ॥
મૈથુન સેવન કામે ક્રોધે, રાગે લોભે સ્વાર્થે થાય,
મૈથુન ભયથી જડ સુખ મોહે,—જીવોવડે જગમાં સેવાય. ॥ ૪૭ ॥
મૈથુનસંજ્ઞા મોહ સ્વરૂપી, મૈથુનથી સુખ કદિ ન થાય,
મૈથુનથી દુ:ખ પરંપરા છે, મૈથુનાર્થે લગ્ન કરાય ॥ ૪૮ ॥
મૈથુન જે કાયા મનનું છે,—તેમાં હોય ન વિશુદ્ધ પ્રેમ,
મૈથુનવણ જગ સુખિયા સંતો, મૈથુન છંડે શાંતિ ક્ષેમ. ॥ ૪૯ ॥
મનતનુ વાણી ગુપ્તિ ધારો !!, આતમ !! જ્ઞાને નિજ ઉપયોગ,
મુક્તિનાં સુખ અહિંયાં ભોગવ !!, પુદ્‌ગલભોગને માની રોગ ॥૫૦॥
મૂર્તિપૂજા માન્યતા ભાખી,—જૈનશાસ્ત્ર આગમમાં પાઠ
મૂર્તિપૂજા પ્રેમીઓને,—પ્રથમ દશામાં છે ગુણહાટ ॥ ૫૧ ॥
મૂર્તિપૂજા ગુણી જિનવરની, જિનવર ગુણ લેવાને હેત,
મૂર્તિપૂજા મુક્તિ પગથિયું, ગુણ લેવાનો શુભ સંકેત ॥ ૫૨ ॥
મનમાં પરણ્યા મનમાં રાચ્યા,—તેથી ન સિદ્ધે કાર્ય લગાર,
મનમાં લાવી કાર્યને કરજે, મનથી સ્વર્ગને નરક વિચાર !! ॥ ૫૩ ॥
મનની ગતિને કોઈ ન પહોંચે, મન જીતે જીત્યો સંસાર,
મનને અશ્વની પેઠે હળવે,—હળવે વશ કર !! તું નિર્ધાર ॥ ૫૪ ॥
મનવાણી તનુ ઈન્દ્રિયોથી, આતમ !! ન્યારો છે ભગવંત,
મન આદિ સાધનને જાણી, મુક્તિ સાધ્ય !! તું થૈને સંત. ॥ ૫૫ ॥

મનવચ કાયા ત્રણમાં એકજ, સંતો સજ્જન તે કહેવાય;
મનતન વચને જૂઠું જૂઠું, દુર્જન દુષ્ટો તેહ કથાય. ॥ ૫૬ ॥

માગણ સરખો કો નહીં હલકો, માગે જે ખોઇ નિજલાજ;
માગણથી પણ અધમ નીચ તે, માગણને કરતો નારાજ. ॥ ૫૭ ॥

માગણ રંકની પાસે માગે, તે અધમાધમ નીચો જાણ !!;
માગણ વેળા મહાગુલામી,-વૃત્તિથી પોષાતા પ્રાણ. ॥ ૫૮ ॥

મુંજ સરીખા રાજાએ પણ,-મોહે માગી ઘરઘર ભીખ;
મોહ નચાવે નાચો !! સહુને, સમજુને લાગે મન શીખ. ॥ ૫૯ ॥

મનુષ્યપણું છે સત્કર્મોથી, સદ્‌ગુણ શક્તિથી નિર્ધાર;
મનુષ્ય, પ્રભુનો પ્રતિનિધિ પેખો !!, અનેક ગુણનો જે ભંડાર. ॥૬૦॥

મનુષ્યપણું વિદ્યાને જ્ઞાને-સદ્‌ગુણથી ખીલવો !! નરનાર.
મનુષ્ય તરીકે જન્મમાત્રથી, મનુષ્યત્વ પ્રગટે નહીં સાર. ॥ ૬૧ ॥

મનુષ્યત્વ પ્રગટાવવું જ્ઞાને, ચારિત્રે કરી આત્મવિકાસ;
મનુષ્ય તે સર્વજ્ઞ બને છે, તીર્થંકર આદિપદ ખાસ. ॥ ૬૨ ॥

મનુષ્ય સર્વગુણોએ ખીલે, આતમને તે કરતો દેવ;
માનવભવ પામીને આતમ !!, કર !! સદ્‌ગુણ સત્કાર્યની સેવ. ॥ ૬૩ ॥

મોટાઓમાં મોટી પોલો, નાનાઓમાં નાની પોલ;
મોટાઓનું સઘળું મોટું, કરે વિવેકે જ્ઞાની તોલ. ॥ ૬૪ ॥

મેતાર્ય મુનિવરને ધનધન્ય, કોની ઉપર કર્યો ન રોષ;
મમતા દેહની છંડી સમતા,-ભાવે પામ્યા શિવ સંતોષ. ॥ ૬૫ ॥

મેઘકુમાર મુનિવર મોટા, છંડયું દેહનું જેણે મમત્વ;
મેઘરથરાજા મહા મોટું,-દયા ધરીને રાખ્યું સત્વ. ॥ ૬૬ ॥

મહાવીર પ્રભુના કાને ખીલા,-માર્યા ગોપે ધરીને ક્રોધ;
મનમાં ત્હોંયે સમતા ધારી, ધન્યધન્ય મહાવીરનો બોધ. ॥ ૬૭ ॥

મન:કલ્પના અનેક રીતે, ઇશ્વરરૂપો ઘડે અનેક;
મન:કલ્પના પેલી પારે, ઇશ્વર સમજો !! ધરી વિવેક. ॥ ૬૮ ॥

મનુષ્યને નહીં અશક્ય જગમાં, મનુષ્ય ધારે કરે તે સર્વ;
મનુષ્યની કિંમત નહીં આતી, મનુષ્ય હારે કરીને ગર્વ. ॥ ૬૯ ॥

મોક્ષ તે મૂકાવુ સહુકર્મથી, એવભૂત નયે એ મુક્તિ,
મોક્ષ તે કર્મબધથી મુક્તિ, સાત નયોથી મોક્ષની યુક્તિ, ॥ ૭૦ ॥

મોક્ષ તે આત્મની પૂરણ શુદ્ધિ, મોક્ષ તે પૂરણ જ્ઞાનાનન્દ,
મોક્ષ તે સર્વથા હુ ગથી છૂટવુ, ટાળવો સર્વથા મોહનો ફદ ॥ ૭૧ ॥

મનુષ્ય તે મનુષ્યભવમા ધ્યેય છે, સર્વધ્યેયનુ મુખ્ય તે ધ્યેય,
મોક્ષધ્યેયનણુ બીજા ધ્યેયો, મોક્ષ દૃષ્ટિએ છે આદેય ॥ ૭૨ ॥

મન છે બધ ને મોક્ષનુ કારણ, મન છે સ્વર્ગ ને નરક પિછાણુ ! !,
મન જેવુ તેવા છે જીવો, મનથી મનની તાણાતાણ ॥ ૭૩ ॥

મન ક્ષણમા જ્યા ત્યા બહુ ભમતુ, મનને જીતે તે છે મર્દ,
મન વશમા તો ઘટમા મુક્તિ, મનથી સઘળા જગમા દર્દ ॥ ૭૪ ॥

મન તે સ્વર્ગ છે દયા દાન દમ, પ્રેમ ભક્તિ સાત્વિકગુણખાણ,
મન તે નરક છે હિંસા જૂઠુ, ચોરીવાળુ દુર્ગુણ ઠાણ ॥ ૭૫ ॥

મન સમજાવી વશમા કરતા,-તે વીરો ભક્તો છે સત,
મન ના વશ તે ગુલામ હલકા, દુર્ગુણી દુખી છે પરતત્ર ॥ ૭૬ ॥

મન વશ કરનારા મહાવીરો, કર્મોદધિ તરી પારે જાય,
મન વશ થાતુ હળવે હળવે, અશ્વને ગજની પેઠે ન્યાય ॥ ૭૭ ॥

માન છે ચાર પ્રકારે મોહુ, માનથી સત્યગુણો ન ગ્રહાય,
માનથી અધા પાટા આખે, માને ગુણ આવ્યા તે જાય. ॥ ૭૮ ॥

માનથી જગમા રાવણ હાર્યો, માને દુર્યોધનની હાર,
માને વિદ્યા વિનય ન આવે, દુર્ગુણનો વધતો અબાર ॥ ૭૯ ॥

માને અતર્ બાહ્યમા શત્રુ, માને દિલમા છે અધાર,
માને મનની છે નબળાઈ, નિર્માને આતમગુણ ધાર ! ! ॥ ૮૦ ॥

માન તે ભ્રાતિ માન તે રોગ છે, અજ્ઞાને દિલ પ્રગટે માન,
માન ટળે આત્મજ્ઞાન વણુ, નામર્દોને માન છે જાણુ ! ! ॥ ૮૧ ॥

માન છે અજ્ઞાની લોકોને, ભૂલેલાઓને છે માન,
માનમા જૂઠી છે મોટાઈ, માન કરતા તે નાદાન ॥ ૮૨ ॥

માન ગર્વ અહકાર તજી દે ! !, અગુરૂ લઘુ નિજ આતમભાવ,
મહત્તા શુદ્ધાતમ ભાવે છે, આતમ " નિજમા ગર્વ ન લાવ્ય " ॥૮૩॥

માયા કપટ તે નબળાઇ છે, આત્મશક્તિયોની છે હાન;
માયાથી અંતરમાં પ્રભુની,-સાથે મળતાં પડદો જાણ ! !. ॥ ૮૪ ॥

માયા ચાર પ્રકારે જાણો ! !, શુભાશુભ માયાના ભેદ;
માયાથી આતમ !! પ્રભુ દૂરે, અંતર્માંહી વર્ત્તે ખેદ. ॥ ૮૫ ॥

માયાથી તપ જપ વ્રત કિરિયા, ચારિત્ર પાળ્યું નિષ્ફલ જાય;
માયાથી સ્ત્રીના અવતારો, આત્મપ્રભુ પ્રાકટ્ય ન થાય. ॥ ૮૬ ॥

માયા ટાળ્યામાં મર્દાઈ, માયામાં છે નામર્દાઈ;
માયા ટાળો !! મોક્ષાર્થે જન,-તેથી વધશે આપ વડાઇ. ॥ ૮૭ ॥

મર્દ તે અંતર શત્રુ જીતે, દોષોની ટાળે નબળાઈ;
મર્દ તે ગર્વ ને માયા જીતે, વ્યભિચાર ટાળે દુઃખદાઇ. ॥ ૮૮ ॥

મર્દ તે દુર્ગુણ દોષ ન સેવે, મોહવૃત્તિનો કરે વિનાશ;
મર્દ તે પરમાર્થે દે પ્રાણો, નિર્ભય કદિ રહે ન ઉદાસ. ॥ ૮૯ ॥

મર્દ તે કામને ક્રોધને જીતે, દુઃખીઓની કરતો સહાય;
મર્દ તે બૂરી કામના જીતે, મર્દ તે કરે નહીં અન્યાય. ॥ ૯૦ ॥

મર્દ તે ગુલામી બંધન તોડે, મરવાથી ડરતો નહીં લેશ;
મર્દ બનો !! નિજ આતમ શૂરા, ટાળો !! રાગ અને મહાદ્વેષ. ॥૯૧॥

મર્દ બનીને જગમાં જીવો !!, મર્દોથી જગમાં જીવાય;
મર્દાઇવણ જનો મરેલાં, જાણો !! જીવંતાં એ ન્યાય. ॥ ૯૨ ॥

મર્દાઇ નહીં શિકાર ખેલે, નબળાઓનો કરે વિનાશ;
મર્દાઈ નહીં જૂલ્મ કર્યામાં, સાત્ત્વિક મર્દનો સ્વર્ગમાં વાસ. ॥ ૯૩ ॥

મર્દ તે મન ઇન્દ્રિયો જીતે, સહે નહીં જૂલ્મો અન્યાય;
મર્દ તે દુઃખીજનની વ્હારે,-દોડે પ્રાર્થકને દે સ્હાય. ॥ ૯૪ ॥

મર્દ પરાક્રમગુણથી શોભે, નામર્દોમાં સ્વાર્થ ને ભીતિ;
મર્દાઈ છાની નહીં રહેતી, નામર્દાઇમાંહી અનીતિ. ॥ ૯૫ ॥

મૃત્યુ છે દુનિયાનો શિક્ષક, મૃત્યુ ભયથી પ્રભુ ભજાય;
મૃત્યુભય-સમ ભીતિ ન કોઇ, મૃત્યુ ભયથી ધર્મ સધાય. ॥ ૯૬ ॥

મૃત્યુ સામું ખડું કરીને, વર્તે કે જેથી થાય ન પાપ;
મૃત્યુ ઓચિંતુ ઝટ-આવે, પાપીને મરણો સંતાપ. ॥ ૯૭ ॥

મૃત્યુકાલે પ્રભુમા મન ધર !!, પાપોનો કર !! પશ્ચાત્તાપ,
મૃત્યુકાલે સર્વજીવોને, ખમાવી લે !! તજ !! મોહના પાપ. ॥ ૯૮ ॥
મૃત્યુભય જેને મન લાગે,–તે ચેતી કરતો પ્રભુધ્યાન,
મૃત્યુ પૂર્વે આતમ !! સાચુ,–ધર્મ કર્મ કરી લે !! મનમાન ॥ ૯૯ ॥
મૃત્યુના પડદાની પાછળ, સત્યધર્મીને આનદ શાતિ,
મૃત્યુકાલે મહોત્સવ તેને, પ્રભુમા મન ટળી જેની ભ્રાતિ ॥ ૧૦૦ ॥
મૃત્યુને મહોત્સવસમ લેખે, જ્ઞાની ભકતો યોગી સત,
મૃત્યુ તે આતમની ઉન્નતિ, હેતે જાણે મુનિ મહત ॥ ૧૦૧ ॥
મૃત્યુથી નિર્ભય છે જ્ઞાની, પાપીઓ ભય પામે ખૂબ,
મૃત્યુસમ શિક્ષક નહીં કોઈ, મૃત્યુ છે ગુણ શિક્ષા લુબ ॥ ૧૦૨ ॥
મૃત્યુના પડદાની પાછળ, સારા ખોટા બહુ અવતાર,
મૃત્યુથી આગળ નિજભાવી, કર્મનુ ફળ ભોગવવુ સાર ॥ ૧૦૩ ॥
મૃત્યુ પહેલા સદ્ગુણ સઘળા, સત્કર્મો કરીલે !! નિર્ધાર,
મૃત્યુ પહેલા આતમ !! ચેતી, ધર્મ કરી ટચો !! તૈયાર ॥ ૧૦૪ ॥
મૃત્યુ પ્રતિપળ સામું રાખી,–પ્રભુભક્તિ કરશો નરનાર,
મૃત્યુ સ્મરતા અનેક પાપો,–ટળતા મૃત્યુભયે નિર્ધાર ॥ ૧૦૫ ॥
મૃત્યુ દેહ ને પ્રાણ વિયોગે, થાતું વ્યવહારે કહેવાય,
મૃત્યુ ન આતમનુ નિશ્ચયથી, અજર અમર આતમ લેખાય. ॥૧૦૬॥
મૃત્યુપૂર્વે મોહને મારો !!, મર્યા પછી નહીં જન્મો થાય,
મૃત્યુ વખતે મતિ તેવી ગતિ છે, પ્રભુ ભજતા દુ ખો જાય ॥ ૧૦૭॥
મહાન્ મોટો લક્ષ્મી રાજ્યથી, સત્તાથી માને તે ફોક;
મોટાઈ જે બાહ્ય સબધે,–તેને જ્ઞાની સમજે પોક ॥ ૧૦૮ ॥
મોટાઇ દુનિયા દૃષ્ટિએ, જૂઠી તે છે સ્વપ્ન સમાન;
મોટાઈમા બહુ નબળાઇ, વધે ન તેથી આતમવાન ॥ ૧૦૯ ॥
મેળ ખરો જ્યા મળે નહીં ત્યા, સગપણ સ્નેહનો નહિ સબંધ;
મેળ મળ્યાવણ લગ્ન નકામા, શુદ્ધ પ્રેમ ત્યા મેળનો બધ. ॥૧૧૦॥
મેળ મળ્યાવણ પત્ની સાથે, પતિ સાથે દુ ખદાયી લગ્ન;
મેળ જ્યા સદ્ગુણ સત્કર્મોથી, પતિપત્ની સુખમાહી મગન. ॥૧૧૧॥

મેળ વિના ઉપરથી મળવું,-તેથી થાય ન મનમાં હર્ષ;
મેળ તે વિશુદ્ધ શ્રદ્ધા પ્રેમે,-થાતાં ત્યાં પ્રગટે ઉત્કર્ષ. ॥૧૧૨॥
મેળ ન જ્યાં મનમાં માયાને, ભિન્ન સ્વાર્થથી મળવું થાય;
મેળ ન બકરી સિંહનો ક્યાંયે, સરખા સરખી મેળ સુહાય. ॥૧૧૩॥
મેળ ન ગરીબ લક્ષ્મીવંતનો, મેળ ન સ્વામી શેઠનો થાય;
મેળ ન ઉંચા નીચા ભાવે, ભિન્ન ધર્મીમાં મેળ ન ક્યાંય. ॥૧૧૪॥
મેળ ન સામા સામી સ્વાર્થે, દયાળુ નિર્દયનો નહીં મેળ;
મેળ ન ઘરડાને બાલકનો, સમાનતાએ મેળનો ખેલ. ॥૧૧૫॥
મેળ મળે છે સ્વભાવ વચને, ગુણકર્મો જ્યાં સરખાં ત્યાંય;
મેળ મળે નહીં ભિન્ન વિચારે, વિરૂદ્ધ મેળે સુખ નહીં ક્યાંય. ॥૧૧૬॥
મેળ ખરો જ્યાં આત્મસ્વભાવે, સર્વજીવોથી મળવું થાય;
મેળ પ્રભુથી પ્રભુરૂપ થાતાં, ઐક્યભાવમાં મેળ સુહાય. ॥૧૧૭॥
મેળ જે મનનો તે મન ફેરે, મેળ ફરે છે અસંખ્ય વાર;
મન તનના સઘળા મેળો તે,-ક્ષણિક છે દેખો !! નરનાર. ॥૧૧૮॥
મેળ જે શુદ્ધાતમ પ્રીતિથી, આતમથી મળે આતમ જ્યાંય;
મેળ તે શુદ્ધાતમનો સાચો, ચિદાનંદ પ્રભુ પ્રગટે ત્યાંય. ॥૧૧૯॥
મેળ પરસ્પર પ્રેમને શ્રદ્ધા, સામ્યગુણો કર્મોથી થાય;
મેળ ન બળિયાથી નિર્બળનો, બરાબરીમાં મેળ સુહાય. ॥૧૨૦॥
મન આતમ મળે ત્યાં છે મેળા, કર્મે સર્વજીવોથી મેળ;
મનથી કીધા વાર અનંતી, મનના મેળા નાટક ખેલ. ॥૧૨૧॥
મેળો સકામભાવે દુઃખકર, સુખકર નિષ્કામે છે મેળ;
મેળ કરો !! તો પ્રભુને સંતથી,-ગુરૂથી મેળ કરો !! સુખરેલ. ॥૧૨૨॥
મેળ કર્યાની પહેલાં મેળનો,-અનુભવ કરશો સાચી શીખ;
મેળ છે સ્વર્ગને નરકસમા બહુ, મેળના સાચા બનો !! પરીખ. ॥૧૨૩॥
મેળ જે આતમ પ્રેમ વિનાના, સ્વાર્થે તે દુઃખના દાતાર;
મેળ જે મોહના સાથે કરવો, ડગલે ડગલે દુઃખ દેનાર. ॥૧૨૪॥
મેળ ન અજ્ઞાનીઓ જાણે, સ્વાર્થીઓને જૂઠો મેળ;
મેળ ચામડી ભોગના સ્વાર્થે,-તેમાં દુઃખદાયક છે ઝેર. ॥૧૨૫॥

મેળ જે લક્ષ્મી સત્તા સ્વાર્થે,-તેમાંહી બળતું છે મશાણ,
મેળ જે કામે લોભે થાતો, જીવતા તે કબ્ર સમાન ॥૧૨૬॥

મેળ જે સદ્ગુણી સત્કર્મીનો, અમૃતરસ ત્યાં સુખની લ્હેર,
મેળ જ્ઞાનાનન્દ સ્વભાવે,-વર્તે નહીં ત્યાં કંઇ અન્ધેર ॥૧૨૭॥

મેળ છે આત્મસ્વભાવે મારે, સર્વજીવોથી અંતર બેશ,
મળ્યો પ્રભુથી વિશ્વથી જ્ઞાને, વિશુદ્ધ પ્રેમ રહ્યો ન ક્લેશ ॥૧૨૮॥

મુનિસુવ્રત જિનવર જયકારી, વીશમા તીર્થંકર સુખકાર,
મુક્તિ સુખદાતા પ્રભુ પૂરણ, જન્મ મરણ દુ:ખના હરનાર ॥૧૨૯॥

મેળ કરીને આતમભાવે, જગમા હળીમળીને ચાલ !!,
મળતા વિચારે સહુની સાથે, મળીને રહેવું નિશ્ચય ધાર !! ॥૧૩૦॥

મળતા વિચારોને આચારો,-જે નહીં આવે અન્યની સાથ,
મતભેદે ત્યાં દ્વેષ ન કરવો, દ્વેષે મળે ન ત્રિભુવનનાથ ॥૧૩૧॥

મળતા જે જે અંશે આવે, અન્યોના આચાર વિચાર,
મળતા તે તે અંશે રહીએ, અન્યોથી શુભ એ વ્યવહાર ॥૧૩૨॥

મતપથ દર્શન ધર્મ ઘણા જગ, મતભેદોથી લડવું ફોક,
મતપથ દર્શન ધર્મ રહસ્યો,-જાણે એવા લડે ન લોક ॥૧૩૩॥

મનની હયાતી સુધી જગમા, મતિ મતામત રહે હયાત,
મન મર્યા પાછી શુદ્ધાતમમા, મતો કદાગ્રહ રહે ન જાત ॥૧૩૪॥

મતપંથોને ધર્મોને જે,-સાત નયોથી જાણે જેહ,
મત ઔદાર્ય તો સાપેક્ષાએ,-જાણી જૈન બને ગુણગેહ ॥૧૩૫॥

મત ધર્મોની મારામારી, અનાર્ય લોકોમા બહુ થાય,
મહાવીર પ્રભુના તત્ત્વો જાણે,-તો વીતરાગદશા જીવ પાય ॥૧૩૬॥

મતિશ્રુત અવધિ ને મન પર્યવ, પંચમ વ્યાપક કેવલજ્ઞાન,
મહાવીર પ્રભુએ પાંચે જ્ઞાનનું, સ્વરૂપ પ્રકાશ્યું સુખકર જાણ !! ॥૧૩૭॥

મળતા રહીએ મળતા સાથે, સદ્ગુણ આત્માર્થે જ્યાં ત્યાંય,
મળીએ હળીએ મૈત્રીભાવે, મિત્રભાવ ધર !! જીવોમાંહ્ય ॥૧૩૮॥

માઠું કહેવું કોને ન મીઠું,-લાગે મનમા નિશ્ચય ધાર !!,
મીઠું ખાવું પીવું મીઠું, કહેવું રહેવું સુવું સાર ॥૧૩૯॥

મીઠું વર્તન મીઠી વાણી, મીઠી મિત્રાચારી રાખ ! !;
મીઠું કહેતાં કાર્યસરે તો,-કડવું નહી નિજપુત્રને ભાખ ! !. ॥૧૪૦॥

મીઠું જેને જે રૂચે તે, મીઠું તે વણ બીજાું ન કાંઇ;
મન જીવ્હાથી મીઠું તે પણ, કડવું અપેક્ષાએ દુઃખદાઈ. ॥૧૪૧॥

મીઠું પણ કડવું પરિણામે, કડવું પણ પરિણામે મિષ્ટ;
મીઠું કડવું સહુ ઉપયોગી, સાપેક્ષાએ ઇષ્ટાનિષ્ટ. ॥૧૪૨॥

મજીઠ રાગથકી પણ અધિક,-દેવ ગુરૂપર લાગે રાગ;
મનની શુદ્ધિ ત્યારે થાતી,-પ્રગટે યોગ અને વૈરાગ્ય. ॥૧૪૩॥

મેલ જે મનનો તેથી મેલાં, જગમાં જાણો ! ! નરને નાર;
મેલા દેહથી મનથી નિર્મલ, એ મેલા નહી જાણ ! ! લગાર. ॥૧૪૪॥

મહેલ બાગ વાડી ને ગાડી, લાડી પુત્રાદિક પરિવાર;
મૂકી જવું અંતે પરભવ,-માટે ધર્મનું શરણું ધાર !!. ॥૧૪૫॥

મુંજી કંજુસથી પણ માગણ, ઉદારતાથી છેજ મહાન્;
મુંજી ખાવે પીવે ન દેવે, જગમાં તે મોટો હેવાન. ॥૧૪૬॥

મખ્ખીચુસની પાસે માગે,-તે માગણ પણ છે નાદાન;
માગણની પાસે જે માગે,-નાદાનોનો તે શયતાન. ॥૧૪૭॥

માગણથી પણ હલકો તે છે,-માગણ પાસે માગી ખાય;
માગણને જે આપે નહીં તે,-માગણથી હલકો કહેવાય. ॥૧૪૮॥

માઠું જગમાં માગવું તે છે, મુખવાણી મન દીનતા થાય;
મત્યુથકી પણ માગવું ખરૂં, જીવંતાં મૃત્યુ કહેવાય. ॥૧૪૯॥

મૃત્યુ દેહાદિકનું થાતું-મોડું વહેલું જગમાં જાણ ! !;
મૃત્યુદશાની પૂર્વે જ્ઞાને, નિર્ભયતાને દિલમાં આણ ! !. ॥ ૧૫૦ ॥

મૃત્યુ પ્રસંગે આત્મોપયોગી, નિર્ભય થૈ ધર ! ! સમતા ભાવ;
મૃત્યુ પછીથી ધર્મ પ્રતાપે, જ્ઞાનાનંદના પ્રગટે લ્હાવ.. ॥ ૧૫૧ ॥

મૃત્યુ શિક્ષક સરખું સૌને, સુખદુઃખ શીખામણ દે સાર;
મૃત્યુ જીવન એ બે પર્યાયો, કર્મયોગથી અનંત ધાર ! !. ॥ ૧૫૨ ॥

મૃત્યુ દેતાં મૃત્યુ ફળશે, મરતાં પ્રાણીઓને ઉગાર ! !;
મરનારાને કરો ! ! સહાયો, મરનારાનાં દુઃખ નિવાર ! !. ॥ ૨૫૩ ॥

મગનારાને નિર્ભય કરશો, પ્રભુ ધર્મનો આપી બોધ,
મરવાનું કોને નહિ કહેશો, મૃત્યુ કારણુ અતર્ શોધ ! ! ॥ ૧૫૪ ॥

મરવુ એવો શબ્દ ન કોને,–સારો લાગે જગમા જાણુ ! !,
મરવાનુ તુ કહે નહિ કોને, જગમા સૌને વ્હાલા પ્રાણુ ॥ ૧૫૫ ॥

મરણુ ભીતિથી દુ ખી જેઓ –તેઓને નિર્ભયતા આપ ! !
મરણુ દુ ખથી દુ ખીઓના,–દુ ખોને વેગે તુ કાપ ! ! ॥ ૧૫૬ ॥

મરણુ થકી રક્ષો ! ! સૌ જીવો,–તેથી પુણ્ય ઘણુ બધાય,
મરનારાની સેવા કરતા,–પ્રગટ પ્રભુ નયને નિરખાય ॥ ૧૫૭ ॥

માર ! ! ન કોને ક્રોધે ક્યારે, જીવોને દે ! ! નહિ સતાપ,
મારતા નહિ ધર્મ પ્રગટતા, માર્યામા છે ઝાઝુ પાપ ॥ ૧૫૮ ॥

મર ! ! એવો કદિ શબ્દ બોલ ! ! નહિ,–ક્રોધાદિકથી આતમરાજ ! !,
મારવુ મરાવવુ અનુમોદવુ,–એ સૌ પાપ તણા છે કાજ ॥ ૧૫૯ ॥

મૃત્યુ પોતાને વ્હાલુ નહિ,–એવુ બીજાનુ તુ જાણુ ! !,
મરકી આદિ રોગથી મરતા, જીવોના રક્ષો ! ! શુભ પ્રાણુ ॥૧૬૦॥

મરવું શિખો ! ! ધર્મમાર્ગમા, મરતા અમર જીવો થઇ જાવ ! !,
મરીને અન્ય બચાવો ! ! જીવો, મારણ વૃત્તિ વેગે હઠાવ ! ! ॥૧૬૧॥

મરતા નિર્ભય આતમ કરવુ, અમર આતમા જાણી નિત્ય,
મરે તે દેહાદિક છે પ્રાણો, દેહ વિનાશી સદા અનિત્ય ॥ ૧૬૨ ॥

મનની મારામારી જગમા, મનથી મરવુ જીવવુ થાય,
મન તે જાણો ! ! સ્વર્ગ નરક છે, મનથી ભવની મુક્તિ પમાય ॥૧૬૩॥

મનથી મરવુ મનથી તરવુ, મનથી જગમા હારને જીત,
મનને જીત્યા જીત્યુ સઘળુ, જ્ઞાને મનને ધાર ! ! પવિત્ર ॥ ૧૬૪ ॥

મનકુ જૈસું તેવુ ભાસે,–દુનિયામા સૌ નિશ્ચય જાણુ ! !,
મનની ભૂલ ભૂલામણી જગમા, મનવશ કરતા મુક્તિ માન ! ! ॥૧૬૫॥

મનમા મેલ તો મેલુ સૌ છે, પવિત્ર મન તો સર્વ પવિત્ર,
મન શુદ્ધ જ તો આતમપ્રભુ છે,–એવી સમજો ! ! મનની રીત ॥૧૬૬॥

મનકુ રુઝાવે હરાવે જગમા,–ચાતુ, એવો નિશ્ચય ધાર ! !,
મન ચગ્ગા તો દેવ કે પાસે, અનરુઝ તીર્થો નિરધાર ॥ ૧૬૭ ॥

મન વચ કાયા સાધન સઘળાં, આતમની શુદ્ધિ છે સાધ્ય;
મનને વશમાં રાખી આતમ !!, પરમાતમપદને આરાધ્ય !!. ॥૧૬૮॥

મનમાં પ્રગટ્યા દોષ હઠાવો !!, મનમાં પ્રગટ્યા ટાળ !! કષાય;
મન જીત્યાવણ થાય ન મુક્તિ, મનને આતમ સન્મુખ વાળ્ય !!.॥૧૬૯॥

મનનો મોહ તજી દો !! આતમ !!, મારૂં તારૂં સત્ય ન કોઈ;
મારૂં તારૂં મોહે માની,-દુનિયા લોકો રહ્યા છે રોઈ. ॥ ૧૭૦ ॥

મનમાં પ્રગટ્યો ક્રોધ નિવારો !!, મનમાં પ્રગટ્યો છંડો !! માન;
મનમાં પ્રગટી માયા છંડો !!, છંડો !! લોભ તણાં સૌ સ્થાન. ॥૧૭૧॥

મનમાં પ્રગટ્યો કામ નિવારો !!, કામોદયથી સુખ નહિ થાય;
મનની જૂઠી કામના છંડો !!, જડભોગે નહિ શાંતિ સુહાય. ॥૧૭૨॥

મનના સંબંધ સર્વે ખોટા, વાસના જેવાં જન્મો થાય;
મનની કામના દુઃખ કરનારી,-તેથી સાચું સુખ ન ન્યાય. ॥ ૧૭૩ ॥

મનની સઘળી ભ્રમણા ત્યાગો !!, આત્મપ્રભુમાં ધારો !! પ્રેમ;
મરજીવાથી મુક્તિ પામો !!, પ્રભુને ભજતાં યોગ ને ક્ષેમ. ॥ ૧૭૪ ॥

મૃત્યુથી ભય ધારણ કરતાં, મૃત્યુથી જગ બચે ન કોય;
મનમાં મૃત્યુ ભય નહિ ધારીશ, ભવિતવ્યતા અવશ્ય હોય. ॥૧૭૫॥

મન છે મરકટ જેવું ચંચળ, મોહ દારૂ પીને મસ્તાન;
મરકટ જેવું દોડે જ્યાં ત્યાં, ભૂલીને નિજ આતમ ભાન. ॥ ૧૭૬ ॥

મોહે જન્મ મરણ છે જગમાં, મોહે આત્મપ્રભુ છે દૂર;
મોહે અનંત દુઃખો પ્રકટે, મોહે મનડું ગાંડું તૂર. ॥ ૧૭૭ ॥

મોહને જીત્યો તે જગ જીપક, મોહથી હાર્યો તેહ ગુલામ;
મોહની મારામારી જગમાં, મોહ ત્યાં લેશ ન સમજો !! રામ. ॥૧૭૮॥

મોહ ત્યાં ઘોર અંધારૂં જગમાં, નિર્મોહે છે આત્મપ્રકાશ;
મોહને મારી જગમાં જીવો !!, મોહ જીતવા કર !! અભ્યાસ. ॥૧૭૯॥

મોહને જીતો !! આતમજ્ઞાને, આત્મજ્ઞાનથી મોહ હણાય;
મોહ મલ્લને જીતવા કાજે,-પામ્યો માનવ ભવ સુખદાય. ॥ ૧૮૦ ॥

મનુષ્ય ભવને હાર !! ન આતમ !!, રત્નત્રયી તું ઘટ આરાધ્ય !!;
મનમાં સાધ્યનું લક્ષ્ય જ રાખી, આત્મોપયોગે મુક્તિ સાધ્ય !!.॥૧૮૧॥

મૈથુન સંજ્ઞા ત્યાગો !! આતમ !!, મૈથુનથી નહીં સુખની આશ,
મધુબિન્દુ દૃષ્ટાન્તે જાણો !!, મૈથુન સુખનો ત્યજ !! વિશ્વાસ ॥૧૮૧॥
મૈથુન દુઃખનું કારણ પહેલું, ક્ષણિક સુખને દુઃખ અનંત,
મૈથુનસંજ્ઞા ટળતા આતમ !! પરમાતમ થાતોજ સ્વતંત્ર ॥૧૮૩॥
મૈથુનસંજ્ઞા ભવનું કારણ, મૈથુન સંજ્ઞા એ સંસાર,
મૈથુનસંજ્ઞા પરિહરવાથી, આતમ પામે ભવનો પાર ॥૧૮૪॥
મૈથુનસંજ્ઞા વેદજ જાણો !!, ગુણ સ્થાનક દશમાએ અંત,
મૈથુન ત્યાગે આત્મપ્રભુજી, પ્રગટપણે વર્તે ભગવંત ॥૧૮૫॥
મૈથુનસંજ્ઞા છતીતો પછી,-આવે જલ્દી ભવનો અંત,
મૈથુનસંજ્ઞા મનમાં વર્તે,-ત્યાં સુધી નહીં કોઇ સંત ॥૧૮૬॥
મૈથુનસંજ્ઞાથી જગ જીવો,-કરાય વળ થઇ કરતા પાપ,
મૈથુનસંજ્ઞાથી જગ જીવો,-પામે જગમાં બહુ સંતાપ. ॥૧૮૭॥
મૈથુનસંજ્ઞા છતે જેઓ,-તે જીનવર કે યોગી મહંત
મૈથુનસંજ્ઞા ત્યાગ્યાવણતો,-કદિ ન આવે ભવનો અંત ॥૧૮૮॥
મૈથુનના જગજીવો દાસો, મૈથુન માટે જીવ્યા જાય,
મૈથુનસંજ્ઞા મરતા આતમ !!, અનંત શાન્તિ સુખને પાય ॥૧૮૯॥
મૈથુનવૃત્તિ ત્યાગો !! આતમ !!, મૈથુનમાં દુઃખ જાણી સર્વ
મૈથુનસંજ્ઞા ટળતા નક્કી,-થાશે શાશ્વત સુખ અપવર્ગ ॥૧૯૦॥
મૈથુનસંજ્ઞામાં નહીં મુંઝો !!, મૈથુન વૃત્તિ વેગે ટાળ !!,
મૈથુનના વિયોગે શોધી,-આતમસુખમાં મનડું વાળ !! ॥૧૯૧॥
મૈથુનનું નહીં સ્વપ્નું આવે, સ્વપ્નામાં નહીં મૈથુન ભોગ,
મારી નાખો !! કામની વૃત્તિ,-તેથી પ્રગટે સુખ સંયોગ. ॥૧૯૨॥
મૈત્રી ભાવના ભાવો !! આતમ !!, સર્વજીવો છે મિત્ર સમાન,
મિત્ર સરીખા જીવો માનો !!,-તેથી થાશો !! જીન ભગવાન. ॥૧૯૩॥
મૈત્રીભાવે જગમાં વર્તો !!, અન્યજીવને શત્રુ ન ધાર !!,
મિત્ર સરીખી દુનિયા થાતાં, આતમ પામે ભવનો પાર ॥૧૯૪॥
મૈત્રી આદિ ચારે ભાવના. ભાવના પ્રગટે છે મુક્તિ,
મિત્રભાવ જો !! સર્વજીવોપર,-પ્રગટે તો મા'વજપદ મુક્તિ ॥૧૯૫॥

મૈત્રીભાવના સિદ્ધિ થાતાં,-જગમાં વૈરી રહે ન કોય;
મૈત્રીભાવના સિદ્ધિ થાતાં,-હિંસા બુદ્ધિ રહે ન જોય. ॥૧૯૬॥
મૈત્રીભાવના સિદ્ધિ થાતાં,-આત્મસમું જગ મન વર્તાય;
મૈત્રીભાવના સિદ્ધિ થાતાં,-વ્યકત પ્રભુ આતમ થૈ જાય ॥૧૯૭॥
મનને મિત્ર કરીને આતમ !!, સદ્ગુણગણમાં તેને વાળ્ય !!;
મન જો મિત્રસમું થયું તોપછી,-રહેતી નહી ભવદુઃખ જંજાળ. ॥૧૯૮॥
મનથી મિત્રો મનથી અમિત્રો, મનથી ઉઠી સૌ જજાળ;
મનને મારતાં મુક્તિ છે, સર્વધર્મમાં એવો ખ્યાલ. ॥૧૯૯॥
મિત્ર કરો !! આતમને આતમ !!, આતમ મિત્ર તો મુકિત પાસ;
મિત્રાઇ શુદ્ધાતમની શુભ, આતમમિત્રમાં ધર !! વિશ્વાસ. ॥૨૦૦॥
મિત્રાઇ જો પ્રભુની પ્રગટે, રહે ન મૃત્યુ ભીતિ લેશ;
મિત્રપણું આતમનું સાચું,-પ્રગટે તો નહીં રાગને દ્વેષ. ॥૨૦૧॥
મરવું જીવવું બેમાં જેને,-હર્ષ વા શોક નહિજ લગાર;
મરણુ જીવનમાં સમભાવી જે.-ધન્ય ધન્ય તે નરને નાર. ॥૨૦૨॥
મરવું જીવવું દેહને પ્રાણે, આતમભાવે નહિં લગાર;
મરવું જીવવું ધર્માર્થે જ્યાં,-આત્મોન્નતિ ત્યાં છે નિર્ધાર. ॥૨૦૩॥
મરવામાં કદિ શોક કરીશ નહિ, મૃત્યુ પાછળ તું છે નિત્ય;
મનમાં આવો નિશ્ચય રાખી,-મનવચ કાયને કરો !! પવિત્ર. ॥૨૦૪॥
મરવાથી કદિ ડર ! ! નહિ આતમ !!, મૃત્યુ પાછળ આત્મપ્રકાશ;
માનો !! જ્ઞાનપ્રતાપે નક્કી, ધારી લે ! ! પ્રભુનો વિશ્વાસ. ॥૨૦૫॥
મરવું પંડિત મરણે સારૂં, અજ્ઞાની મૃત્યુ દુઃખકાર;
મૃત્યુ પણ મહોત્સવ સમ થાતું,-સંતોને જાણો ! ! નિર્ધાર. ॥૨૦૬॥
માનો !! સર્વજીવોને નિજસમ, સર્વ લોકને દે !! સત્કાર;
મર્દાઇ ધરી કર!! સત્કાર્યો, માનવભવ એળે નહિં હાર !!. ॥૨૦૭॥
માખીને પણ દુઃખ નહિં દે !!, શત્રુને પણ દે !! નહિ માર;
મારદેવને જીતી ચાલો !!, પરમેશ્વર પર ધરીને પ્યાર. ॥૨૦૮॥
મુસાફરીમાં આગળ ચાલવું, ઉંઘો !! નહિં મારગમાં ભવ્ય !!;
માનવ !! તું મુસાફર જગમાં, મુસાફરીનાં કર ! ! કર્ત્તવ્ય. ॥૨૦૯॥

માનવભવનુ મૂલ્ય ન થાતુ, માનવ ભવથી મૃત્યુ વિનાશ,
માનવભવથી મુક્તિ થાતી, પ્રભુમા પૂરણ ધર !! વિશ્વાસ ॥૨૧૦॥
માનવભવની મુસાફરીમા,-કરી લે !! સાચી ધર્મ કમાઈ,
માનો !! સઘળી જાતના સરખા, સૌમા દેખો !! પ્રભુ વડાઈ ॥૨૧૧॥
માનવ જાતને ધિક્કારો !! નહીં, વર્ણાદિ ભેદોથી લેશ,
માનવજાતિને સહારો !! નહી, માનવના હર !! સઘળા ક્લેશ ॥૨૧૨॥
માનવ મોટુ સર્વજીવોમા, સર્વજીવોનો છે રખવાળ,
માનવ ઈશ્વર રૂપ બને છે, સર્વલોકનો તારણહાર ॥૨૧૩॥
માનવ જાતને દુ ખો !! નહિં કદિ, પશુ પખીના જીવો ઉગાર !!,
મનમા જીવો ઈચ્છે તો પણ, મરવુ તેનો કરો !! વિચાર ॥૨૧૪॥
મનમાહી છે જીવવુ ત્હોયે, મરવુ શાથી થાય વિચાર !!,
મનપર કોની સત્તા એવી,-શોધો !! તેને શોધનહાર ॥૨૧૫॥
મરણ જીવન એથી જે ન્યારૂ, એમા રહીને ખેલે ખેલ,
મરણાદિકનો સાક્ષી રહે તો,-એનો આતમપ્રભુ મહેલ ॥૨૧૬॥
મુજપર સત્તા બીજી વર્તે,-એ સત્તાનો કરજે ખ્યાલ,
મોટી સત્તા જગમા એ કઇ, શોધ કરી લે !! થઇ તૈયાર ॥૨૧૭॥
મોટામા મોટો પ્રભુ ઈશ્વર, સર્વવિશ્વનો તારણહાર,
મોટાઈ એની આગળ શી ત્હારી, મનમાહી તુ જરી વિચાર !! ॥૨૧૮॥
મોટાઈથી ફૂલે ફોગટ, મૃત્યુ આગળ શી મોટાઇ,
મૃત્યુ આગળ ચલે ન તુજ કઈ, ફોગટ કરે શું આપ વડાઇ ॥૨૧૯॥
મોટાઇ તજ !! જૂઠી મિથ્યા, પ્રભુની આગળ લઘુતા ધાર !!,
માન મહત્તા દુનિયાની સહુ, જૂઠી ધારી લે !! નિર્ધાર ॥૨૨૦॥
મરવુ એક દીન સૌને નક્કી, મારૂ તારૂ કરવુ ફોક,
મારૂ તારૂ સ્વપ્નની બાજી,-જાણી મોહની વૃત્તિ રોક !! ॥૨૨૧॥
મરવુ આગળ પાછળ સૌને, ફોગટ કરવી મારામાર,
મૃત્યુ થાતા કોઇ ન સાથે,-આવશે એવો નિશ્ચય ધાર !! ॥૨૨૨॥
મૃત્યુ થાતા પરભવમાહી, પુણ્ય પાપ બે આવે સાથ,
મૃત્યુ થાતા પહેલા પ્રેમે,-ભજી લે !! આતમ !! ત્રિભુવનનાથ ॥૨૨૩॥

મારૂં તારૂં કરે શું મોહિ. પડતું રહેશે અહીંઆં સર્વ;
મારામારી કરે શું મોહિ. મૃત્યુ આગળ ચલે ન ગર્વ. ॥ ૨૨૪ ॥

મારૂં મારૂં કરી શું મુંઝો !!. ત્હારૂં જગમાં છે નહિ કોય;
મૃત્યુ થતાં ત્હારૂં નહિ કોઇ, પુણ્ય પાપ બે સાથે જોય. ॥ ૨૨૫ ॥

માથાકૂટ કરે શું મોહિ. માયા મમતા કરે મૂક !!;
મનમાં પ્રભુનો પ્રેમ ધરી લે !!, પ્રભુસ્મરણને ક્ષણ નહિ ચૂક !!.॥૨૨૬॥

મોહને જીતે તે મર્દો છે. નામર્દો તે મોહ ગુલામ;
મૂઢ તે મોહના તાબે રહેતા,-પાપનાં કરતા બૂરાં કામ. ॥૨૨૭॥

મોહની સંગે મૂઢ બનો !! નહિ. શરણું કરી લે !! આતમરામ;
મર્દાઈ સાચી પ્રગટાવો !!, કરી લ્યો !! સાચાં ધર્મનાં કામ. ॥૨૨૮॥

મોજ મજામાં ભૂલ !! ન આતમ !!. આત્મગુણોને ઝટ પ્રગટાવ !!;
મર્દ બનીને દર્દ સહી લે !!, નામ રૂપના જૂઠા દાવ. ॥ ૨૨૯ ॥

મોહની સાથે કુસ્તી કરતાં,-હળવે હળવે મોહ જીતાય;
મનમાં પ્રભુનો નિશ્ચય ધારી, આતમ પરમાતમ થઇ જાય. ॥ ૨૩૦ ॥

મુંઝ !! ન આતમ !! મોહ વિચારે, ત્હારૂં શુદ્ધ સ્વરૂપ વિચારે !!;
મળવું પ્રભુની સાથે ધારી,-મુસાફરીમાં થા !! તૈયાર. ॥ ૨૩૧ ॥

મળશો મુજને સંત સમાગમ, મળશો મુજને ઇશ્વર દેવ;
મળશો મુજને પ્રભુ ભક્તો બહુ, મળશો મુજને સાચી સેવ. ॥૨૩૨॥

મેળો થાશો સંતની સાથે. મળશો મુજને આત્મપ્રકાશ;
મળશો મુજને નિર્ભય પ્રભુતા, રહો !! સદા મુજ પ્રભુ વિશ્વાસ. ॥૨૩૩॥

મળશો સદ્‌ગુરૂ બોધો સાચા, મળશો શુદ્ધાતમ ચારિત્ર;
મળશો પ્રભુની ભક્તિ સેવા, મળશો જ્ઞાની સંત પવિત્ર. ॥ ૨૩૪ ॥

મળશો આતમ મિત્ર મજાના, મળશો કેવળજ્ઞાની દેવ;
મળશો મુજને જ્ઞાની લોકો,-જેથી નાસે કર્મ કુટેવ. ॥ ૨૩૫ ॥

મળશો નિર્ભય પ્રભુની પ્રીતિ, પ્રભુની સાથે મળશો મેળ;
મળશો જ્ઞાનાનંદની મસ્તી, ટળશો મોહ દશાના ખેલ. ॥ ૨૩૬ ॥

મળશો મુક્તિ ચિદાનંદમય, પૂર્ણબ્રહ્મ મળો !! સુખકાર;
મળશો આપોઆપને આતમ !!, અસંખ્યપ્રદેશી પ્રભુ નિર્ધાર. ॥૨૩૭॥

મળશે પરમાતમપદ પ્રાપ્તિ, ટળશો અનત કર્મના દુ ખ,
મળશે પૂર્ણાનંદમયી પ્રભુ, અનત સાચુ મળશો સુખ ॥ ૭૩૮ ॥

## ( य )

યાચક થૈ પ્રભુપદને યાચો !, જડ સુખ યાચના જૂઠી જાણુ !,
જડસુખયાચક સૌથી હલકો, સદ્ગુણ યાચો ! પામી જ્ઞાન ॥ ૧ ॥
યજ્ઞ નિવારો ! હિંસામય સહુ, યજ્ઞની હિંસા દુ ખદાતાર,
પ્રભુને પશુની કુર્બાનીની,—જરૂર છે નહીં સત્ય વિચાર ! ॥ ૨ ॥
યજ્ઞને દેવીને નહીં ખપ છે,—પશુભક્તનો સમજો ! મત,
પશુ યજ્ઞો હિંસામય છડે, યજ્ઞ અહિંસા સુખકર કૃત્ય ॥ ૩ ॥
યારી કરશો નહીં દુર્જનની, નહીં નાદાનની યારી બેશ
યજો ! પ્રભુ ગુરૂ સંત જનોને,—જેથી નાસે દુ ખકર ક્લેશ ॥ ૪ ॥
યુક્તિ સત્યની સમજી ! સાચી, યુવકદશાને બહુ સભાળ !,
યૌવન નદીની રેલ સરીખુ, યૌવન પામી દુર્ગુણ ટાળ ! ॥ ૫ ॥
યૌવનની મસ્તી સંભાળો !, ડગલે ડગલે ધરી વિવેક,
યંધ્યા ભણ્યા ગણ્યા કહેવાશો, નિત્ય નિયમ ધારીને ટેક ॥ ૬ ॥
યુદ્ધો જગમા થાતા વારો !, યુદ્ધોથી સુખશાતિ ન થાય,
યુદ્ધથી પડતી સવથી ચડતી, યુદ્ધથી દુ ખો જગ ઉભરાય ॥ ૭ ॥
યાદી ક્ષણ ક્ષણ પ્રભુની ભાવી, પ્રભુની યાદી સુરતા જાણ !,
યોગને આઠ પ્રકારે ધારો !, યોગી થાતા સુખ નિર્વાણ ॥ ૮ ॥
યોજના કરજો ધર્મ કર્મની, પલપલ આતમપ્રભુ સભાર !,
યોગેશ્વર પ્રભુ અરિહત છે, મહાવીર વદો ! કોટિવાર ॥ ૯ ॥
યોગાભ્યાસે જીવન ગાળો !, રાજયોગથી મુક્તિ થનાર
હઠયોગે તન પ્રાણની પુષ્ટિ, ઉપયોગજ છે સહુ શિરદાર ॥ ૧૦ ॥
**યોગ દીપક** શુભ ગ્રન્થની રચના, કરીને કીધો યોગપ્રકાશ.
યોગાભ્યાસી નરનારીનો,—તેથી થાતો આત્મવિકાસ ॥ ૧૧ ॥
યુદ્ધ કરે શયતાનની સાથે, જીતે તેને તું છે યોધ
યોધા મોહને મારે તે છે,—સમજી મન શયતાનને રોધ ! ॥ ૧૨ ॥

યોગીઓ સાચા કહેવાતા, સાધે પરમાતમનો યોગ;
યુવતીઓના રૂપને સ્પર્શનો, સ્વપ્નામાં ઇચ્છે નહીં ભોગ. ॥ ૧૩ ॥

યુવતીઓના રૂપને સ્પર્શથી, સ્વપ્નામાં કદિ સુખ નહીં થાય;
યુવક દશામાં કર !! નહીં દોષો, મનકપિને વશ કર !! સુખ થાય. ॥૧૪॥

યૌવનવય જીત્યો તે જીત્યો છે, યૌવન હાર્યો તે સડદાલ,
યશસંપત્ વિદ્યા પ્રભુભક્તિ, યૌવનમાં ધર ! ! કરી સંભાલ. ॥ ૧૫ ॥

યૂરોપમાં વિદ્યા વિજ્ઞાનને, હુન્નર બળ કળ સ્પર્ધા માન !!;
યુક્તિ પ્રયુક્તિ યુદ્ધને હિંસા, ભૌતિક જડ સુખ સેવક જાણ !!. ॥૧૬॥

યશોવિજયજી વાચક જ્ઞાની, હરિભદ્ર સરખો અવતાર;
યશ કીર્તિને પ્રતિષ્ઠા જેની, જૈનોમાં જેની નિર્ધાર. ॥૧૭॥

યજ્ઞ તે ઉપગ્રહો છે પરસ્પર, પરોપકારને ધર્મનું દાન;
યજ્ઞ તે શુભ ઉપકારો કરવા, યજ્ઞ તે સેવા ભક્તિ માન !!. ॥૧૮॥

યજ્ઞ તે સર્વજીવોની સેવા, પરોપકારે હોમવા પ્રાણ;
યજ્ઞ તે પ્રભુમાં સર્વજીવોહિત,-અર્પાઇ જાવું સાચું માન ! !. ॥૧૯॥

યજ્ઞ તે ગુરૂને સંતની સેવા, દેવ ધર્મની સેવા જાણ ! ! ;
યજવા માત પિતા ઉપકારી,-વર્ગને સાચા ભાવે માન ! !. ॥૨૦॥

યજ્ઞ તે ભૂખ્યાઓને ભોજન, તરસ્યાઓને પાણી દાન;
યજ્ઞ તે ધર્મી જનનું રક્ષણ, કરવું આપી નિજના પ્રાણ. ॥૨૧॥

યજ્ઞ તે સર્વજીવોને પ્રભુરૂપ,-માની કરવું રક્ષણ એશ;
યજ્ઞ તે પારમાર્થિક કૃત્યો સહુ, દુઃખી દીનના હરવા કલેશ. ॥૨૨॥

યજ્ઞ અહિંસા સત્યાસ્તેય છે, બ્રહ્મચર્ય દમ ને છે દાન;
યજ્ઞ તે તપ જપ સંયમ સંતોષ, વ્રત ચારિત્રને આતમજ્ઞાન. ॥૨૩॥

યજ્ઞ તે મન વચ કાયા ધનને,-વિદ્યાનો જે સદુપયોગ;
યજ્ઞ તે ઉપકારીની સેવા, ભક્તિ નિષ્કામેજ પ્રયોગ. ॥૨૪॥

યજ્ઞ તે ધર્મ્યપ્રવૃત્તિ સઘળી, દેશ કોમ સંઘ રક્ષણ કર્મ;
યજ્ઞ તે સંઘ ચતુર્વિધ સેવા,-જેથી પ્રગટે શાશ્વત શર્મ. ॥૨૫॥

યજ્ઞ તે ધર્મનાં કર્મો એવાં,-અલ્પ દોષને ધર્મ અનંત;
યજ્ઞો અનેક છે તમો રજો ગુણી, સાત્ત્વિક સમજે જ્ઞાની સંત. ॥૨૬॥

યુગપ્રધાન છે યુગમાં મોટા, ધર્મપ્રવર્તક તારણહાર
યુગપ્રધાનો સદૈ સેવે,-થાતા ચારિત્રી સુખકાર ॥૨૭॥

યુગપ્રધાન તે યુગમાં સૌથી, પ્રધાનતાને ધારે જેહ,
યુગમાં ઉદ્ધારક પ્રગતિમય, કર્તવ્યોને કરતો તેહ ॥૨૮॥

યુગપ્રધાનથી ધર્મ પ્રવર્તે, અધર્મ દુર્ગુણ થાય વિનાશ,
યુગપ્રધાનો તે તે કાલે, અશ્રે ધર્મોદ્ધારક ખાસ ॥૨૯॥

યુગપ્રધાનો જૈન જગતમાં, હજાર બેને ઉપરે ચાર,
યુગમાં પંચમ આરામાંહી, ધર્મ પ્રવર્તક મુનિવર સાર ॥૩૦॥

યુગે યુગે જન્મે જે મોટા, યુગપ્રધાનો સૌમા શ્રેષ્ઠ,
યુગમાં મુખ્યપણે જે ધાર્મિક, નેતાઓ બીજા તસ હેઠ ॥૩૧॥

યુગપ્રધાન છે જ્ઞાની ધ્યાની, ચારિત્રી ઉપદેશક ધીર,
યુગપ્રધાન છે પ્રભાવશાલી, તત્કાલીન વીરોમાં વીર ॥૩૨॥

યુગમાં સાધુવૃન્દમાં મોટા, શ્રુતજ્ઞાની ગીતાર્થ મહાન,
યુગમાં ધર્મપ્રવર્તક શક્તિ, બુદ્ધિ વારક પ્રભુ ગુણવાન્ ॥૩૩॥

યુગપ્રધાનની સેવા ભક્તિ,-કરતા આતમ શુદ્ધિ થાય,
યુગપ્રધાન સૂરિ ગણ આજ્ઞા,-ધારતા પાપો દૂર જાય ॥૩૪॥

## ( ૨ )

રોરમશો આતમ ગુણમાં, રહો !! સ્વભાવે ધરી ઉપયોગ,
રતિલહો !! નિજઆતમ રમણી,-રજસ્તમો ગુણ ટાળો !! ભોગ ॥૧॥

રસિયા બનશો પ્રભુ ગુણ રાગે, આતમરામ ભજો !! ભગવંત,
રામને કામ રહે નહીં સાથે, રાજી થાતા પ્રભુપર સંત ॥૨॥

રહેમ કરો !! સહુજીવો ઉપર,-તેથી થાશો પ્રભુ રહિમાન,
રાગ ને રોષ નિવારે મુક્તિ, અરિહંત ભાખે ભગવાન્ ॥૩॥

રાગ ધરો !! અરિહંત ગુરુપર, ધર્મ ઉપર મુક્તિને હેત,
રતિ રાખો !! ધર્મ કર્મની, રૂચો !! પ્રભુમાટે શિવસંકેત ॥૪॥

રીઝો આતમ !! દુનિયા બીજાની,-પરવા કરશો નહીં લગાર,
રંગ ધરો !! પ્રભુ ધ્યાને નિશદિન, રંક થતા નહીં શોકને ધાર !! ॥૫॥

રાજી રહેવું પ્રભુને ભજતાં, સુખ દુઃખમાં નહીં હર્ષને શોકઃ
રહી એવું ભણતાં ગણતાં, કદિ ન પડતી દુઃખની પોક. ॥ ૬ ॥

રાગીઓના રાગ નિવારો !!, દવા ઔષધ આદિથી ભવ્ય !!;
રોગીઓની સેવા કરવી,–માનવ !! તારૂં છે કર્તવ્ય. ॥ ૭ ॥

રાજા મેઘસમો નહીં કોઈ, સર્વવિશ્વ જીવાડે જેહઃ
રંક તો માગણસમો ન કોઇ, હાથ ધરી પોષે નિજ દેહ. ॥ ૮ ॥

રાજા તે રૈયત રક્ષણમાં, તન મન ધન ને આપે પ્રાણ;
રાણી તે પુત્રી સમ રૈયત,–માની સ્વાર્પણ કરે સુજાણ. ॥ ૯ ॥

રોવું તેની આગળ સારૂં,–છાનો રાખી ટાળે દુઃખઃ
રાજી થાવું તેને દેખી,–સહાય કરે ને આપે સુખ. ॥ ૧૦ ॥

રામ તે શુદ્ધાતમ અર્હન્ પ્રભુ. ઘટ ઘટ વસતો આતમ રામ;
રામ રામ નિજ આતમ ભજતાં, રાગ રોષને વિણશે કામ. ॥ ૧૧ ॥

રામ રામ જપે પણ જે લોકો, રામના સરખો ધરે ન ન્યાય;
રામના સરખા ગુણ નહીં ધારે, રામ ભજે તેનું શું થાય. ॥ ૧૨ ॥

રામ એક દશરથ નંદન છે. ઘટ ઘટ વ્યાપક આતમરામ;
રામ એક દશપ્રાણનો ઉપજે, વ્યવહારે તે આતમનામ. ॥ ૧૩ ॥

રામ રામ એમ પોપટ બોલે, રામનાં કરે ન ગુણ ને કૃત્ય;
રામ ભજી તે સત્ય ન પામે, રામ ત્યાં કામ નહી દુષ્કૃત્ય. ॥ ૧૪ ॥

રામ છે સાત્વિક આતમ પોતે, કર્માતીત શુદ્ધાતમ રામ;
રામ ને સમજી રામ ભજે તે,–રામ બને ગુણ અનંતધામ. ॥ ૧૫ ॥

રામ જે આતમ સીતા સમતા, મોહ તે રાવણ અંતર જાણ !!;
રામાયણ અધ્યાત્મ સ્વરૂપે,–સમજી વર્તે તે ભગવાન. ॥ ૧૬ ॥

રાજ્ય તે રામના રાજ્ય સરીખું,–પ્રજા ભૂપના સરખા ન્યાય;
રાજ્ય ખરૂં જ્યાં નહીં અનીતિ, પ્રજા ઉપર જૂલ્મો નહીં થાય. ॥૧૭॥

રાજ્ય ખરૂં જ્યાં રાજા રૈયત,–બન્નેથી ચાલે સહુ કાજ;
રાજ્ય તે જૂઠું રાજ પ્રજાની, અરસપરસ નહીં થાતી સાજ. ॥ ૧૮ ॥

રાજ્યમાં વિપત્તિયો કર બહુ, અન્યાયે રૈયત પીડાય;
રાજ્ય તે તામસ રાક્ષસ સરીખું,–એવું રાજ્ય ટળે સુખ થાય. ॥૧૯॥

રાજ્ય જ્યાં ભૂપના લોભે સ્વાર્થે,—થાતુ રૈયતનો પોકાર,
રક્ષણ કરનારો જ્યાં મારે, રાજ્ય તે જૂઠું નરક ને ધાર !! ॥ ૨૦ ॥
રાજા રૈયત બન્ને ન્યાયે સપી કાર્ય કરે તે રાજ્ય,
રાજ્યનો રાજા નોકર જેનો, સાપેક્ષાએ છે સામ્રાટ ॥ ૨૧ ॥
રાજી નહી રાજાથી રૈયત, બકરા ઉપર જેવો વાઘ,
રાજ્ય કરે જે રાજા એવો,—રૈયત પર તે પાપી નાગ ॥ ૨૨ ॥
રાજી કરે નહીં રૈયતને જે,—રાજ્ય નહીં તે વિશ્વે બેગ,
રાજ્ય જ્યા સાત્ત્વિક, સ્વતન્ત્રતા ત્યા, સુખ શાંતિ શક્તિયો હમેશ ॥૨૩॥
રોગો પ્રગટે રે !! નહીં આતમ !! જાણજે રોગનું સત્ય નિદાન,
રોગનુ કારણ પ્રથમથી વારો !!, કર્મોદયે રોગો છે જાણ !! ॥૨૪॥
રાગ તે શિક્ષક સરખો જાણો !!, આપે શિક્ષા કર !! નહી ભૂલ,
રોગથી રે !! નહીં રાંક બની ને, રોગે ચિંતામા નહીં ફૂલ !! ॥૨૫॥
રોગના કારણો સર્વે સમજો !!, વૈદકનુ કરી સાચુ જ્ઞાન,
રોગનુ ઔષધ કરવુ યત્ન, રોગીને દે !! ઔષધદાન ॥ ૨૬ ॥
રોગીઓની સેવા કરતા, પ્રભુ ભક્તિ છે નિશ્ચય જાણુ !!,
રોગીઓના રોગ નિવારણ,—માટે કરજે યોગ્યજ દાન ॥ ૨૭ ॥
રોગ થયાથી આર્તધ્યાનને,—રૌદ્રધ્યાન થાતુ ઝટ વાર !!,
રોગથી સમજે સાચુ તેને, સદ્ગુણ સન્મતિ થાતી સાર ॥ ૨૮ ॥
રહેણીવણ કહેણી છે મિથ્યા, રહેણીની નહીં કિંમત થાય,
રીઝો !! રહેણીથી નરનારી, કથનીમાત્રથી વળે ન કાંય ॥ ૨૯ ॥
રાત ને દિન બે ઉપયોગી છે, નિવૃત્તિ ને પ્રવૃત્તિ હેત,
રજ સરખી પણ છે ઉપયોગી, જ્ઞાની ગુપ્ત લહે સંકેત ॥ ૩૦ ॥
રીઝ પડે જેની જ્યા પ્રીતિ,—તેને ત્યાં નિશ્ચય મન ધાર !!,
રીઝની રીતના અનંત ભેદો, અધિકારે રીઝના આચાર ॥ ૩૧ ॥

## ( ल )

લલ્લા પ્રભુની લગની લગાવો !!, પ્રભુ ભક્તિમા ધરો !! ન લાજ,
લલુતા દુનિયાની સહુ છંડો !!, લાભ ન માનો !! મળતા રાજ ॥૧॥

લાભાલાભે સમતા ધારો !!, લાલચ જડ સુખની સહુ ધૂળ;
લાખીણો નરભવ નહીં હારો !!, સર્વ દુઃખનું મોહ છે મૂલ. ॥ ૨ ॥
લાયક થાશો વિનય વિવેકે, લોક વાસના દૂરે વાર !!;
લોભે લક્ષણ ગુણ સહુ વિણશે, લોભથી પાપો થાય અપાર. ॥ ૩ ॥
લોભ છે સઘળા પાપનું કારણ, લોભ તજી પ્રભુ લગની લગાવ !!;
લલ્લા એવું ભણી ગણીને, આતમ ગુણનો પ્રેમ જગાવ !!. ॥ ૪ ॥
લાંચ ન લેશો લાલચ ધારી, ખોટી સહુ લાલચને વાર !!;
લાંબા ન થાશો શક્તિ બાહેર, લેપાશો નહીં જગ નિર્ધાર. ॥ ૫ ॥
લુંટ કરો !! ગુણીજનના ગુણની, જૂઠી પાપી લુંટને ત્યાગ !!;
લુટારાનો સંગ ન કરજે, લક્ષ્મીપર ધરજે વૈરાગ્ય. ॥ ૬ ॥
લક્ષ્મી વધતાં વધ્યું ન કિંચિત્, લક્ષ્મિસાગર પારને પાવ !!;
લક્ષમાં રાખો !! પ્રભુ ગુણોને, આત્મગુણોને ઝટ પ્રગટાવ !!. ॥ ૭ ॥
લુચ્ચાઇ કરી ગ્રહો !! ન લક્ષ્મી, લુચ્ચાઇથી પ્રગટે પાપ;
લાભ મળે પણ ન્યાય ન છંડો !!, લુચ્ચાઇથી છે સંતાપ. ॥ ૮ ॥
લઘુતાથી પ્રભુતા પ્રગટે છે, લઘુતાથી નાસે અહંકાર;
લઘુ ગુરૂ નહીં આત્મપ્રભુજી, જાણી મિથ્યા ભ્રાંતિ વાર !!. ॥ ૯ ॥
લાખો અબ્જોની થઇ રાખો, લાલચ લોલુપતાને ત્યાગ !!;
લક્ષ્ય લગાવો !! પ્રભુમાં લગની, લગાવીને અંતરમાં જાગ !!. ॥૧૦॥
લખતાં વાંચતાં આવડવાથી, જ્ઞાની કોઇ જગમાં થાય;
લખતાં વાંચતાં નહીં આવડતાં, અજ્ઞાની સર્વે ન કથાય. ॥ ૧૧ ॥
લાલા લજપતરાયે કીધા, જૈન ધર્મપર આક્ષેપ જેહ;
લાલાને જૈન ધર્મના નામે, આપ્યો ઉત્તર વાંચો !! એહ. ॥ ૧૨ ॥
લોક પ્રવાહની પાછળ જાતો, સાધારણ માનવ સમુદાય;
લોક પ્રવાહને ફેરવી નાખે, અસાધારણ વીર એ ન્યાય. ॥ ૧૩ ॥
લગ્ન યોગ્ય જેનામાં શક્તિ, બુદ્ધિ બળ કળ વિદ્યા હોય;
લાયક ગુણ કર્મો એ સરખાં, જીવનશક્તિ વૃત્તિ જોય. ॥ ૧૪ ॥
લખ્યા જે ગ્રન્થો લખ્યા નિબંધો, ભૂલચૂકની માગું માફ;
લખ્યું વિશ્વજન શ્રેયને માટે,–લીધું તેવું આપ્યું સાફ. ॥ ૧૫ ॥

લઘુ વાચુ ઉપદેશુ સર્વે,-કરૂ તે પ્રભુપદ પ્રાપ્તિ હેત,
લખાણુ આદિ આત્મશુદ્ધિની,-સેવાના નિશ્ચય સંકેત ॥૧૬॥

લગની આત્મપ્રભુની પૂરી,-શુદ્ધિ માટે પ્રગટી છે જ,
લક્ષ્ય ધ્યેય પ્રભુપદને વરવુ, જ્ઞાન ક્રિયા એ યોગ છે મ્હેજ ॥૧૭॥

## ( व )

વશ્વા વશ મન તનને કરવુ, ઇન્દ્રિયો વશ કરશો સર્વ,
વળશો મુક્તિપુરીની વાટે,-વધતા શક્તિ કરો !! ન ગર્વ ॥ ૧ ॥
વચન વિચારીને ભલી બોલો !!, વજ્ર સરીખુ કરશો દિલ,
વડભાગી થાશો વૈરાગ્યે, વ્યભિચારથી જીવો દીન ॥ ૨ ॥
વનમા ઘરમા ધર્મે મંગલ,-થાશે અંતે ઘર !! વિશ્રામ,
વ્હાલ કરો !! આતમ સમ સઘળા,-જીવો ઉપર બનો !! ન દામ ॥૩॥
વર્ણભેદથી ખેદ ન કરશો, સર્વજીવો ગણુ !! આત્મ સમાન,
વઢો !! ન કોની સાથે વૈર, વર્જો !! વિષય વિકારનું ધ્યાન ॥૪॥
વહેમો મિથ્યા દૂર નિવારો !!, વનો !! આત્મગુણ સુખની માઘ,
વક્રપણુ ત્યજી સરલ બનો !! ઘટ,-વૈરીને પણ કરશો સ્હાય ॥૫॥
વાતો સારી હિતકર કરવી, સાભળવી શુભ ધર્મની વાત,
વાદ કરો !! નહીં શઠની સાથે,-ડરો !!, નહીં વિશ્વાસીઘાત ॥૬॥
વાસના કામાદિક દોષોની,-વારો !! આતમ આપોઆપ,
ક્રોધાદિકની તજો !! વાસના, ટળશે તેવી ત્રિવિધ તાપ ॥ ૭ ॥
વિનય સમુ નહીં વશીકરણ કોઇ, વિનયે વિદ્યા પ્રાપ્તિ થાય,
વિનયે વૈરી થાતા વશમા, ધર્મનુ મૂલ છે વિનય સદાય ॥૮॥
વૃદ્ધજનોને માતપિતાનો,-ગુરૂનો વિનય કરો !! નરનાર,
વિદ્યા ભણશો જૈન ધર્મની, દુ ખીઓની કરશો વ્હાર ॥૯॥
વ્યાપારે રહો !! સત્ય પ્રમાણિક, વિઘ્ન ટળે છે ધર્મે જાણુ !!,
વેશ્યાની સગત નહીં કરશો, વ્યભિચારી દોષે દુ ખ ખાણુ ॥૧૦॥
વિષયવાસના વારો !! આતમ !!, વિષયવાસનાથી સહુ દુ ખ,
વિષયવાસના કામે ન તૃપ્તિ, વિષય મોહ ટળતા છે સુખ ॥૧૧॥

વ્યસન નિવારો !! સર્વજાતનાં, વ્યસન થકી પરતંત્ર ગુલામ;
દારૂ માંસને વેશ્યા જૂગટું, ચોરી પરસ્ત્રી તજો !! તમામ. ॥૧૨॥
વાંક ન કરશો ગરીબનો પણ, વૈર અને ત્યાગો ! ! વઢવાડ;
વિરોધ વારો ! ! નાનો સરખો, વ્યાલથી ખેલ ન સારા ભાળ ! !. ॥૧૩॥
વિચાર કરશો પળપળ સારા, વૈરીનો કર !! નહિ વિશ્વાસ;
વાસ ન કરવો દુશ્મન ઘરમાં, વિવેકથી વર્તો !! જગ ખાસ. ॥૧૪॥
વીર્યની રક્ષા બ્રહ્મચર્યથી,–કરશો જગમાં નરને નાર;
વીર્ય ગયું તો સર્વ ગયું એમ,–સમજી વીર્યનું રક્ષણ ધાર !!. ॥૧૫॥
વિના વીર્ય કોઈ વીર ન બનતો, વિના વીર્ય જીવો મડદાલ;
મન વચ તનુ આતમના વીર્યનું,–રક્ષણ કરવા ધરશો વ્હાલ. ॥૧૬॥
વિષયભોગ મૈથુનકર્મે જે, વીર્યાદિકનો કરતો નાશ;
જગમાં જીવંતાં જ મરેલો, હડકાયા કુતરાસમ ખાસ. ॥ ૧૭ ॥
વત્સવાસના નિયમ વિના જે, વીર્યને હારે નરને નાર;
દેશ કોમને ધર્મની પડતી,–કરતાં તેઓને ધિક્કાર. ॥ ૧૮ ॥
વિષયવાસના હડકવાયુ,–વારો ! ! કોટિ કરી ઉપાય;
વામા દેખી વિષય ન જાગે, બ્રહ્મચર્ય ત્યારે સુખદાય. ॥ ૧૯ ॥
વ્યભિચારની વૃત્તિ છે જગ, હડકાયા કુતરાસમ ખાસ;
વ્યન્નિપાત વ્યભિચાર છે જાણો !!, વ્યભિચારનો કરશો નાશ. ॥ ૨૦ ॥
બાહ્યથકી પણ વ્યભિચારની,–વૃત્તિથી મરણાં છે અનંત;
વ્યભિચારસમ કોઈ ન વૈરી, નિજ ભૂલ ટાળે તેહ મહંત. ॥ ૨૧ ॥
વૈરથી વૈર વધે જગમાંહી,–વૈરથી વૈરી ન વશમાં થાય;
વૈર શમાવો !! પ્રેમને દાને,–વિનયે વૈરી લાગે પાય. ॥ ૨૨ ॥
વૈરી ઉપર પ્રેમ કરીને,–વૈરીનું કરતા શુભકાજ;
વિવેકી સાધુઓ તે જગમાં,–પામ્યા માનો !! પ્રભુ સામ્રાજ્ય. ॥ ૨૩ ॥
વેશ્યા વૈદ્યને વકીલ ત્રણ્યે,–રોકડીયાં છે વિશ્વમઝાર;
વણિક્ વેશ્યા વૈદ્ય વકીલથી,–માયા પ્રગટી જગ નિર્ધાર. ॥ ૨૪ ॥
વાસ ન કરવો વૈરી ઘરમાં, હિંસક લોભી ધૂર્તાવાસ;
વિશ્વાસથી થા !! ના ધૂર્તોનો, વ્યસની વૈરીનો તજ !! વાસ. ॥૨૫॥

વાટે વિશ્વામીની સાથે—જાવુ કરી પરીક્ષા સાર,
વાટવિષે અતિ સાવધ રહેવુ, જીવોથી મરે જીવ અપાર ॥ ૨૬ ॥
વ્યાધિ વ્યાજ એ વધતા જાતા, વાઘ વ્યાધ સરખા દુ ખકાર,
વધતુ વારો ॥ વ્યાધિ વ્યાજને, વૈરને વારો ॥ ધારી પ્યાર ॥ ૨૭ ॥
વાડામાહી બકરા આદિ,—રહેતા સમજો ! ! નરને નાર ! !,
વાડો વળે નહીં મસ્ત મુનિનો, મતપન્થોના વાડા ધાર ॥ ॥ ૨૮ ॥
વાઘનો વાડો થતો ન ક્યારે, મતમતાતર વાડા જાણુ ॥ ,
વ્યવહારે વાડાઓ વળતા, નિશ્ચયથી નહિ વાડા માન ! ! ॥ ૨૯ ॥
વૈકુઠ છે નિજ આતમમાહી, જ્ઞાનાનન્દ પ્રગટતા બેશ,
વૈકુઠનુ સુખ આતમમા છે, જ્યા નહીં દુ ખને ભીતિ ક્લેશ ॥ ૩૦ ॥
વૈકુઠ તે નિજ આતમ શુદ્ધિ, મોહાદિ દોષોનો નાશ,
વિવેકથી સત્કર્મો કરવા, પ્રગટે આતમ સુખ પ્રકાશ ॥ ૩૧ ॥
વૈરી વિરોધી લોકો થાવે,—ત્હારા તેમા તારો દોષ,
વગર વિચારે કાયા વાણીથી,—બોલ ॥ ન મનમા રાખ ॥ ન રોષ ॥૩૨॥
વૈરી વા વ્હાલો કરવો તે,—આતમ ॥ ત્હારા હાથમા જાણુ ! ,
વિવેક વિનયને વ્હાલથી વર્તો !!, વૈર વિરોધીની છે હાણુ ॥ ૩૩ ॥
વ્યાપક શ્રદ્ધા પ્રીતિ ભક્તિ,—યોગે આતમ વ્યાપક થાય,
વ્યાપક ભક્તિમા પ્રભુ પ્રગટે, આતમ પરમાતમપદ પાય ॥ ૩૪ ॥
વિષ્ણુ શુદ્ધાતમ પ્રભુ અર્હન્, કેવલજ્ઞાને વ્યાપક સર્વ,
વૈર મોહ દૈત્યોને હણ્યા તે,—માર્યા રાક્ષસ કામને ગર્વ ॥ ૩૫ ॥
વિશ્વરૂપ વૈરાટ પ્રભુ તે, સર્વવિશ્વજીવોનો સઘ,
વિશ્વરૂપ પ્રભુ સાપેક્ષાએ, વિશ્વરૂપ પ્રભુનું હુ અગ ॥ ૩૬ ॥
વિશ્વરૂપ પ્રભુ આતમ હુ છુ, સગ્રહ નય સાપેક્ષે સત્ય,
વિશ્વમા હુને મુજમા વિશ્વ છે, વિશ્વાર્થે મુજ જીવન કૃત્ય ॥ ૩૭॥
વિશ્વ જીવોનો સઘ તે વિષ્ણુ, માની સેવે વિષ્ણુ જેહ,
વિષ્ણુ સ્વરૂપે આતમ પોતે, કેવલજ્ઞાને પ્રગટે તેહ ॥ ૩૮ ॥
વિષ્ણુ તે હુ આતમ અરિહત, ઘટઘટ આતમ વિષ્ણુ સત્ય,
વૈરાગ્યે-ત્યાગે ભક્તિએ, અર્હન્ વિષ્ણુ પૂજા કૃત્ય ॥ ૩૯ ॥

વાસુ પૂજ્ય તીર્થંકર બારમા, વિમલનાથ છે તેરમા દેવ;
વૈરાગી થૈ પ્રભુને ભજતાં, સર્વ કર્મની ટળે કુટેવ. ॥ ૪૦ ॥

વાડામાં બકરા આદિ રહે, સિંહનો વાડો હોય ન ક્યાંય;
વાડા નહીં જ્ઞાની સન્તોના, મસ્ત ભક્તનો એવો ન્યાય. ॥ ૪૧ ॥

## ( શ )

શશ્શા શત્રુ મિત્રના ભેદો,-સમજી વર્તો !! થૈ હુશિયાર;
શત્રુનો વિશ્વાસ કરો !! નહીં, શાણુપણું પામો !! નરનાર. ॥ ૧ ॥

શુભાશુભ સહુ સમજો !! જ્ઞાને, શાણા જનનો કરીએ સંગ;
શાણાજનની સલાહ લેવી, શૌર્ય ધરીને રાખો !! રંગ. ॥ ૨ ॥

શાસ્ત્રો સઘળાં વિવેક બુદ્ધિ,-ગુરૂ ગમથી વાંચો !! નરનાર;
શઠજનનો વિશ્વાસ કરો !! નહીં, શંકાનો કરો !! ઝટ પરિહાર. ॥૩॥

શનૈઃ શનૈઃ મન વશમાં આવે, શાપ દીજે નહિં કરીએ ક્રોધ.
શાહુકારી રાખીને વર્તો !!, શ્વાસોશ્વાસે ધરો !! શુભ બોધ. ॥ ૪ ॥

શીખામણ સજ્જન સંતોની,-અનુભવીની માનો !! બેશ;
શિક્ષા ગુરૂજન આપે તેથી,-કદિ ન કરીએ મનમાં કલેશ. ॥ ૫ ॥

શિષ્યને શિક્ષા સત્ય આપવું, શીર પડતાં પણ કરો !! ન પાપ;
શાહ રંકનો ન્યાય સરીખો,-થાતો ત્યાં ટળતો સંતાપ. ॥ ૬ ॥

શરીર સારૂં રાખો !! સમજુ, શર્મને ધારો !! સારા હેત;
શાથી જન્મ્યા શાથી મરવું,-તેનો સમજો !! ઝટ સંકેત. ॥ ૭ ॥

શ્મશાન ઘોરમાં અસંખ્ય જનનાં,-શરીરોની થઇ ગઇ છે ધૂળ;
શૂરા થૈને ધર્મને ધારો !!, તન ધન સંસારે નહીં કુલ. ॥ ૮ ॥

શૌર્ય વાપરો !! ધર્મકાર્યમાં, પાપકાર્યમાં બનો !! ન શૂર;
શિક્ષા દેતાં રીસ ન કરીએ, શક્તિથી જીવો !! ભરપુર. ॥ ૯ ॥

શક્તિયો મન તન આતમની,-પ્રગટાવો !! કરી કોટિ ઉપાય;
શક્તિ વિનાનું જીવવું શાનું, શક્તિયે સુખ સઘળાં થાય. ॥ ૧૦ ॥

શક્તિયો જે સર્વજાતની,-મેળવી થાવું શક્તિમંત;
શક્તિ વિના નહીં ધર્મજ ટકતો, શક્તિવિના જીવો પરતંત્ર. ॥૧૧॥

શૂન્ય છે જીવન શક્તિ વિનાનું, જીવતી શક્તિ પ્રગટાવ !!,
આતમની શક્તિયો સઘળી,-શૌર્ય ધરીને જીવ !! જગાવ !! ॥૧૨॥

શૂળીનું સિંહાસન થાવે, શીયલ પાળતા નરને નાગ,
શીયલ પાળતા શકિત પ્રગટે, શીયલ વિના નહિ શકિત લગાર ॥ ૧૩ ॥

શાણી સતીઓ શીયલવતીઓ, શીયલથી વખણાઇ બેશ,
શીયલથી સંકટ સહુ ટળતા, શીયલ પાળે નાશે કલેશ ॥ ૧૪ ॥

શાંતિ બાહ્યાંતરની પામો !!, શુદ્ધિ આતમની કરશો,
શાંત બનીને શુદ્ધ વિચારો,-કરશો ભવસાગર તરશો ॥ ૧૫ ॥

શાહની શાખે આજો ચાલે, શાખ પ્રતિષ્ઠા નહીં ગુમાવ !!,
શાહપણું છે સત્યથી વર્તે, સત્ય પ્રમાણે વર્તન લાવ !! ॥ ૧૬ ॥

શૌચને સંયમ આતમશુદ્ધિ,-થાવાથી પ્રભુ મુકિત મેળ,
શલ્ય નિવારી સર્વજ્ઞાનના, શુદ્ધોપયોગે આતમ !! ખેલ !! ॥ ૧૭ ॥

શયતાનજ મન મોહ છે મોટો, શયતાન જ છે શત્રુ મહાન્,
તેને મારે !! પ્રભુ પદ મળશે,-આપોઆપ થશો ભગવાન્ ॥ ૧૮ ॥

શ્રવણ કરીને ગુરૂમુખ શાસ્ત્રો, સાંભળીયે સહુ સારા તત્ત્વ,
શ્રદ્ધાથી શકિતયો પ્રગટે, શ્રદ્ધાથી પ્રગટે છે સત્ત્વ ॥ ૧૯ ॥

શ્રદ્ધા એ છે ધર્મનો પાયો, શ્રદ્ધા ગુણથી પ્રગટે સર્વ,
શઠના કુતર્કવાદને છંડી,-શ્રદ્ધા ધારો !! તજીને ગર્વ ॥ ૨૦ ॥

દેવગુરૂને ધર્મની શ્રદ્ધા, જૈનશાસ્ત્ર શ્રદ્ધા ધરનાર,
શ્રાવક ધર્મી કહેવાતો તે, સમકિત વ્રત ગુણ પાલણહાર ॥ ૨૧ ॥

શોક ન કરીએ સંકટ પડતા, રૂડો !! નહી નવરસ શૃંગાર,
શોધી લેઇએ સત્યને જ્ઞાને, આતમ શોભા પામો !! સાર ॥ ૨૨ ॥

શુભ પોતાનું ધરનું કરવું, શુભાશુભે ધારો !! સમભાવ,
શિવ વરવાની એહ નિશાની, શાણાઓ સમજો !! શુભ દાવ ॥૨૩॥

શુદ્ધોપયોગે આતમ રહેશો !!, શુભાશુભ પરિણામને ત્યાગ !!,
જ્ઞાનાનન્દમયી આતમ તું, ધર !! પોતાનો પોતે રાગ ॥ ૨૪ ॥

શ્વાનો પણ નિજ સ્વામી માટે,-સેવામાહી છંડે પ્રાણ,
સદેવ શઠ એવો જે સેવક,-શ્વાનથી નીચો પાપી જાણ !! ॥ ૨૫ ॥

શ્લોક ભણે પણ શીખ ન સમજે, સદ્વર્તન ધારે નહીં જેહ;
શાસ્ત્રો ભણીને શાસ્ત્રી થતાં પણ,-અજ્ઞાનીમાં પહેલો એહ. ॥૨૬॥

શાણપણું જેનામાં આવ્યું, ભણ્યો તેહ માનો !! સહુ ગ્રન્થ;
શાણાની સંગત કરવાથી,-વિપત્તિના જાશે પન્થ. ॥ ૨૭ ॥

શેઠ થવાનો નિશ્ચય ઇચ્છા,-તો તું સેવક પહેલો થાવ !!;
શ્રેષ્ઠ કાર્ય આચાર વિચારે, શ્રેષ્ઠપણું નિજમાં પ્રગટાવ !!. ॥ ૨૮ ॥

શઠપ્રતિ શાઠ્યં કરવું એ તો,-દુનિયાના લોકોની નીતિ;
શઠપ્રતિ સજ્જનતાને સત્યતા, સંત મુનિવરની એ રીતિ. ॥ ૨૯ ॥

શઠતા છંડી શાહ બનો !! જીવ !!, સન્તજનોનો એ પ્રભુ પન્થ;
શાહપણું ધારો !! વર્તનમાં, વળે શું ? વાંચે ફોગટ ગ્રન્થ. ॥૩૦॥

શહેનશાહી ત્રણ્યભુવનની, આતમ અનુભવ જ્ઞાને જોય;
શહેનશાહી દુનિયાની જે, દુઃખ સંકટમય ક્ષણક્ષણ હોય. ॥ ૩૧ ॥

શૂરાઓ જગ તે કહેવાતા, જીતે મનવર્તી શયતાન;
શૂરા નહીં મારે નબળાને, શૂરાનાં થાતાં સન્માન. ॥ ૩૨ ॥

શયતાને સહુ જગ જીવોને, નિજ વશમાં કીધા નિર્ધાર;
શયતાનીયતથી થયા જે ન્યારા,-તે સંતો પ્રભુ પામે સાર. ॥ ૩૩ ॥

શ્રાવક તે કહેવાતો સાચો, શ્રદ્ધા વ્રત ગુણ ધરે વિવેક;
સવાવસાની દયા ધરે ને,-જૈનધર્મની સાચી ટેક. ॥ ૩૪ ॥

શ્રાદ્ધ કરે જે મરેલ વર્ગનું, જીવંતાની કરે ન સેવ;
શ્રાદ્ધ નહીં તે શ્રદ્ધા હીનનું, સેવે ના જે સદ્ગુણી દેવ. ॥ ૩૫ ॥

શ્રાદ્ધ ખરૂં જીવંતી માની,-પિતા વૃદ્ધની કરવી ભક્તિ;
શ્રદ્ધાવણ બળ શક્તિ ન પ્રગટે, શ્રદ્ધાવણ રહેતી ના નીતિ. ॥ ૩૬ ॥

શક્તિ ખીલવવી તનુમન વચની, ખીલવ !! સર્વ પ્રકારની શક્તિ;
શરીરને કસરતને કવાયતે, ખીલવ !! સર્વ પ્રકારની નીતિ. ॥ ૩૭ ॥

**શિષ્યોપનિષદ્ ગ્રન્થ** રચ્યો મેં, શિષ્ય ધર્મ સમજાવ્યો સાર;
શિષ્ય જે ગુરૂમાં અર્પાયો તે,-શિષ્ય બને છે ગુરૂ નિર્ધાર. ॥ ૩૮ ॥

શરીર ગાડી ઈન્દ્રિય અશ્વો, મનડું સારથિ સંયમ રાશ;
શિવપુર પન્થે ગાડી ચલાવો !!,-આતમ સાહિબ !! સુખ પ્રકાશ. ॥૩૯॥

શિવપુર પન્થે આત્મપ્રભુજી, શરીર ગાડી વેગે ચલાવ!!,
સમ્યગ્દર્શન જ્ઞાન બે આંખે,-દેખી શત્રુ દૂર હઠાવ!! ॥ ૪૦ ॥
શિષ્યો પાચસે સ્કંધક મુનિના,-ક્ષમા ધરી પામ્યા નિર્વાણ,
સમતાથી નિજ આતમભાવ્યો,-ધન્ય ધન્ય સાધુ ભગવાન ॥ ૪૧ ॥
શિવસ્વરૂપ મુજદેહપિતાશ્રી, શિવ નામે ઉપકારી મહાન્,
શિવાર્થે મુજને ભણતા સહાયક,-બન્યા દયાળુ સદ્ગુણવાન ॥ ૪૨ ॥
શિવસ્વરૂપ મુજ આતમ કરવા,-થયા તમારા જે ઉપકાર,
શતભવમા પણ વાળી શકુ નહીં, શાન્તિ મળો!! તમને નિર્ધાર ॥૪૩॥
શિક્ષકસમુ આદર્શ જીવન,-મદર્થે બાલ્યાવસ્થામાહિ,
શિક્ષાઓ દેનારા સહાયક, જનક સ્નેહ નહીં જગમા ક્યાહિ ॥ ૪૪ ॥
શહેનશાહી ફકીરીમાહી, દુનિયા માયા મોહ ન જ્યાય,
શહેનશાહ સાચા સંતો છે,-સમ જલ પીવે જ્ઞાનને ખાય ॥ ૪૫ ॥
શિષ્યોપનિષદ્ ગ્રન્થ રચ્યો મે, શિષ્યોને હિત સુખકરનાર,
શિષ્યના ગુણ કર્તવ્યો જણાવ્યા,-શ્રદ્ધા પ્રીતિથી હિતકાર ॥૪૬॥
શ્રાવકધર્મસ્વરૂપ જણાવ્યુ, બે ભાગોમા ગુણ કરનાર,
શ્રાવકધર્મ સ્વરૂપને વાચી,-શ્રાવકો સદ્ગુણ લહે આચાર ॥ ૪૭ ॥
શ્રદ્ધા વિવેક સત્ ક્રિયાથી,-શ્રાવક સ્વાધિકારે શ્રેષ્ઠ,
શ્રદ્ધાવણ સંશય મિથ્યાત્વથી,-નબળો આતમ હલકો ઠેઠ ॥ ૪૮ ॥
શ્રદ્ધાવણ નહીં કાર્યની સિદ્ધિ, સંશયમા સઘળી નબળાઈ,
શ્રદ્ધાસમ બળ કોઇ ન જગમા, શ્રદ્ધામા સઘળી સબળાઇ ॥ ૪૯ ॥
શ્રદ્ધાવણ છે આતમ મડદુ, શ્રદ્ધાવણ નહીં ધર્મની શક્તિ
શ્રદ્ધાવણ મડદા સમ માનવ, શ્રદ્ધાવણ નહીં સબળી વ્યક્તિ ॥૫૦॥
શ્રદ્ધાથી સમકિત ગુણ પ્રગટે, શ્રદ્ધા એ છે તંત્રને મંત્ર
શ્રદ્ધાથી સબળો છે આતમ, શ્રદ્ધામાથી પ્રગટે યંત્ર ॥ ૫૧ ॥

## ( ષ )

ષટ્કારક ષટ્ચક્રો સમજો !!, ષડ્દ્રવ્યોનું કરશો જ્ઞાન,
આત્મદ્રવ્યનુ જ્ઞાન કરીને, ઉપયોગે થાવો !! મસ્તાન ॥ ૧ ॥

ષડ્દર્શન પણ જૈનધર્મનાં, સાપેક્ષાએ અંગો સત્ય;
ષડ્રિપુને જીતે તે સાચો,-જૈન બની કરતો શુભકૃત્ય. ॥ ૨ ॥

ષડ્ આવશ્યક કર્મો કરવાં, ષોડશ ત્યાગો !! દુષ્ટ કષાય;
ષડ્ લેશ્યાનું સ્વરૂપ સમજી,-ઉત્તમ લેશ્યા ધર !! સુખદાય. ॥ ૩ ॥

ષડ્ ગુણ હાનિ, ષડ્ ગુણ વૃદ્ધિ, ષડ્દ્રવ્યોમાં સદા રહંત;
ષટ્ કાયોના જીવની રક્ષા,-કરતા ઉત્તમ જ્ઞાની સંત. ॥ ૪ ॥

ષટ્ સંપત્તિ જ્ઞાનને દર્શન, સચ્ચારિત્રને સમતા ભાવ;
ક્ષમા અને નિ:સંગતા પામો !!, અહિંયાં તેથી મુક્તિ લ્હાવ. ॥ ૫ ॥

ષડ્દ્રવ્યોનું જ્ઞાન થવાને,-ગ્રન્થ રચ્યો **ષડ્દ્રવ્ય વિચાર**;
ષડ્દ્રવ્યોનું સ્વરૂપ ભાખ્યું, આત્મતત્ત્વ સમજાવ્યું સાર. ॥ ૬ ॥

# स

સસ્સા સમજો !! સત્ય તત્ત્વને, સત્ય ન છંડો !! પડતાં પ્રાણ;
સત્યને વદીએ સત્યને કરીએ,-તેથી પ્રભુપદ પામો !! જ્ઞાન. ॥ ૧ ॥

સાદાં વસ્ત્રો સાત્ત્વિક ભોજન, સાત્ત્વિક પાન કરો !! નરનાર;
સાત્ત્વિક શાસ્ત્રો સાત્ત્વિક કર્મો, સાત્ત્વિક બુદ્ધિ ધરશો સાર. ॥ ૨ ॥

સમજણ સારી નિશદિન લેવી, સમય વિચારી કરવું કૃત્ય;
સમય વિચારી બોલો !! વર્તો !!, સાપેક્ષાએ સમજો !! સત્ય. ॥૩॥

સત્યને છંડીએ નહીં સારૂં, સગપણને સાચવીએ વિવેક;
સહાય કરીએ અન્યજીવોને, પ્રભુપદ વરવા ધરીએ ટેક. ॥ ૪ ॥

સલાહ સાચી લઇએ દઇએ, સાચી શિખામણને ધાર !!;
સાચા સંત ને સાધુ સેવો !!, સંતની સંગતિ ક્ષણ સુખકાર. ॥ ૫ ॥

સુખદુ:ખમાં સમભાવે રહીએ, સમતાભાવે સહીએ દુ:ખ;
શત્રુ મિત્રપર સમતા ધારો !!,-એથી મળતું મુક્તિ સુખ. ॥ ૬ ॥

સર્વની સાથે સંપી વર્તો !!, સ્વપ્ના સમ જાણો !! સંસાર;
સાચું સમજી સાચું વર્તો !!, સમભાવી પ્રભુનો અવતાર. ॥ ૭ ॥

સદ્ગુણ સઘળા સમજી સાને,-પ્રગટાવીએ કરી પુરૂષાર્થ;
સદ્ગુણથી સુખશાંતિ સારી, સદ્ગુણ સમજો !! સારો સ્વાર્થ. ॥૮॥

સર્વજીવોને આતમ સરખા,-માનીને વર્તો !! સમાગ,
સુખ છે આતમમાહી સાચુ, જડમા સુખની બુદ્ધિ વાગ !! ॥ ૯ ॥
સુખનો દરિયો આતમ ભરિયો, કામભોગથી સુખ ન થાય
કામભોગથી દુ ખના દરિયા, સ તો સમજી શાતિ પાય ॥ ૧૦ ॥
સદ્ગુણી સજ્જન સ ગત કરવી, સડેલ શઠનો કરો !! ન સગ
આરૂ તે સારૂ માનીને,-સાચુ કર સારૂ કર !! અગ ॥ ૧૧ ॥
સાધુ સતીની સેવા કરવી, સાધુ સતીને નહીં સ તાપ,
સાધુ સતીની હાય ન લેશો, સ ત સતાવતા પ્રગટે પાપ ॥ ૧૨ ॥
સેવા કરશો ગુરૂ સ તોની, માતપિતાની કરશો સેવ,
સેવા કરતા દેવ મળે છે, નિજ આતમ થાતો ઘટ દેવ ॥ ૧૩ ॥
સહન કરો !! દુ ખ સ કટ પડિયા, સમકિત જ્ઞાન થકી નરનાર
સમતાભાવે કર્મવિપાકો,-ભોગવતા નિજમુક્તિ થનાર ॥ ૧૪ ॥
સૌની સાથે હળીમળીને,-રહેવુ આ સ સાર મઝાર,
સર્વધર્મીઓ સાથે સમથી,-વર્તના મુક્તિ નિર્ધાર ॥ ૧૫ ॥
સહિષ્ણુ વૃત્તિ ખીલવો !! દિલમા, ધરો !! ન ધર્મના ભેદે ખેદ,
સદ્વિચારો કરો !! પ્રતિક્ષણ, દુર્વિચારોને ઝટ છેદ !! ॥ ૧૬ ॥
સુધર્યા તે સાચા જગ જાણો !!, દુર્ગુણ દુર્વ્યસનોથી દૂર,
સદ્ગુણ સદાચારમા રહેના,-પામ્યા આતમ આન દ પૂર ॥ ૧૭ ॥
સુધરેલા નામે બગડેલા,-કુશ્રદ્ધા નાસ્તિક ને સડેલ,
દુરાચાર દુર્ગુણથી સડેલા,-શાના તેઓ કેળવાયેલ ॥ ૧૮ ॥
સદ્વર્તનવણ કોઈ ન સુધર્યા, સદ્વર્તની છે ધર્મી બેશ,
સદ્વર્તનવણુ સ ત ન સાધુ, સાધુ જેને રાગ ન દ્વેષ ॥ ૧૯ ॥
સાક્ષી થઈને વર્તો !! જગમા, સ્વાર્પણ કરીને સેવો !! સ ત,
સૌના સારામા નિજ સારૂ,-માની વર્તો !! બુદ્ધિમ ત ॥ ૨૦ ॥
સત્ય સલાહો લેશો દેશો, સ પે વર્તો !! નરને નાર,
સ પ જપ ને શાતિ સુખ છે, સ પથી શક્તિ વધે અપાર ॥ ૨૧ ॥
સારી સ ગને સાગ સ ગે,-પ્રભુપદ પામો !! નરને નાર,
સ્મરણ કરો !! અરિહ ત મહાવીર,-પ્રભુનુ જગમા એ છે સાર ॥૨૨॥

સિદ્ધિયોમાં નહીં મુઝાતાં,-સાધો !! આતમ !! ધ્યાન સમાધિ;
આધિ ઉપાધિ વ્યાધિમાંહી, સમભાવે વર્તો !! શિવસાધ્ય. ॥ ૨૩ ॥

સ્વાર્થ થકી અન્યાયને પાપો,-હિંસા કરશો નહીં નરનાર;
સ્નેહ કરી લ્યો !! સાચી રીતે, ધર્મસ્નેહથી દોષ જનાર. ॥૨૪॥

સંયમ સાધે તે સાધુઓ, સંસારે નહીં માને સાર;
સંસારે નહીં સ્નેહ ધરે તે,-ઉતરે ભવસાગરની પાર. ॥ ૨૫ ॥

સ્મરણ કરો !! પલપલ અરિહંતનું, સુરતા સાધો !! આતમસાર;
પ્રભુ સ્મરણથી પાપ ન પ્રગટે. આતમ થાતો ત્રિભુવન નાથ. ॥૨૬॥

સોઽહં સોઽહં આતમ સમરો !!, આત્મસ્મરણ સુરતાજ વિચાર;
સોઽહં સોઽહં પટ્ચક્રોમાં,-ધ્યાને આતમ શુદ્ધિ ધાર !!. ॥ ૨૭ ॥

સિદ્ધ બુદ્ધ પરમાતમ થાવું,-આતમ તારો સાચો ધર્મ;
ચિદાનંદ તે આત્મસ્વરાજ્ય છે, સ્થિરતા ધારો !! નાસે કર્મ. ॥૨૮॥

સાગર જેવા ગંભીર થાશો, સાગરવર ગંભીરા સંત;
સાચને આંચ ન ક્યારે લાગે, સત્યથી શક્તિ સિદ્ધિ મહંત. ॥૨૯॥

સ્વર્ગના દાસ થવાથી સારૂં, નરકના રાજા થાવું એહ;
સંતનું દાસપણું છે સારૂં, મૂર્ખ ભૂપ થાવું દુઃખગેહ. ॥ ૩૦ ॥

સ્વતંત્રતાને સ્વછંદતામાં, મેરૂ સર્ષપ સરખા ફેર;
મનતનુ ઇન્દ્રિયો વશ કરવી,-સ્વતંત્રતા એવી સુખ લ્હેર. ॥ ૩૧ ॥

મનતનુ ઇન્દ્રિના વશ થાવું, દુર્ગુણદોષના થાવું દાસ;
સ્વચ્છંદતા એવી મન ઇચ્છા,-વર્તન તેથી દુઃખપ્રકાશ. ॥ ૩૨ ॥

**સાબરમતી ગુણ શિક્ષણ** કાવ્યમાં,-ભાખી મેં શિક્ષાઓ બેશ;
સમજીને જે એમ પ્રવર્ત્તે,-તેના નાસે સઘળા ક્લેશ. ॥ ૩૩ ॥

સરસ્વતીના પુત્રો જ્ઞાની,-નિર્ધન પણ સુખિયા તે થાય;
લક્ષ્મી પુત્રો જડ ધનવંતા,-અંતરૂ સુખિયા નહીં સમજાય. ॥૩૪॥

સંવર ભાવે રહેતાં સુખ છે, સ્વતંત્રતા પ્રગટે છે બેશ;
સ્વરાજ્ય સત્ય સ્વદેશની પ્રાપ્તિ,-આનંદ તેથી હોય હમેશ. ॥૩૫॥

સરખા સર્વે સિદ્ધ સ્થાનમાં, કર્મે જીવો નહીં સમાન;
સુન્દરતા આતમમાં દેખો !!, સ્વપ્ના સમ દુનિયા સહુ જાણ !!. ॥૩૬॥

સત્ય તથ્યને પથ્યને બોલો !!, સત્યને બોલો કરશો સત્ય,
સંકટ પડતા સત્ય ન છંડો !!, સજ્જનતાના કરશો કૃત્ય ॥ ૩૭ ॥
સરવર વૃક્ષને સંતસાધુઓ,–જીવીને કરતા પરમાર્થ,
સઘળું સ્વાર્પણ ઉપકારાર્થે, ઇચ્છે નહીં તે બીજો સ્વાર્થ ॥ ૩૮ ॥
સત્તા સાહિબી સાતા શોભા, સલામ કરતા ઝૂકી લોક,
સળગી જાશે પુણ્ય ટળ્યાથી,–અંતે પાછળ પડશે પોક ॥ ૩૯ ॥
સત્તાએ છાકી ના જાતો, સ્વપ્ન સરીખી સત્તા જાણ !!,
સાહિબી તારી સદા ન રહેશે, સત્ય પ્રભુને દિલમાં આણ !! ॥૪૦॥
સારો નિજને લોકો બોલે,–તેથી આતમ !! લેશ ન ફૂલ !!,
સારી શિક્ષા દેતા કાપે,–સમજો !! તેનું જીવન ધૂળ ॥ ૪૧ ॥
સુષુમ્ણા નાડી જબ ચાલે,–ત્યારે સંકલ્પો સહુ ત્યાગ !!,
સમતા ભાવે આતમ ધ્યાવો !!, આતમ ઉપયોગે દિલજાગ !! ॥૪૨॥
સામાયક તે સમતા ભાવ છે, જડ જીવોમાં રાગ ન રોષ,
સામાયક એવું સુખમય છે, સામ્યે આતમ ગુણને પોષ !! ॥ ૪૩ ॥
સંઘની પ્રગતિ કરવા માટે, **સંઘ પ્રગતિ** નામે શુભ ગ્રન્થ,
સર્વ સંઘ સેવાર્થે રચતા,–આતમ વળિયો મુક્તિ પન્થ ॥ ૪૪ ॥
સર્વજીવો સત્તા એ પ્રભુ છે,–જાણી કર !! તું સર્વની સેવ
સર્વજીવો નિજ આતમ સરખા,–સેવા કરતા બનીશ દેવ ॥ ૪૫ ॥
**સત્ય સ્વરૂપ** નામે એક પુસ્તક, રચ્યું છે સર્વજીવોના હિત,
દયા ધર્મની વાત કરી મેં,–જેમાં મુક્તિના સંકેત ॥ ૪૬ ॥
**સુખસાગર ગુરૂગીતા** રચી મેં, સદ્‌ગુણગણનો કર્યો પ્રકાશ,
સુખસાગર રૂપ આતમ મુક્તિ,–વાંચો !! વર્તે પામો !! ખાસ ॥ ૪૭ ॥
સ્નેહ થકી છે સગપણ સાચું, સ્નેહ વિનાનો સગો ન કોય,
સ્નેહ ન છુપાતો જે સાચો, સ્નેહ જણાવે આંખો જોય ॥ ૪૮ ॥
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, સંઘ ચતુર્વિધ વિશ્વ મહાન,
સંઘની સેવાભક્તિ કરવી, સંઘને નમતા જિન ભગવાન ॥ ૪૯ ॥
સંઘ છે પચ્ચીશમો તીર્થંકર, સંઘની સેવાભક્તિ ધાર !!,
સંઘની સેવાભક્તિ કરતા,–મુક્તિપદ મળતું નિર્ધાર ॥ ૫૦ ॥

સંઘથી શાસન ચાલે જગમાં, સંઘ હયાતીમાં સહુધર્મ;
સંઘના સંપે સંઘવૃદ્ધિથી, જૈનધર્મ પ્રગતિનાં કર્મ. ॥ ૫૧ ॥

સંઘની સંખ્યા વૃદ્ધિનાં સહુ,-દ્વારો જ્ઞાને શીઘ્ર ઉઘાડ !!;
સંઘના નાશે જૈનધર્મના,-નાશને જાણી જૈન જગાડ !!. ॥ ૫૨ ॥

સંપે ચડતી પ્રગટે સુખડાં, સંપે પ્રગટે શક્તિ સર્વ;
સંપવિના પડતી સહુ વાતે,-જાણી ત્યાગો !! ખોટો ગર્વ. ॥ ૫૩ ॥

સાંખો !! સૌની નિંદામહેણાં, સહો !! વિપત્તિ સંકટ દુઃખ;
સમતા હિંમત શૌર્યને ધારો !!,-અંતે પ્રગટે આતમ સુખ. ॥ ૫૪ ॥

સંયમથી શક્તિયો પ્રગટે, સંયમ ચૂકો !! નહીં લગાર;
સંયમ બળથી મોહને જીતો !!,-સમતા એજ સમાધિ ધાર !!. ॥૫૫॥

સ્વરની પેઠે આતમ આંખો, પુણ્ય પાપ તનુ વ્યંજન જાણ !!;
સ્વર વ્યંજનની સૃષ્ટિ દ્વિધા છે, આત્મજ્ઞાનથી સત્ય તે માન !!. ॥૫૬॥

સ્વધર્મના સહુ ગ્રન્થો પહેલા,-વાંચી સાંભળો !! પામો !! જ્ઞાન;
સ્વધર્મ સર્વજ્ઞે ઉપદેશ્યો, સત્યદેવ છે નિજ ભગવાન્. ॥ ૫૭ ॥

સુધારકોમાં સઘળું સાચું,-એવો મત નહી બાંધો !! કોઇ;
પ્રાચીન નવીન સુધારક સહુનું,-સમજી કરશો નિર્ણય જોઇ. ॥૫૮॥

સત્યવિચારાચારે ભયલજ્જા તજો !!, સત્યતેમારૂંમાની ચાલો !! ભવ્યજો;
સત્ય સલાહો લીજે દીજે સત્યનાં,-કરશો પ્રેમે ભવ્યો !! સત્કર્ત્તવ્ય જો.
સત્યને કરશો સત્ય વદો !! નરનારીઓ; ॥૫૯॥

સુખ છે સાતાવેદની ઇન્દ્રિય,-દેહાદિકયોગે થાનાર;
ક્ષણિક સુખ તે જાણો !! દિલમાં,-વિષય ભોગથા થયું મન ધાર!!. ॥૬૦॥

સત્ય છે સ્થાયી શાશ્વત સુખ જે,-સ્વભાવે આતમમાં નિધાર;
સમાધિજ્ઞાને આતમસુખને,-પ્રગટાવો !! ઘટમાં નરનાર ॥ ૬૧ ॥

સર્વજીવોને સુખ છે વ્હાલું, સર્વજીવોને દુઃખ અનીષ્ટ;
સમજી સુખકર સર્વજીવોને,-કોઇનું કર !! નહીં ક્યારે રિષ્ટ. ॥૬૨॥

સર્વ શક્તિયો ખીલવ !! આતમ !!, સર્વગુણોને ઘટ પ્રગટાવ !!;
સ્વદેશ સંઘને સ્વજન હિતાર્થે,-કર્તવ્યો કરવા મન લાવ્ય !! ॥૬૩॥

સ્વાશ્રયે જીવો !! આતમ યત્ને, સ્વાશ્રયે જીવે તેહ સ્વતંત્ર;
સ્વાશ્રયવણ પરની આશાએ,-જીવવું તે જાણો !! પરતંત્ર. ॥ ૬૪ ॥

સ્વતંત્રતાને સ્વચ્છંદતામાં,—નભને પૃથ્વી અંતર ફેર,
સ્વધર્મ માટે સ્વાર્પણ કરવું, જૈનોને શિક્ષાસુખ લ્હેર ॥ ૬૫ ॥

સંઘની સેવા ભક્તિ કરવી, સ્વદેશ સમાજના કરશો કર્મ,
સ્વધર્મી બંધુ સેવા કરવી, સત્ય છે આતમ ॥ મુક્તિ ધર્મ ॥ ૬૬ ॥

સાચી સારી શીખ દેનાર,—ઉપર કદી ન કરજે રીસ
સારી શીખદેનારા દુર્લભ,—કરોડે તે હે વીસ પચીસ ॥ ૬૭ ॥

સાચાને કોઇ ખોટું માને,—તેમાં તેના કર્મનો દોષ,
સત્ય વિચારને સદાચારથી, શુભોવડે આતમને પોષ ॥ ॥ ૬૮ ॥

સાચાને કદિ આંચ ન આવે, આવે તો તે દૂર પલાય,
સત્ય ન છંડો ॥ સંકટ પડતાં, સત્યમાં જીવે શક્તિ ન્યાય ॥ ૬૯ ॥

સકામ સેવા ભક્તિ કરતાં, અનંતગુણું ઉંચી નિષ્કામ,
સકામમાં જડ પુદ્ગલ સુખની, સ્વાર્થેચ્છા તે જાણું ॥ સકામ ॥૭૦ ॥

સમ્યગ્દષ્ટિ સમકિત જ્ઞાની, જૈનોને સેવા નિષ્કામ,
પરંપરાએ આજીવિકાદિ,—કર્મો પણ થાવે નિષ્કામ ॥ ૭૧ ॥

સર્વજ્ઞ મહાવીર પ્રભુના,—તત્ત્વો સદ્ગ્રહે સમ્યગ્દષ્ટિ
સમકિત તે અરિહંત ગુરૂની,—ધર્મની શ્રદ્ધા પૂર્ણ પ્રતીતિ ॥ ૭૨ ॥

સમ્યગ્દષ્ટિ સમકિતવંતા,—જૈનોનું છે મુક્તિ ધ્યેય,
સર્વ વિચારાચાર છે તેને, નિષ્કામે આદર્શાદેય ॥ ૭૩ ॥

સમ્યગ્દષ્ટિ પ્રગટે તેને,—પરમાતમ આદર્શ જણાય
સાધ્યની સાપેક્ષાએ સઘળું,—નિષ્કામે પરિણમતું જાય ॥ ૭૪ ॥

સકામ સઘળું નિષ્કામાર્થે,—સમ્યગ્જ્ઞાનીને પ્રણમાય,
સકામ પછી નિષ્કામ છે ભક્તિ,—અધિકારે અનુક્રમે પ્રગટાય ॥૭૫॥

સેવાભક્તિ કરતાં સંકટ,—દુઃખ પડે ને ટળતો સ્વાર્થ,
સહન કરી જે કર્મો કરતો,—નિષ્કામી સહુ તસ પરમાર્થ ॥ ૭૬ ॥

સાકારપ્રભુ સાચા છે સંતો,—નિષ્કામે કરે સઘળાં કૃત્ય,
સાકારપ્રભુની પાસે રહેતા,—સેવાથી સહુ પ્રગટે સત્ય ॥ ૭૭ ॥

સાકારપ્રભુરૂપ આતમ થાતાં,—નિરાકાર થાતો પશ્ચાત,
સાકારપ્રભુ અરિહંતને સૂરિ,—વાચક સાધુઓ સાક્ષાત્ ॥ ૭૮ ॥

સ્વદેશઉપર પ્રેમ કરો ! ! પણ,–અન્યદેશપર ધરો ! ! ન દ્વેષ;
સ્વધર્મઉપર પ્રેમ કરો !! પણ,–અન્ય ધર્મપર ધરો !! ન ક્લેશ.॥૭૯॥

સર્વવિશ્વમાં સર્વજાતિના,–જીવોપર જે પ્રેમજ થાય;
સાર્વિક વ્યાપક પ્રેમને જાણે,–વ્યાપક પ્રેમે પ્રભુ પ્રગટાય. ॥ ૮૦ ॥

સર્વકળાનું શિક્ષણ સારૂં, સર્વે ભાષા જાણો !! બેશ;
સાયન્સ આદિ જ્ઞાન કર્યાથી,–જ્ઞાનની વૃદ્ધિ થાય હંમેશ; ॥ ૮૧ ॥

સાત્ત્વિકજ્ઞાનને સાત્ત્વિકભક્તિ, સાત્ત્વિકસેવા સાત્ત્વિકકર્મ;
સાત્વિકભોજન પાનના યોગે, પ્રગટે મુક્તિ નિશ્ચય શર્મ. ॥ ૮૨ ॥

સાત્ત્વિકજ્ઞાનાદિક ગુણથી પણ, જૂદું આતમ ! ! કેવલજ્ઞાન;
સાત્ત્વિકસુખથી જૂદું આતમ,–સુખ છે અનુભવ આવે જાણ !!. ॥૮૩॥

સચ્ચારિત્રી નરનેનારી,–જીવ્યાં મરીને જગમાં તેહ;
સીતા દ્રૌપદી દમયંતી શુભ,–સતીયો સ્મરો !! જે ગુણગણગેહ. ॥૮૪॥

સતીઓ પતિવ્રતા દેવીઓ, સાત્ત્વિક ગુણવ્રત કર્માધાર;
સન્તો સતીઓથી જગ શોભે, સ્વર્ગ સમું જાણો !! સુખકાર. ॥૮૫॥

સત્યપંથમાં ચાલે સજ્જન, દુર્જન દુર્ગુણ પન્થે જાય;
સુરસરખા સજ્જન સંતો છે, અસુર પાપોથી પરખાય. ॥ ૮૬ ॥

સ્વાર્થ સંબંધે સગપણ ધારે, સ્વાર્થ થકી જે ધારે રાગ;
સ્વાર્થે સંબંધે સગા થતા જે,–એવા તેથી મનમાં જાગ !!. ॥ ૮૭ ॥

સ્વાર્થ ભોગ જે આપે સ્નેહે, સત્ય સગા પોતાના ધાર ! !;
સગાં વ્હાલાં અવસરે સમજાતાં, સંકટ પડતાં સ્નેહ વિચાર !!. ॥૮૮॥

સર્વવાતમાં સર્વકાજમાં,–પહેલું કર્તવ્ય જ સત્સંગ;
સત્સંગ જો ક્ષણ એકની થાવે,–તેથી સુધરે સઘળા રંગ. ॥ ૮૯ ॥

સાહિબી ચક્રવર્તિને ઇન્દ્રની,–મળે તો પણ તેથી નહીં રાચ !!;
સત્સંગ આગળ તે સહુ જૂઠું, સત્સંગે મુક્તિ છે સાચ. ॥ ૯૦ ॥

સત્સંગતિવણ ક્ષણ જે થાવે,–તેથી કર !! મન પશ્ચાત્તાપ;
સંત્સંગતિને સદ્ગુરૂ સેવા, સદ્ગ્રન્થોથી નાસે પાપ. ॥ ૯૧ ॥

સત્સંગ જ્યારે મળે નહીતો,–સદ્ગ્રન્થો વાંચી ગુણ ધાર !!;
સદ્ગુરૂ બોધ પ્રસંગ મળે તો,–તદા ગ્રન્થવાંચનને નિવાર !!. ॥૯૨॥

સુખસાગરગુરૂ દીક્ષા દાયક,—શાંત અનેક જે ગુણનું ધામ,
સુખસાગર ગુરૂ મહોપકારી,—વંદુ પૂજુ કરૂં પ્રણામ ॥ ૯૩ ॥
સહાયકો ઉપકારી મારા,—તેના નિશદિન સ્મરૂં સુનામ,
સંત મુનિયો શિક્ષક શ્રાવક,—સહાયકો સમરૂં છું તમામ ॥ ૯૪ ॥
સેવાભક્તિ ધર્મકાર્યમાં,—અલ્પ દોષને ધર્મ મહાન્,
સાપેક્ષદષ્ટિએ જાણી વર્તો !!,—આતમ થાતો પ્રભુ ભગવાન્ ॥૯૫॥
સર્વવિશ્વમાટે મુજ જીવન, સર્વવિશ્વ છે મારૂં અંગ,
સર્વવિશ્વનું અંગ હું આતમ, નય સાપેક્ષે સમજુ ચંગ ॥ ૯૬ ॥
સર્વવિશ્વવર્તિ જીવોને,—પરસ્પરે દર્ને ઉપકાર,
સર્વવિશ્વજીવોને જડનો,—જીવોનો ઉપકાર છે સાર ॥ ૯૭ ॥
સ્વતંત્રતાવણ રાજ્ય શાનો ?, સ્વતંત્રતાવણ નહીં સ્વરાજ્ય,
સ્વતંત્રતાવણ લોકો સઘળા,—મરેલ સરખા ખાય અનાજ ॥ ૯૮ ॥
સારૂં તે થોડું જગમાંહી, નઠારૂં તે જગમાં બહુ જાણું !!,
સારા લોકો ધર્મી થોડા, અધર્મી કોટિ અજ્જ પ્રમાણું ॥ ૯૯ ॥
સારાજન થોડા દેખીને,—અધર્મીલોકમાં ભળો !! ન ભવ્ય,
સુવર્ણ થોડું લોઢું બહુ છે,—સમજી કર !! સાચા કર્તવ્ય ॥ ૧૦૦ ॥
સંતો થોડા અધર્મી અજ્જો, અનાદિકાલથકી એ ન્યાય,
સર્વવિશ્વલોકો કોઈ કાળે, સર્વે સંત બની નહીં જાય ॥ ૧૦૧ ॥
સ્વર્ગ તે દેહનું શુભ આરોગ્યજ, સાત્વિક આહારે તનુ પોષ !!,
સ્વર્ગ તે દેહનું બ્રહ્મચર્યને,—સારા કૃત્યોથી સંતોષ ॥ ૧૦૨ ॥
સ્વર્ગ તે દેહનું પાપ ન કરવું, ધર્મકાર્યમાં તનુ વપરાશ
સ્વર્ગ તે વાણીનું વચ સમિતિ, સત્યવચનને બોલવું ખાસ ॥૧૦૩॥
સ્વર્ગ તે મનનું સાત્વિકગુણને, સાત્વિક વૃત્તિયોના વિચાર,
સ્વર્ગ તે આત્મનું સાત્વિકજ્ઞાનને, સાત્વિક આનંદરસની ધાર ॥૧૦૪॥
સિદ્ધિ તે નિજ આત્મગુણોનો,—પૂર્ણપણે જે થયો પ્રકાશ
સિદ્ધપણું તે સર્વકર્મના,—નાશે ગુણપર્યાયવિકાસ ॥ ૧૦૫ ॥
સરલપણું જ્યાં ઘટે ત્યાં ધરવું, સરલ વૃક્ષ જગમાં છેદાય,
સમજુ સરલપણાને સમજે, વક્ર વૃક્ષ ભાગ્યેજ કપાય ॥૧૦૬॥

પ૭

સંવરતત્ત્વ તે કર્મબંધના,—સર્વહેતુનો જ્ઞાને ત્યાગ;
સંવરતત્ત્વ તે ચારિત્રજ છે, સંવરભાવે આતમ જાગ !!. ॥૧૦૭॥
સંવરના સત્તાવન ભેદો, અધ્યવસાયે અસંખ્ય ભેદ:
સંવર તે મન ઇન્દ્રિય વિષયો,—માંહી રાગ ન દ્વેષ ન વેદ !!. ॥૧૦૮॥
સંવરયોગે નવીન કર્મો,—આતમ સાથે નહીં બંધાય;
સંવરયોગે વર્તમાનમાં,—અબંધ આતમ નિશ્ચય થાય. ॥૧૦૯॥
સંવર તે છે સમતા સાચી, શુભાશુભ પરિણામનો ત્યાગ;
સંવરભાવે ઇલાયચી ઝટ,—કેવલજ્ઞાની બન્યા મહાભાગ. ॥૧૧૦॥
સહજ યોગ તે રાજયોગ છે, જ્ઞાનયોગ છે સૌથી શ્રેષ્ઠ;
સહજ યોગમાં સમતા સાક્ષી,—ભાવ છે તેથી બીજા હેઠ. ॥૧૧૧॥
સહજ મળ્યું તે અમૃત સરખું, ખેંચી લીધું તે છે ઝેર;
સ્વભાવ તે છે ધર્મ અકૃત્રિમ, આત્મ સ્વભાવમાં રમતાં લ્હેર. ॥૧૧૨॥
સાધન સાધે સાપેક્ષાએ, સાધક સાધ્ય ધરે ઉપયોગ:
સાધનોમાહી સ્વતંત્ર રહેતો,—નિર્લેપે તે ભોગે અભોગ. ॥૧૧૩॥
સાધનમાંહી ભૂલ ભૂલામણી, અજ્ઞાને લોકોને થાય;
સાધનનો તેમાં નહીં દોષજ, જ્ઞાની સાધક ભૂલ ન પાય. ॥૧૧૪॥
સાધનને સાધ્યજ ના માનો !!, ક્ષેત્ર કાલ સાધન બદલાય:
સંયોગોને ફેરે સાધન,—ફેરો જ્યાં ત્યાં થાતા જાય. ॥૧૧૫॥
સાધન સાધ્યને સાધક એ ત્રણ,—તેમાં સાધક કર્તા જાણ ! !.
સાધન તેહ અસાધન થાતું,—વિપરીત સંયોગે મન માન !!. ॥૧૧૬॥
સાધ્યદૃષ્ટિવણ સાધક જગમાં,—કરે ન જગમાં કાર્યની સિદ્ધિ;
સાધક, ઉત્સર્ગે અપવાદે,—વર્તે તે પામે જ પ્રસિદ્ધિ. ॥૧૧૭॥
સાધક ક્ષેત્ર કાલ નિજ શક્તિ,—આદિ જાણે તે હુશિયાર;
સાધક જ્ઞાની યોગી થાતો,—કરે કાર્ય સિદ્ધિ સુખકાર. ॥૧૧૮॥
સહાય કરજે યોગ્યને ભાવે, યથાશક્તિ એ ધરી વિવેક;
સહાય સર્વજીવોને પરસ્પર,—સહાય કરતાં છંડ ! ! ન ટેક. ॥૧૧૯॥
સહાય સારી કરજે પ્રેમે, અલ્પ દોષ જ્યાં બહુ છે ધર્મ;
સહાય સગાંસંબંધીઓને, દેવું એ છે ફર્જનું કર્મ. ॥૧૨૦॥

મહાય નિષ્કામે શુભ કરવી, છતી શક્તિ ગોપવ !! નહીં ભવ્ય ! !,
સહાય દેતા સહાય મળશે, સહાયે કર ! ! તારૂ કર્ત્તવ્ય ॥૧૨૧॥

સહાયકોને અવસર આવે,-દેવી તન ધન શક્તિ મહાય,
સહાયકોની સેવા કરવી, સહાય કર !! નહીં ધરી અન્યાય ॥૧૨૨॥

સહાયકો પરમાર્થી સાગ, પરમાર્થે જગમ જીવત,
સારાઓ જગ સારૂ કરતા, અપકારીનુ ભલુ કરત ॥૧૨૩॥

સહકારી સરવર નદી ઘનવત્,-સ તો નિષ્કામે કરે સ્હાય,
સહાયનો બદલો ઇચ્છિયાવણુ,-સહાય કરતા ગુણી સદાય ॥૧૨૪॥

સ્હામાનુ બળ અધિકુ જ્યા ત્યા,-સામા પડતા થાતી ખોટ,
સામાનુ બળ અધિક જ્યા ત્યા,-કળ યુક્તિથી વિજય મચોટ ॥૧૨૫॥

સામાસામી બળ જ્યા સરખા, લાભને હાનિ હોય સમાન,
સામાનુ બળ ઘટતુ ત્યા તો,-યુદ્ધ કર્યાથી ચડતી જાણ !! ॥૧૨૬॥

સમાનતા જ્યા વર્ણ ધર્મને, વિદ્યા કર્મ શક્તિની ખેશ,
સખ્ય ત્યા પ્રકૃતિ સામ્યે રહેતુ,-અન્યથા દુખ વિપત્તિ કલેશ ॥૧૨૭॥

સભવ સુમતિ સુપાર્શ્વ સુવિધિ, શીતલને શ્રેયાસ જિનેશ,
શાતિનાથ તીર્થંકર ધ્યાવુ, પ્રભુભક્તિથી નાસે કલેશ ॥૧૨૮॥

## ह

હજુ હરદમ પ્રભુ ભજી લ્યો ! !, હજી છે હાથમા બાજી સુધાર ! !,
હજી પણ ચેતી લે !! ચેતન !! તું, હજી પણ આયુ એળે ન હાર !! ॥૧॥

હારી જા !! ના છેલ્લી બાજી, હૈયામા ધર !! ધર્મ વિચાર,
દુર્ગુણ દોષો હરે તે હરિ છે,-આતમ !! એવો નિશ્ચય ધાર !! ॥૨॥

હણતો કામને લોભને માયા,-ક્રોધ માનને હર કહેવાય,
હવે સમજીને ધર્મ કરી લ્યો !!, હીન ન થાશો પ્યારો !! ન્યાય ॥૩॥

હલકા મોહથી મોટા જ્ઞાનથી,-સમતાનુ સજી લે !! હથિયાર,
હાર્યી કર !! નહીં કોની કયારે, હાજી હા જૂઠાની વાર !! ॥૪॥

હાર્યા મોહી દુર્ગુણી વ્યસની, જીત્યા ધર્મી જ્ઞાની સત,
હાજર દેહદેવળમા આતમ, દેવ છે તેને સેવ ! ! ભદત ॥૫॥

હુશિયારી ધર !! સદ્‌ગુણ ધર્મે, હોળી રાજા મોટી દુષ્ટ;
હેલના કરશો નહિ સાધુની, હેમના મોહે થશો ન પુષ્ટ !!. ॥ ૬ ॥

હિંમતની કિંમત નહીં થાતી, હિંમત ધરી કર ! ! સારાં કાજ;
હિંમતથી નહિ હીરા મોટા. હિંમતથી રહેતી જગલાજ. ॥ ૭ ॥

હઠો !! નહીં સત્કાર્યો કરતાં, હઠીલા થઈ કરશો શુભ કામ;
પાપકર્મમાં હઠ નહીં કરશો,–કાર્યો કર !! ધારીને હામ. ॥ ૮ ॥

હોંશ થકી કર્તવ્યો કરવાં, હોંશીલા થઈ કર !! કર્તવ્ય;
હુશિયારીને હોંશથી આતમ,–કર !! કાર્યો સુખકર હે ભવ્ય !!. ॥૯॥

હિંસકનો વિશ્વાસ ન કરવો, હિંસકથી રહો ! ! સાવધ નિત્ય;
હરામીનો વિશ્વાસ ન કરવો,–અસ્થિર મન જેનું જે અમિત્ર. ॥૧૦॥

હળવું મળવું સૌની સાથે, હરામખોરથી સાવધ થાવ !!;
હાર્યો હિંમત જેણે ત્યાગી, હાર !! ન આતમ ગુણ પ્રગટાવ !!. ॥૧૧॥

હરિ તે આતમ કર્મ હરે તે,–અન્તરાત્મ પરમાતમ જાણ !!;
હરિ તે આત્મપ્રભુ દિલ દેખો !!, કર્મ હરે હર આત્મ પ્રમાણ. ॥૧૨॥

હિંસકનો વિશ્વાસ ન કરવો, હિંસકથી રહો !! સાવધ નિત્ય;
હરામીનો વિશ્વાસ ન કરવો, અસ્થિર મન જેનું જે અમિત્ર. ॥૧૩॥

હિંસા ક્રોધે માને કપટે, લોભે કામે સ્વાર્થે થાય;
હિંસા ભયને હાસ્યે થાતી, પાપનું મૂળ હિંસા અન્યાય. ॥ ૧૪ ॥

હિંસા કરનારા જીવોને,–પાપ કર્મ ભારે બંધાય;
હિંસાથી નહીં સુખ ને શાન્તિ, હિંસાથી દુઃખો પ્રગટાય. ॥ ૧૫ ॥

હિંસા સુખને માટે કરતાં, દુઃખ વિપત્તિ અંતે થાય;
હિંસા મન વચ કાયથી તજતાં,–સુખ શાંતિ જગ વર્તે ન્યાય. ॥૧૬॥

હે પ્રભુ મારી વ્હારે આવો !!, મારો કરશો ઝટ ઉદ્ધાર;
હે પ્રભુ તું છે વિશ્વનો પાલક, તુજ શક્તિ છે અપરંપાર. ॥ ૧૭ ॥

હે પ્રભુ તારો પાર ન પામું, મારા દોષ કરો !! સહુ માફ;
હે પ્રભુ તારો બાલક જાણી,–મારૂં હૃદય કરો !! ઝટ સાફ. ॥ ૧૮ ॥

હે પ્રભુ તારા માટે જીવવું, તુજવણ મુજને ગમે ન કયાંય;
હે પ્રભુ દિનદયાળુ પાલક, બાપ હું ચહું છું તારી છાંય. ॥ ૧૯ ॥

હે પ્રભુ જેવો તેવો પણ હું,–ત્હારો જાણી પાર ઉતાર !!
હે પ્રભુ ! ત્હારૂ શરણ કીધુ, મારો એક છે તુ આધાર ॥ ૨૦ ॥
હે પ્રભુ મુજને પ્રકાશ આપો !!, અનત ભવના ટાળો !! દુ ખ,
હે પ્રભુ શાશ્વત સાચુ એવુ,–આપો !! મુજને આતમ સુખ ॥૨૧॥
હે પ્રભુ જેવો તુજને જાણું,–મારી યથામતિ અનુસાર
હે પ્રભુ તેવો તુજને માનુ,–તેમા દોષ ન મારો લગાર ॥ ૨૨ ॥
હે પ્રભુ જેવો જાણું તુજને,–તેવો તુજને ભજુ નિર્ધાર,
હે પ્રભુ તેમા ભૂલજો હોય તો,–ભૂલ ચૂક નહુ દૂર નિવાર !! ॥૨૩॥
હે પ્રભુ તારા સદ્ગુણ વરવા,–તે પ્રભુ માની તારી ભક્તિ,
હે પ્રભુ મારામાહી રહેલા,–દોષને હણવા દેશો !! શક્તિ ॥ ૨૪ ॥
હે પ્રભુ જ્ઞાનાનન્દ સ્વરૂપી,–તારો મહિમા અપરપાર
હે પ્રભુ તુજને ભાવે વિનવુ, મારા દોષો દૂર નિવાર !! ॥ ૨૫ ॥
હે પ્રભુ મુજને સત્ય સુઝાડો !!, તુજમા રહી હુ છવુ એહ,
હે પ્રભુ ઇચ્છુ તુજમય જીવન, તુજ ઉપયોગે બનુ વિદેહ ॥૨૬॥
હે પ્રભુ તુજને વરવા માટે,–તાલાવેલી પ્રગટ્યો ચાહ,
હે પ્રભુ કૃપા કરીને ભાવે, ટાળો !! કામાગ્નિનો દાહ ॥ ૨૭ ॥
હે પ્રભુ તુ છે પૂર્ણ દયાળુ, દયા કરી સેવક સભાર !!,
હે પ્રભુ તારો પૂર્ણ ભરૂસો,–તું મારો છે તારણહાર ॥ ૨૮ ॥
હે પ્રભુ મારા દિલમા પ્રગટો !!, અનત ગુણ પર્યાયથી વ્યક્ત,
હે પ્રભુ તારી લગની લાગી, જેવો તેવો છુ તુજ ભક્ત ॥ ૨૯ ॥
હે પ્રભુ મુજમા સત્ય પ્રકાશો !!, દિલમા રહેશો પાસના પાસ,
હે પ્રભુ તારા ઉપર ધાર્યો,–પૂર્ણપણે મનમા વિશ્વાસ ॥ ૩૦ ॥
હે પ્રભુ તુજને ઇચ્છુ છુ પ્રેમે, તુજવણ બીજુ ચહુ ન લેશ,
હે પ્રભુ તુ તે હું ને હુ તે,–તુ એમા છવુ હમેશ ॥ ૩૧ ॥
હે પ્રભુ તુજમા જગજીવોમા,–શુદ્ધપ્રેમથી વર્તન થાય,
હે પ્રભુ એવી રીતની પૂરી,–આપો !! મુજને ભક્તિ સ્હાય ॥૩૨॥
હે પ્રભુ, જગના સર્વજીવોપર,–કરૂ હવે નહીં રાગને રોષ
હે પ્રભુ મારાવણ બીજાના,–જોવુ નહીં હુ ક્યારે દોષ ॥૩૩॥

હે પ્રભુ, મારી આત્મવિશુદ્ધિ,-કરવાના સહુ હેતુ પ્રકાશ;
હે પ્રભુ !! મૃત્યુકાલે તુજમાં-મારો પૂર્ણ રહો !! વિશ્વાસ. ॥૩૪॥

હે પ્રભુ સર્વજીવોનું સારૂં,-ઈચ્છું કરૂં ત્યાં આપો !! સ્હાય;
હે શુદ્ધાતમ પરમ પ્રભુ તું,-જ્ઞાને અનુભવ્યોજ સુહાય. ॥૩૫॥

હે પ્રભુ, મોહની સાથે લડતાં,-હારૂં નહીં એવું બળ આપ !!;
હે પ્રભુ ! પ્રભુમય જીવન ધરવા, ઘાતી કર્મોને ઝટ કાપ !!. ॥૩૬॥

હે પ્રભુ !! તું એક મારો વ્હાલો, સ્વાર્પણ કીધું તુજને સર્વ;
હે પ્રભુ તારામાં હું સમાયો, નામ રૂપના રહ્યા ન ગર્વ. ॥૩૭॥

હે પ્રભુ, તુજમાં રહીને જીવું,-કરૂં લખું ને દઉં ઉપદેશ;
હે પ્રભુ એવું ચાહું વર્તુ, જિનત્વ પ્રગટી રહો !! હમેશ. ॥૩૮॥

હે પ્રભુ તું મારૂં સહુ જાણે, તું તો નેતિનેતિ થાય;
હે પ્રભુ તું છે જીવન મારૂં, તુજવણ બીજે નહીં જીવાય. ॥૩૯॥

હે પ્રભુ, શુદ્ધાતમ ઉપયોગે,-રહી શુદ્ધપરિણામની પ્રાપ્તિ;
હે પ્રભુ ! ક્ષાયિકભાવે કરવી,-વીતરાગપદની શુભ આપ્તિ. ॥૪૦॥

હે પ્રભુ ભ્રાતા પિતામાત તું,-રહેશો દિલમાં સદા હજૂર;
હે પ્રભુ પ્રેમે ઉગાર મુજને, તું છે જ્યોતિ અનંત નૂર. ॥૪૧॥

હે પ્રભુ તું સાકાર નિરાકાર, અનેકરૂપે અનંત દેવ;
હે પ્રભુ સાપેક્ષાએ સઘળાં,-દર્શન કરતાં તારી સેવ. ॥૪૨॥

હે પ્રભુ તુજને પ્રાર્થું શું બહુ, તુજને ગમે તે કર !! મુજ ઇષ્ટ;
હે પ્રભુ ચારિત્ર પંથે ચાલું,-યથાશક્તિ કરૂં તુજ આદિષ્ટ. ॥૪૩॥

હે પ્રભુ મન વચ કાયની સઘળી,-પ્રવૃત્તિ તે તુજ સેવા ભક્તિ;
હે પ્રભુ તુજરૂપ થાઉં એવી,-આપો !! સઘળી ઉત્તમ શક્તિ. ॥૪૪॥

## ક્ષ,

ક્ષમા ધરો !! અપરાધી ઉપર, સહુ જીવો છે ભૂલને પાત્ર;
ક્ષમાથકી ટળે વૈર વિરોધો,-નિર્વૈરી થાવે જીવ માત્ર. ॥૧॥

ક્ષાન્તિ ધારો !! સર્વજીવોનું,-ક્ષેમ કરો !! ધરી ધર્મીભાવ;
ક્ષુબ્ધ બનો !! નહી પરિષહ આવે, ક્ષુધા પરિસહે સમતા લાવ !!. ॥૨॥

ક્ષોણીતલમા ક્ષોદવિનાનો, ક્ષતવણુ નહી કો નરનેનાર
ક્ષીરોદધિ સમ નિર્મલ આતમ,–થાવા કર !! સદુપાય વિચાર ॥૩॥

ક્ષેમ ને યોગ છે ગુરૂકૃપાથી, ગુરૂકૃપાથી યોગને ક્ષેમ,
ક્ષેમ યોગને ન તો ભક્તો,–પામી ધારી ઉત્તમ નેમ ॥૪॥

ક્ષયોપશમભાવે મે જ્ઞાને,–લખ્યા લેખ ને કીધા ગ્રન્થ,
ક્ષયોપશમભાવે ઉપદેશો,–દીધા વરવા મુક્તિ પન્થ ॥ ૫ ॥

ક્ષયોપશમભાવે અંતરમા, ધ્યાન સમાધિ કર્યા વિચાર,
ક્ષાયોપશમિક દર્શન જ્ઞાનને, ચારિત્ર ભાવના ભાવી સાર ॥ ૬ ॥

ક્ષાયિકભાવે દર્શન જ્ઞાનને, ચરિત્ર વરવા ધારી આશ,
ક્ષયોપશમની ભાવના બલથી, પૂર્ણ મુક્તિ સુખ મળશે ખાસ ॥૭॥

ક્ષયોપશમના દર્શન જ્ઞાનને,–ચરણનો કરૂ-કરીશ અભ્યાસ,
ક્ષયોપશમથી ક્ષાયિક સિદ્ધિ,–થાશે એવો છે વિશ્વાસ ॥ ૮ ॥

ક્ષયોપશમથી જ્ઞાન ચરણનુ,–લખ્યુ વિચાર્યુ પરોક્ષ ભાવ,
ક્ષયોપશમથી ક્ષાયિકભાવે,–સિદ્ધદશાનો થશે બનાવ ॥ ૯ ॥

ક્ષય નથી ધર્મપ્રવૃત્તિનો કદિ, ધર્મ કર્યું નિષ્ફલ નહીં જાય,
ક્ષય ક્યારે નહીં આત્મપ્રભુનો,–નિત્ય અખંડ છે આતમરાય ॥૧૦॥

ક્ષણે ક્ષણે પ્રભુ સ્મરૂ હુ ભાવે,–જ્ઞાને ક્ષણમા મુક્તિ થાય,
ક્ષણિકપણુ પુદ્ગલમાયાનું,–જાણી ચેતો !! આતમરાય ॥૧૧॥

ક્ષણિક છે દેહાદિક સહુ વસ્તુ, ક્ષણિક છે ભોગ વિષયનુ સુખ,
ક્ષણિક છે ભોગવિલાસો સર્વે, મોહદશામા જ્યા ત્યા દુ:ખ ॥૧૨॥

ક્ષણ ક્ષણ આયુષ્ય વિણસે તેથી, ક્ષણ ક્ષણ આયુ મૃત્યુ થાય,
ક્ષણિકદશાનું સુખને દુ:ખ બહુ,–એવામા તુ ક્યા મુઝાય ॥૧૩॥

ક્ષણ પણ માનવભવની મુક્તિ,–માટે થાય છે જાણી ચેત !!,
ક્ષણમા અણધાર્યું જવાનું, કાલ ઝપાટા શિરપર દેત ॥૧૪॥

ક્ષણપણ કર !! નહીં પ્રમાદ આતમ,–જ્ઞાનધ્યાનમા આયુષ્ય ગાળ !!
ક્ષણપણ એક જો જ્ઞાન ધ્યાનમા,–જાવે તો પ્રગટે પ્રભુ વ્હાલ. ॥૧૫॥

## જ્ઞ.

જ્ઞાનથકી છે સુખને શાંતિ, જ્ઞાને ક્ષણમાં મુક્તિ થાય;
જ્ઞાન થકી છે જીવતો આતમ, જ્ઞાને પ્રભુ મળતા નિર્ભય. ॥૧॥
જ્ઞાનીની સેવા ભક્તિથી,-પ્રગટે છે નિજ આતમજ્ઞાન;
જ્ઞાની આઠે કર્મને ટાળે, જ્ઞાની પામે છે નિર્વાણ. ॥૨॥
જ્ઞાનાનન્દમયી છે આતમ, અનંત નામે આતમ દેવ;
જૈનધર્મનો સાર છે આતમ, પરમાતમ કરવો તતખેવ. ॥૩॥
જ્ઞાતા બનશો !! સર્વતત્ત્વના, જ્ઞાન વિના સહુ લોક ગમાર;
જ્ઞેયો જાણો !! જ્ઞાને સઘળાં, જ્ઞાનથી દુઃખો સહુ ટળનાર. ॥૪॥
જ્ઞાને મન જીતાય છે, ગુરૂથી પ્રગટે જ્ઞાન;
જ્ઞાનથી ધ્યાન ચારિત્ર છે, ચારિત્રથી નિર્વાણ. ॥૫॥
જ્ઞાનક્રિયાથી મોક્ષ છે, જ્ઞાન છે જ્ઞાની પાસ;
જ્ઞાની ક્ષણમાં મુક્તિને,-પામે પ્રભુ કહે ખાસ. ॥૬॥
જ્ઞાનાનંદમયી છે આતમ,-ચિદાનંદને ઝટ પ્રગટાવ !!.
ચિદાનન્દ પ્રગટે તે પ્રભુ છે, અનંત જ્યોતિ પ્રભુ જગાવ !!. ॥૭॥
જ્ઞાનાનન્દ સ્વરૂપ આતમ છે,-તે છે અસંખ્ય નામે દેવ;
જ્ઞાન કરીને સમ્યક્ સમજો !!, નિજને નિજ નિજ જ્ઞાને સેવ !!. ॥૮॥
જ્ઞાનીઓની સેવા ભક્તિ,-સંગતિમાં સહુ જીવન ગાળ !!;
જ્ઞાન કરો !! પ્રતિદિન નવનવલું,-જ્ઞાની આગળ થઇ જા !! બાળ. ॥૯॥
જ્ઞાની આગળ ગર્વ ન કરવો, જ્ઞાનીનું કરી બહુ સન્માન;
જ્ઞાન મળે ત્યાં અર્પાઇ જા !!,-સર્વ લોકને આપો !! જ્ઞાન. ॥૧૦॥
જ્ઞાનસમું નહીં પવિત્ર કોઇ, નહીં અજ્ઞાન સમો કો દોષ;
જ્ઞાની સંગે જ્ઞાન મળે છે, જ્ઞાની સંગે આતમ પોષ !!. ॥૧૧॥
જ્ઞાન ક્રિયાથી મુક્તિ નક્કી, સૌથી મોટું આતમ જ્ઞાન;
જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં મુક્તિ,-પામે છે એ નક્કી માન !!. ॥૧૨॥
જ્ઞાની ગુરૂથી જ્ઞાનજ પ્રકટે, અજ્ઞાની ગુરૂ હોય ન જાણ !!;
જ્ઞાનીઓના અનુભવ જાણો !!,-સાપેક્ષા એ કરશો જ્ઞાન. ॥૧૩॥

— સમાપ્ત. —

# પ્રશસ્તિ.

પેથાપુરમા ઓગણીસ એંસી, સાલનુ ચોમાસુ કર્યું સાર,
ત્યાથી માગશર શુદી તેરશ, દીન રાંધેજા કર્યો વિહાર ॥ ૧ ॥
રાંધેજાથી લીંબોદર થઇ, માણસા માહી કર્યો પ્રવેશ,
ત્યાથી લોદ્રા થઈ પોષ વદિમા, મહુડી યાત્રા કરી વિશેષ ॥ ૨ ॥
પોષવદી એકમ રવિવારે, મહુડી વાધ્યા પ્રહ્લાદ,
રવિવારે રચના શરૂ કીધી, સર્વ જીવોને દે સુખકંદ ॥ ૩ ॥
મહુડીમાહી રચના કીધી, ત્યાથી પ્રાંતિજપુર વિહાર,
માઘ શુદી બીજે કીધો શુભ, પ્રતિદિન ત્યા રચના કરી સાર ॥ ૪ ॥
માઘ વદિ સાતમે પ્રાંતિજથી, મધુપુરી (મહુડીમાહી) કર્યો વિહાર,
મધુપુરી પ્રતિદિન રચના, કીધી લાવી હર્ષ અપાર ॥ ૫ ॥
મધુપુરીમા ધ્યાન સમાધિ, ઉપયોગે આનંદ રસ લીધ,
નિર્જન સ્થાનો કોતરો માહિ, આત્મસ્વરૂપ વિચારણા કીધ ॥ ૬ ॥
મધુપુરીથી ફાલ્ગુન શુદિ ત્રીજ, દિવસે સૂર્યોદયે વિહાર,
કરીને વિજાપુરમા પ્રવેશી, વ્યાખ્યાનો આપ્યા સુખકાર ॥ ૭ ॥
વિજાપુર પ્રતિદિન રચના, કીધી મોક્ષાર્થી સુખકાર,
ચૈત્ર શુદિ પંચમીએ પહોચ્યા, વૃદ્ધિસાગર સ્વર્ગ મઝાર ॥ ૮ ॥
ચૈત્ર પૂર્ણિમા શુક્રવાર દિને, પુર્ણ કર્યો કક્કાવલિ ગ્રંથ,
ભણેગણે જે ભાવે સાભળે, પામે તે શિવપુરનો પંથ ॥ ૯ ॥
કક્કાવલિ બે રચી મે પૂર્વે, ગુણરાગીને હિત કરનાર
કક્કાવલિ સદ્બોધ રચ્યો મે, તેમા કીધો શિખ વિસ્તાર ॥ ૧૦ ॥
કક્કાવલિ સુબોધ રચ્યો મે, સર્વ વિશ્વ જીવ હિત કરનાર,
પ્રભુ પ્રાપ્તિને મોક્ષની પ્રાપ્તિ, જણાવી શબ્દોથી સુખકાર ॥ ૧૧ ॥
કક્કાવલિ સુબોધમા જે જે, ભૂલચૂકને થયો જે દોષ,
સર્વ સંઘની આગળ તેની, માફી માગુ બહુ ગુણપોષ ॥ ૧૨ ॥
કક્કાવલિ સુબોધને જેઓ, શ્રદ્ધાએ વાચે નરનાર,
સર્વ ગુણોની કરીને પ્રાપ્તિ, નક્કી પાયે પ્રભુપદ સાર, ॥ ૧૩ ॥
નિષ્કામે સૌ લોકને માટે, લખ્યુ મે મારી મતિ અનુસાર,
સર્વ વિશ્વની સેવા ભક્તિ, એ રીતે મે કરી નિર્ધાર ॥ ૧૪ ॥

ભણ્યામાં ભૂલ, લખ્યામાં ભૂલ, છદ્મસ્થ જ્ઞાનથી ભૂલો થાય;
એવી મારી દશા વિચારી, જ્ઞાનીઓ કરશો મુજ સ્હાય ॥ ૧૫ ॥
વિજાપુર વિદ્યાશાળામાં, આત્મોન્નતિનાં બીજો સિદ્ધ;
વિજાપુર વિદ્યાશાળામાં, ગ્રંથની રચના પૂર્ણ પ્રસિદ્ધ ॥ ૧૬ ॥
વિજાપુરમાં જન્મભૂમિ છે, મુજપર વિજાપુર ઉપકાર;
વિજાપુરની સર્વ કોમને, ઉપદેશો દીધા હિતકાર ॥ ૧૭ ॥
કક્કાવલિમાં આત્મોદ્‌ગારો, આત્મોદ્દેશથી પ્રકટ્યા બહાર;
કક્કાવલિ સુબોધને વાંચી, સુખડાં પામો નરને નાર. ॥ ૧૮ ॥
નથી લેખક ને નથી કવિ હું, નથી જ્ઞાની વા નથી વિદ્વાન્;
બાલક ચાલે પ્રેમે લખ્યું મેં, સત્ય જણાય તે લેશો જ્ઞાન ॥ ૧૯ ॥
પ્રભુનો બાલક ગાંડો ઘેલો, ચાહું અંતરથી પ્રભુ દેવ;
હે પ્રભુ ! તુજ રૂપ વિશ્વને જાણી, કીધી કાંઇપણ તારી સેવ ॥૨૦॥
તારો ભેદ ન પૂરો પામ્યો, પ્રભુ છે ત્હારૂ સ્વરૂપ અનંત;
કક્કાવલિ શબ્દોથી ન્યારો, તુજને સમજે જ્ઞાની સંત ॥ ૨૧ ॥
તોપણ કક્કાવલિ શબ્દોથી, તારૂ કંઈક સ્વરૂપ સમજાય;
શાસ્ત્રો તે માટે ઉપયોગી, નકશા સરખાં કરતાં સ્હાય ॥ ૨૨ ॥
ખમું ખમાવું સર્વ જીવોને, ભૂલ્યો તેની માગું માફ;
પ્રભુ હું તારી વાટે ચાલું, શાશન દેવો કરશો સ્હાય ॥ ૨૩ ॥
સર્વ વિશ્વમાં શાંતિ પ્રકટે, થાઓ લોકોનું કલ્યાણ;
સર્વ લોકમાં સત્ય પ્રકાશો, દિલમાં પ્રકટો શ્રી ભગવાન ॥ ૨૪ ॥
શાંતિ તુષ્ટિ પુષ્ટિ પામો, જીવો પામે મંગલ માળ !
આત્મિક ઋદ્ધિ સિદ્ધિ પામો, પામો આત્મ મહાવીર લાલ ॥૨૫॥
ગુરૂ રવિસાગર સુખસાગર ગુરૂ પામી તેનો પૂર્ણ પસાય;
બુદ્ધિસાગર મંગળમાળા, ગ્રંથ રચી પામ્યો સુખદાય ॥ ૨૬ ॥
વાંચક શ્રોતા ગ્રહસ્થ ત્યાગી, સાધુ શિષ્યો પામો જ્ઞાન;
બુદ્ધિસાગર મંગળ સુખકર, પ્રકટે પરમાતમ ભગવાન ॥ ૨૭ ॥
ભણે ગણે તે મંગલ પામો, આશિશ એવી આપું બેશ;
બુદ્ધિસાગર શાંતિ તુષ્ટિ, આનંદ મંગળ લહો હમેશ ॥ ૨૮ ॥